ॐ

# स्वामी विवेकानंद

## भाग ८ मो

## ઍમના સદુપદેશ


सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

अनुवादकः-स्व० रत्नसिंह दीपसिंह परमार

संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद

અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૩૮૪, પ્રતં ૫૫૦૦, કુલ ૧૧૧૦૦

મૂલ્ય રૂ. ૧॥, માર્ગવ્યય અલગ

# प्रकाशकनुं निवेदन

આ ગ્રંથની આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ સંવત ૧૯૭૭ માં 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા પ્રકટ થઈ હતી. તે ઘણો વખત થયા ખલાસ થઇ જવા છતાં અનુકૂળતાના અભાવે પ્રસિદ્ધ થઈ શકી નહોતી. હાલ ત્રણ મશિનોની સગવડ થવાથી આટલા લાંબા ગાળે તે પ્રસિદ્ધ થઈ શકે છે.

પહેલી આવૃત્તિમાં શરૂમાં અપાયલા બે લેખો "પૂર્વ અને પશ્ચિમ" તથા "વેદાંત અને વિશિષ્ટ હક" બિનજરૂરી લાગવાથી લેવાયા નથી; તેમજ એ વર્ષની ગ્રંથમાળાના પૃષ્ઠમેળ માટે છેવટે હિંદી લેખમાળારૂપે અપાયલા લેખો પણ આ આવૃત્તિમા લેવાયા નથી.

ઉપર મુજબ લેખોના ઘટાડાથી પૃષ્ઠ ૨૧૦ ઓછાં થાત; પરંતુ પહેલી આવૃત્તિ "૫×૬ાા"ના કદમાં અને પૈકાના નાના ટાઈપમાં તથા તે વખતની ઘણી મોઘવારીને લીધે રદ્દ કાગળમાં છપાઈ હતી; જ્યારે આ આવૃત્તિ આબાળવૃદ્ધ સૌને વાંચવામાં સરળતા થાય એ સારૂ સર્વેના મોટા ટાઇપમાં અને "૫×૭ાા"ના કદમાં તેમજ ઊંચી જાતના કાગળો પર છપાઈ છે. આમ પ્રથમની આવૃત્તિનાં ૫૮૪ પાનને બદલે આમાં ૩૮૪ પાન થયાં છે. તેમાં વધેલા કદના હિસાબે શુમારે ૪૮ પાન ઉમેરતાં કુલ પાન ૪૩૨) થાય; એટલે એકંદરે પૃષ્ઠ ૧૫૨ પ્રથમ કરતાં ઓછા થયાં છે. તેથી કિંમત રૂા. ૨) હતી તેને બદલે ઘટાડીને રૂા. ૧ાા રાખી છે.

હાલની મોંઘવારી વગેરે જોતાં આ રીતે કિંમત ઓછી કરી શકાત નહિ; પરંતુ કાગળો અગાઉના ભાવે મળવાની શરત એક વરસ માટે લડાઇ અગાઉ થઈ ગયેલી છે, તેમજ પાકા પૂંઠાંને બદલે બોર્ડ-પટ્ટીનું પૂઠું રાખ્યું છે; તેથી ચાલુ મોંઘવારીનો બોજો વાચક વર્ગ ઉપરથી દૂર કરી શકાયો છે, એમાં ઇશ્વરેચ્છાજ સમજવી.

આ પછી પહેલી આવૃત્તિનું નિવેદન સારાંશરૂપે તથા અનુક્રમણિકા અપાયાં છે. તે પછી અપાયલા શુદ્ધિપત્ર મુજબ ગ્રંથ સુધારીને વાંચવો ઘટે. हरिः ॐ तत्सत् ।

માગશર સુદિ ૧૫,
સંવત ૧૯૯૬.

—ભિક્ષુ અખંડાનંદ

# पहेली आवृत्तिनुं निवेदन

×　　×　　×　　×

આ પુસ્તકના સર્વ લેખો શ્રીયુત રત્નસિંહ દીપસિંહ પરમારે અનુવાદિત કરેલા છે. આ સંસ્થા તરફના કેટલાંક પુસ્તકોના સંબંધમાં બને છે તેમ આ પુસ્તકને માટે પણ તેમા અનેક સ્થળે આવી ગયેલી બિનજરૂરી સંસ્કૃતમયતા, અસ્પષ્ટ યા વૃથા લંબાણુ-વાળી વાક્યરચના, ધાર્મિક શબ્દોની ભૂલો, વગેરેની સુધારણા યથા-શક્ય કરી લઇ, તેની ભાષાને સરકારી છતાં સરલ અને સ્પષ્ટ બનાવવા પાછળ સમય અને શ્રમનો છૂટથી વ્યય કરવો પડ્યો છે. આમ છતા અનુભવી સજ્જનોને એમાં કાંઇ વિશેષ ઠીકઠાક કરવા જેવું લાગે તો તેઓ તે કરી મોકલી પુનરાવૃત્તિ પ્રસંગે તેનો સદુપ-યોગ કરવા સગવડ આપશે એવી વિજ્ઞપ્તિ છે.

અમદાવાદ, સંવત ૧૯૭૭,<br>ભાદ્રપદ પૂર્ણિમા.

—ભિક્ષુ અખંડાનંદ

# अनुक्रमणिका



# શુદ્ધિ પત્ર

ભાંગવાતૂટવાથી તથા રહી ગયેલી અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૬ | પાતંજલિના | પતંજલિના |
| ૧૭ | ૨૦ | ખાતાબાલ | ખાતા બાલ |
| ૩૫ | ૪ | સ્ફોટ | સ્ફોટ |
| ૩૫ | ૨૧ | આવૃત્ત | આવૃત |
| ૪૦ | ૩ | ઓવે | આવે |
| ૪૦ | ૮ | પજા | પૂજા |
| ૪૫ | ૧૧ | સ્થલ | સ્થૂલ |
| ૪૮ | ૫ | આનવાર્ય | અનિવાર્ય |
| ૪૮ | ૧૨ | સમ ત | સમસ્ત |
| ૪૯ | ૧૨ | વૈદ્યાની આષધિ | વૈદ્યોની ઔષધિ |
| ૬૪ | ૨૭ | વ્યાષ્ટઓ | વ્યષ્ટિઓ |
| ૭૧ | ૨૦ | ત્રિકોણ | ત્રિકોણ |
| ૮૩ | ૨૪ | પરિવર્તી | પરિવર્તિત |
| ૯૭ | ૨૫ | જાઇએ | જોઇએ |
| ૧૧૧ | ૪ | પરિવર્તન | પરિવર્તિત |
| ૧૧૬ | ૨૩ | ગાણ | ગૌણ |
| ૧૫૦ | ૧૩ | અતે | અને |
| ૧૫૩ | ૧૫ | મૂાત | મૂર્તિ |
| ૧૬૧ | ૬ | ઉદાહરણાથ | ઉદાહરણાર્થ |
| ૧૬૬ | ૨ | કરતું હોય એવું | કરતો હોય એવો |
| ૧૬૮ | ૧૦ | પિતાને | પિતાને |
| ૧૭૨ | ૯ | બ જી | બીજી |
| ૧૯૪ | ૧૮ | પ્રમાણિક | પ્રમાણિત |

૬

| | | | |
|---|---|---|---|
| ૧૯૮ | ૨૨ | ઇશ્વની | ઈશ્વરની |
| ૧૯૯ | ૧૩ | પુના | પૂજા |
| ૨૦૦ | ૨ | કૅલિફોર્નિંયા | કૅલિફોર્નિયા |
| ૨૦૧ | ૨૨ | ફ્રે ચે | ફ્રેન્ચે |
| ૨૦૭ | ૧૫ | ઘટનાઆ | ઘટનાઓ. |
| ૨૦૭ | ૨૬ | પ્રાર્થનનાં | પ્રાર્થનાનાં |
| ૨૧૬ | ૪ | સ્રી | સ્ત્રી |
| ૨૧૬ | ૨૦ | તેમને | તેમના |
| ૨૧૯ | ૯ | નિયમદ્વારા | નિયમનદ્વારા |
| ૨૨૫ | ૪ | માયફોડ | માથાફોડ |
| ૨૨૬ | ૪ | ભાતિક | ભૌતિક |
| ૨૨૬ | ૧૫ | સંતુષ્ટ | સંતુષ્ટ |
| ૨૨૮ | ૧૯ | બૌધિક | બૌદ્ધિક |
| ૨૩૫ | ૧૫ | ાવચારનો | વિચારનો |
| ૨૪૧ | ૨૬ | "નાસદીય | "નારદીય |
| ૨૪૨ | ૨ | સોંય | સોય |
| ૨૪૪ | ૨૫ | ાવચાર | વિચાર |
| ૨૫૩ | ૨૫ | દશાવે | દર્શાવે |
| ૨૫૭ | ૧૬ | નીવક્ષો | નીવડી |
| ૨૫૯ | ૭ | પાશ્રમના | પશ્ચિમના |
| ૨૬૩ | ૧૩ | ઋાય | ઋષિ |
| ૨૮૯ | ૨૧ | જાળાવાને | જાળવવાને |
| ૨૯૨ | ૨૧ | કરવાર્માં | કરવામાં |
| ૩૧૯ | ૨૩ | તદાનુસાર | તદનુસાર |
| ૩૩૦ | ૮ | અ પિ | અદ્યાપિ |
| ૩૩૭ | ૭ | શાતિ | શાંતિ |
| ૩૪૫ | ૩ | પશુએ ને | પશુઓને |

# स्वामी विवेकानंदना सद्उपदेश

## ग्रंथ १ लो–भाग १, २, ३

આવૃત્તિ ૨ જી, ૫॥×૮નાં પૃષ્ઠ ૫૭૫, પાકું પૂઠું રૂા. ૨।.

**આમાંના કેટલાક વિષયોઃ**—ધર્મ એટલે શું? તત્ત્વજ્ઞાનનાં પગથિયાં, અનુભવનો માર્ગ, અમેરિકાની સ્વધર્મપરિષદમાં વ્યાખ્યાન, અનેક માનપત્રો અને તેના બોધપ્રદ ઉત્તરો, ભારતની જડતાનું કારણ, આત્મા પ્રતિ અવિશ્વાસ, તમારામાં અનંત સામર્થ્ય છે, મહાભારતના કૃષ્ણની પૂજા, પ્રાચીન સભ્યતાની વિશેષતા, ધાર્મિક ઉત્સવોની આવશ્યકતા, સ્ત્રીકેળવણીની રૂપરેખા, સંઘશક્તિ એજ મહાશક્તિ, સંકલ્પસિદ્ધ ઋષિઓનું સામર્થ્ય, અવતારી પુરુષોના અનુભવ, સેવાધર્મની ઉત્તમતા, ભોગ અને યોગ સાથે બને નહિ, સંન્યાસનો મહિમા અને કર્તવ્ય, અમેરિકાની વિજયકથા, સૂક્ષ્મ મનનું સામર્થ્ય, પાદરીઓનો ઉપદ્રવ, પ્રેતયોનિનું અસ્તિત્વ, એક પ્રેતાત્માનો ઉદ્ધાર, શક્તિ ખિલવવાનો માર્ગ, ઇશ્વિરના કૃપાપાત્ર કેમ બનાય? મન વશ કરવાનો માર્ગ.

## ग्रंथ २ जो–भाग ४ अने ५

આવૃત્તિ ૨ જી, ૫॥×૮ નાં પૃષ્ઠ ૬૦૦, પાકું પૂઠું રૂા. ૨।.

**આમાંના કેટલાક વિષયોઃ**—વેદાંતનું મહાન કાર્ય, મારા સુહૃદની વ્યૂહરચના, ભરતખંડના મહાન પુરુષો, ભરતખંડનું ભવિષ્ય, હિંદુધર્મનાં સામાન્ય મૂળતત્ત્વો, સંન્યાસનો આદર્શ અને તેનું વ્યાવહારિક સ્વરૂપ, હું શું શીખ્યો છું? વર્તમાન હિંદના મહાન પ્રશ્નનું નિરાકરણ, પૌહારી બાબાનું વૃત્તાંત, પરોપકાર કર્મબંધનને તોડી શકે છે, પરોપકાર પોતાના કલ્યાણ માટેજ કરવાનો છે, કર્મયોગનો આદર્શ,

## भाग ८ मो

આવૃત્તિ ૨ જી, ૫૪૦ના નાં પૃષ્ઠ ૩૮૪, બોર્ડ પટ્ટી પૂંઠું રૂ. ૧॥.

આમાંના કેટલાક વિષયો:–ભક્તિયોગ, ભક્તિ ને મૂર્તિપૂજા, વૈદિકધર્મના આદર્શ, જડભરતની વાર્તા, પ્રહ્લાદની વાર્તા ઇત્યાદિ.

## भाग १०,११–राजयोग तथा ज्ञानयोग

આવૃત્તિ ૨ જી છપાય છે, તરતમાં પ્રસિદ્ધ થશે.

રાજયોગમાં સ્વામીજીનાં રાજયોગ ઉપરનાં આઠ મહત્વપૂર્ણ ભાષણો ઉપરાંત યોગદર્શનનાં તમામ મૂળ સૂત્રો તેના અર્થ તથા વિવેચન સાથે આપેલા છે; જેમાં યોગશાસ્ત્રને લગતાં અનેક રહસ્ય તથા ખુલાસા આવી જાય છે. જ્ઞાનયોગમાં સ્વામી વિવેકાનંદજીએ જ્ઞાનયોગ ઉપર વિદેશમાં આપેલાં વ્યાખ્યાનોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

## भाग १२,१३–देववाणी तथा पत्रो

આવૃત્તિ ૧ લી. ૫૪૯નાં પૃષ્ઠ ૫૧૬, પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧॥.

આમાં અમેરિકામાં અપાયલા કેટલાક ઉપદેશો તથા અસરકારક અને બોધદાયક ૧૬૯ પત્રો સમાયલા છે.

# स्वामी विवेकानंद-संपूर्ण जीवनचरित्र

આવૃત્તિ ૨ જી, ૫૪૦ના નાં પૃષ્ઠ ૭૮૪, મૂલ્ય રૂ. ૩), અન્યત્ર રૂ. ૩

અનેક ગ્રંથોના આધારે લખાયલા આ ચરિત્રમાં સ્વામીજીના જીવનની તમામ જાણવા જેવી બાબતો સમાઇ જાય છે. કેટલીક બાબતોનાં નામઃ–કુલ વૃત્તાંત, બાલ્યાવસ્થા અને વિદ્યાર્થીઅવસ્થા, આવી પડેલી વિપત્તિઓ, જાગૃત અને સત્યની જિજ્ઞાસા, શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ, સાધક–દશા, નિર્વિકલ્પ સમાધિ, હિમાલયમાં અને દેશના જુદા જુદા ભાગોમાં પ્રવાસી સાધુ તરીકેનું જીવન, અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ, સર્વધર્મપરિષદના

સર્વોપરી ધર્મવક્તા અને વેદાંતના અદ્ભુત ઉપદેશક, બેલુરમઠ અને રામકૃષ્ણ-મિશનની સ્થાપના, ભગિની નિવેદિતા વગેરેની સાથે ચર્ચાઓ, મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમા તેમની સેવાઓ, અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના, ફરીથી અમેરિકા જવું, બેલુર મઠમાં જીવન, મહાસમાધિ, ઉપસંહાર.

---

# શ્રીરામકૃષ્ણ કથામૃત

બીજી આવૃત્તિ, ભાગ ૧-૨, કદ ૫×૮।।ના પૃષ્ઠ ૬૫૦,
રૂ. ૨॥, અન્યત્ર રૂ. ૨॥

આમાં આલેખાયલી શ્રીરામકૃષ્ણ પરમહંસદેવની જિજ્ઞાસુઓ સાથેની સરળ અને બોધપ્રદ વાતચીતો, સચોટ દષ્ટાંતો તથા ભાવસમાધિઓ વગેરેમાં જે મીઠાશ અને અસર રહેલી છે તે વાંચવાથીજ સમજાય તેમ છે. **એમાંની થોડીક બાબતો:**-પુસ્તકો વિના પણ જ્ઞાન થઇ શકે, પ્રતિમાપૂજન કેવી ભાવનાથી કરવું જોઇએ ? શું કરીએ તો ઇશ્વરમાં ચિત્ત પરોવાય ? લોકો નિંદા કરે ત્યારે શું કરવું ? સંસારી માટે મુક્તિનો ઉપાય, શ્રદ્ધાનું માહાત્મ્ય, સત્સંગનું વ્યસન, નિષ્કામ કર્મ અને કર્મત્યાગ, ભગવત્સેવા અને કુટુંબસેવા, સાચો સંન્યાસ, અનંતનું દર્શન, ઇશ્વરપ્રાપ્તિ અને દુનિયાદારી, સાચી ભક્તિ અને દેખાડવાની ભક્તિ, સંસારનું રામબાણ ઔષધ, ગૌરાંગ પ્રભુનું દર્શન, મહાન ભક્ત જયમલનું ચરિત્ર, જનક ને શુકદેવ, પ્રારબ્ધ અને વામાચાર, સિદ્ધિ અને અહંકાર, શ્રીગૌરાંગનો પ્રેમોન્માદ, સાધકે સ્ત્રી પ્રતિ કેમ વર્તવું ? દેવી ચૌધરાણીની વાત, ઇશ્વરપ્રાપ્તિ એજ ખરી ચાતુરી, પૈસા, ઐશ્વર્ય અને સિદ્ધિનો ઉપયોગ, કર્મબંધનનું અમોઘ ઔષધ, ખરો વૈષ્ણવ કોણ ? પ્રભુને જાણો એટલે બધું જણાઇ રહેશે, જુવાનીમાંજ ત્યાગ-વૈરાગ્યની જરૂર, સંસારી અને પ્રભુપ્રેમી વચ્ચેનો ભેદ, સાધના અને સાક્ષાત્કાર, પરમહંસદેવના અદ્ભુત અનુભવ, ઇશ્વરને ઓળખ્યા પછીજ સંસારમાં પ્રવેશ કરો.

---

# आ संस्थाना तैयार ग्रंथो

૧-પોસ્ટેજ ઉપરાંત રજિસ્ટર તથા વી. પી. ખર્ચ રૂ. ૧૦) સુધીનું પાંચ આના જુદું લાગે છે. ૨-મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩-પૂરૂં મૂલ્ય અગ્રમ મોકલીને કમમાં કમ ૮-૧૦ રૂપિયાનાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકીંગ વગેરે બદલ ๑।= ચઢવા છતાં કુલ ખર્ચ બહુ ઓછું આવશે. ૪-અમદાવાદના કાર્યાલય માટે કિંમત ઘટાડેલી, તે ઘણાખરાં પુસ્તકો માટે નીચે મુજબ જારી છે; અને કમમાં કમ રૂા. ૫૦)નાં એકસાથે લેવાથી એમાં પણ ૬। ટકા કપાશે. ૫-મુંબઇના કાર્યાલયમાં વધારાના ખર્ચ બદલ જે જે પુસ્તકોની કિંમત છાપ્યા મુજબની અથવા બહારગામ મુજબની રખાઇ છે; તે પણ આ સૂચિપત્રમાં છાપેલી જણાશે; અને કમમાં કમ રૂા. ૨૫)નાં લેવાથી તેમાંથી બે આના મુજબ કપાશે. ૬-જે પુસ્તકની તરત માટે અથવા અમુક મુદત માટે કિંમત અરધી, પોણી કે કાંઇ પણ ઓછી રખાય, તેમાં કમિશન કપાશે નહિ તથા મુંબઇના કાર્યાલયમાં ખર્ચ જોગી વધુ કિંમત રહેશે. ૭-આ સંસ્થામાં મળતી આંખની દવાના લાભ અને વાપરવાની વિધિ વગેરે જુદું છાપેલું મળશે.

| <u>ઉત્તમ ધાર્મિક ગ્રંથો</u> | પૃષ્ઠ | અમદાવાદમાં | મુંબઇમાં મૂલ્ય |
|---|---|---|---|
| **શ્રીમાનસ રામાયણ**-૩૦ચિત્રોસાથે આ.૧લી | ૧૪૦૦ | ...૪॥ | ... ૫। |
| ,, ,, બે ગ્રંથમાં ,, | ૧૫૨૮ | ... ૫। | ... ૫॥ |
| **શ્રીતુલસીકૃત રામાયણ**-નવી આઠમી આવૃત્તિ છપાય છે. | | | |
| **વાલ્મીકિ રામાયણ**-(આવૃત્તિ ૨ જી) | ૧૩૭૬ | ... ૫॥ | ... ૬) |
| ,, ,, બે ગ્રંથમાં ,, | ... ... ,, | ... ૬) | ... ૬॥ |
| **શ્રીમદ્‌ભાગવત**-૯મી આવૃત્તિ (બે ગ્રંથમાં) | ૧૩૯૬ | ... ૫॥। | ... ૬। |
| **શ્રીદાસબોધ**-(આવૃત્તિ ૩જી) ... ... | ૬૪૮ | ... ૨) | ... ૨। |

શ્રીતુકારામ ગાથા–ગ્રંથ ૧ લો (આ. ૧લી)૮૯૬ ... ૨ા ... ૨ા
આખ્યાનમાળા–ગ્રંથ ૧ લો (આ. ૧ લી) ૭૦૮ ... ૨ા ... ૨ા
,, ગ્રંથ ૨ જો ,, .. ૭૨૦ ... ૨) ... ૨)
વૈદિક વિનય–ખંડ ૧–૨–૩ (આ. ૧લી) ૮૪૦ ... ૨ાા ... ૨ાા
મહાભારત મંજરી–(આવૃત્તિ ૧ લી)... ૭૪૪ ... ૨) ... ૨)
શ્રીરામકૃષ્ણકથામૃત–બે ભાગમાં (આ ૨જી)૬૨૮ ... ૨) ... ૨ા
શ્રીરામકૃષ્ણ પરમહંસનું ચરિત્ર(આવૃત્તિ ૨જી)૬૦૮ ... ૧ાા ... ૧ાા
સ્વામી રામતીર્થ–ગ્રંથ ૧ લો (આ. ૪થી) ૫૧૬ ... ૨) ... ૨ા
,, ,, –ગ્રંથ ૩ જો (આ. ૧લી) ૫૨૮ .. ૧ાા ... ૨)
સ્વામી વિવેકાનંદ–ગ્રંથ પહેલો(આ. ૨જી).. ૫૭૫ ...૧ાા ... ૨)
,, ,, –ગ્રંથ ૨ જો ,, .. ૬૦૦ ...૧ાા ... ૨)
,, ,, –ભાગ ૮ મો (આ. ૨જી) . ૩૮૪ ...૧ાા ... ૧ાા
,, ,, –ભાગ ૯ મો (આ. ૨જી) ૭૮૪ .. ૩) ... ૩ા
,, ,, –ભાગ ૧૦ તથા ભા. ૧૧મો સત્વર છપાશે.
,, ,, –ભાગ ૧૨–૧૩ મો પત્રો ૫૧૬ ...૧ાા ... ૧ાા
સુબોધરત્નાકર–(આવૃત્તિ ત્રીજી)... ... ૩૦૦ ...૦ાાા ... ૦ાાાૅ
ઉપદેશસારસંગ્રહ ( આવૃત્તિ ૨જી ) ... ૩૮૪ ...૧) ... ૧)ૅ
હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ (આ. ૧ લી)૩૨૪ ...૧) ... ૧)
પ્રભુમય જીવન (આવૃત્તિ ૭ મી ) ... ૧૯૨ ...૦ા ... ૦ાાા
આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર ૨૦૮ ...૦ા~ ... ૦ાાા
વિભુની વાટે અને રામાયણની રત્નપ્રભા ૧૬૪ ...૦ા ... ૦ા
શ્રીવિષ્ણુસહસ્રનામાવલિ–દર્શન(આ ૨જી)૨૨૦ ...૦ાૅ ... ૦ાૅ
છોટમની વાણી–ગ્રંથ ૩ જો ,, (આવૃત્તિ ૧લી)૨૭૦ ...૦ાાાૅ .. ૧)

## સાર્થ શ્રીમદ્ ભગવદ્ગીતાઓ

શ્રીમદ્ભગવદ્ગીતા–સરલાર્થ સહિત, પાકું પૂઠું ...૦ા~ ... ૦ાાા
,, ,, ,, (૧૩મી આવૃત્તિ) મોટા અક્ષર ૦ાૅ ... ૦ાૅ
,, ,, માત્ર ગુજરાતી સરલાર્થ ૦' ૦' ..

પંચરત્નગીતા-સરલાર્થ સાથે મોટા અક્ષરમાં ...o॥≈... १)
પંચરત્નગીતા-સરલાર્થ સાથે નાના અક્ષરમા ... o॥ ... o॥-

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

કતલખાનું-(આવૃત્તિ १ લી) ... ... ६९६ ...२। ... २।
ભારતધર્મ-અંધારા રંગમહેલનો રાજા ५०४ ...१॥ ... १॥
ગામડિયા નરદેવો (१ લી આવૃત્તિ)... ४०८ ...१।≈ ... १।≈
આગળ ધસો (આવૃત્તિ ३ જી) ... ४६८ ...१॥। ... २)
સુખી જીવનનાં સાધન(માર્ડન કૃત)આ.१લી ३१२ .. o॥।≈... o॥।≈
સુખ સામર્થ્ય સમૃદ્ધિ (આવૃત્તિ २જી) ४०० ...१) ... १।
ભાગ્યના સ્રષ્ટાઓ (આવૃત્તિ २જી) ... ५६४ ...१॥ ... १॥।
બંકિમ નિબંધમાળા-બંકિમ બાબુકૃત ५९२ ...१॥ ... १॥।
સોનેરી સૂચનો-(આવૃત્તિ ७મી) ... २०८ ...o। ... o।o॥
શુભસંગ્રહ-ભાગ १ લો (આવૃત્તિ ५મી) १९२ ...o। ... o।o॥
શુભસંગ્રહ-ભાગ ३ જો (આવૃત્તિ १ લી)... ४३२ ...१॥ ... १॥
" ભાગ ८ મો (આવૃત્તિ १લી)... ६२४ ...१॥ ... १॥

## ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો

આર્યભિષક્-(નવમી આવૃત્તિ) ... ... ८२४ ...३) ... ३॥
વૈદક સંબંધી વિચારો-ભાગ१લો-(આ २જી)६७२ ...१॥ ... १॥।
" " " -ભાગ२જો(આ. १લી)४३२ ...१।≈ ... १।≈
(ઉપરના ત્રણે ગ્રંથ સાથે ખરીદનારને ... ३)- ...३।≈
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-(આ. ५મી)१३६ ...o। ... o।o॥
રાજસ્થાનનો ઇતિહાસ-ભાગ२જો(આ.१લી)७६४ ...४। ... ४॥।

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

ભારતની દેવીઓ-ત્રણ ગ્રંથમા (ત્રીજી આવૃત્તિ) ...६) ... ६॥
(ત્રણે ગ્રંથના પૃષ્ઠ ૨૨૬૮; છૂટક દરેક ગ્રંથની કિંમત २।... ... २॥)
સંત તુકારામ-જીવનચરિત્ર (આવૃત્તિ १ લી) ६६६ ...२) ... २)

| | | |
|---|---|---|
| શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને મહાત્મા શ્રીએકનાથ | (આવૃત્તિ ૧ લી)૫૦૪ ...૧॥ | ... ૧॥ |
| શ્રીચૈતન્ય મહાપ્રભુ–ખંડ ૧થીપ ત્રણગ્રંથમાં ૧૫૯૬...૫) | | ... ૫) |
| આદર્શ ચરિત્રસંગ્રહ–ઉત્તમ ૫૨ જીવનચરિત્રો ૬૩૬...૧॥ | | ... ૧॥ |
| સ્વામી ભાસ્કરાનંદ તથા વિજયકૃષ્ણ ગોસ્વામી | (આવૃત્તિ ૧લી) ૪૩૨...૧॥ | ... ૧॥ |
| ભક્તચરિત્ર ( આવૃત્તિ ૨જી ) ... ... ... | ...૨॥ | ... ૧॥ |
| મહાન સમ્રાટ અકબર–(આવૃત્તિ ૨ જી) | ...૩૫૨...૧) | ... ૧= |
| મુસ્લિમ મહાત્માઓ–(આવૃત્તિ ૧ લી) | ...૫૯૨...૧। | ... ૧। |
| વીર દુર્ગાદાસ–( આવૃત્તિ ત્રીજી ) ... | ...૩૦૪...૦॥ | ... ૦॥ |

## ખાસ બોધપ્રદ ટૂંકી વાર્તાઓ

| | | |
|---|---|---|
| ટૂંકી વાર્તાઓ–ગ્રંથ બીજો (આવૃત્તિ ૨ જી) | ૫૭૬...૧॥ | ... ૧॥ |
| ,, ,, ગ્રંથ ત્રીજો (આવૃત્તિ ૧ લી) | ૪૯૨...૧॥ | ... ૧॥ |
| ,, ,, ગ્રંથ ચોથો ( ,, ) | ...૪૧૨ ..૧॥ | ... ૧॥ |
| ,, ,, ગ્રંથ પાંચમો ( ,, ) | ...૪૦૮...૧। | ... ૧। |
| ,, ,, ગ્રંથ છઠ્ઠો છપાય છે. | | |
| સુબોધ પુષ્પવાટિકા–શેખસાદીકૃત (આ. ૨ જી) | ૧૩૬...૦।~ | ... ૦।~ |
| દયાળુમાતા અને સદ્‌ગુણીપુત્રી(આ. ૫મી) | ...૧૬૦...૦। | ... ૦।॥ |

## બાળોપયોગી પુસ્તકો

| | | |
|---|---|---|
| સદ્‌ગુણી બાળકો– (આવૃત્તિ ૭મી) | ...૧૩૬...૦। | ... ૦।॥ |
| બાળસદ્‌બોધ– (આવૃત્તિ ૬ઠ્ઠી) | ...૧૨૦...૦। | ... ૦।॥ |
| બાળકોની વાતો– (આવૃત્તિ ૭મી) | ... ૮૮...૦)= | ... ૦)=॥ |
| સુબોધક નીતિકથા–(આવૃત્તિ ૫મી) | ...૨૩૨...૦।~ | ... ૦।~॥ |

## ચિત્રો ઇત્યાદિ

| | | |
|---|---|---|
| જ્ઞાનબાજી અથવા સોપાનપટ ... ... | ૧૮×૨૪ ૦)~ | ... ૦)~। |

શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર ...૧૩ાા×૨૦ ૦)~. ૦)~l
શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન (ત્રિરંગી) ૧૫×૨૦ ૦)~.. ૦)~l

## મૂળ મૂળ ભગવદ્દગીતાઓ

(આ ભગવદ્દગીતાઓમાં ભાષાંતર સિવાય માત્ર મૂળ શ્લોકોજ આવે છે)
ભગવદ્ગીતા-મૂલમાત્ર-મધ્યમ અક્ષર ૦।, મોટા અક્ષર ૦।।
પંચરત્નગીતા-મૂલમાત્ર-નાના, મધ્યમ, મોટા અક્ષર ૦।, ૦।= અને ૦।।।

## पुनरावृत्तिओ विषे

શ્રીતુલસીકૃત રામાયણ, દેવીભાગવત, સ્વર્ગનાં પુસ્તકો, શિવાજી છત્રપતિ, મુસ્લિમ મહાત્માઓ, શ્રીમદ્ ભગવદ્ગીતા-૧૫મી આવૃત્તિ, વગેરે વગેરે, બને તેમ તરતમાં પ્રસિદ્ધ થશે.

# સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

અમદાવાદ-ત્રણ દરવાજા બહાર, નદી જવાને રસ્તે, ભદ્ર પાસે
મુંબઈ-કાલબાદેવી રોડ, હાથી બિલ્ડીંગ, ત્રીજે માળે

# उत्तम चरित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્ગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામા મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમા વધારો કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમા વળગેલા ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામા આવે છે અને તેમ થતા દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતુ, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતા એવા ગુણોથી અંકિત થયેલા અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા–સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે"

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે, આપણામા નવું જીવન, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડા કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓના કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમા રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવુ, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમા આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

ॐ

# स्वामी विवेकानंद

## भाग ८ मो

## એમના સદુપદેશ

## भक्तियोग–भाग पहेलो

स तन्मयो ह्यमृत ईशसंस्थो ज्ञः सर्वगो भुवनस्यास्य गोप्ता।
य ईशे अस्य जगतो नित्यमेव नान्यो हेतुर्विद्यते ईशनाय ॥
यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।
तं ह देवं आत्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥

"તે વિશ્વનો આત્મા છે, તે અમર છે, તે સર્વસત્તાવાન છે. તે સર્વજ્ઞ છે, તે સર્વવ્યાપક છે, તે વિશ્વનો સંરક્ષક છે, તે શાશ્વત-શાસક છે. તેના વિના અન્ય કોઇ પણ જગતનું શાસન ચિરકાળ પર્યંત કરવાને શક્તિમાન નથી. જેણે જગતના આરંભમાં બ્રહ્મા

(જગતની ચેતનાશક્તિ) ને ઉત્પન્ન કરીને તેને વેદો આપ્યા હતા અને જેનો પ્રકાશ આપણી બુદ્ધિને આત્મા તરફ વાળે છે તે જ્યોતિઃ સ્વરૂપને શરણે હું મુક્તિ શોધતો જાઉં છું."

—શ્વેતાશ્વતર ઉપનિષદ ૬. ૧૭, ૧૮.

## ભક્તિની વ્યાખ્યા

ભક્તિયોગ એ ઈશ્વરની ખરી, વાસ્તવિક શોધ છે, અને એ શોધની ઉત્પત્તિ, સ્થિતિ અને લય પ્રેમમાં છે. ઉત્કટ, ઉન્મત્ત પ્રભુભક્તિની એક ક્ષણ પણ આપણને શાશ્વત મુક્તિ આપે છે. નારદજી ભક્તિસૂત્રોની વ્યાખ્યામાં જણાવે છે કે, "ઈશ્વર પર પરમ પ્રેમ એનું નામ ભક્તિ. એક માણસ જ્યારે ભક્ત બને છે, ત્યારે તે સર્વને ચાહે છે; તે કોઈનો પણ તિરસ્કાર કરતો નથી; તે સદાને માટે સંતુષ્ટ બને છે. આ પ્રેમને કોઈ પણ ભૌતિક લાભની ભૂમિકા પર ઉતારી પાડી શકાતો નથી; કારણ-કે જ્યાંસુધી પાર્થિવ ઇચ્છાઓ રહે છે, ત્યાંસુધી પરમેશ્વરમાં પરમ પ્રેમ ઉત્પન્ન થતો નથી. ભક્તિ કર્મ કરતાં પણ શ્રેષ્ઠ છે, યોગ કરતાં પણ શ્રેષ્ઠ છે; કારણકે કર્મ અને યોગ મોક્ષના ઉદ્દેશ-થી કરવામાં આવે છે, જ્યારે ભક્તિ પોતેજ પોતાનું ફળ, પોતેજ પોતાનું સાધન અને પોતેજ પોતાનું સાધ્ય છે."

ભક્તિ એ આપણા ઋષિઓનો એક સતત વિષય રહ્યો છે. શાંડિલ્ય અને નારદ સમાન ભક્તિના ખાસ લેખકો સિવાય, વ્યાસસૂત્રોના મહાન ટીકાકારો કે જેઓ દેખીતી રીતે જ્ઞાનના પુરસ્કર્તા છે, તેમણે પણ ભક્તિ વિષે બહુ અર્થસૂચક કહ્યું છે. આ ટીકાકારોએ જો કે સર્વ નહિ તો ઘણાં સૂત્રોમાંથી એક પ્રકારના શુષ્કજ્ઞાનનો અર્થ કાઢવાની આતુરતા દર્શાવી છે; તોપણ ભક્તિ-નાં પ્રકરણમાંનાં સૂત્રોનો એ પ્રકારે સુલભતાથી વિપર્યય કરી શકાયો નથી.

વસ્તુતઃ જ્ઞાન અને ભક્તિ વચ્ચે લોકો કેટલીક વાર ધારે છે તેટલો ભેદ હોતો નથી. જેમ જેમ આગળ ચાલીશું તેમ તેમ આપણે જોઈશું કે, જ્ઞાન અને ભક્તિ એ ઉભય અંતમાં એકજ સ્થાને ચાલે છે. રાજયોગના સંબંધમાં પણ તેમજ છે. મુક્તિ પ્રાપ્ત કરવાના સાધન તરીકે જ્યારે રાજયોગ સાધવામાં આવે છે, અને (દુર્ભાગ્યવશાત્ ઘણી વાર ધુતારાઓ અને ઢોંગીઓ કરે છે તેમ) અસાવધ જનોને ઠગવાના શસ્ત્ર તરીકે તેનો ઉપયોગ કરવામાં આવતો નથી, ત્યારે તે પણ આપણને તેજ લક્ષ્યની પ્રાપ્તિ કરાવે છે.

ભક્તિમાં એક મોટો લાભ એ રહેલો છે કે, તે મહાન દિવ્ય લક્ષ્યને પ્રાપ્ત કરવાનો સરલમાં સરલ અને સ્વાભાવિકમાં સ્વાભાવિક માર્ગ છે. એનો મોટામાં મોટો ગેરલાભ એ છે કે, એનાં નિકૃષ્ટ સ્વરૂપો ઘણી વાર પતિત થઈને ભયાનક ધર્માંધતાનું સ્વરૂપ ધારણ કરે છે. હિંદુધર્મ, મુસલમાનધર્મ કે ખ્રિસ્તીધર્મના ધર્માંધ લોકો હંમેશાં પ્રાયઃ સંપૂર્ણતઃ આ નિકૃષ્ટ પ્રતિની ભક્તિ કરનારા ભક્તોમાંથી નીકળ્યા છે. ભક્તિના વિષય પ્રત્યેની અનન્ય નિષ્ઠા કે જેના વિના કોઈ પણ સાચી ભક્તિનો વિકાસ થઈ શકતો નથી તે ઘણી વાર ઇતર પ્રત્યેક વસ્તુના તિરસ્કારનું પણ કારણ હોય છે. પ્રત્યેક ધર્મ અથવા દેશના સમસ્ત નિર્બળ અને અવિકસિત મસ્તિષ્કવાળા માણસોનો તેમના પોતાના આદર્શને ચાહવાનો કેવલ એકજ માર્ગ હોય છે અને તે ઇતર પ્રત્યેક આદર્શને ધિક્કારવો એ છે. જે મનુષ્ય તેના પોતાના ઈશ્વરના આદર્શને પરમ પ્રેમપૂર્વક ચાહે છે, જે તેના પોતાના ધર્મના આદર્શનો અતિ ચુસ્ત ભક્ત હોય છે, તે બીજા કોઈ આદર્શના સંબંધમાં કાંઈ પણ જુએ કે સાંભળે કે તરતજ બરાડા પાડતો ધર્માંધ શા માટે બની જાય છે, તેનું સ્પષ્ટીકરણ આમાં રહેલું છે. આ

પ્રકારની ભકિત એ પોતાના સ્વામીની સંપત્તિ પર અન્ય જનને હસ્તક્ષેપ કરવા ન દેવાની શ્વાનની પ્રેરણાબુદ્ધિને કેટલેક અંશે મળતી આવે છે; ભેદ માત્ર એટલોજ કે શ્વાનની પ્રેરણા બુદ્ધિ મનુષ્યની વિવેક બુદ્ધિ કરતાં શ્રેષ્ઠતર હોય છે. પોતાનો સ્વામી ગમે તે પોષાકમાં પોતાની સમક્ષ આવે, તોપણ શ્વાન તેને કદી પણ શત્રુ માનવાની ભૂલ કરતો નથી.

વળી ધર્માંધ મનુષ્ય સમસ્ત તુલનાશકિત ગુમાવી દે છે. તે અંગત વિચારોમાં એટલો બધો લીન થઈ ગયેલો હોય છે કે એક માણસ શું કહે છે–તેનું કથન સત્ય છે કે અસત્ય—તે પર તે લેશ પણ લક્ષ્ય આપતો નથી; પરંતુ કહેનાર કોણ છે તે જાણવાની તેને હંમેશાં ખાસ કાળજી હોય છે. જે માણસ તેના પોતાના મતના લોકો પ્રત્યે માયાળુ, ભલો, પ્રમાણિક અને પ્રેમાળ હોય છે, તેજ માણસ તેના પોતાના ધર્મની બહારના માણસો વિરુદ્ધ દુષ્ટમાં દુષ્ટ કાર્યો કરવાને અચકાતો નથી!

પરંતુ મનુષ્ય જ્યારે ગૌણી ભક્તિની ભૂમિકામાં હોય છે ત્યારેજ માત્ર તેની ઉપર આ ભય રહેલો હોય છે. જ્યારે ભક્તિ પકવ બને છે અને પરાભક્તિના સ્વરૂપને પ્રાપ્ત થાય છે, ત્યારે ધર્માંધતાનાં આ ભયંકર સ્વરૂપોનો કાંઇ પણ ડર રહેતો નથી;જે આત્મા આ ઉચ્ચતર કોટિની ભક્તિમાં લીન થયેલો હોય છે, તે ભકતના નામની એટલો નિકટ હોય છે કે, તે તિરસ્કારના પ્રચારનું શસ્ત્ર બની શકતો નથી.

સર્વ મનુષ્યોને આ જીવનમાં સાંગોપાંગ સંપૂર્ણ ચારિત્ર્ય-ઘટના કરવાની શકિત પ્રાપ્ત થયેલી હોતી નથી; તે છતાં આપણે જાણીએ છીએ કે જે ચારિત્ર્યમાં આ ત્રણે—જ્ઞાન, ભકિત અને યોગ—સમ પ્રમાણમાં સંમિશ્રિત હોય છે તે ચારિત્ર્ય ઉચ્ચતમ

કોટિનું હોય છે. એક પક્ષીને ઊડવાને માટે ત્રણ વસ્તુઓની આવશ્યકતા હોય છેઃ—બે પાંખો અને ઇપ્સિત દિશામાં જવા માટે સુકાન તરીકે પૂંછડીની જરૂર હોય છે. જ્ઞાન એ એક પાંખ છે, ભક્તિ એ બીજી પાંખ છે અને યોગ એ સ્વસ્થતા જાળવનારી પૂંછડી છે. જેઓ આ ત્રણે પ્રકારની આરાધના સમ પ્રમાણમાં કરી શકતા નથી અને તેટલા માટે માત્ર ભક્તિ-માર્ગજ ગ્રહણ કરે છે, તેમણે હમેશાં અવશ્ય આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે, પ્રકાશ અને ક્રિયાઓ પ્રગતિ કરતા આત્માને માટે સંપૂર્ણ આવશ્યક હોય છે, તોપણ તેમનો ઉપયોગ માત્ર એટલોજ હોય છે કે, તેઓ આપણને તે સ્થિતિમાં લઇ જાય છે કે જેમાં આપણે ઉત્કટમાં ઉત્કટ પ્રભુભક્તિમાં લીન થઇ જઇએ છીએ.

જ્ઞાનના ઉપદેશકો અને ભક્તિના ઉપદેશકો વચ્ચે થોડો મતભેદ હોય છે; જો કે ઉભય ભક્તિની શક્તિનો સ્વીકાર કરે છે. જ્ઞાનીઓ ભક્તિને મુક્તિનું એક સાધન ગણે છે. ભક્તો તેને સાધન અને સાધ્ય એ ઉભય ગણે છે. હું માનું છું કે આમાં ઝાઝો ભેદ નથી. વસ્તુતઃ ભક્તિનો જ્યારે સાધન તરીકે ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે તે વાસ્તવમાં નિકૃષ્ટ કોટિની આરાધના હોય છે અને પાછળથી ઉત્કૃષ્ટ કોટિનો સાક્ષાત્કાર નિકૃષ્ટ કોટિના સાક્ષાત્કારથી પૃથક્ થઇ શકતો નથી.

આ વાત લક્ષ્યમાં રાખીને આ વિષય પર મહાન વેદાંતી ટીકાકારો શું કહે છે તે સમજવાનો આપણે પ્રયત્ન કરીશું.

आवृत्तिरसकृदुपदेशात् । એ સૂત્રની વ્યાખ્યા કરતાં ભગવાન શંકર કહે છેઃ "લોકો કહે છે 'આ માણસ રાજભક્ત છે. પેલો માણસ ગુરુભક્ત છે;' જે માણસ પોતાના ગુરુનું અનુસરણ કરે છે અને કેવલ અનુસરણ કરવાના લક્ષ્યથીજ તેમ કરે છે, તે માણસ-

ને તેઓ ગુરુભક્ત કહે છે. તેજ પ્રમાણે તેઓ કહે છે કે પ્રેમી સ્ત્રી પોતાના પ્રેમી પતિનું ચિંતન કરે છે.' અત્રે પણ એક પ્રકારનું આતુરતાયુક્ત અને સતત સ્મરણ ઉદ્દિષ્ટ છે." શંકરના મત પ્રમાણે ભક્તિનું આ સ્વરૂપ છે.

"વળી ભક્તિ એ એક વાસણમાંથી બીજા વાસણમાં નાખવામાં આવતા તેલની જેવી અખંડ ધારા બંધાઈ જાય છે તેની રીતે ઈશ્વરનું સતત સ્મરણ જ્યારે સાધ્ય થાય છે ત્યારે સર્વ બંધન નષ્ટ થાય છે." આ પ્રકારના સતત સ્મરણનેજ શાસ્ત્રમાં મુક્તિનું સાધન ગણવામાં આવ્યું છે. આવું ઈશ્વરનું સ્મરણ વળી દર્શનરૂપજ છે; કારણકે એનો અર્થ એ પછીના વાક્યમાં 'દર્શન' તરીકેનોજ લીધેલો છે. એ વાક્ય આ પ્રમાણે છેઃ "જે દૂર પણ છે અને નિકટ પણ છે; તેનું દર્શન જ્યારે થાય છે ત્યારે હૃદયનાં બંધનો તૂટી જાય છે, સર્વ શંકાઓ દૂર થાય છે અને સમસ્ત કર્મફળો અદૃશ્ય થઈ જાય છે.' જે નિકટ હોય છે તેનેજ જોઈ શકાય છે અને જે દૂર હોય છે તેનું તો માત્ર સ્મરણજ થઈ શકે છે. શાસ્ત્ર જણાવે છે કે, જે પાસે પણ છે અને દૂર પણ છે, તે પરમાત્માને આપણે જોવાનો છે. એ કથન દ્વારા તે આપણને દર્શાવે છે કે, ઉપરોક્ત પ્રકારનું સ્મરણ એ દર્શન સમાનજ છે કેમકે એ સ્મરણ જ્યારે ઉચ્ચતર ભૂમિકામાં પ્રવેશ કરે છે, ત્યારે તે દર્શનસ્વરૂપજ બની જાય છે. શાસ્ત્રનાં મહત્ત્વનાં સૂત્રો દ્વારા જણાય છે કે આરાધનાનો અર્થ નિરંતર સ્મરણ છે. આ પ્રકારે જે સ્મરણ પ્રત્યક્ષ દર્શનની ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત થયું હોય તેને શ્રુતિમાં મુક્તિનું સાધન જણાવ્યું છે. 'આ આત્મા ભિન્નભિન્ન શાસ્ત્રોના જ્ઞાનથી પ્રાપ્ત થતો નથી, તેમજ તે બુદ્ધિથી કિંવા વેદોના અભ્યાસથી પણ પ્રાપ્ત થતો નથી. આ આત્મા તો જે ઉત્કટ જિજ્ઞાસા વડે તેને મેળવવા પ્રયત્ન કરે તેનેજ પ્રાપ્ત થાય છે.તેની

આગળજ આ આત્મા પ્રકટ થાય છે.' જે અત્યંત પ્રિય હોય તેની ઇચ્છા રાખવામાં આવે છે. આ આત્માને જે અત્યંત ચાહે છે તેને આત્મા પણ વિશેષ ચાહે છે. આ પ્રેમપાત્ર આત્માની પ્રાપ્તિ કરી શકે એટલા માટે સ્વયં ઇશ્વર તેને સહાય કરે છે. ભગવાને કહ્યું છે કે, 'જેઓ નિરંતર મારી ભક્તિ કરે છે અને પ્રેમપૂર્વક મારી આરાધના કરે છે તેમનાં મનને હું એવે માર્ગે વાળું છું કે, જે દ્વારા તેઓ મારીજ પાસે આવે છે.' એટલા માટે કહ્યું છે કે આ સ્મરણ કે જે પ્રત્યક્ષદર્શનનું સ્વરૂપજ છે તે ઇશ્વરને પ્રિય હોવાથી જેને તે અતિ પ્રિય હોય છે તેને પરમાત્મા ઇચ્છે છે; તેને પરમાત્મા પ્રાપ્ત થાય છે. આવા સતત સ્મરણનેજ ભક્તિ શબ્દથી સૂચિત કરેલું છે."

આ પ્રકારે ભગવાન રામાનુજ તેમની અથાતો બ્રહ્મજિજ્ઞાસા એ સૂત્ર પરની ટીકામાં જણાવે છે.

"ઇશ્વરભક્તિદ્વારા" એ પાતંજલિના સૂત્ર પર ટીકા કરતાં ભોજ જણાવે છે કે, "પ્રણિધાન એવા પ્રકારની ભક્તિ છે કે જેમાં ઇંદ્રિયોના ભોગો આદિ જેવાં ફળોની અપેક્ષા રાખ્યા વિના સર્વ કર્મો ગુરુઓના ગુરુને સમર્પણ કરવામાં આવે છે." વળી ભગવાન વ્યાસ એજ સૂત્ર પર ટીકા કરતાં પ્રણિધાનની વ્યાખ્યા આ પ્રમાણે કરે છેઃ "એ તે પ્રકારની ભક્તિ છે કે જે દ્વારા પરમાત્માની કૃપા યોગીને પ્રાપ્ત થાય છે અને તેની સર્વ મનઃકામના પૂર્ણ થઇને તેને સુખશાંતિ મળે છે." શાંડિલ્યના મત પ્રમાણે "પ્રભુ પર અત્યંત પ્રેમ એ ભક્તિ છે." પરંતુ ભક્તોના રાજા પ્રહલાદે સૌથી સારી વ્યાખ્યા ભક્તિની આ પ્રમાણે આપી છેઃ "અજ્ઞાની જનો જે પ્રકારનો અસામાન્ય પ્રેમ ઇંદ્રિયોના નશ્વર વિષયો પર રાખે છે તે પ્રકારનો તારા પ્રત્યેનો ઊંડો પ્રેમ મારા હૃદયમાંથી દૂર ન થાઓ." પ્રેમ! કોના પ્રત્યેનો? પરમાત્મા

પ્રત્યેનો અન્ય ગમે તેવા મોટા પ્રાણી પ્રત્યેનો પ્રેમ એ ભક્તિ હોઇ શકે નહિ ભગવાન રામાનુજ પોતાના શ્રીભાષ્યમા એક પ્રાચીન આચાર્યના શબ્દો ટાંકીને જણાવે છે તેમ,

आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिता । प्राणिन कर्मजनितससारवशवर्तिन ॥ यतस्ततो न ते ध्याने ध्यानिनामुपकारका । अविद्यान्तर्गतास्सर्वे ते हि ससारगोचरा ॥

અર્થાત્ બ્રહ્માથી લઇને ઘાસના તરણા પર્યંતની આ જગતની સમસ્ત વસ્તુઓ કર્મજન્ય હોઇને જન્મ અને મૃત્યુને આધીન છે, એટલા માટે તેઓ ચિંતનના વિષય તરીકે યોગ્ય હોઇ શકે નહિ, કારણકે તેઓ સર્વ અવિદ્યામા રહેલી હોય છે અને પરિવર્તનને આધીન હોય છે શાડિલ્યે વાપરેલા 'અનુરક્તિ' શબ્દ પર ટીકા કરતા સ્વપ્નેશ્વર જણાવે છે કે, એનો અર્થ 'અનુ' એટલે પશ્ચાત્ અને 'રક્તિ' એટલે ભક્તિ છે, અર્થાત્ ઇશ્વરની પ્રકૃતિ અને માહાત્મ્યનુ જ્ઞાન થયા પછીની ભક્તિ છે જો એમ ન હોય તો ગમે તેની ઉપરનો, સ્ત્રી અથવા સતતિ ઉપરનો અધ પ્રેમ પણ ભક્તિ ગણાય એટલા માટે આપણે સ્પષ્ટત જોઇએ છીએ કે ભક્તિ એ સાધારણ આરાધનાથી પ્રારભ કરી અતે ઇશ્વર માટેના અતિ ઊંડા પ્રેમમા પરિણમતા આધ્યાત્મિક સાક્ષાત્કાર પ્રાપ્ત કરવાના માનસિક પ્રયત્નોની પરપરા છે

## ઈશ્વર સંબંધી તત્ત્વજ્ઞાન

ઇશ્વર એટલે શુ ? जन्माद्यस्य यत । જેમાથી વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે "તે" "અનાદ્યનત, વિશુદ્ધ, નિત્ય મુક્ત, સર્વશક્તિમાન, સર્વજ્ઞ, કૃપાનિધિ, ગુરુઓનો ગુરુ" ઇશ્વર છે વળી "स ईश्वर अनिर्वचनीयप्रेमस्वरूप" (તે ઇશ્વર પોતાનાજ સ્વભાવથી અનિર્વચનીય પ્રેમસ્વરૂપ છે) ૧

આ ખરેખર સગુણ ઇશ્વરની વ્યાખ્યાઓ છે. શું ત્યારે ઇશ્વર બે છે? તત્ત્વજ્ઞાનીનો "નેતિ, નેતિ" અને "સચ્ચિદાનંદ" તથા ભક્તનો આ પ્રેમસ્વરૂપ ઇશ્વર, એમ શું બે ઇશ્વર છે? ના. સચ્ચિદાનંદ અને પ્રેમસ્વરૂપ ઇશ્વર એકજ છે. તે સગુણ પણ છે અને નિર્ગુણ પણ છે. આ વાત હમેશાં લક્ષમાં રાખવી જોઇએ કે ભક્ત જે સગુણ ઇશ્વરની આરાધના કરે છે તે ઇશ્વર બ્રહ્મથી પૃથક્ નથી. બ્રહ્મ એક અને અદ્વિતીયજ છે. ભેદ માત્ર એટલોજ છે, કે કેવળ બ્રહ્મ નિર્ગુણ હોવાથી તેના પર પ્રેમ કિંવા તેની આરાધના થઇ શકતી નથી; એટલા માટે ભક્ત બ્રહ્મના સગુણરૂપ–ઇશ્વરનેજ પસંદ કરે છે. અમે એક ઉપમા આપીશું. બ્રહ્મ એ એવી માટી અથવા પદાર્થ છે, કે જેમાંથી અનંત પ્રકારના પદાર્થો બનાવવામાં આવે છે. આ સર્વ પદાર્થો માટી તરીકે એકજ છે; પરંતુ આકાર અથવા વ્યક્ત સ્વરૂપદ્વારા તેઓ પૃથક્ થાય છે. તેમાંનો એક પણ પદાર્થ બન્યો તે પૂર્વે એ સર્વે સત્ત્વરૂપે માટીમાંજ રહેલા હતા; અને સત્ત્વરૂપે તેઓ એકજ છે. જ્યારે તેઓ આકારને પ્રાપ્ત થાય છે અને જ્યાંસુધી આકાર રહે છે ત્યારે અને ત્યાંસુધી તેઓ પૃથક્ અને ભિન્ન હોય છે. માટીનો ઉંદર, માટીનો હાથી બની શકતો નથી; કારણકે વ્યક્ત સ્વરૂપો તરીકે કેવળ આકારજ તેમને તેઓ જે છે તે બનાવે છે. જો કે આકારરહિત માટી તરીકે તે સર્વ એકજ છે. ઇશ્વર એ પરબ્રહ્મનું ઉચ્ચતમ વ્યક્તસ્વરૂપ છે અથવા પર્યાયમાં કહીએ તો મનુષ્યના મસ્તિષ્કે જાણેલું પરબ્રહ્મનું ઉચ્ચતમ શક્ય સ્વરૂપ છે. જગત અને ઇશ્વર બંને મૂળ સ્વરૂપે એકજ અને અનાદ્યનંત છે.

પોતાનાં સૂત્રોના ચતુર્થ પ્રકરણના ચતુર્થ પદમાં, મોક્ષ પ્રાપ્ત થયા પછી મુક્તાત્માને અનંતશક્તિ અને અનંતજ્ઞાન પ્રાપ્ત થાય છે, એમ જણાવ્યા પછી, વ્યાસ એક સૂત્રમાં એવો નિર્દેશ કરે છે કે,

"પરંતુ વિશ્વની ઉત્પત્તિ, શાસન અને લય કરવાની શક્તિ કોઇને પ્રાપ્ત થતી નથી, કારણકે તે શક્તિ કેવલ ઈશ્વરનીજ છે." સૂત્રની વ્યાખ્યા કરતાં દ્વૈતવાદી ટીકાકારો સરલતાથી દર્શાવી શકે છે કે, જીવાત્માને કદી પણ પરમેશ્વરની અનંત શક્તિ અને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થઇ શકતી નથી. મહાન દ્વૈતવાદી ટીકાકાર મધ્વાચાર્ય પોતાની હંમેશની પાંડિત્યપૂર્ણ પ્રણાલીથી વરાહ-પુરાણમાંથી એક શ્લોક ટાંકીને આ સૂત્રની વ્યાખ્યા કરે છે.

આ સૂત્રની વ્યાખ્યા કરતાં ભાષ્યકાર રામાનુજ જણાવે છેઃ "મુક્તાત્માઓની શક્તિઓમાં પરમાત્માની અનન્યશક્તિ અર્થાત્ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ અને સર્વ ઉપર પ્રભુતાની શક્તિનો પણ સમાવેશ થાય છે કે મુક્તાત્માઓનું માહાત્મ્ય કેવળ પરમાત્માના પ્રત્યક્ષ દર્શનમાંજ રહેલું છે, એવી શંકા ઉત્પન્ન થતાં આપણને નીચલી દલીલ પ્રાપ્ત થાય છેઃ—મુક્તાત્માઓને વિશ્વની પ્રભુતા પ્રાપ્ત થાય એજ યુક્ત છે, કારણકે શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે તેને પરમાત્માની સાથે અત્યંત તાદાત્મ્ય પ્રાપ્ત થાય છે અને તેની સર્વ મનઃકામનાઓ સિદ્ધ થાય છે. હવે પરમાત્માની અનન્ય શકિત અર્થાત્ વિશ્વનું શાસન ચલાવવાની શકિત વિના અત્યંત તાદાત્મ્ય અને સમસ્ત મનઃકામનાઓની સિદ્ધિ પ્રાપ્ત થઇ શકતી નથી; એટલા માટે આપણે સઘળાએ આ વાતનો સ્વીકાર કરવો જોઇએ, કે મુકતાત્માઓને સર્વ મનઃકામનાઓની સિદ્ધિ અને પરમાત્માની સાથે અત્યંત તાદાત્મ્ય પ્રાપ્ત થવાને માટે સમગ્ર વિશ્વ ઉપર શાસન ચલાવવાની શકિત પ્રાપ્ત થાય છે."

આના ઉત્તરમાં અમે જણાવીએ છીએ કે, મુક્તાત્માઓને વિશ્વ ઉપર શાસન ચલાવવાની શક્તિ સિવાયનીજ સર્વ શક્તિઓ પ્રાપ્ત થાય છે. મુક્તાત્માઓ કે જેમની આગળથી પરમેશ્વરની ખરી પ્રકૃતિને આચ્છાદિત કરનાર સર્વ આવરણ ખસી ગયું છે

અને જે બ્રહ્મના અબાધિત દર્શનનો આનંદ લૂંટે છે, તે સિવાયના સર્વ જડચેતન પદાર્થોના આકાર, જીવન અને ઈચ્છાઓને દોરવવી એનું નામ જગતનું શાસન છે. શાસ્ત્રના આ શ્લોક દ્વારા આ વાત સિદ્ધ થાય છે કે, "જેમાંથી આ સર્વ વસ્તુઓ જન્મે છે, જેના વડે જન્મેલી સમસ્ત વસ્તુઓ જીવે છે અને જેની પાસે અંતે તેઓ પાછી જાય છે તે બ્રહ્મ છે." જો વિશ્વ ઉપર શાસન ચલાવવાનો આ ગુણ મુક્તાત્માઓનો પણ હોય તો આ શ્લોક બ્રહ્મની વ્યાખ્યા તરીકે પ્રયુક્ત થઈ શકે નહિ. કેવળ અસાધારણુનીજ ખાસ વ્યાખ્યા આપવી પડે છે; એટલા માટેજ— "મારા પ્રિય બાળક, આરંભમાં માત્ર એક અદ્વિતીય બ્રહ્મજ હતું, તેને ઘણાને જન્મ આપવાની ઇચ્છા થઇ, તેથી ઉષ્ણતા ઉત્પન્ન થઈ."—"આરંભમાં ખરેખર કેવળ બ્રહ્મજ હતું, તેમાંથી વિકાસ થયો. તેમાંથી એક મંગળ-સ્વરૂપ ક્ષેત્ર ઉત્પન્ન થયું. વરુણ, સોમ, રુદ્ર, પર્જન્ય, યમ, મૃત્યુ, ઈશાન આ સર્વ દેવો ક્ષેત્ર છે." "વસ્તુતઃ આરંભમાં કેવળ આત્માજ હતો; ઇતર કોઇ પણ વસ્તુ આંદોલિત થતી નહોતી; આવી સ્થિતિ જોઈ તેણે જગતની ઉત્પત્તિ કરી; તેણે પાછળથી જગત ઉત્પન્ન કર્યું."— "માત્ર નારાયણુજ હતો; બ્રહ્મ, ઈશાન, દ્યાવાપૃથ્વી, નક્ષત્રો, જલ, અગ્નિ, સોમ કે સૂર્ય એમાંની કોઈ પણ વસ્તુ નહોતી. તેને એકલાને આનંદ થયો નહિ. તેને ધ્યાન ધર્યા પછી એક પુત્રી અને દસ ઇંદ્રિયો આદિની પ્રાપ્તિ થઇ." "જે પૃથ્વીમાં વસે છે, પરંતુ પૃથ્વીથી પૃથક્ છે, જે આત્મામાં વસે છે," આવા આવા શ્લોકોમાં શ્રુતિઓ પરમાત્માનેજ વિશ્વનો શાસનકર્તા જણાવે છે. વિશ્વના શાસનના આ વર્ણનમાં મુક્તાત્માને કોઇ એવું સ્થાન આપવામાં આવ્યું નથી કે, જે દ્વારા વિશ્વનું શાસન તેને આરોપી શકાય. ત્યાર પછીના સૂત્રની વ્યાખ્યા કરતાં રામાનુજ જણાવે

છે કે, "વેદોમાં એની વિરુદ્ધનાં સૂત્રો પ્રત્યક્ષ છે, માટે આ વાત સત્ય નથી એમ જો તમે કહો તો હું કહીશ કે એ સૂત્રો નિકૃષ્ટ કોટિના દેવોની ભૂમિકામાં મુક્તાત્માનું માહાત્મ્ય કેટલું છે,તેટલુંજ માત્ર દર્શાવે છે." આ પણ મુશ્કેલીનો સરલ ફેંસલો છે. જો કે રામાનુજ અદ્વૈતનો સ્વીકાર કરે છે, તોપણ તે મત પ્રમાણે તે અદ્વૈતમાં અનંત દ્વૈતો રહેલાં હોઇ આ મત પણ વ્યવહારતઃ દ્વૈતવાદીજ હોવાથી રામાનુજ સહેલાઇથી જીવાત્મા અને સાકાર ઈશ્વર વચ્ચેનો ભેદ બહુ સ્પષ્ટ રાખી શક્યા હતા.

હવે આપણે અદ્વૈતમતના મહાન પ્રતિનિધિ ભગવાન શંકરાચાર્ય આ વિષય પરત્વે શું કહે છે તે સમજવાને પ્રયત્ન કરીશું. અદ્વૈતમત દ્વૈતવાદીની સમસ્ત આશાઓ અને આકાંક્ષાઓને કેવી રીતે અખંડ જાળવી રાખે છે અને તે સાથેજ તે દિવ્ય માનવ–સમાજના ઉચ્ચ ભાગ્યને બંધબેસતો આવે તેવો આ પ્રશ્નનો પોતાનો નિર્ણય કેવી રીતે આપે છે તે આપણે જોઇશું. જેઓ મુક્તિ પછી પણ પોતાનું વ્યક્તિગત મન જાળવી રાખવાની અને પૃથક્ રહેવાની આકાંક્ષા રાખતા હોય તેમને પોતાની આકાંક્ષા સિદ્ધ કરવાની અને સગુણ બ્રહ્મના આપેલા વૈભવો ભોગવવાની પૂરતી સંધિ મળશે. આ તે લોકો છે, કે જેમના સંબંધમાં ભાગવત પુરાણમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છેઃ "રાજન્, ઈશ્વરના ગુણો એટલા ઉજ્જવલ છે, કે જે ઋષિઓ કેવલ આત્મામાંજ આનંદ લે છે અને જેમનાં સર્વ બંધનો નષ્ટ થયાં છે, તેઓ પણ સર્વવ્યાપક પ્રભુની વિશુદ્ધ પ્રેમથી ભક્તિ કરે છે." આ લોકોના સંબંધમાં સાંખ્યમતવાળા જણાવે છે કે આગામી યુગમાં તેઓ સંપૂર્ણતાને પ્રાપ્ત થઇ જગમંડળોના પ્રભુઓ તરીકે આવી શકે તેટલા માટે આ યુગમાં તેઓ પ્રકૃતિમાં નિમગ્ન થઇ જાય છે; પરંતુ તેમાંનો કોઇ કદી પણ ઈશ્વર સમાન

બની શકતો નથી. જ્યાં સૃષ્ટિ, સૃષ્ટ પદાર્થો અને સૃષ્ટા, કોઇ પણ નથી; જ્યાં જ્ઞાતા, જ્ઞેય કે જ્ઞાન પણ નથી; જ્યાં હું, તું કે તે નથી; જ્યાં કર્તા, કર્મ અને સંબંધ નથી; "ત્યાં કોણ કોને જુએ ?" આ ભૂમિકાને જેઓ પ્રાપ્ત થાય છે તેઓ પ્રત્યેક વસ્તુથી પર થયેલા હોય છે. "જ્યાં શબ્દો કે મન જઇ શકતું નથી" તે સ્થાનથી તેઓ અતીત થયેલા હોય છે. શ્રુતિઓ જેને "નેતિ, નેતિ" કહીને જાહેર કરે છે તેને તેઓ પ્રાપ્ત થયેલા હોય છે. પરંતુ જેઓ આ સ્થિતિને પ્રાપ્ત થઇ શકતા ન હોય કિંવા એ સ્થિતિને પ્રાપ્ત કરવાને જેઓ ઇચ્છતા ન હોય તેઓ અનિવાર્ય રીતે એક કેવળ બ્રહ્મને પ્રકૃતિ, આત્મા અને તે ઉભયનું પાલન કરનાર ઇશ્વર એ ત્રણ સ્વરૂપમાં જોશે. એટલા માટે જ્યારે પ્રહ્લાદ પોતાની જાતને વીસરી ગયો, ત્યારે તેને વિશ્વ પણ જણાયું નહિ અને તેનું કારણ પણ જણાયું નહિ; પરંતુ તે પ્રહ્લાદ હતો એવું તેને સ્મરણ થયું કે, તરતજ તેની સમક્ષ જગત આવીને ઊભું રહ્યું અને તેની સાથે "અસંખ્ય સદ્ગુણોના ભંડારરૂપ" જગતનો પ્રભુ પણ આવીને ઊભો રહ્યો. મંગલમયી ગોપીઓના સંબંધમાં પણ તેમજ હતું. જ્યાંસુધી તેમને પોતાના દેહ અને પોતાના વ્યક્તિત્વનું વિસ્મરણ રહેતું ત્યાંસુધી તે સર્વકૃષ્ણરૂપ રહેતી અને જ્યારે તેઓ પુનઃ તેને આરાધ્ય દેવ માનવા લાગતી ત્યારે તેઓ પુનઃ ગોપીઓ બની જતી; અને ત્યાર પછી તત્કાલજ तासामाविरभूच्छौरिः स्मयमानमुखाम्बुजः । पीताम्बरधरः स्रग्वी साक्षात् मन्मथमन्मथः ॥ "જેના મુખકમળ પર સ્મિત ફરકી રહ્યું છે, જેણે પીતાંબર અને પુષ્પહાર ધારણ કર્યાં છે, અને જે (સૌંદર્યમાં) સાક્ષાત્ કામદેવનો વિજેતા છે, એવો કૃષ્ણ તેમની આગળ પ્રકટ થતો." (ભાગવતપુરાણ.)

હવે ભગવાન શંકરાચાર્ય શું કહે છે, તે આપણે પુનઃ જોઇશું.

તેઓ જણાવે છે કે, "જેઓ સગુણ બ્રહ્મની ઉપાસના કરીને પરમાત્માની સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરે છે, પરંતુ તેમના પોતાના મનને જાળવી રાખે છે તેમનું માહાત્મ્ય મર્યાદિત છે કે અમર્યાદ છે? આ આશંકા ઉત્પન્ન થતાં આપણને આ દલીલ પ્રાપ્ત થાય છે કે, તેમનું માહાત્મ્ય અમર્યાદ હોવું જોઇએ; કારણકે શાસ્ત્રના આ શ્લોકોનો આશય તેવો છે; 'તેમને તેમનું પોતાનું સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે.' 'સર્વ દેવો તેની આરાધના કરે છે.' 'સમસ્ત જગતોમાં તેમની ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે.' આના ઉત્તર તરીકે વ્યાસ લખે છે કે, 'પરંતુ તેમને વિશ્વનું શાસન ચલાવવાની શક્તિ પ્રાપ્ત થતી નથી.' વિશ્વની ઉત્પત્તિ આદિ કરવાની શકિતને બાદ કરતાં અણિમા આદિ શકિતઓ મુકતાત્માને પ્રાપ્ત થાય છે અને વિશ્વના શાસનની શકિત નિત્યપૂર્ણ એવા ઈશ્વરનીજ હોય છે. એનું કારણ શું? એનું કારણ એ છે કે, સૃષ્ટિ–ઉત્પત્તિ સંબંધી વેદોના સમસ્ત શ્લોકોમાં ઇશ્વરનેજ કર્તા કહ્યો છે અને તે સંબંધમાં મુક્તાત્માઓનો લેશ પણ નિર્દેશ નથી. વળી વિશ્વનું શાસન (નિયમન પાલનાદિ) કરનાર તરીકે પણ ઇશ્વરનુંજ સૂચન તેઓ કરે છે. ઇશ્વરને એમાં 'નિત્યપૂર્ણ' એવું વિશેષણ આપ્યું છે. અણિમા આદિ શક્તિઓ પણ તેજ ઈશ્વરની શોધ અને આરાધનાથી પ્રાપ્ત થાય છે. એટલા માટે મુક્તાત્માઓને વિશ્વના શાસનમાં સ્થાન નથી. વળી તેઓ તેમનાં પોતાનાં મનો ધરાવતા હોવાથી તેમની ઇચ્છાઓ પૃથક્ હોય. એક જ્યારે ઉત્પત્તિ કરવા ઇચ્છે, ત્યારે બીજો સંહાર કરવા ઇચ્છે એ શકય છે; માટે સર્વ ઇચ્છાઓને કોઇક એક ઇચ્છાને આધીન રાખવી એજ આ ટંટો અટકાવવાનો સરળ માર્ગ છે. એટલા માટે નિર્ણય એજ થાય છે કે, મુક્તાત્માઓની ઇચ્છાઓ પરમાત્માની ઇચ્છા પર અવલંબિત છે."

એટલા માટે ભક્તિ તો કેવળ સગુણ બ્રહ્મનીજ થઇ શકે. अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते। "જેઓને નિર્ગુણ બ્રહ્મનીજ ઉપાસના કરવી હોય તેમનો માર્ગ વિશેષ કઠિન છે." આપણી પ્રકૃતિ ત્રિગુણાત્મક હોવાથી તે સગુણ બ્રહ્મની ભક્તિનેજ વધારે લાયક છે. નિર્ગુણ બ્રહ્મની કલ્પના આપણને આવી શકતી નથી. જગતના મહાનમાં મહાન માનસશાસ્ત્રી, ભગવાન કપિલે યુગોના યુગો પૂર્વે સિદ્ધ કરી આપ્યું છે કે, આપણો અહંભાવ એ આપણાં આંતર્બાહ્ય દર્શન અને મનનના સમસ્ત વિષયોના જ્ઞાનમાં ઓતપ્રોત બને છે. આપણા દેહથી પ્રારંભ કરી ઇશ્વર પર્યંત પ્રત્યેક વિષય એ આ અહંભાવ અને તેની સાથે કોઇક બીજી વસ્તુ—પછી તે ગમે તે હો—છે અને આ અનિવાર્ય સંમિશ્રણનેજ આપણે સાધારણ રીતે ખરી વસ્તુ ધારીએ છીએ. ખરેખર, માનવ-મસ્તિષ્ક જે જાણી શકે તેમ છે તે એટલુંજ છે અને તે સદાને માટે તેમજ રહેશે; પરંતુ એટલા માટે ઇશ્વર સગુણ હોવાથી અસત્ય છે એમ કહેવું એ તો કેવળ અર્થશૂન્યજ છે. આ તકરાર, પાશ્ચાત્ય આદર્શવાદ (આઇડિયલીઝમ) અને પ્રત્યક્ષવાદ (રિયલીઝમ)ની ભયંકર જણાતી તકરાર કે જેનો પાયો કેવળ પ્રત્યક્ષ શબ્દની રમત ઉપર રચાયેલો છે, તેને ઘણે અંશે મળતી આવે છે. ઈશ્વરની કલ્પના સત્ય શબ્દથી સૂચિત અને બોધિત થતું સમગ્ર ક્ષેત્ર વ્યાપ્ત કરે છે અને ઈશ્વર જગતની ઇતર કોઇ પણ વસ્તુના જેટલોજ સત્ય છે. અંતે હમણાં જે દર્શાવવામાં આવ્યું તેના કરતાં સત્ય શબ્દનો અર્થ વિશેષ કાંઈ પણ થતો નથી. ઈશ્વરનું તાત્ત્વિક દર્શન આ પ્રકારનું છે.

## આધ્યાત્મિક સાક્ષાત્કાર એજ ભક્તિયોગનું લક્ષ્ય

ભક્તને માટે આ શુષ્ક વિગતો કેવળ તેના મનોબળને દૃઢીભૂત કરવા સારૂજ આવશ્યક છે; તે સિવાય તેને તેમનો લેશ પણ

ઉપયોગ નથી. તે એવા પથનું ક્રમણ કરે છે કે, જે તેને અતિ અલ્પ સમયમાં બુદ્ધિના ભ્રાંત અને તોફાની પ્રદેશોની બહાર અને સાક્ષાત્કારના પ્રદેશમાં લઈ જવાની શક્તિ ધરાવે છે. તે અલ્પ સમયમાં ઇશ્વરકૃપાથી એવી ભૂમિકામાં જઇ પહોંચે છે કે જ્યાં પતરાજખોર અને અશક્ત બુદ્ધિ બહુ પાછળ પડી ગયેલી હોય છે અને કેવળ બુદ્ધિની અંધકારમાં થતી અથડામણને બદલે પ્રત્યક્ષ દર્શનનો સૂર્ય પ્રકાશી રહેલો હોય છે. તે હવે બુદ્ધિવાદમાં ઊતરતો નથી અને માનતો નથી. તે પ્રાયઃ દર્શન કરે છે. તે હવે દલીલ કરતો નથી, તે પ્રતીતિ કરે છે. આ ઇશ્વર-દર્શન, ઇશ્વરપ્રતીતિ તથા ઇશ્વરાનંદનો લાભ ઇતર પ્રત્યેક વસ્તુ કરતાં ઉચ્ચતર નથી? કિંબહુના, એ મોક્ષ કરતાં પણ ઉચ્ચતર છે એમ જણાવનારા ભક્તોનો પણ કાંઇ ટોટો નથી. વળી એ શું ઉચ્ચતમ કોટિની ઉપયોગી વસ્તુ નથી?

જગતમાં કેટલાક એવા લોકો છે અને તેમની સંખ્યા મોટી છે–કે, જેઓ ખાતરીપૂર્વક માને છે કે, જે વસ્તુઓ મનુષ્યને ભૌતિક સુખો આપે છે, તેજ ઉપયોગી અને ઉપકારક છે! ધર્મ, ઇશ્વર, અનંતતા, આત્મા, આમાંની કોઇ પણ વસ્તુ તેમને લેશ પણ ઉપયોગી નથી, કારણકે તે તેમને દ્રવ્ય અથવા ભૌતિક સુખ આપતી નથી! આવા માણસોને મન જે વસ્તુઓ તેમની ઇંદ્રિયો-ને તૃપ્ત કરતી નથી અને તેમની ક્ષુધાઓને નિવૃત્ત કરતી નથી, તે સર્વ વસ્તુઓ છેકજ નકામી હોય છે; પરંતુ પ્રત્યેક મનમાં ઉપયોગનો અર્થ તેની પોતાની વિશિષ્ટ આવશ્યકતાઓ અનુ-સાર થાય છે. એટલા માટે જે માણસો ખાન, પાન, પ્રજોત્પત્તિ અને મૃત્યુની ભૂમિકાથી કદી પણ ઊંચે જતા નથી, તેઓ કેવલ ભૌતિક સુખોમાંજ લાભ માને છે; અને કોઇક ઉચ્ચતર વસ્તુની લેશ પણ આવશ્યકતાની પ્રતીતિ કરતાં શીખવાને માટે તેમને

થોભીને બીજા ઘણા જન્મો અને અવતારોમાંથી પસાર થવું પડે છે. જેમને આ સાંસારિક જીવનના ક્ષણિક લાભો કરતાં આત્માના શાશ્વત લાભો વિશેષ કિંમતી લાગે છે, જેમને ઇંદ્રિયોની તુષ્ટિ કેવલ બાલકના અવિચારી ખેલવત્ જણાય છે, તેમને માટે ઈશ્વર અને ઈશ્વરભક્તિ એજ માનવજીવનની ઉચ્ચતમ કોટિની કેવલ ઉપયોગી વસ્તુ છે. પ્રભુનો પાડ માનો કે, સંસારમાં અત્યંત રત થઇ ગયેલા આ જગતમાં હજી આવા કેટલાક માણસો જીવે છે.

અમે કહી ગયા તે પ્રમાણે ભક્તિ ગૌણી અર્થાત્ અપરા અથવા પ્રાથમિક અને પરા અર્થાત્ ઉચ્ચતમ એ બે પગથિયાં-વાળી છે. એમાંને પહેલે પગથિયે ચઢવા માટે ઘણા પ્રત્યક્ષ ટેકાઓ-ની કેવી અનિવાર્ય આવશ્યકતા પડે છે,તે આપણે આગળ વધીશું, તેમ તેમ જોઇશું; અને વસ્તુતઃ સમસ્ત ધર્મોના પૌરાણિક તથા પ્રતિકામય ભાગો પ્રારંભમાં જિજ્ઞાસુને ધર્મપંથમાં આગળ વધવામાં સહાય કરનાર સ્વાભાવિક અંશો છે. વળી આ એક જાણવા યોગ્ય વાત છે કે, માત્ર જે ધર્મોમાં પુરાણ અને ક્રિયાકાંડનો અત્યંત વિકાસ થયેલો હોય છે, તે ધર્મોમાંજ મહાન અધ્યા-ત્મ જ્ઞાનીઓ ઉત્પન્ન થયા છે. જે શુષ્ક અંધ ધર્મો સમગ્ર કવિતા-મય તત્ત્વ, સમગ્ર ઉદાત્ત અને સુંદર તત્ત્વ, ધર્મપંથમાં ગોથાં ખાતાબાલ-મસ્તિષ્કને દૃઢ ટેકો આપનાર સમગ્ર તત્ત્વનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે; જે ધર્મો ખુદ આધ્યાત્મિક છાપરાંનાં સાકટાંઓને તોડી પાડવાનો પ્રયત્ન કરે છે; અને જે ધર્મો સત્યની અજ્ઞાનમય તથા વહેમી કલ્પનાથી સમગ્ર જીવનદાયક પદાર્થને, મનુષ્યના આત્મામાં ઊગતા આધ્યાત્મિક છોડને પોષક તત્ત્વ અર્પનાર સમગ્ર વસ્તુને હાંકી કાઢવાનો પ્રયાસ કરે છે; તે ધર્મોને અતિ અલ્પ સમયમાં પ્રતીત થાય છે કે, તેમની પાસે કેવળ ખાલી કોટલુંજ રહ્યું છે, શબ્દો અને ખોટા તર્કવાદનું સત્ત્વરહિત ખોખુંજ

રહ્યું છે, જેમાં કદાચ એક પ્રકારના સમાજને સાફ કરવાના કામનો અર્થાત્ કહેવાતા સુધારાનો લગાર સ્વાદ આવતો હશે ! જેમનો ધર્મ આવો હોય છે, તેમનો મોટો ભાગ જ્ઞાત વા અજ્ઞાત રીતે ભૌતિક સુખોનો પૂજક હોય છે, તેમનાં ઇહલોક અને પરલોકનાં જીવનોનું લક્ષ્ય અને ઉદ્દેશ ભોગવિલાસ હોય છે. ઐહિક સુખોપભોગ એજ તેમનાં જીવનનો મૂળ મંત્ર હોય છે અને એજ તેમનો ઇષ્ટાપૂર્ત હોય છે. રસ્તા સાફ કરવા અને સ્વચ્છતા રાખવી એના જેવું કામ કે જેનો ઉદ્દેશ મનુષ્યને ભૌતિક સુખ આપવું એ હોય છે, તેજ તેમની માન્યતા અનુસાર માનવજીવનનું સર્વસ્વ છે; અને અજ્ઞાન તથા ધર્માંધતાના આ વિચિત્ર મિશ્રણના અનુયાયીઓ જેમ જલદી તેમના વાસ્તવિક સ્વરૂપમાં પ્રકટ થાય અને જેમ તેમને સારી રીતે ઘટે છે તેમ નાસ્તિકો અને ભૌતિક સુખોના ઉપાસકોના વર્ગમાં જોડાય તેમ જગતને ઠીક પડશે.

સદાચરણ અને આધ્યાત્મિક સાક્ષાત્કાર અધોળ જેટલો હોય, તોપણ તે ખાંડીબંધ પોકળ વાતો અને અર્થશૂન્ય ભાવનાઓ કરતાં વિશેષ છે. આ સર્વ અજ્ઞાન અને ધર્માંધતાની શુષ્ક ધૂળમાંથી અમને એક પણ મહાન અધ્યાત્મજ્ઞાની ઉત્પન્ન થયેલો બતાવો; અને જો તમે બતાવી ન શકો, તો તમારાં મુખ બંધ કરો. સત્યના સ્વચ્છ પ્રકાશને માટે તમારાં હૃદયોની બારીઓ ખુલ્લી કરો અને પોતે શું વાત કરે છે તે જેઓ જાણે છે તેમના અર્થાત્ હિંદના ઋષિઓના ચરણ આગળ બાલકવત્ બેસો. માટે ચાલો, આપણે તેઓ શું કહે છે તે ધ્યાનપૂર્વક સાંભળીએ.

## ગુરુની આવશ્યકતા

પ્રત્યેક આત્મા સંપૂર્ણ થવાને સરજાયેલો છે અને અંતમાં પ્રત્યેક આત્મા એ સ્થિતિને પ્રાપ્ત થશે. આપણે હમણાં જે સ્થિતિમાં છીએ તે સ્થિતિ આપણને આપણા ભૂતકાળના વિચારો,

ઇચ્છાઓ અને કર્મો દ્વારાજ પ્રાપ્ત થઇ છે; અને હમણાં આપણે જેવા વિચાર તથા કર્મ કરીશું, તેવીજ આપણી ભાવી સ્થિતિ થશે. પરંતુ આ આપણાં પોતાનાં ભાગ્યો આપણને બાહ્ય સહાય લેતાં અટકાવતાં નથી; કિંબહુના, પુષ્કળ માણસોના સંબંધમાં આવી સહાય સર્વથા આવશ્યક હોય છે. આ સહાય જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે આત્માની ઉચ્ચતર શક્તિઓ અને સામર્થ્યોને અધિક વેગ મળે છે, આધ્યાત્મિક જીવન જાગૃત થાય છે, શીઘ્ર ગતિથી વિકાસ પામે છે અને મનુષ્ય અંતે પવિત્ર તથા પૂર્ણ બને છે.

આ શીઘ્ર ગતિ આપનારો જુસ્સો ગ્રંથોમાંથી મળતો નથી. આત્મા માત્ર અન્ય આત્મામાંથી—ઉચ્ચતર આત્મામાંથીજ જુસ્સો પ્રાપ્ત કરી શકે તેમ છે. આખા જીવન સુધી આપણે પુસ્તકોનો અભ્યાસ કર્યા કરીને ખૂબ બુદ્ધિમાન બનીએ; પરંતુ અંતે આપણને પ્રતીત થશે કે આપણો લેશ પણ આધ્યાત્મિક વિકાસ થયો નથી. બૌદ્ધિક વિકાસની સાથે હમેશાં મનુષ્યનો તેટલોજ આધ્યાત્મિક વિકાસ થાય છે, એ વાત સત્ય નથી. પુસ્તકોનો અભ્યાસ કરતાં કેટલીક વાર આપણે ભ્રમથી એમ ધારી લઇએ છીએ કે, આપણે આધ્યાત્મિક જ્ઞાન મેળવી ચૂક્યા; પરંતુ ખરૂં જોતાં તો એથી બહુ બહુ તો માત્ર આપણી બુદ્ધિનેજ લાભ થાય છે, એથી આપણા અંતરાત્માને લેશ પણ લાભ થતો નથી. જો કે આપણામાંના ઘણા આધ્યાત્મિક વિષયો વિષે સારી પેઠે બોલી શકે છે, તોપણ જ્યારે કર્મ કરવાનો અને ખરેખરૂં આધ્યાત્મિક જીવન ગાળવાનો પ્રસંગ આવે છે, ત્યારે આપણે છેકજ નિષ્ફળ થઇએ છીએ અને તેનું કારણ એ છે કે ગ્રંથોમાં આધ્યાત્મિક વિકાસને ગતિ આપવાનું સામર્થ્ય હોતું નથી. એક આત્માને શીઘ્રગતિ પ્રાપ્ત થવાને માટે અન્ય શ્રેષ્ઠ આત્મા તરફથી ચૈતન્ય

પ્રાપ્ત થવુંજ જોઇએ.

જે મનુષ્યના આત્મા દ્વારા આવું ચૈતન્ય પ્રાપ્ત થાય, તે ગુરુ-શિક્ષક-કહેવાય છે; અને જે મનુષ્યના આત્માને ચૈતન્ય પ્રાપ્ત થાય છે તે શિષ્ય કહેવાય છે. આવું ચૈતન્ય કોઇ પણ આત્માને આપવાને માટે પ્રથમ તો ચૈતન્ય આપનારમાં અન્ય આત્માને તે આપવાની શકિત હોવી જોઇએ; અને બીજું જે આત્માને તે આપવામાં આવે, તે તેને પ્રાપ્ત કરવાને લાયક હોવો જોઇએ. બીજ જીવંત હોવું જોઇએ અને ક્ષેત્ર ખેડાઇને તૈયાર થયેલું હોવું જોઇએ. જ્યારે આ ઉભય શરતો પરિપૂર્ણ થાય, ત્યારે સત્યધર્મનો અદ્ભુત વિકાસ થાય છે. "ખરા ધર્મોપદેશકમાં અદ્ભુત શકિતઓ હોવી જોઇએ અને તેનો શ્રોતા કુશળ હોવો જોઇએ" आश्चर्यो वक्ता कुशलोऽस्य श्रोता અને જો આ ઉભય ખરેખરી અદ્ભુત તથા અસાધારણ શકિત ધરાવનાર હશે, તોજ સુંદર આધ્યાત્મિક જાગૃતિ થશે, અન્યથા નહિ. માત્ર આવા માણસોજ ખરેખરા ગુરુ હોય છે, અને માત્ર આવા માણસોજ ખરેખરા શિષ્ય, ખરેખરા જિજ્ઞાસુ પણ હોય છે. અન્ય સર્વ માત્ર અધ્યાત્મજ્ઞાનની સાથે રમત કરનારા છે. તેમનામાં કાંઇક જિજ્ઞાસા જાગૃત થયેલી હોય છે, તેમનામાં કાંઇક બૌદ્ધિક મહત્ત્વાકાંક્ષા પ્રદીપ્ત થયેલી હોય છે, પરંતુ તેઓ માત્ર ધર્મની ક્ષિતિજમર્યાદા ઉપરજ ઊભેલા હોય છે. નિઃશંક, તેની પણ કાંઇક કિંમત છે, કારણકે વખત જતાં તે સાચી ધર્મપિપાસાના ઉદ્ભવમાં પરિણમે એવો સંભવ હોય છે. અને આ એક પ્રકૃતિનો ભેદભરેલો નિયમ છે કે ક્ષેત્ર તૈયાર થાય કે તરત બીજ આવવુંજ જોઇએ અને આવે છેજ. આત્મા ધર્મપ્રાપ્તિની આતુરતાપૂર્વક ઇચ્છા કરે કે તરતજ તે આત્માને સહાય કરવાને ધાર્મિક ચૈતન્ય આપનાર આવવોજ જોઇએ અને આવે છેજ. જ્યારે ગ્રાહક આત્મામાં

ધર્મપ્રકાશને આકર્ષિત કરનાર શક્તિ સંપૂર્ણ અને સુદૃઢ હોય છે, ત્યારે સ્વાભાવિક રીતેજ તે આકર્ષણને પ્રત્યુત્તર આપનાર અને પ્રકાશ મોકલનાર શક્તિ આવે છે.

છતાં માર્ગમાં કેટલાક મહાન ભયો હોય છે. દાખલા તરીકે ગ્રાહક આત્મા પોતાની ક્ષણિક વૃત્તિઓનેજ ભૂલથી ખરી ધર્મ-જિજ્ઞાસા માની લે એવો ભય છે. આનો અનુભવ આપણે આપણી જાતમાંજ કરી શકીએ છીએ. આપણા જીવનમાં ઘણી વાર એમ બને છે કે, આપણું કોઇ પ્રિયજન મરણ પામે છે, આપણને આઘાત થાય છે, આપણને લાગે છે કે સંસાર મિથ્યા છે, આપણે કોઈક દૃઢતર અને ઉચ્ચતર વસ્તુ પ્રાપ્ત કરવી જોઇએ અને આપણે ધાર્મિક બનવું જોઇએ; પરંતુ થોડા દિવસમાં લાગણીનો તે તરંગ ચાલ્યો જાય છે અને આપણે જ્યાંના ત્યાંજ પડી રહીએ છીએ. આપણે સર્વ ઘણી વાર આવી તીવ્ર લાગણીઓને ભૂલથી સાચી ધર્મપિપાસા માની લઇએ છીએ; પરંતુ જ્યાંસુધી આવી ક્ષણિક વૃત્તિઓને ભૂલથી સત્ય ધર્મજિજ્ઞાસા માનવામાં આવશે, ત્યાંસુધી સતત સાચી, તીવ્ર ધર્મજિજ્ઞાસા ઉત્પન્ન થશે નહિ અને આપણને અધ્યાત્મજ્ઞાન આપનાર ખરો ગુરુ પ્રાપ્ત થશે નહિ. એટલા માટે જ્યારે જ્યારે આપણને એવી ફરિયાદ કરવાની લાલચ થાય કે, આપણી ધર્મજિજ્ઞાસા બહુ તીવ્ર હોવા છતાં આપણને સફળતા મળતી નથી, ત્યારે ત્યારે આપણે એવી ફરિયાદ કરવાને બદલે આપણા પોતાના આત્માનું નિરીક્ષણ કરવું અને આપણા હૃદયની ઇચ્છા સત્ય છે કે નહિ, તેની ખોજ કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે.

ગુરુના સંબંધમાં બીજા પણ મોટા ભયો રહેલા છે. ઘણા માણસો અજ્ઞાનાંધકારમાં નિમગ્ન હોવા છતાં પોતાની ગર્વિષ્ઠતાને લીધે માને છે કે તેઓ સર્વજ્ઞ છે, એટલુંજ નહિ પરંતુ

અન્યોને પણ પોતાના સ્કંધ ઉપર લેવાને તેઓ તૈયાર થાય છે; અને આ પ્રકારે આંધળો આંધળાને દોરવતો હોવાથી ઉભય ખાડામાં પડે છે. अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितं मन्यमानाः । जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ "અંધકારમાં વસતા મૂર્ખો શેખીથી પોતાને ડાહ્યા માની અને મિથ્યાજ્ઞાનથી ફુલાઇ જઈ અંધ માણસો અંધને દોરવે તે પ્રમાણે આમથી તેમ અથડાતા ફરે છે." (મૂંડકોપનિષદ. ૧-૨-૮.) જગત આવા માણસોથી ભરેલું છે. પ્રત્યેક જણ ગુરુ થવા માગે છે. કરોડ રૂપિયાનું દાન કરવા માગનારા ભિખારીની પેઠે આવા ગુરુઓ પણ ઉપહાસનેજ પાત્ર હોય છે.

## મુમુક્ષુ અને ગુરુની પાત્રતા

ત્યારે આપણે ગુરુને ઓળખવો શી રીતે? સૂર્યનું દર્શન કરવાને માટે મશાલની જરૂર પડતી નથી. તેને જોવાને માટે આપણને મીણબત્તી સળગાવવી પડતી નથી. જ્યારે સૂર્યોદય થાય છે, ત્યારે આપણે આપોઆપ તેથી વિદિત થઇએ છીએ અને એજ પ્રમાણે જ્યારે આપણને સહાય કરવાને એક ગુરુ આવે, ત્યારે આપણા આત્માને સ્વયંભૂ ખબર પડશે કે, તેની ઉપર સત્યનો પ્રકાશ પડવા લાગ્યો છે. સત્ય સ્વયં પ્રકાશિત હોય છે, તેને સત્ય તરીકે સિદ્ધ કરવાને માટે કોઈ ઇતર પ્રમાણની આવશ્યકતા હોતી નથી. તેનું પ્રમાણ તે પોતેજ હોય છે. તે આપણા આત્માના ઊંડામાં ઊંડા ભાગમાં પ્રવેશી જાય છે અને તેની ઉપસ્થિતિમાં સમગ્ર વિશ્વ ઊભું થઇને કહે છે કે, "આ સત્ય છે." જે ગુરુઓની બુદ્ધિ અને સત્ય સૂર્યપ્રકાશની પેઠે પ્રકાશે છે, તેઓ જગતના મહાનમાં મહાન ધર્મોપદેશકો છે, અને મનુષ્યજાતિનો મોટો ભાગ તેમને દેવવત્ પૂજે છે. વળી પ્રમાણમાં ઓછી શક્તિવાળા એવા ગુરુઓની તરફથી પણ

આપણને સહાય મળી શકે છે. જે માણસની તરફથી આપણને બોધ અને દોરવણી મળે છે, તેની શક્તિની તુલના કરવા પૂરતી યોગ્યતા આપણે પોતે ધરાવતા હોતા નથી; એટલા માટે ગુરુ તેમજ શિષ્યને માટે કેટલાંક લક્ષણ ખાસ આવશ્યક છે.

શિષ્યને માટે આવશ્યક લક્ષણો આ છેઃ–વિશુદ્ધ આચરણ, ખરી જ્ઞાનપિપાસા અને આગ્રહી ઉદ્યોગ. દુરાચારી મનુષ્ય ખરેખરો ધાર્મિક બની શકતો નથી. કોઇ પણ માણસને ધાર્મિક બનવાને માટે મન, વાચા અને કર્મની વિશુદ્ધતાની સંપૂર્ણ આવશ્યકતા છે. જ્ઞાનપિપાસાના સંબંધમાં તો એટલુંજ કહેવાનું છે કે, તે ખરા રૂપમાં ઉદ્ભવી એટલે તેની તૃપ્તિ થયા વિના રહેતીજ નથી. હા, ધર્મની સારી જિજ્ઞાસા હોવી એ કઠિન વાત છે ખરી. આપણે સાધારણ રીતે ધારીએ છીએ તેટલી એ જિજ્ઞાસા ઉદ્ભવવી સહેલી નથી. માત્ર ધાર્મિક વાતો સાંભળવી અને ધાર્મિક ગ્રંથો વાંચવા, એટલાથીજ કાંઇ એ જિજ્ઞાસા ઉદ્ભવતી નથી. એને માટે તો જાણેલું અમલમાં મૂકવાની મોટી જરૂર રહે છે. ખરી ધર્મજિજ્ઞાસા પ્રદીપ્ત થાય અને વિજય મળે ત્યાંસુધી આપણી નિકૃષ્ટ પ્રકૃતિની સાથે આપણે સતત યુદ્ધ, નિરંતર વિગ્રહ, અવ્યાહત લડાઇ ચલાવવી જોઇએ. એ કાંઈ એકાદબે દિવસનો, એકાદબે વર્ષનો કે જન્મારાનોજ પ્રશ્ન નથી. અનેક જન્મપર્યંત પણ કદાચ એ યુદ્ધ ચાલુ રાખવું પડે છે. કેટલીક વાર કદાચ તત્કાલ પણ સફળતા પ્રાપ્ત થાય, પરંતુ પૂર્વની કમાણી વિના તેમ બનવું અશક્ય છે; માટે ઉપર જણાવ્યા જેવી આગ્રહી વૃત્તિ શિષ્યમાં અવશ્ય હોવી જોઇએ. એવા શિષ્યને અવશ્ય સફળતા અને સાક્ષાત્કાર પ્રાપ્ત થાય છે.

ગુરુના સંબંધમાં તે શાસ્ત્રનું હાર્દ જાણે છે કે નહિ, તે આપણે જોવું જોઇએ. સમગ્ર જગત બાયબલો, વેદો, કુરાનો વાંચે છે; પરંતુ

તેમાં તેઓ માત્ર શબ્દો, વાક્યો, વ્યુત્પત્તિ, ભાષા અને ધર્મનાં શુષ્ક અસ્થિઓ સાથેજ વખત ગાળતા હોય છે. જે ગુરુ શબ્દોનોજ વેપાર આજો કરે છે અને પોતાના મનને શબ્દોનાજ ચૂંથારામાં તણાઇ જવા દે છે, તે તેના ખરા રહસ્યને ગુમાવી દે છે. જે શાસ્ત્રનું રહસ્ય સમજે છે, તેજ સાચો ધર્મગુરુ છે. શાસ્ત્રની શબ્દજાળ એક વિશાળ જંગલવત્ છે કે જેમા માનવમસ્તિષ્ક ઘણીવાર ભૂલુ પડે છે અને તેને બહાર નીકળવાનો માર્ગ મળતો નથી शब्दजाल महारण्य चित्तभ्रमणकारणं । "શબ્દજાળ એ એક મોટું અરણ્ય છે અને તે ચિત્તના ભ્રમણનુ કારણ થઇ પડે છે." શબ્દોને યોજવાની ભિન્ન ભિન્ન પ્રણાલિઓ, સુંદર ભાષા વાપરવાની પૃથક્ પૃથક્ પદ્ધતિઓ, શાસ્ત્રનાં વચનોની વ્યાખ્યા કરવાની જુદી જુદી પ્રથાઓ, એ માત્ર પંડિતોના વાદવિવાદો અને તેમના આનંદને માટેજ હોય છે, તેઓ અધ્યાત્મજ્ઞાનનો વિકાસ કરતી નથી. वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशल । वैदुष्यं विदुषा तद्वद् भुक्तये न तु मुक्तये। જેઓ અન્યોને ધર્મદીક્ષા આપવામાં આવી પ્રણાલીઓનો ઉપયોગ કરે છે, તેઓ માત્ર પોતાનું પાંડિત્ય દર્શાવવાનીજ ઇચ્છા રાખે છે, કે જેથી જગત તેમને મહાન પંડિતો કહીને તેમની પ્રશસા કરે. તમને પ્રતીત થશે કે જગતના મહાન ગુરુઓ પૈકી કોઇએ કદી પણ શાસ્ત્રવચનોની ભિન્નભિન્ન વ્યાખ્યાઓ કરી નથી, તેમણે શાસ્ત્રવચનોનુ છેદનભેદન કર્યું નથી, તેઓ હમેશાં શબ્દોના અર્થ અને ધાતુઓની સાથેજ ખેલ કરતા રહ્યા નથી, તે છતા તેમણે ઉત્તમ બોધ આપ્યો છે. જેમની પાસે બોધ આપવા જેવુ કાંઇ પણ નથી, તેમણે કેટલીક વાર એકાદ શબ્દ ઉપાડી લીધો છે અને તે કયા ધાતુમાથી ઉત્પન્ન થયો, કયા માણસે તેનો પ્રથમ પ્રયોગ કર્યો, અને તે માણસને શું ખાવાની ટેવ હતી, અને તે કેટલા

વખત સુધી નિદ્રા લેતો હતો, આદિ વિષે એત્રણ ગ્રંથો ચીતરી કાઢ્યા છે!

ભગવાન રામકૃષ્ણ નીચે પ્રમાણે એક વાત કહેતાઃ "કેટલાક માણસો એક આંબાવાડિયામાં ગયા અને આંબાનાં પત્રો, ડાંખળીઓ તથા શાખાઓ ગણવા લાગ્યા. તેમણે તેમનો રંગ તપાસ્યો, તેમના કદની તુલના કરી અને પ્રત્યેક બીના પરમ સંભાળપૂર્વક નોંધી લીધી. ત્યાર પછી તેમણે આમાંના પ્રત્યેક વિષય પર પાંડિત્યપૂર્ણ ચર્ચા કરવા માંડી, જેમાં નિઃશંક તેમને બહુ રસ પડતો હતો; પરંતુ તેમાંનો એક જણ કે જે બીજાઓ કરતાં અધિક બુદ્ધિમાન હતો, તેણે આ સર્વ વસ્તુઓની સ્પૃહા કરી નહિ, તે તો સીધો કેરીજ ખાવા લાગ્યો. અને શું તે શાણો નહોતો? માટે આ પાંદડાં અને ડાંખળીઓ ગણવાનું અને નોંધવાનું કામ અન્યોને માટે રહેવા દો. આ પ્રકારનું કામ તેના યોગ્ય સ્થાનમાં ઉપયોગી છે, પરંતુ અહીંયાં આધ્યાત્મિક ક્ષેત્રમાં તે ઉપયોગી નથી. આ 'પાંદડાં ગણનારાઓ'માં તમને કદી પણ સુદૃઢ અધ્યાત્મજ્ઞાની પ્રાપ્ત થશે નહિ ધર્મ કે જે મનુષ્યનું ઉચ્ચતમ લક્ષ્ય અને ઉચ્ચતમ માહાત્મ્ય છે, તેને 'પાંદડાં ગણવા' જેટલા શ્રમની આવશ્યકતા નથી. જો તમે ભક્ત થવા માગતા હો, તો કૃષ્ણ ભગવાન મથુરામાં જન્મ્યા હતા કે વ્રજમાં, તેઓ શું કરતા હતા અથવા તેમણે કયી ચોક્કસ તિથિએ ગીતાનો બોધ આપ્યો હતો, તે જાણવાની તમને બિલકુલ આવશ્યકતા નથી. તમને ગીતાના ધર્મ અને પ્રેમ સંબંધી સુંદર ઉપદેશો માટે હાર્દિક જિજ્ઞાસા ઉત્પન્ન થવાની આવશ્યકતા છે. તત્સંબંધી અને તેના કર્તા સંબંધી ઇતર સર્વ વિગતો પંડિતોના આનંદને માટે છે. તેમને જેની ઇચ્છા હોય, તે તેમને મળવા દો. તેઓ પાંડિત્યમય વાદવિવાદ કરે, ત્યારે આપણે 'शांतिः शांतिः'

વદવું જોઇએ અને 'કેરી ખાવી જોઇએ.'"

ગુરુને માટે આવશ્યક બીજું લક્ષણ એકાંતવાસ છે.ઘણી વાર એવો પ્રશ્ન કરવામાં આવે છે કે, "આપણે ગુરુનું ચારિત્ર્ય અને વ્યક્તિત્વ શા માટે જોવું જોઇએ? આપણે માત્ર તે જે કહે તેનીજ તુલના કરવી જોઇએ અને તે ગ્રહણ કરવું જોઇએ." આ યથાવત્ નથી. જો એક માણસ મને ગતિશાસ્ત્ર અથવા રસાયનશાસ્ત્ર કિંવા ઇતર કોઇ ભૌતિકશાસ્ત્રનું કાંઇક જ્ઞાન આપવા માગતો હોય, તો તે ગમે તે હોય, તેની મને દરકાર નથી; કારણકે **ભૌતિક શાસ્ત્રોની બાબતમાં માત્ર બૌદ્ધિક પાત્રતાનીજ જરૂર હોય છે; પરંતુ આધ્યાત્મિક બાબતમાં, અપવિત્ર આત્મામાં પોતામાંજ કાંઇ પણ પ્રકાશ** આવી શકતો નથી, તો પછી બીજાને તે કેવી રીતે સાચો પ્રકાશ આપી શકશે? આધ્યાત્મિક સત્ય પ્રાપ્ત કરવાને માટે અથવા તે અન્યને આપવાને માટે કેવળ આવશ્યક વસ્તુ હૃદય અને આત્માની પવિત્રતા છે. આત્મા જ્યાંસુધી વિશુદ્ધ હોતો નથી, ત્યાંસુધી ઈશ્વરનું અથવા અતીતનું દર્શન કદી પણ થતું નથી; માટે ધર્મગુરુના સંબંધમાં પ્રથમ આપણે તે કોણ છે, તે જોવું જોઇએ અને ત્યાર પછીજ તે શું કહે છે તે જોવું જોઇએ. તે સંપૂર્ણ સદાચારી હોવો જોઇએ, અને માત્ર ત્યારેજ તેના શબ્દની અસર પડે છે; કારણકે માત્ર ત્યારેજ તે ખરો "અધ્યાત્મજ્ઞાન આપનાર" હોય છે. જો તેનામાંજ આધ્યાત્મિક શક્તિ ન હોય, તો તે બીજાને શું આપી શકશે? ગુરુના મનમાં અધ્યાત્મજ્ઞાનનાં એવાં બળવાન આંદોલનો ઊઠવાં જોઇએ કે જેથી તે શિષ્યના મનમાં સુયોગ્ય રીતે પ્રવેશ કરી શકે. માત્ર શિષ્યની બુદ્ધિને અથવા ઈતર ગુણોને ઉત્તેજિત કરવા એટલુંજ એક ધર્મગુરુનું કર્તવ્ય નથી, પરંતુ તેના અંતરાત્મામાં કાંઇ પણ ઉચ્ચતા રેડવી એ તેનું ખાસ કર્તવ્ય છે. ધર્મગુરુમાંથી કોઇક

સત્ય અને અસરકારક વસ્તુ નીકળે છે અને તે શિષ્યમાં પ્રવેશ કરે છે, એટલા માટે ગુરુ પવિત્ર હોવો જોઇએ.

ગુરુનો ત્રીજો ગુણ વિશુદ્ધ હેતુ છે. ગુરુએ કોઇ દૂરના સ્વાર્થી હેતુથી, દ્રવ્ય, નામના અથવા કીર્તિના હેતુથી બોધ આપવો ન જોઇએ; તેણે માત્ર પ્રેમથીજ, માનવજાતિ પ્રત્યેના વિશુદ્ધ પ્રેમથીજ અધ્યાત્મજ્ઞાન આપવું જોઇએ. આધ્યાત્મિક બળ આપવાનું સાધન કેવળ પ્રેમજ છે. દ્રવ્ય અથવા કીર્તિની ઇચ્છા જેવો કોઇ પણ સ્વાર્થી હેતુ આ સાધાનનો તત્કાળ નાશ કરી નાખે છે. ઈશ્વર પ્રેમસ્વરૂપ છે અને માત્ર જેણે ઈશ્વરનું પ્રેમસ્વરૂપ જાણ્યું છે, તેજ પુરુષ મનુષ્યને ધર્મ અને ઈશ્વરનો બોધ આપી શકે છે.

જ્યારે તમે જુઓ કે તમારા ગુરુમાં ઉપલા ત્રણે ગુણો બરાબર છે, ત્યારે તમે સુરક્ષિત છો; અને નહિ તો તેનો બોધ ગ્રહણ કરવામાં તમારી સલામતી નથી, કારણકે જો તે તમારા અંતઃકરણમાં સજ્જનતા ઉત્પન્ન ન કરી શકે, તો તે કદાચ દુષ્ટતા ઉત્પન્ન કરે એવો મોટો ભય રહેલો હોય છે. સર્વ ઉપાયોથી તમારે આ ભયની સામે થવું જોઇએ. श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः। "જે મનુષ્ય શાસ્ત્રજ્ઞ, પાપમુક્ત અને કામવાસનાથી રહિત હોય, તેજ ખરો બ્રહ્મજ્ઞાની છે."

અમે જે કહી ગયા તે ઉપરથી સહેજે પ્રતીત થાય છે કે, આપણને પ્રત્યેક સ્થળે અને પ્રત્યેક મનુષ્ય દ્વારા ધર્મ પર પ્રેમ રાખવાનું, ધર્મની મહત્તા સમજવાનું અને ધર્મસાક્ષાત્કાર કરવાનું શિક્ષણ મળી શકે નહિ. "પાષાણોમાં ધર્મોપદેશો, વહેતા ઝરાઓમાં ગ્રંથો અને પ્રત્યેક વસ્તુમાં માંગલ્ય" એ સૌ કાવ્ય તરીકે ઠીક છે; પરંતુ જ્યાંસુધી એક માણસમાં પોતાનામાં સત્યનાં અવિકસિત તત્ત્વો ન હોય, ત્યાંસુધી બીજો માણસ તેને કિંચિત્ પણ સત્ય આપી શકતો નથી. પાષાણો અને ઝરાઓ કોને ધ—

પદેશ આપે છે ? જેનું અંતઃકરણ પવિત્ર જીવનથી ઉન્નત બની ચૂક્યું હોય તેનેજ. જે પ્રકાશ માનવ–હૃદયકમળનો સુંદર વિકાસ કરે છે, તે હમેશાં ભલા અને પરમાત્મદર્શન પામેલા ધર્મગુરુ-દ્વારાજ આવે છે. આ પ્રકારે જ્યારે અંતઃકરણ ખુલ્લું થાય છે, ત્યારે તે પાષાણો અને વહેળાઓ, નક્ષત્રો અથવા સૂર્ય કિંવા ચંદ્ર અથવા આપણા દિવ્ય વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી કોઈ પણ વસ્તુદ્વારા બોધ ગ્રહણ કરવાને લાયક બને છે; પરંતુ બંધ હૃદય તેમાં માત્ર પાષાણો અથવા વહેળાઓ સિવાય કાંઇ પણ જોશે નહિ. એક અંધ માણસ પદાર્થસંગ્રહાલયમાં જાય, પરંતુ તેથી તેને કોઈ પણ પ્રકારે લાભ થશે નહિ. પ્રથમ તેની આંખો ઉઘાડવી જોઇએ અને માત્ર ત્યારેજ તે પદાર્થસંગ્રહાલયમાંની વસ્તુઓ જે જ્ઞાન આપી શકે તે ગ્રહણ કરવાને શક્તિમાન થશે.

ગુરુ એ મુમુક્ષુની આંખ ઉઘાડનાર છે; એટલા માટે ગુરુ સાથે આપણો સંબંધ પૂર્વજ અને તેના વંશજ વચ્ચેના સંબંધ જેવો છે. જો આપણા ધર્મગુરુ પ્રત્યે આપણા હૃદયમાં શ્રદ્ધા, નમ્રતા, આજ્ઞાંકિતતા અને પૂજ્યભાવ ન હોય, તો આપણામાં ધર્મનો કાંઇ પણ વિકાસ થઇ શકે નહિ. એક જાણવા યોગ્ય વાત છે કે,જ્યાં ગુરુશિષ્યનો આ પ્રકારનો સંબંધ અસ્તિત્વ ધરાવે છે, ત્યાંજ માત્ર મહાન અધ્યાત્મજ્ઞાની પુરુષો ઉત્પન્ન થાય છે; જ્યારે જે દેશો-એ આ પ્રકારનો સંબંધ જાળવી રાખવા પ્રત્યે દુર્લક્ષ કર્યું છે, ત્યાંના ગુરુ કેવળ ખુશામદી ટટ્ટુ અથવા વેદિયાં ઢોરજ બની રહે છે. ગુરુને ચાર પૈસા મળ્યા અને શિષ્યને બે વખાણના કે પોપ-ટિયા બોધના શબ્દો મળ્યા એટલે બેઉનું કામ પૂરૂં થાય છે. આવા સંયોગોમાં અધ્યાત્મજ્ઞાનના આપનાર અને લેનાર બંને અતિ દુર્લભ થઈ પડે છે. આવા લોકોના સંબંધમાં ધર્મ એ વેપાર બની જાય છે. તેઓ ધારે છે કે તેઓ પોતાના રૂપિયા વતી

તેને જોઇશે ત્યારે પ્રાપ્ત કરી શકશે! પ્રભુ કરે ને ધર્મ આટલી સરલતાથી પ્રાપ્ત થઇ શકે! પરંતુ દુર્ભાગ્યવશાત્ તેમ બની શકતું નથી.

ધર્મ કે જે ઉચ્ચતમ જ્ઞાનનો ભંડાર અને ઉચ્ચતમ ડહાપણનું શિખર છે, તે પૈસાથી ખરીદી શકાતો નથી; તેમજ તે ગ્રંથો મોઢે કરવાથી પણ પ્રાપ્ત થઇ શકતો નથી. તમે જગતના સમસ્ત ખૂણાઓ તપાસી વળો; તમે હિમાલય, આલ્પ્સ અને કૉકેસસનું અન્વેષણ કરો; તમે સમુદ્રનું તળિયું તપાસો અને તિબેટ તથા ગોબીના રણનો પ્રત્યેક ખૂણો જોઇ વળો; પરંતુ જ્યાંસુધી ધર્મને ગ્રહણ કરવાને તમારૂં હૃદય તૈયાર નહિ હોય અને યોગ્ય ગુરુ મળ્યા નહિ હોય, ત્યાંસુધી તે તમને કદી પણ પ્રાપ્ત થશે નહિ. અને જ્યારે ઈશ્વરદત્ત ગુરુ પ્રાપ્ત થાય, ત્યારે બાલકવત્ શ્રદ્ધા તથા સરલતાથી તેની સેવા કરજો, તેના બોધને માટે લેશ પણ સંકોચ વિના તમારૂં હૃદય ખુલ્લું મૂકજો અને તેનામાં ઈશ્વરાવતારનું દર્શન કરજો. જેઓ આવા પ્રેમ અને પૂજ્યભાવથી સત્યની શોધ કરે છે, તેમની આગળ સત્યનો નાથ સત્ય, માંગલ્ય અને સૌંદર્યસંબંધી અદ્ભુતમાં અદ્ભુત વસ્તુઓ પ્રકટ કરે છે.

## ઈશ્વરરૂપ આચાર્યો અને અવતાર

જે સ્થળે પ્રભુના નામનો ઉચ્ચાર થાય છે, તે સ્થળ પણ પવિત્ર છે; તો પછી જે મનુષ્ય તેનો નામોચ્ચાર કરે છે, તે કેટલો વિશેષ પવિત્ર છે? અને જે મનુષ્ય તરફથી આપણને આધ્યાત્મિક સત્ય પ્રાપ્ત થાય છે, તેની પાસે આપણે કેટલા પૂજ્યભાવથી જવું જોઇએ? વસ્તુતઃ આધ્યાત્મિક સત્યના આવા મહાન પ્રબોધકો આ જગતમાં ઘણા થોડા છે, પરંતુ જગત કદી પણ તેમનાથી સંપૂર્ણતઃ રહિત હોતું નથી. તેઓ હમેશાં માનવજીવનનાં સુંદરમાં સુંદર પુષ્પો હોય છે. તેઓ अहेतुकदयासिन्धुः। હોય છે. आचार्यं

માં વિજાનીહિ। "આચાર્ય એ હું છું એમ જાણ." એમ શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે. જે ક્ષણે જગત આવા આચાર્યોથી સંપૂર્ણતઃ શૂન્ય બની જશે, તે ક્ષણે એ ભયંકર નરકનું સ્વરૂપ ધારણ કરશે અને શીઘ્ર એનો વિધ્વંસ થશે.

જગતમાં સમસ્ત સાધારણ ગુરુઓ કરતાં ઉચ્ચ અને ઉદાત્ત એક બીજા પ્રકારના અસાધારણ ગુરુઓ હોય છે. તેઓ સાક્ષાત્ ઇશ્વરના અવતાર જેવા હોય છે. તેઓ યોગ્ય મનુષ્યને એક સ્પર્શથી, અરે ઇચ્છા માત્રથી પણ આધ્યાત્મિક શક્તિ આપી શકે છે. તેમની સેવા અને સંગતિથી હલકામાં હલકા અને પતિત-માં પતિત માણસો પણ મહાત્મા બની જાય છે. તેઓ સમસ્ત ગુરુઓના ગુરુ છે અને મનુષ્યરૂપે આ જગતમાં વિચરતી પરમા-ત્માની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વિભૂતિઓ છે. આપણે માત્ર તેમના દ્વારાજ ઇશ્વરદર્શન કરી શકીએ છીએ; અન્યથા કરી શકતા નથી. આપ-ણે તેમની પૂજા કર્યા વિના રહી શકતા નથી; અને વસ્તુતઃ આપણે માત્ર તેમનીજ પૂજા કરવી જોઇએ.

વસ્તુતઃ મનુષ્યો આ ઇશ્વરાવતારોદ્વારાજ ઇશ્વરદર્શન કરી શકે છે. જો આપણે અન્યથા ઇશ્વરદર્શન કરવાનો પ્રયત્ન કરી-એ, તો આપણે તેને ભયંકર રીતે વિકૃત થઇ ગયેલા સ્વરૂપમાં જોઇએ છીએ અને આપણે તે વિકૃત સ્વરૂપને તેનું સત્ય સ્વરૂપજ માનીએ છીએ. એક એવી વાર્તા છે કે, એક અજ્ઞાન માણસને શિવની એક પ્રતિમા બનાવવાનું કહેવામાં આવ્યું, અને તેણે દિવસોના દિવસો પર્યંત સખ્ત પરિશ્રમ કરી માત્ર એક વાંદરાની પ્રતિમા બનાવી. એટલા માટે આપણે જ્યારે જ્યારે ઇશ્વરના પૂર્ણ સ્વરૂપનું ચિંતન કરવાનો પ્રયત્ન કરીએ છીએ, ત્યારે ત્યારે આપણને હંમેશાં કંગાલમાં કંગાલ નિષ્ફળતા પ્રાપ્ત થાય છે; કારણકે જ્યાંસુધી આપણે મનુષ્ય છીએ, ત્યાંસુધી આપણે તેને

મનુષ્યથી ઉચ્ચતર એવી કોઇ વસ્તુ કલ્પી શકતા નથી. એવો સમય આવશે કે જ્યારે આપણે આપણી માનવ-પ્રકૃતિથી પર થઇશું અને તેને તેના સત્ય સ્વરૂપમાં ઓળખીશું; પરંતુ જ્યાંસુધી આપણે મનુષ્ય છીએ,ત્યાંસુધી આપણે તેની માનવ-સ્વરૂપમાં અને માનવી તરીકે પૂજા કરવી જોઇએ તમે ગમે તેવી વાત કરો, તમે ગમે તેવો પ્રયત્ન કરો; પરંતુ તમને ઈશ્વરની મનુષ્ય સિવાય ઇતર કોઇ કલ્પના આવી શકશે નહિ ભલે તમે ઈશ્વર અને જગતમાંની સમસ્ત વસ્તુઓ વિષે બુદ્ધિમત્તાથી પરિપૂર્ણ એવાં મોટાં મોટાં વ્યાખ્યાનો આપો, મહાન બુદ્ધિવાદીઓ ( રેશનાલિસ્ટ્સ ) બનો અને તમને સંતોષ થાય ત્યાંસુધી સિદ્ધ કરો કે ઈશ્વરે મનુષ્યના સ્વરૂપમાં અવતાર લીધા તે સંબંધી સર્વ વાતો અર્થશૂન્ય છે. પરંતુ ચાલો, આપણે એક ક્ષણ પર્યંત વ્યાવહારિક સાદી સમજનો આશ્રય લઇએ આ પ્રકારની મહદ્બુદ્ધિની પાછળ શું છે? શૂન્ય માત્ર ફીણજ છે, ઇતર કાંઇ પણ નથી. બીજી વાર જ્યારે તમે આ ઈશ્વરાવતારની પૂજાવિરુદ્ધ એક માણસને મહાન પાંડિત્યપૂર્ણ વ્યાખ્યાન આપતો શ્રવણ કરો, ત્યારે તેને પકડીને પૂછજો કે, "ભાઇ, ઈશ્વરને તમે કેવો ધારો છો? સર્વશક્તિમાન, સર્વવ્યાપક અને એવા બીજા સર્વ શબ્દોની તમે માત્ર જોડણીજ જાણો છો કે તેમનો અર્થ પણ જાણો છો? અને જો અર્થ જાણતા હો તો તે શું છે?" વસ્તુતઃ તે તેમનો કાંઈ પણ અર્થ જાણતો નથી; તેની પોતાની માનવ-પ્રકૃતિના પ્રભાવથી પર એવી કોઇ પણ કલ્પનાને તે તેમનો અર્થ લાગુ પાડી શકતો નથી; આ બાબતમાં જેણે એક પણ ગ્રંથ વાંચ્યો નથી, એવા નિકૃષ્ટ કોટિના મનુષ્ય કરતાં તે વધુ જ્ઞાની નથી; છતાં પેલો નિકૃષ્ટ કોટિનો મનુષ્ય મૌન ધારણ કરે છે અને જગતની શાંતિનો ભંગ કરતો નથી; જ્યારે આ મોટો વાતોડિયો

માનવસમાજમાં તોફાન અને દુઃખ ઉત્પન્ન કરે છે. ધર્મનું ફળ આત્મસાક્ષાત્કાર છે. ત્યારે કયાં એ અંતરના ઊંડા અનુભવરૂપ સાક્ષાત્કાર અને કયાં ગોખી લીધેલા યા વાંચેલા કે સાંભળેલા શબ્દો કહી જવારૂપ બકવાદ !

આપણા હાલના બંધારણથી આપણે મર્યાદિત થયેલા છીએ અને આપણે અવશ્ય ઈશ્વરને મનુષ્ય તરીકેજ જોવાના. ઉદાહરણાર્થ, જો ભેંસો ઈશ્વરની આરાધના કરવા માગે, તો તેઓ તેમની પોતાની પ્રકૃતિને અનુસરીને તેને એક પ્રચંડ ભેંસ તરીકેજ જોશે ! જો માછલી ઈશ્વરની પૂજા કરવા માગે, તો તેને એક મોટી માછલી તરીકેજ ઈશ્વરની કલ્પના આવશે ! અને આ ભિન્નભિન્ન કલ્પનાઓ અસ્વાભાવિક રીતે ઉડ્ડયન કરતી કલ્પનાશક્તિનું પરિણામ નથી ? મનુષ્ય, ભેંસ અને માછલી એ સર્વને ભિન્નભિન્ન ઘડાઓ ધારી શકાય. આ સર્વ ઘડાઓ પરમાત્મારૂપી ઉદધિમાંથી પોતાના કદ અને શક્તિના પ્રમાણમાંજ પાણી ભરી લઈ શકે છે. મનુષ્યમાંનુ પાણી મનુષ્યના આકાર ગ્રહણ કરે છે, ભેંસમાંનું ભેંસનો આકાર લે છે અને માછલીમાંનું મત્સ્યનો આકાર ધારણ કરે છે. જો કે આમાંના પ્રત્યેક ઘડામાં પરમાત્મારૂપી સમુદ્રનુંજ પાણી હોય છે. એજ પ્રમાણે આપણે પણ ઈશ્વરને મનુષ્ય તરીકે જોયા વિના રહી શકતા નથી. અને એટલા માટે આપણે અવશ્ય તેની મનુષ્ય તરીકેજ આરાધના કરવાના.

અલબત્ત, બે પ્રકારના માણસો ઈશ્વરની મનુષ્ય તરીકે ઉપાસના કરતા નથી--એક તો લેશ પણ ધર્મથી વિહીન એવો માનવપશુ અને બીજો માનવજાતિની સમસ્ત દુર્બલતાઓથી પર થનાર તથા તેની પોતાની માનવપ્રકૃતિની મર્યાદાઓથી અતિત થનાર પરમહંસ. પરમહંસને સમગ્ર પ્રકૃતિ તેનું પોતાનુંજ સ્વરૂપ લાગે છે. માત્ર તેજ ઈશ્વરને તેના સત્ય સ્વરૂપમાં આરાધી

શકે છે. આ પ્રમાણે આ બાબતમાં પણ ઇતર સમસ્ત બાબતો-ની પેઠે બે છેડાઓ આવી મળે છે. એક તો અજ્ઞાનનો છેડો અને બીજો જ્ઞાનનો છેડો. આ બંને છેડાઓ આરાધના કરતા નથી. માનવપશુ પોતાના અજ્ઞાનને લીધે પૂજા કરતો નથી અને જીવન-મુક્ત એવા કારણથી પૂજા કરતો નથી કે, તેણે પોતાનું ઇશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરેલું હોય છે. જીવનના આ બે ધ્રુવોની વચ્ચે રહેલો એવો જો કોઇ સામાન્ય માણસ એમ કહે કે, તે ઇશ્વરને માનવસ્વરૂપમાં પૂજવાનો નથી, તો કૃપા કરીને તે માણ-સથી સાવધ રહેજો. એને માટે કોઇ વિશેષ સખ્ત શબ્દ નહિ વાપરતાં અમે માત્ર એટલુંજ કહીશું કે, તે બિનજવાબદાર વાતોડિયો છે; તેનો ધર્મ બુદ્ધિ વગરના અને મગજ વગરના માણસોને માટેજ છે. મનુષ્યના દોષો ઇશ્વર જાણે છે અને માનવસમાજનું કલ્યાણ કરવાને માટે તે મનુષ્ય બને છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

"જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો પ્રચાર થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરૂં છું. સાધુ-જનોનું પરિત્રાણ અને દુરાચારીઓનો નાશ કરીને ધર્મનું સં-સ્થાપન કરવાને હું યુગે યુગે જન્મ લઉં છું."

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥

"મૂર્ખો વિશ્વના પ્રભુ તરીકેની મારી વાસ્તવિક પ્રકૃતિ જાણતા નથી અને તેથી તેઓ મારા માનવસ્વરૂપનો ઉપહાસ કરે છે."

શ્રીકૃષ્ણે ઈશ્વરાવતાર વિષે ગીતામાં ઉપર પ્રમાણે કહ્યું છે. ભગવાન શ્રીરામકૃષ્ણ જણાવે છે કે, "જ્યારે મોટી રેલ આવે છે, ત્યારે સમસ્ત નાના વહેળાઓ અને ખાડાઓ પોતાના પ્રયત્ન વા જ્ઞાન વિનાજ છલાછલ ભરાઈ જાય છે; તેજ પ્રમાણે જ્યારે ઈશ્વરાવતાર થાય છે, ત્યારે જગતમાં આધ્યાત્મિક જ્ઞાનની રેલ આવે છે અને લોકોને વાતાવરણ અધ્યાત્મજ્ઞાનથી પૂર્ણ લાગે છે."

## મંત્ર, ૐ શબ્દ અને તેનું રહસ્ય

આપણે આ મહાપુરુષોનો—આ મહાન ઈશ્વરાવતારોનો વિચાર કરતા નથી, પરંતુ માત્ર (જેમણે લક્ષ્યપ્રાપ્તિ કરી છે એવા) સિદ્ધ ગુરુઓનોજ વિચાર કરીએ છીએ. તેમને સાધારણ રીતે મંત્રોદ્વારા શિષ્યમાં અધ્યાત્મજ્ઞાનનું બીજારોપણ કરવું પડે છે. આ મંત્રો શું છે? આર્ય તત્ત્વજ્ઞાન અનુસાર આ સમગ્ર જગત નામરૂપાત્મક છે. મનુષ્યની ચિત્તવૃત્તિમાં નામ અને રૂપથી રહિત એવો કોઈ પણ તરંગ હોઇ શકે નહિ. સમગ્ર પ્રકૃતિની રચના આજ યોજના અનુસાર થઇ છે. એ વાત જો સત્ય હોય, તો સમગ્ર વિશ્વની રચના પણ નામરૂપાત્મકજ હોવી જોઇએ. **યથા एकेन मृत्पिण्डेन विज्ञातेन सर्वं विज्ञातं भवति।** "જેવી રીતે મૃત્તિકાના એક ગોળાનું જ્ઞાન મેળવવાથી સમગ્ર મૃત્તિકાનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેવી રીતે." માટે પિંડનું જ્ઞાન થવાથી બ્રહ્માંડનું જ્ઞાન થાય છે. રૂપ એ બાહ્ય કોટલું છે અને નામ અથવા કલ્પના એ અંદરનું મત્ત્વ છે. શરીર એ રૂપ છે અને મન અથવા અંતઃકરણ એ નામ છે. બોલવાની શક્તિ ધરાવનારાં સમસ્ત પ્રાણીઓમાં ધ્વનિનાં ચિહ્નો નામની સાથે યુક્ત થયેલાં છે. પ્રત્યેક મનુષ્યના મર્યાદિત મહત્ અથવા ચિત્તમાં જે વિચારતરંગો ઉત્પન્ન થાય છે, તે પ્રથમ શબ્દરૂપે અને ત્યાર પછી વિશેષ સ્થૂલ એવાં રૂપોના રૂપમાં વ્યક્ત થાય છે. જગતમાં બ્રહ્મ અથવા હિરણ્યગર્ભ અથવા મહત્

પ્રથમ નામના રૂપમાં વ્યક્ત થયો અને પછી રૂપ અર્થાત્ આ વિશ્વના રૂપમાં વ્યક્ત થયો. આ સમગ્ર પ્રદર્શિત–ગમ્ય વિશ્વ એ રૂપ છે અને તેની પાછળ શાશ્વત–અપ્રદર્શનીય સ્ફોટ અર્થાત્ વ્યક્ત સ્વરૂપ આપનાર શબ્દરૂપે રહેલો છે. આ શાશ્વત સ્ફોટ, સમસ્ત કલ્પનાઓ અથવા નામોનું આ શાશ્વત ઘટક તત્ત્વ એ તે શક્તિ છે કે જેના દ્વારા પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરે છે; કિંબહુના, પરમાત્મા પ્રથમ સ્ફોટનું સ્વરૂપ ધારણ કરે છે અને ત્યાર પછી તેથી વિશેષ સ્થૂલ એવા ગમ્ય વિશ્વરૂપે પ્રકટ થાય છે. આ સ્ફોટનું કેવલ એકજ શકય ચિહ્ન હોઇ શકે છે અને તે ॐ છે. પૃથક્કરણના કોઇ પણ શકય સાધનદ્વારા આપણે શબ્દને કલ્પનાથી પૃથક્ કરી શકતા નહિ હોવાથી, આ ॐ અને શાશ્વત સ્ફોટ એકબીજાથી છૂટા પાડી શકાતા નથી. આ પવિત્રમાં પવિત્ર શબ્દમાંથી, આ સમસ્ત નામો અને રૂપોની માતામાંથી, આ શાશ્વત ૐમાંથી સમગ્ર વિશ્વની ઉત્પત્તિ થયેલી ધારી શકાય છે. પરંતુ કોઇ કહેશે કે, જો કે વિચાર અને શબ્દ એકબીજાથી છૂટા પાડી શકાતા નથી, તોપણ એકજ વિચારને માટે અનેક શબ્દ–ચિહ્નો હોવાથી જે વિચારમાંથી વિશ્વ વ્યક્ત થયું છે, તેનો પ્રતિનિધિ આ વિશિષ્ટ શબ્દ ૐજ અવશ્ય હોવો જોઇએ, એવું કાંઈ નથી. આના ઉત્તરમાં અમે જણાવીએ છીએ કે, સમગ્ર ક્ષેત્રને આવૃત્ત કરનાર કેવળ શકય ચિહ્ન આ ૐજ છે. સ્ફોટ એ સમસ્ત શબ્દોનું ઘટક તત્ત્વ છે, તોપણ એ સંપૂર્ણતઃ રચાયેલો નિશ્ચિત શબ્દ તો નથીજ. અર્થાત્ એક શબ્દને અન્ય શબ્દથી પૃથક્ કરનાર સમસ્ત વિશિષ્ટતાઓ જો દૂર કરવામાં આવે, તો સ્ફોટજ શેષ રહેશે; એટલા માટે આ સ્ફોટને નાદબ્રહ્મ કહેવામાં આવે છે. હવે અપ્રદર્શનીય સ્ફોટને પ્રદર્શિત કરવાનો હેતુ રાખનાર પ્રત્યેક શબ્દચિહ્ન તેને એવું વિશિષ્ટ સ્વરૂપ આપશે કે તે

સ્ફોટ તરીકે રહેશે નહિ, એટલા માટે જે ચિહ્ન તેને ઓછામાં ઓછું વિશિષ્ટ સ્વરૂપ આપે છે અને તેની સાથેજ સત્યની વિશેષમાં વિશેષ નિકટ એવી રીતે તેની પ્રકૃતિ પ્રદર્શિત કરે છે, તે તેનું સત્યમાં સત્ય ચિહ્ન બને છે અને આ ચિહ્ન ૐ અને કેવળ ૐજ છે; કારણકે સંયુક્ત રીતે જેનો ઉચ્ચાર ૐ થાય છે, એવા આ અ ઉ મ્ સમસ્ત શક્ય ધ્વનિઓનું સાધારણ ચિહ્ન સારી રીતે બની શકે છે અ અક્ષર સમસ્ત ધ્વનિઓમાં ઓછામાં ઓછો પૃથક્ થયેલો ધ્વનિ છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ "અક્ષરાણાં અકારોઽસ્મિ।" "અક્ષરોમાં અ હું છું." વળી સમસ્ત બોલવામાં આવતા અક્ષરો જિહ્વાના મૂળથી લઈને ઓષ્ઠોમાં સમાપ્ત થતા થતા મુખમાંના આકાશમાં ઉત્પન્ન થાય છે. અ એ ગળામાંથી નીકળતો ધ્વનિ છે અને મ્ એ ઓષ્ઠમાંથી નીકળતો અંતિમ ધ્વનિ છે અને ઉ જિહ્વાના મૂળમાંથી શરૂ થઈને ઓષ્ઠમાં સમાપ્ત થાય છે. જો આ ૐનો યથાર્થ ઉચ્ચાર કરવામાં આવે, તો સમસ્ત ધ્વનિઓનો તેમાં સમાવેશ થશે. ઇતર કોઈ પણ શબ્દમાં સમસ્ત ધ્વનિઓનો સમાવેશ થઈ શકતો નથી. એટલા માટે આ સ્ફોટનુંજ યોગ્યતમ ચિહ્ન છે અને સ્ફોટ એ ૐનો સત્ય અર્થ છે અને ચિહ્ન સૂચિત વસ્તુથી કદી પણ પૃથક્ કરી શકાતું નથી, એટલા માટે ૐ અને સ્ફોટ એકજ છે. સ્ફોટ એ વ્યક્તવિશ્વનું સૂક્ષ્મતર અંગ હોવાથી તે ઈશ્વરની વધુ નિકટ છે અને તે વસ્તુતઃ જ્ઞાનના ભંડારરૂપ પરમાત્માનું પ્રથમ વ્યક્ત સ્વરૂપ છે; આ ૐ ઇશ્વરનું સત્ય ચિહ્ન છે. વળી જેવી રીતે "એક અદ્વિતીય બ્રહ્મ," અખંડ-સચ્ચિદાનંદની કલ્પના અપૂર્ણ માનવઆત્માઓ વિશિષ્ટ ગુણોના આરોપણ સહિત માત્ર વિશિષ્ટ દૃષ્ટિબિંદુઓથીજ કરી શકે છે, તેવી રીતે ચિંતક તેના દેહરૂપ આ વિશ્વની કલ્પના પણ પોતાની ચિત્તવૃત્તિ અનુસારજ કરે છે.

## પ્રતિમાઓ અને તેની પૂજા

હવે જે મુદ્દાઓ વિચારવાના છે,તે પ્રતિમાઓ અર્થાત્ ઈશ્વર-ની થોડેઘણે અંશે સંતોષકારક એવી મૂર્તિઓ અને તેની પૂજા-વિષયક છે. પ્રતિમા દ્વારા ઈશ્વરની પૂજા કરવી એટલે એમ કે अब्रह्मणि ब्रह्मदृष्ट्याऽनुसन्धानम् । જે બ્રહ્મ નથી તેમાં બ્રહ્મદૃષ્ટિથી મનને જોડવું. ભગવાન રામાનુજ જણાવે છે કે, "મનને બ્રહ્મ તરીકે પૂજો, મન એ બ્રહ્મનું આંતરિક સ્વરૂપ છે; અને આકાશ એ તેનું બાહ્ય સ્વરૂપ છે. મન એ બ્રહ્મની આંતરિક પ્રતિમા છે અને આકાશ એ તેની બાહ્ય પ્રતિમા છે; અને ઉભયને ઇશ્વરની મૂર્તિ તરીકે પૂજવાનાં છે." તેજ પ્રમાણે શંકર જણાવે છે કે, "'એવી આજ્ઞા છે કે સૂર્ય બ્રહ્મ છે.....' 'જે નામને બ્રહ્મ તરીકે પૂજે છે.' અને એવા સમસ્ત ફકરાઓમાં પ્રતિમાઓની પૂજા-ના સંબંધમાં શંકા ઉત્પન્ન થાય છે...." પ્રતિમા શબ્દનો અર્થ "તેની તરફ જવું" એવો થાય છે અને પ્રતિમાની પૂજા એટલે જે વસ્તુ એક વા અધિક બાબતોમાં બ્રહ્મસમાન છે; પરંતુ જે સ્વયં બ્રહ્મ નથી. શ્રુતિઓમાં નિર્દિષ્ટ કરેલી પ્રતિમાઓની સાથે પુરાણો અને તંત્રોમાં બીજી ઘણી પ્રતિમાઓ પ્રાપ્ત થાય છે. આ પ્રકારની પ્રતિમાપૂજામાં ભિન્નભિન્ન પ્રકારની સમસ્ત પિતૃપૂજા અને દેવપૂજાનો પણ સમાવેશ થઇ શકે છે.

પરંતુ માત્ર ઈશ્વરનીજ પૂજા કરવી એનુંજ નામ ભક્તિ છે; ઇતર કોઈ પણ વસ્તુની, દેવ અથવા પિતૃની કિંવા બીજા કોઇ પણ પ્રાણીની પૂજા કરવી, એ ભક્તિ હોઇ શકતી નથી. ભિન્નભિન્ન દેવોની ભિન્નભિન્ન પ્રકારની આરાધનાનો સમાવેશ કર્મકાંડમાં થાય છે અને તે આરાધકને માત્ર કોઇક સ્વર્ગીય સુખના રૂપમાં વિશિષ્ટ ફળ આપે છે; પરંતુ તે ભક્તિનો ઉદય કરી શકતી નથી, કિંવા મુક્તિ આપી શકતી નથી. એટલા માટે એક વાત સંભાળ-

પૂર્વક ધ્યાનમાં રાખવાની છે. કેટલાક આરાધકોના સંબંધમાં બને છે તેમ ઉચ્ચ દાર્શનિક આદર્શ સર્વશ્રેષ્ઠ એવા સ્વયંબ્રહ્મને પ્રતિમાની ભૂમિકા પર ખેંચી આણવામાં આવે અને ખુદ પ્રતિમાને આરાધકનો આત્મા અથવા તેનો અંતર્યામી ગણવામાં આવે, તો પૂજક સંપૂર્ણતઃ વિપથગામી બને છે; કારણકે કોઈ પણ પ્રતિમા વસ્તુતઃ આરાધકનો આત્મા બની શકતી નથી; પરંતુ જ્યાં સ્વયંબ્રહ્મપૂજાનો વિષય હોય છે અને પ્રતિમા માત્ર તેની પ્રતિકૃતિ અથવા આરાધકને બ્રહ્મ સાથે સંયોજિત કરનાર સાધનરૂપ હોય છે; અર્થાત્ જ્યાં પ્રતિમાદ્વારા સર્વવ્યાપક બ્રહ્મની પૂજા થાય છે; પ્રતિમામાં સર્વના કારણનું અથવા બ્રહ્મનુ આરોપણ કરેલું હોય છે, ત્યાં આરાધના અવશ્ય લાભદાયી નીવડે છે; કિં બહુના, મનુષ્યો આરાધનાના સંબંધમાં મનની પ્રાથમિક અથવા તૈયારીની સ્થિતિથી પર થાય, ત્યાંસુધી તે સર્વને માટે આ પ્રકારની પૂજા સંપૂર્ણતઃ આવશ્યક છે. એટલા માટે જ્યારે કોઈ દેવોની અથવા ઇતર પ્રાણીઓની તેમની ખાતર પૂજા કરવામાં આવે છે, ત્યારે તે પૂજા માત્ર એક વિધિ હોય છે; અને એક વિદ્યા તરીકે તે આપણને માત્ર એ વિશિષ્ટ વિદ્યાનું જે ફળ હોય છે, તે આપે છે; પરંતુ જ્યારે દેવો અથવા કોઇ ઇતર પ્રાણીઓને બ્રહ્મ તરીકે પૂજવામાં આવે છે, ત્યારે ઈશ્વરની પૂજાદ્વારા પ્રાપ્ત થતું ફળજ ઉપલબ્ધ થાય છે શ્રુતિઓ અને સ્મૃતિઓ એ ઉભયમાં ઘણી વાર એમ બને છે કે, એકાદ દેવ અથવા સંત અથવા કોઇક ઇતર અસાધારણ પ્રાણીને ગ્રહણ કરી તેને તેની પોતાની પ્રકૃતિ કરતાં ઉન્નત બનાવવામાં આવે છે, તેનામાં બ્રહ્મનું આરોપણ કરવામાં આવે છે અને પછી તેની પૂજા કરવામાં આવે છે. અદ્વૈતવાદી કહે છેઃ "પ્રત્યેક વસ્તુમાંથી જ્યારે નામ અને રૂપ દૂર કરવામાં આવે ત્યારે શું તે બ્રહ્મ હોતી નથી ?" વિશિષ્ટાદ્વૈતવાદી કહે છેઃ "શું

ઇશ્વર પ્રત્યેક વસ્તુનો અંતરાત્મા નથી ?" फलम् आदित्याद्युपासनेषु ब्रह्मैव दास्यति सर्वाध्यक्षत्वात् "આદિત્યોની પૂજાનું ફળ પણ સ્વયં બ્રહ્મ આપે છે, કારણકે તે સર્વનો રાજા છે." શંકર પોતાના બ્રહ્મસૂત્ર ભાષ્યમાં જણાવે છે: ईदृशं चात्र ब्रह्मणः उपास्यत्वं यतः प्रतीकेषु तद्दृष्टयाध्यारोपणं प्रतिमादिषु इव विष्ण्वादीनां "અહીંયાં આ પ્રકારે બ્રહ્મ-આરાધનાનો વિષય બને છે, કારણકે જેવી-રીતે વિષ્ણુ આદિ પ્રતીકોમાં આરોપિત થયેલા છે, તેવી રીતે તે બ્રહ્મ તરીકે પ્રતિમાઓમાં આરોપિત થયેલો છે."

આ વિચારો જેવી રીતે પ્રતિમાઓની પૂજાને લાગુ પડે છે, તેવી રીતે તેઓ તેની આરાધનાને પણ લાગુ પડે છે; અર્થાત્ પ્રતિમામાં એકાદ દેવ અથવા સંતને આરોપિત કરવામાં આવે, તો પૂજા ભક્તિ ઉત્પન્ન કરતી નથી અને મુક્તિ અપાવતી નથી; પરંતુ તેમાં એક ઈશ્વરને આરોપિત કરવામાં આવે, તો તેની પૂજા ભક્તિ અને મુક્તિ ઉભય અપાવે છે. જગતના મુખ્ય ધર્મો પૈકી વેદાંતવાદ, બૌદ્ધધર્મ અને ખ્રિસ્તીધર્મના કેટલાક પંથોને આપણે પ્રતિમાઓનો છૂટથી ઉપયોગ કરતા જોઇએ છીએ; માત્ર બે ધર્મો-મુસલમાન ધર્મ અને પ્રૉટેસ્ટન્ટ મત આવી સહાયનો અસ્વીકાર કરે છે; છતાં મુસલમાનો પોતાના સંતો અને ધર્મવીરોની સમાધિઓનો પ્રાયઃ પ્રતિમાઓના સ્થાનમાં ઉપયોગ કરે છે; અને પ્રૉટેસ્ટન્ટો ધર્મમાં સહાય કરનારી સમસ્ત સ્થૂલ વસ્તુઓનો અનાદર કરીને પ્રતિવર્ષ અધ્યાત્મજ્ઞાનથી અધિક અને અધિક દૂર જતા ગયા છે અને હાલમાં આગળ વધેલા પ્રૉટેસ્ટન્ટો અને ઑગસ્ટ કોમ્ટના અનુયાયીઓ અર્થાત્ કેવળ નીતિના ઉપદેશક નાસ્તિકો વચ્ચે ભાગ્યેજ કાંઇ પણ ભેદ છે ! વળી ખ્રિસ્તી અને મુસલમાન ધર્મમાં પ્રતિમાપૂજાનો જે કાંઇ અંશ રહેલો છે, તેનો તે વર્ગમાં સમાવેશ કરેલો છે કે જેમાં પ્રતિમ

ખાતરજ અને નહિ કે દષ્ટિસૌકર્ય અર્થાત્ ઈશ્વરદર્શનમાં સહાય કરનારી વસ્તુ તરીકે પૂજવામાં આવે છે, એટલા માટે તે બહુ બહુ તો કર્મકાંડની કોટિની છે અને તે ભક્તિ કિંવા મુક્તિ અપાવી શકતી નથી. આ પ્રકારની પ્રતિમાપૂજામાં આત્મા ઈશ્વરથી પૃથક્ એવી ઈતર વસ્તુઓની આરાધના કરે છે અને એટલા માટે પ્રતિમાઓ અથવા સમાધિઓ, મંદિરો કિંવા કબરોનો આવો ઉપયોગ એ સત્ય પાષાણપૂજા છે,' છતાં એ પ્રકારની પૂજા કરવી એ પાપમય વા અશુભ કૃત્ય નથી એ એક કર્મ છે અને આરાધકોને તેનું ફળ મળવુંજ જોઇએ અને મળે છે.

## ઇષ્ટદેવમાં નિષ્ઠા

વિચારવાની બીજી વસ્તુ જેને આપણે ઇષ્ટનિષ્ઠા તરીકે ઓળખીએ છીએ તે છે જે ભક્ત થવાની આકાંક્ષા રાખતો હોય, તેણે જાણવું જોઇએ કે, "ભિન્નભિન્ન મતો એ ભિન્નભિન્ન માર્ગો છે." તેણે જાણવું જોઇએ કે ભિન્નભિન્ન ધર્મોના સમસ્ત ભિન્નભિન્ન પંથો એકજ પ્રભુનું માહાત્મ્ય પૃથક્પૃથક્ રીતે પ્રકટ કરે છે. લોકો તમને ઘણા નામો આપે છે, તેઓ તમને ભિન્નભિન્ન નામોથી જાણે વિભક્ત કરે છે, પરંતુ આમાંના પ્રત્યેક નામમાં તમારૂંજ સર્વશક્તિમાનપણું પ્રાપ્ત થાય છે. તમેજ આ સર્વ નામોદ્વારા આરાધકને મળો છો; વળી જ્યાંસુધી આત્મામાં તમારે માટે ઊંડો પ્રેમ હોય, ત્યાંસુધી મળવાનો કોઇ વિશિષ્ટ સમય પણ હોતો નથી તમારૂં મિલન અતિ સરળતાથી થઈ શકે છે. હું તમને ચાહી શકતો નથી એ મારૂં દુર્ભાગ્ય છે. એટલુંજ નહિ પરંતુ ભક્તે ભિન્નભિન્ન પંથોની સ્થાપના કરનાર દિવ્ય પુરુષોને ધિક્કારવા નહિ અને તેમની ટીકા સુધ્ધા કરવી નહિ. ભક્તે તેમની નિંદા પણ સાંભળવી ન જોઇએ. જેમનામાં વિસ્તૃત ગહાનુભૂતિ, ગુણજ્ઞતા અને ઊંડો પ્રેમ એ ત્રણે સાથે હોય એવા

માણસો ઘણા થોડા હોય છે. આપણે સાધારણ રીતે જોઇએ છીએ કે, ઉદાર ભાવના અને સહાનુભૂતિવાળા પંથો ધાર્મિક ભાવનાની તીવ્રતા ગુમાવી દે છે અને તેમના હાથોમાં ધર્મ પતિત થઇને એક પ્રકારનું રાજકીય વા સામાજિક મંડળનું જીવન બની જાય એવો સંભવ હોય છે. અન્ય પક્ષે અત્યંત સંકુચિત ભાવનાવાળા પંથો તેમના પોતાના આદર્શો પ્રત્યે અતિ પ્રશંસનીય પ્રેમ રાખે છે; પરંતુ તેમણે જેઓ બરાબર તેમના જેવોજ મત ન ધરાવતા હોય, એવા સર્વ માણસોનો તિરસ્કાર કરીને તે પ્રેમનો પ્રત્યેક અણુ પ્રાપ્ત કરેલો જણાય છે. હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે, આ જગતને એવા માણસોથી પરિપૂર્ણ કરો કે જેમનો પ્રેમ ઊંડો હોય અને જેમની સહાનુભૂતિ ભૂતમાત્ર પ્રત્યે હોય. પરંતુ આવા માણસો ઘણા થોડા હોય છે. છતાં આપણે જાણીએ છીએ કે, આપણે ઘણા માણસોને ઊંડા અને વિસ્તૃત એ ઉભય પ્રકારના પ્રેમના અદ્ભુત સંમિશ્રણનો આદર્શ શીખવી શકીએ છીએ અને આ ઇષ્ટનિષ્ઠાના માર્ગદ્વારા તેમ થઇ શકે છે. પ્રત્યેક ધર્મનો પ્રત્યેક પંથ માનવજાતિને પોતાનો માત્ર એકજ આદર્શ આપે છે; પરંતુ સનાતન વેદાંતધર્મ મનુષ્યજાત દિવ્યતાના આંતરિક મંદિરમાં પ્રવેશ કરે, એટલા માટે અસંખ્ય દ્વારો ખુલ્લાં મૂકે છે અને મનુષ્યજાતિની સમક્ષ જેમાં અનાદ્યનંત પરબ્રહ્મનું સ્વરૂપ વ્યક્ત થયેલું છે, એવા અસંખ્ય આદર્શો મૂકે છે. ભૂત અને વર્તમાનકાળના દિવ્ય પુરુષો અથવા ઈશ્વરાવતારોએ માનવજીવનની વાસ્તવિકતાઓના દૃઢ ખડકમાંથી જે સંખ્યાબંધ માર્ગો કાપી કાઢ્યા છે, તે વેદાંત પરમ અનુકંપાથી જિજ્ઞાસુ સ્ત્રીપુરુષોને દર્શાવે છે અને સત્યના જે મંદિરમાં તથા સુખના જે ઉદધિમાં માયાજાળમાંથી મુક્ત થયેલો માનવ–આત્મા સંપૂર્ણ સ્વતંત્રતા તથા શાશ્વત આનંદ ભોગવે છે, તેમાં ખુલ્લા હાથથી સર્વનો–ભાવી

પ્રજાનો સુધ્ધાં—સત્કાર કરે છે.

એટલા માટે ભક્તિયોગ આપણને મુક્તિ અપાવનારા ભિન્ન-ભિન્ન માર્ગો પૈકી કોઇનો પણ તિરસ્કાર કે અનાદર નહિ કરવાની સખત આજ્ઞા કરે છે. પરંતુ વિકાસ પામતો છોડ જ્યાંસુધી વૃક્ષ બને, ત્યાંસુધી તેનું સંરક્ષણ કરવાને માટે તેની આસપાસ વાડ કરવી જોઇએ. અધ્યાત્મજ્ઞાનના મૃદુ છોડને જો પ્રારંભિક સ્થિતિમાં વિચારો તથા આદર્શોના નિરંતર પરિવર્તનનો દાસ બનાવવામાં આવે, તો તે મરણ પામશે. ઘણા લોકો જેને ધાર્મિક ઉદારમત કહી શકાય તેના નામે પોતાની મિથ્યા જિજ્ઞાસા ભિન્નભિન્ન આદર્શોની અખંડ માલિકીથી તૃપ્ત કરતા જણાય છે. તેમના સંબંધમાં નવી વાતો સાંભળવી એ એક પ્રકારનો રોગ—એક પ્રકારની ધર્મઘેલછા બની જાય છે. જ્ઞાનતંતુઓને તત્કાલને માટે ઉશ્કેરવાને સારૂ તેઓ નવીનવી વાતો સાંભળવા માગે છે અને જ્યારે તેમની ઉપર આવી એક ઉશ્કેરણીભરેલી અસર થાય છે, ત્યારે તેઓ એ પ્રકારની બીજી અસરને માટે તત્પર બને છે! આવા લોકોના સંબંધમાં ધર્મ એક પ્રકારનું માનસિક અફીણ-સેવન હોય છે અને ત્યાંજ તેનો અંત આવે છે. ભગવાન રામ-કૃષ્ણ કહે છે કે, “એક બીજા પ્રકારનાં માણસો પેલી વાતોમાંની કાણી માછલીના જેવા હોય છે. સ્વાતિ નક્ષત્રમાં કાણી માછલી વરસાદનું જલ ગ્રહણ કરવાને સમુદ્રના તળિયામાંના પોતાના નિ-વાસનો ત્યાગ કરે છે અને સપાટી પર આવે છે. જ્યાંસુધી તેને વરસાદના જલનું એક બિંદુ ગ્રહણ કરવામાં સફળતા મળે, ત્યાં-સુધી તે પોતાની છીપ ખુલ્લી રાખીને સમુદ્રની સપાટી પર આમ તેમ ફરે છે. વૃષ્ટિ-બિંદુ મળ્યા પછી તે ડુબકી મારીને પોતાના સમુદ્રમાંના નિવાસસ્થાનમાં ચાલી જાય છે અને તેને જ્યાંસુધી તે વૃષ્ટિ-બિંદુમાંથી એક સુંદર મોતી બનાવવામાં સફળતા પ્રાપ્ત

થાય, ત્યાંસુધી તે ત્યાંજ રહે છે."

વસ્તુતઃ આ ઇષ્ટનિષ્ઠાનો સિદ્ધાંત સમજાવવાની સૌથી વિશેષ કવિતામય અને પ્રબલ રીત છે. ભક્તને પ્રારંભિક અવસ્થામાં એકનિષ્ઠા અથવા એક આદર્શની ભક્તિ સંપૂર્ણ આવશ્યક છે. રામાયણમાં જેમ હનુમાને કહ્યું છે, તેમ તેણે કહેવું જોઇએ કે, "જો કે હું જાણું છું કે, શ્રીનાથ અને જાનકીનાથ એકજ પરમાત્માનું એકજ સ્વરૂપ છે, તોપણ કમળનયન રામ મારૂં સર્વસ્વ છે." અથવા જેમ મહાત્મા તુલસીદાસે કહ્યું હતું તેમ તેણે કહેવું જોઇએ કે, "સર્વની મિષ્ટતા ગ્રહણ કરો, સર્વની સાથે બેસો, સર્વનાં નામ લો, હાજી હાજી કહો, પરંતુ તમારૂં આસન દૃઢ રાખો." ત્યારપછી જો ભક્ત સાચા હૃદયથી ભક્તિ કરતો હશે, તો આ નાના બીજમાંથી હિંદમાં થતા વડની પેઠે એક પ્રચંડ વૃક્ષ ઉત્પન્ન થશે અને તે એક પછી એક શાખા તથા એક પછી એક મૂળ સર્વ બાજુએ ફેલાવી અંતે ધર્મના સમગ્ર ક્ષેત્રને આવૃત્ત કરશે. આ પ્રકારે સાચા ભક્તને પ્રતીતિ થશે કે, જે જીવનમાં તેનો પોતાનો આદર્શ હતો, તેની સર્વ આદર્શોમાં, સર્વ પંથોદ્વારા, સમસ્ત નામોથી સમસ્ત પ્રકારે પૂજા થાય છે.

## ભક્તિના માર્ગ અને સાધન

ભક્તિયોગના માર્ગ અને સાધનના સંબંધમાં આપણે ભગવાન રામાનુજની વેદાંત સૂત્રોની ટીકામાં વાંચીએ છીએ કે, "વિવેક, વૃત્તિઓનો સંયમ, આચાર, યજ્ઞકર્મ, પવિત્રતા, બળ અને અત્યંત આનંદના દમનદ્વારા તેની પ્રાપ્તિ થાય છે." રામાનુજના મત પ્રમાણે શુદ્ધાશુદ્ધ અન્ન વગેરેનું જ્ઞાન તે વિવેક છે. તેના મત પ્રમાણે ત્રણ કારણોથી અન્ન અશુદ્ધ બને છેઃ-(૧) અન્નના પ્રકારથી; (૨) ખરાબ અને દુષ્ટ માણસો તરફથી પ્રાપ્ત થવાથી;

અને (૩) મેલ, વાળ આદિ શારીરિક અશુદ્ધતાઓથી. શ્રુતિઓ જણાવે છે કે, " શુદ્ધ આહારથી સત્ત્વગુણ શુદ્ધ થાય છે અને સ્મૃતિ ચંચલતારહિત બને છે." રામાનુજ આ વચનો છાંદોગ્ય ઉપનિષદ માંથી ઉદ્ધૃત કરે છે. ભક્તોના સંબંધમાં આહારનો પ્રશ્ન હમેશાં સૌથી વિશેષ મહત્ત્વનો રહ્યો છે. કેટલાક ભક્તિપંથોએ જે અતિરેક કર્યો છે તેને બાદ કરીએ, તો આ આહારના પ્રશ્નમાં મહાન સત્ય રહેલું છે. આ વાત આપણે સ્મરણમાં રાખવી જોઈએ કે, સાંખ્યદર્શન અનુસાર સત્ત્વ, રજ અને તમ કે જે સમાનતાની સ્થિતિમાં પ્રકૃતિને જન્મ આપે છે અને વિષમતાની સ્થિતિમાં સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તે પ્રકૃતિનું તત્ત્વ અને ગુણ એ ઉભય છે. એટલા માટે તે તત્ત્વોમાંથી પ્રત્યેક માનવદેહ બનેલો છે અને આધ્યાત્મિક વિકાસને માટે સત્ત્વ ગુણની અધિકતા સંપૂર્ણતઃ આવશ્યક છે. આપણા આહારદ્વારા જે તત્ત્વો આપણા શરીરમાં પ્રવિષ્ટ થાય છે, તેઓ ઘણે અંશે આપણું માનસિક બંધારણ નિશ્ચિત કરે છે; એટલા માટે આપણે આપણા ખાદ્ય પદાર્થોની ખાસ સંભાળ લેવી જોઈએ; છતાં અન્ય બાબતોની પેઠે આ બાબતમાં શિષ્યો હમેશાં જે ધર્માંધતામાં પડે છે, તેમાં ગુરુઓનો દોષ નથી.

વળી નિદાન આ આહારનો વિવેક ગૌણ મહત્ત્વનો છે. શંકરે પોતાના ઉપનિષદોના ભાષ્યમાં 'આહાર' શબ્દ કે જેનો અનુવાદ સાધારણ રીતે ખોરાક કરવામાં આવે છે, તેનો સંપૂર્ણતઃ ભિન્ન અર્થ કરીને ઉપરોક્ત શ્રુતિની વ્યાખ્યા ભિન્ન કરી છે. તેના મત પ્રમાણે જે જે વસ્તુઓ અંદર લઈએ છીએ તે સર્વ આહાર છે. ભોગી (આત્મા)ના ભોગને માટે ધ્વનિ આદિ ઇંદ્રિયજન્ય જ્ઞાન અંદર સંચિત થાય છે. ઇંદ્રિયોમાં જે જ્ઞાન સંચિત થાય છે, તેની વિશુદ્ધિ એજ આહારની વિશુદ્ધિ છે. આસક્તિ, ઘૃણા અને ભ્રમના દોષોથી સ્પર્શિત થયા વિના ઇંદ્રિયજન્ય જ્ઞાન પ્રાપ્ત

કરવું એ આહારશુદ્ધિ શબ્દનો અર્થ છે. એટલા માટે આવું જ્ઞાન અથવા આહાર શુદ્ધ થવાથી તેના ધરાવનારાનો સત્ત્વગુણ–આંતરિક ઇંદ્રિય–શુદ્ધ થાય છે અને સત્ત્વગુણ શુદ્ધ થવાથી અનંત પરમાત્માનું જ્ઞાન અને ચિંતન થઇ શકે છે.

ઉપલી બે વ્યાખ્યાઓ દેખીતી રીતે પરસ્પર વિરુદ્ધ છે, પરંતુ ઉભય સત્ય અને આવશ્યક છે. જેને સૂક્ષ્મદેહ કહી શકાય તેનું અર્થાત્ મનનું નિયમન કરવું અને તેને અંકુશમાં રાખવું એ નિઃશંક સ્થૂલ દેહનું નિયમન કરવા કરતાં ઉચ્ચતર છે. પરંતુ મનુષ્યને સૂક્ષ્મ દેહને અંકુશમાં રાખવાને શક્તિમાન કરવાને માટે સ્થલ દેહનું નિયમન સંપૂર્ણતઃ આવશ્યક છે. એટલા માટે માન્ય ગુરુઓએ જણાવેલા આહાર સંબંધી સમસ્ત નિયમો પ્રત્યે સાધકે ખાસ ધ્યાન આપવું જોઇએ. પરંતુ અમારા ઘણા પંથોના સંબંધમાં બન્યું છે તેમ જે અસાધારણ અર્થશૂન્ય ધર્માંધતાએ ધર્મને સંપૂર્ણતઃ રસોડામાં ઘુસાડી દીધો છે અને ધર્મનું ઉદાત્ત સત્ય કદી પણ અધ્યાત્મજ્ઞાનના સૂર્યપ્રકાશમાં પ્રકટ થાય એવી લેશ પણ આશા રહેવા દીધી નથી, તે કેવળ એક વિશિષ્ટ પ્રકારનો ભૌતિકવાદજ છે! એ જ્ઞાન પણ નથી, ભક્તિ પણ નથી અને કર્મ પણ નથી; એ એક વિશિષ્ટ પ્રકારનો ઉન્માદ છે અને જેઓ એને વળગી રહે છે, તેઓ બ્રહ્મલોક કરતાં દીવાનાશાળામાં જાય એવો વિશેષ સંભવ છે! આ ઉચ્ચતર પ્રકારની મનોરચના પ્રાપ્ત કરવાને માટે આહારની પસંદગીમાં વિવેક વાપરવો આવશ્યક છે, એ યુક્ત વાત છે; પરંતુ તેમાં ઉન્માદની હદે પહોંચી જઇને તેમાંજ સર્વસ્વ માની લેવું જોઇએ નહિ. હવે વૃત્તિઓને અંકુશમાં રાખવા પ્રત્યે ધ્યાન આપવાની જરૂર છે. ઇંદ્રિયોને તેમના વિષયો તરફ જતાં અટકાવવી, તેમને અંકુશમાં રાખવી અને તેમને મનોબળની સત્તામાં આણવી, એ

ધર્મક્રિયામાં પ્રધાન સદ્ગુણ છે. ત્યાર પછી અનાત્મદેહાદિ પદાર્થોમાંથી અહંતામમતાનો ત્યાગ કરવાનો હોય છે. મનુષ્યમાં બ્રહ્મસાક્ષાત્કારની જે પ્રચંડ શક્તિઓ રહેલી છે, તે સર્વ મહત્ત્વાકાંક્ષી ભક્તને પ્રયાસ અને આવા આચાર વિના પ્રાપ્ત થઈ શકતી નથી. તેણે મનમાં નિરંતર પ્રભુનું ચિંતન કરવું જોઈએ. પહેલવહેલાં મનને હમેશાં પ્રભુનું ચિંતન કરવાની ફરજ પાડવી અતિ કઠિન લાગે છે; પરંતુ આપણે જેમજેમ પ્રયત્ન કરતા જઈએ છીએ, તેમતેમ એમ કરવાની શક્તિ આપણામાં અધિક દૃઢીભૂત થતી જાય છે. શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ "હે કુંતીપુત્ર, વૈરાગ્ય અને અભ્યાસ વડે તે પ્રાપ્ત થાય છે."

ભક્તિની સમગ્ર ઇમારત કેવળ પવિત્રતાના પાયા ઉપર ઊભી રહેલી છે. બાહ્ય શરીરની સ્વચ્છતા રાખવી અને આહારની પસંદગીમાં વિવેક વાપરવો એ ઉભય સરલ કર્મો છે; પરંતુ આંતરિક સ્વચ્છતા વિના અને પવિત્રતા વિના આ બાહ્ય ક્રિયાઓ બિલકુલ નિરુપયોગી છે. રામાનુજે જણાવ્યા પ્રમાણે પવિત્રતા પ્રાપ્ત કરવામાં સહાય કરનારા ગુણોની સૂચિમાં આ ગુણોનો સમાવેશ થાય છે. સત્ય, આર્જવ (સહૃદયતા), દયા અર્થાત્ કાંઈ પણ બદલા વિના અન્યોનું કલ્યાણ કરવું; અહિંસા અર્થાત્ મન, વાચા કે કર્મદ્વારા અન્યોને હાનિ ન કરવી; અભિધ્યા અર્થાત્ અન્યોની સંપત્તિનો લોભ ન રાખવો; મિથ્યા વિચાર ન કરવા અને અન્યદ્વારા થયેલી હાનિનું ચિંતન ન કરવું. આ સૂચિમાં જે એક ગુણ પ્રત્યે ખાસ લક્ષ્ય આપવાની આવશ્યકતા છે, તે અહિંસા અર્થાત્ અન્યોને હાનિ ન કરવી એ છે. સમસ્ત પ્રાણીઓ પ્રત્યે આ અહિંસાધર્મ પાળવાની આપણા પર ફરજ નાખેલી છે, એમ કહીએ તો ચાલે. કેટલાક માણસો માને છે તેમ એનો અર્થ કેવળ માનવપ્રાણીઓને હાનિ ન કરવી અને

નિકૃષ્ટ કોટિનાં પશુઓ પ્રત્યે નિર્દયતા ન વાપરવી એટલોજ થતો નથી. વળી બીજા કેટલાક માને છે તેમ આપણે આપણા માનવબંધુને પ્રત્યેક ભયંકર રીતે હાનિ કરીએ તેની ચિંતા નહિ, પરંતુ બિલાડીઓ અને કૂતરાઓનું સંરક્ષણ કરવું જોઇએ અને કીડીઓને ખાંડ ખવરાવવી જોઇએ, એવો પણ તેનો અર્થ થતો નથી. આ એક જાણવા યોગ્ય વાત છે કે, આ જગતના પ્રાયઃ પ્રત્યેક સારા વિચારને ઘૃણાસ્પદ અતિરેક પર્યંત લઇ જઇ શકાય એમ છે. એક સારા કર્મનો અતિરેક કરવામાં આવે તો તે નિશ્ચિત દુષ્કર્મ બની જાય છે. કેટલાક સાધુઓ કે જેઓ તેમનાં શરીર પરનાં જીવજંતુઓ મરી જાય એ ધાકે સ્નાન કરતા નથી, તેઓ તેમના માનવબંધુઓને કેટલાં દુઃખ અને રોગ આપે છે, તેનો તેઓ કદી પણ વિચાર કરતા નથી. પરંતુ તેઓ વેદધર્મના નથી.

ઇર્ષાનો અભાવ એ અહિંસાની કસોટી છે. કોઇ પણ માણસ ક્ષણિક જુસ્સાથી અથવા કોઇક વહેમ અથવા ધર્માચાર્યના દબાણથી એકાદ સત્કર્મ કરશે અથવા એકાદ સારૂં દાન આપશે; પરંતુ મનુષ્યજાતિ પર સત્ય પ્રેમ તે રાખે છે કે જે કોઇની પણ ઇર્ષા કરતો નથી. જગતના કહેવાતા મહાપુરુષો સ્વલ્પ નામના, સ્વલ્પ કીર્તિ અને સુવર્ણના થોડા ટુકડાઓને માટે એકબીજાની ઇર્ષા કરતા જણાય છે! જ્યાંસુધી હૃદયમાં આ ઇર્ષા રહેલી છે, ત્યાંસુધી તે સંપૂર્ણ અહિંસાથી દૂર છે. ગાય માંસ ખાતી નથી અને ઘેટું પણ માંસ ખાતું નથી. આ પ્રાણીઓ શું મહાન યોગીઓ છે? મહાન અહિંસકો છે? કોઇ પણ મૂર્ખ માણસ અમુકતમુક વસ્તુઓનો આહાર ન કરે, તેથી તેને વનસ્પત્યાહારી પશુઓ કરતાં લેશ પણ વિશેષ મહત્તા પ્રાપ્ત થતી નથી. જે માણસો નિર્દય રીતે વિધવાઓ અને અનાથ બાળકોને ઠગે છે અને દ્રવ્યને માટે દુષ્ટમાં દુષ્ટ કૃત્યો કરે છે, તે કેવળ ઘાસ ખાઇનેજ જીવતો

હોય; તોપણ તે કોઇ પણ પશુ કરતાં ખરાબ છે. જે માણસ કોઇને હાનિ કરવાનો વિચાર સરખોયે કરતો નથી, જે પોતાના મોટામાં મોટા શત્રુની ઉન્નતિ જોઇને પણ આનંદ પામે છે, તે માણસ કોઇ અનિવાર્ય કારણસર કદાચ માંસ ખાઇને જીવતો હોય, તોપણ તે ભક્ત છે, તે યોગી છે, તે સર્વનો ગુરુ છે. એટલા માટે આપણે હમેશાં આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે બાહ્યાચાર કેવળ આંતરિક વિશુદ્ધતાનો વિકાસ કરવામાં સહાયક સાધન તરીકેજ ઉપયોગી છે. જ્યારે બાહ્યાચારો પ્રત્યે સૂક્ષ્મ ધ્યાન આપી ન શકાય, ત્યારે કેવળ આંતરિક વિશુદ્ધતા રાખેલી અધિક સારી છે. જે વ્યક્તિ કે રાષ્ટ્ર ધર્મના સત્ય અને આંતરિક આધ્યાત્મિક તત્ત્વોને ભૂલી જાય છે અને સમસ્ત બાહ્ય વિધિઓ-ને યંત્રવત્ ચુસ્ત રીતે વળગી રહે છે તેમનું પૂરૂં દુર્ભાગ્ય સમજવું. બાહ્ય વિધિઓ જેટલે અંશે આભ્યંતરિક જીવનને વ્યક્ત કરે, તેટલે અંશેજ તે ઉપયોગી છે.

ભક્તિયોગની પ્રાપ્તિનું બીજું સાધન બળ (અનવસાદ) છે. શ્રુતિ જણાવે છે કે, "બલહીનને આ આત્માની પ્રાપ્તિ થતી નથી." અત્રે શારીરિક અને માનસિક એ ઉભય પ્રકારની નિર્બળ-તા સૂચિત કરેલી છે. કેવળ બળવાન વ્યક્તિઓજ ઉત્તમ સાધક બની શકે છે, રોગિષ્ઠ ક્ષીણ વ્યક્તિઓ તે શું સાધના કરી શકે? જ્યારે કોઇ પણ યોગની સાધનાથી શરીર અને મનનાં ભેદી બળો લેશ પણ જાગૃત થાય ત્યારે તેઓ ભાંગીને ટુકડેટુકડા થઇ જાય છે. "તરુણ, નીરોગી અને બળવાન" માણસોજ શું વહેવારમાં કે પરમાર્થમાં સફલતા પ્રાપ્ત કરી શકે છે? બળવાન શરીરજ ઇંદ્રિયસંયમ કરવાના પ્રયત્નદ્વારા ઉત્પન્ન થતી પ્રતિ-ક્રિયાનો ધક્કો સહન કરી શકે છે. માટે જે માણસ ભક્ત થવા માગતો હોય, તે બળવાન અને નીરોગી હોવો જોઇએ. નિર્બળ

માણસો કોઇ પણ યોગ સાધવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેમને કોઇક અસાધ્ય રોગ થાય છે અથવા તેમનાં મસ્તિષ્ક વધારે નિર્બળ બની જાય છે. જાણી જોઇને શરીરને નિર્બળ બનાવવું એ કાંઇ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપાય નથી. સાત્ત્વિક આહાર-વિહાર રાખી રાજસિક અને તામસિકનો ત્યાગ કરી સત્ત્વગુણ વધે તેમ કરવું એજ મુદ્દો છે. જેનું મન નિર્બળ હોય છે તે આત્માની પ્રાપ્તિ કરવામાં પણ સફળ થઇ શકતો નથી. જે માણસ ભક્ત થવાની આકાંક્ષા રાખતો હોય, તેણે આનંદી થવું જોઇએ. પાશ્ચાત્ય દેશોમાં ધાર્મિક મનુષ્યનો આદર્શ એ હોય છે કે તે કદી પણ હસતો નથી, તેનું વદન નિરંતર ઉદાસ અને ચઢેલું રહે છે ! ક્ષીણ શરીર અને ચઢેલા વદનવાળા માણસો વૈદ્યોની ઔષધિ ખાવાને યોગ્ય છે, તેઓ યોગી નથી ! આનંદી માણસજ આગ્રહી હોય છે. દૃઢ મનનો માણસ સહસ્રાવધિ મુશ્કેલીઓમાંથી પોતાનો માર્ગ કાઢે છે; અને માયાજાળમાંથી પોતાનો માર્ગ કાપી કાઢવાનું આ કાર્ય કે જે સૌથી કઠિન છે, તે માત્ર વજ્ર સમાન દૃઢ મનોબળવાળા માણસોજ કરી શકે છે.

પરંતુ તેની સાથેજ આનંદાતિરેકનો ત્યાગ કરવો જોઇએ. આનંદાતિરેક આપણને ગંભીર વિચારને માટે અયોગ્ય બનાવે છે. વળી તે મનની શક્તિઓનો અપવ્યય પણ કરી નાંખે છે. મન જેમ અધિક દૃઢ હોય છે, તેમ તે લાગણીઓની સત્તાને ઓછું તાબે થાય છે. ઘણી ઉદાસીભરી ગંભીરતા માણસને માટે જેટલી હાનિકર્તા છે, તેટલીજ આનંદાતિરેક હાનિકર્તા છે અને મન જ્યારે દૃઢ સમતાની શાંતિમય સ્થિતિમાં હોય છે, ત્યારેજ માત્ર ધાર્મિક સાક્ષાત્કાર થઇ શકે છે. આ પ્રકારે આપણે ઈશ્વર-ની ભક્તિનું શિક્ષણ ગ્રહણ કરવાનો પ્રારંભ કરી શકીએ.



# भक्तियोग–भाग वीजो

## પ્રારંભિક વૈરાગ્ય

અપગ એટલે કે ગૌણીભક્તિનો વિચાર પ્રથમ ભાગમાં આપણે કરી ચૂક્યા. હવે આપણે પરાભક્તિ એટલે સર્વોત્તમ–મુખ્ય ભક્તિના વિષયમાં પ્રવેશ કરીએ પરાભક્તિ કરવાને માટે પ્રારંભિક તૈયારી કેવી હોવી જોઇએ તે વિષે પ્રથમ અમે વિવેચન કરીશું. આવી સર્વ તૈયારીઓ યાને સાધનોનો હેતુ કેવળ આત્મશુદ્ધિ-આંતરશુદ્ધિ કરવાનોજ હોય છે. વારંવાર નામોચ્ચાર કરવો, ક્રિયાઓ કરવી, વિધિઓ કરવી, પ્રતિમાપૂજા કરવી, આ સમસ્ત ભિન્નભિન્ન સાધનો આત્મવિશુદ્ધિને માટેજ છે. આવાં સર્વ સાધનોમાં વિશેષમાં વિશેષ ઉપયોગી સાધન કે જેના વિના કોઇ પણ માણસ આ પરાભક્તિના પ્રદેશમાં પ્રવેશ કરી શકતો નથી, તે વૈરાગ્ય છે. એ સાધન ઘણા માણસોને બિવરાવી દે છે; છતાં એના વિના લેશ પણ આધ્યાત્મિક વિકાસ થઇ શકતો નથી. આપણા સર્વ યોગોમાં આ વૈરાગ્ય આવશ્યક છે. વૈરાગ્ય એ સમસ્ત અધ્યાત્મજ્ઞાનનું સોપાન, મધ્ય કેંદ્ર અને સત્ય હાર્દ છે. એ અતિ આવશ્યક ધર્મ છે. જ્યારે માનવઆત્મા પાર્થિવ વસ્તુઓથી ઉપરામ થઇ પાછો હઠે છે અને વિશેષ ઊંડી વસ્તુઓમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે છે; જ્યારે મનુષ્ય કે જે અહીંયાં કોઇક પ્રકારે સ્થૂલ અને ભૌતિક દેહને પ્રાપ્ત થયેલો આત્મા છે તે સમજે છે

કે, પાર્થિવ વસ્તુઓને વળગી રહેવાથી તે પતિત થઇને પ્રાયઃ ભૌતિક વસ્તુજ બની જવાનો છે અને તેમ સમજીને જ્યારે તે ભૌતિક વસ્તુઓ પ્રત્યે લક્ષ્ય આપતો બંધ થાય છે, ત્યારે વૈરાગ્યનો આરંભ થાય છે અને ત્યારેજ વાસ્તવિક આધ્યાત્મિક વિકાસની શરૂઆત થાય છે. પોતાનાં સમસ્ત કર્મફળોનો ત્યાગ એ કર્મયોગીનો વૈરાગ્ય છે; તેને પોતાનાં કર્મોનાં ફળો પ્રત્યે આસક્તિ નથી; ઇહલોક વા પરલોકના કોઇ પણ પારિતોષિકની તે સ્પૃહા રાખતો નથી. રાજયોગી જાણે છે કે, આત્માને અનુભવ મળે એ સમગ્ર પ્રકૃતિનો હેતુ છે અને તેના સમસ્ત અનુભવોને પરિણામે તેને વિદિત થાય છે કે, તે પ્રકૃતિથી નિરંતર પૃથક્ છે. માનવ આત્માએ સમજવાનું છે અને પ્રતીતિ કરવાની છે કે, તે મૂળમાં ભૌતિક વસ્તુ નથી, પરંતુ આત્મા છે; અને ભૌતિક વસ્તુ સાથેનો તેનો આ યોગ માત્ર અલ્પકાળને માટે છે અને માત્ર અલ્પકાળને માટેજ હોઇ શકે છે. રાજયોગી પ્રકૃતિના પોતાના અનુભવદ્વારા વૈરાગ્યનો પાઠ શીખે છે; કારણકે પ્રથમથીજ તેને પ્રતીતિ કરવી પડે છે કે, આ સમગ્ર દૃઢ દેખાતી પ્રકૃતિ ભ્રમમાત્ર છે. તેને શરૂમાંજ સમજવું પડે છે કે, પ્રકૃતિમાં જે જે અનેકવિધ શક્તિઓ દેખાય છે, તે સર્વ પ્રકૃતિની નહિ, પરંતુ આત્માનીજ છે. તેને પ્રારંભથીજ જાણવું પડે છે કે, સમગ્ર જ્ઞાન અને સમસ્ત અનુભવો પ્રકૃતિમાં નહિ, પરંતુ આત્મામાં છે; એટલા માટે તેને એકદમ અને નિઃશંક નિશ્ચયબળથી પ્રકૃતિનું સમગ્ર બંધન તોડી નાખવું પડે છે. તે પ્રકૃતિ અને તેની સમસ્ત વસ્તુઓને જવા દે છે, તે તેમને અદૃશ્ય થઇ જવા દે છે અને પછી એકલા ઊભા રહેવાનો પ્રયત્ન કરે છે!

સમસ્ત ત્યાગોમાં ભક્તિયોગીનો ત્યાગ સૌથી વિશેષ સ્વાભાવિક છે. એમાં બળપ્રયોગ નથી, કાંઇ છોડી દેવાનું નથી.

પણ વસ્તુથી પોતાની જાતને બળપૂર્વક પૃથક કરવાની નથી. ભક્તિનો ત્યાગ સુલભ, સરલ, ઊભરાતો અને આપણી આસપાસની વસ્તુઓના જેટલો સ્વાભાવિક છે. આ પ્રકારના ત્યાગનું થોડુંઘણું પ્રદર્શન આપણે નિત્ય આપણી આસપાસ જોઇએ છીએ. જો કે તે થોડેઘણે અંશે વિકૃત હોય છે. એક પુરુષ એક સ્ત્રી પ્રત્યે પ્રેમ કરવા માડે છે; થોડા કાળ પછી તે અન્ય સ્ત્રીને ચાહે છે અને પ્રથમ સ્ત્રીનો ત્યાગ કરે છે. તે ધીમેથી, સરળ રીતે તેના મનમાંથી નીકળી જાય છે અને તેના અભાવની પુરુષને બિલકુલ પ્રતીતિ થતી નથી. એક સ્ત્રી એક પુરુષને ચાહે છે; ત્યાર પછી તે અન્ય પુરુષને ચાહવા માંડે છે અને પ્રથમ પુરુષ તેના મનમાંથી સ્વાભાવિક રીતે દૂર થઇ જાય છે. એક માણુસ તેના પોતાના શહેરને ચાહે છે; ત્યાર પછી તે તેના દેશને ચાહવા માડે છે અને તેના પોતાનાજ શહેર પ્રત્યેની મમતા સરળ રીતે–સ્વાભાવિક રીતે પલટાઇ જાય છે. વળી એક માણુસ સમગ્ર જગતને ચાહતાં શીખે છે; એટલે તેનો સ્વદેશપ્રેમ, તેની ઊંડી ધર્માંધ સ્વદેશભક્તિ તેને હાનિ કર્યા વિના, કાંઇ પણ બળપ્રયોગના ચિહ્ન વિના વિશ્વપ્રેમમાં ફેરવાઈ અદૃશ્ય થઇ જાય છે. અશિક્ષિત મનુષ્ય ઇંદ્રિયોનાં સુખોને બહુ ચાહે છે; જ્યારે તે શિક્ષિત બને છે, ત્યારે તે માનસિક આનંદોને ચાહવા માંડે છે અને તેના ઇંદ્રિયોપભોગો ઉત્તરોત્તર ઓછા થતા જાય છે. એક કૂતરો અથવા એક વરૂ જેટલા આનંદથી ખાય, તેટલા આનંદથી કોઇ પણ માણુસ ભોજન કરી શકતો નથી; પરંતુ મનુષ્યને જે આનંદ માનસિક અનુભવો અને માનસિક કાર્યોદ્વારા પ્રાપ્ત થાય છે, તે આનંદ કૂતરાને કદી પણ મળી શકતો નથી. આનંદ પ્રથમ નિકૃષ્ટ કોટિની ઇંદ્રિયોમાં રહેલો હોય છે; પરંતુ તે જેમજેમ જીવનની ઉચ્ચતર ભૂમિકામાં પ્રવેશ કરે છે, તેમતેમ નિકૃષ્ટ

કોટિના આનંદો ઓછા તીવ્ર બને છે. માનવસમાજમાં જે મનુષ્ય પશુની વધુ નિકટ હોય છે તેના ઇંદ્રિયોના આનંદો વિશેષ તીવ્ર હોય છે અને જે મનુષ્ય ઉચ્ચતર તથા વિશેષ શિક્ષિત હોય છે, તેને માનસિક અને એવાં બીજાં સૂક્ષ્મતર કર્મોથી અધિક આનંદ થાય છે. તેજ પ્રકારે મનુષ્ય જ્યારે બુદ્ધિની ભૂમિકાથી પણ ઉચ્ચતર ભૂમિકામાં પ્રવેશ કરે છે, જ્યારે તે અધ્યાત્મજ્ઞાન અને દિવ્ય પ્રેરણાની ભૂમિકાને પ્રાપ્ત થાય છે, ત્યારે તેને ત્યાં એવો આનંદ પ્રાપ્ત થાય છે કે જેની તુલનામાં સમસ્ત ઇંદ્રિયોના આનંદો અને બુદ્ધિના આનંદો સુધ્ધાં કાંઇ વિસાતમાં નથી. ચંદ્ર જ્યારે તેજસ્વિતાથી પ્રકાશે છે, ત્યારે સમસ્ત તારાઓ નિસ્તેજ થઇ જાય છે અને જ્યારે સૂર્ય પ્રકાશે છે, ત્યારે સ્વયં ચંદ્ર પણ ઝાંખો પડી જાય છે; તેજ પ્રમાણે ભક્તિની પ્રાપ્તિને માટે આવશ્યક એવો ત્યાગ કોઇ પણ વસ્તુને કાપી નાખવાથી પ્રાપ્ત થતો નથી; પરંતુ જેવી રીતે વિશેષ તેજસ્વી પ્રકાશની આગળ ઓછો તેજસ્વી પ્રકાશ મંદ થતો થતો અંતે અદૃશ્ય થઇ જાય છે, તેવી રીતે તે પણ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. આ રીતે ઇંદ્રિયો અને બુદ્ધિના આનંદો પ્રત્યેનો સમગ્ર પ્રેમ સ્વયં પરમાત્મા પ્રત્યેના પ્રેમથી બાજુએ હઠી જાય છે અને અદૃશ્ય થઇ જાય છે. તેનો ઇશ્વરપ્રેમ વિકાસ પામીને એવું સ્વરૂપ ધારણ કરે છે કે, જે પરાભક્તિ કહેવાય છે. જે માણસ આ પરાભક્તિ જાણે છે તેની આગળથી વિધિઓ અદૃશ્ય થાય છે ક્રિયાઓ ઊડી જાય છે, તે ગ્રંથોનો ત્યાગ કરે છે અને પ્રતિમાઓ, મંદિરો, દેવાલયો, ધર્મો અને પંથો, દેશો અને પ્રજાઓ, આ સર્વ નાની નાની મર્યાદાઓ અને બંધનો તેમની પોતાની મેળેજ તેની પરથી ખરી પડે છે. તેને બદ્ધ કરે અથવા તેની સ્વતંત્રતાનો નાશ કરે એવી કોઈ પણ વસ્તુ એ સ્થિતિમાં રહેતી નથી. એક

વહાણ એક લોહચુંબકના ખડકની નિકટ આવે છે એટલે તેના સમસ્ત લોઢાના ખીલાઓ તથા સળિયાઓ આકર્ષિત થઈને બહાર નીકળી આવે છે અને પાટિયાં આપોઆપજ છૂટાં પડી જઈને સ્વતંત્રપણે તરવા લાગે છે, તેમ ઈશ્વરકૃપા આત્માના બંધનકર્તા ખીલાઓ તથા સળિયાઓને છૂટા પાડી નાખે છે અને તે મુક્ત થઈ જાય છે. આ પ્રકારે ભક્તિના સહાયક એવા આ ત્યાગમાં કઠોરતા નથી, શુષ્કતા નથી, શ્રમ નથી કે દમન નથી. ભક્તને તેની કોઈ પણ ભાવનાનું દમન કરવાનું નથી; તે માત્ર પોતાની ભાવનાઓને તીવ્ર બનાવવાનો અને તેમને પ્રભુપરાયણ કરવાનો પ્રયત્ન કરે છે.

## ભક્તનો ત્યાગ-વૈરાગ્ય ભક્તિમાંથીજ જન્મે છે

આપણે કુદરતમાં પ્રત્યેક સ્થળે પ્રેમનું દર્શન કરીએ છીએ. સમાજમાં જે કોઈ સારી, મહાન અને ઉદાત્ત વસ્તુ છે, તે સર્વ પ્રેમનુંજ પરિણામ છે. વળી સમાજમાં જે કંઈ અતિ ખરાબ બલકે અતિ પાપમય વસ્તુ છે તે પણ તેજ પ્રેમની વૃત્તિનું અન્યથા કરેલું કાર્ય છે. આજ ભાવના આપણને પતિપત્ની વચ્ચેનો વિશુદ્ધ અને પવિત્ર દામ્પત્યપ્રેમ તથા નિકૃષ્ટમાં નિકૃષ્ટ પતિની પાશવવૃત્તિને સંતોષનારો પ્રેમ આપે છે. ભાવના એકજ છે, પરંતુ ભિન્નભિન્ન વ્યક્તિઓમાં તે ભિન્નભિન્ન રીતે પ્રાદુર્ભૂત થાય છે. સુમાર્ગે કે કુમાર્ગે દોરેલી એકજ પ્રેમની ભાવના એક માણસને રંકોનું કલ્યાણ કરવાને અને તેમને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને પ્રેરિત કરે છે, જ્યારે બીજા માણસને તે પોતાના બંધુઓનાં ગળાં કાપવાને અને તેમની સમસ્ત સંપત્તિનું હરણ કરવાને પ્રવૃત્ત કરે છે! બીજો માણસ એકલી પોતાની જાતનેજ ચાહે છે તેટલાજ પ્રમાણમાં પ્રથમ માણસ અન્યોને પણ ચાહે છે. દ્વિતીય મનુષ્યના સંબંધમાં પ્રેમ ખરાબ માર્ગે ચઢ્યો છે, પરંતુ

પ્રથમ મનુષ્યના સંબંધમાં તે સુયોગ્ય અને સમુચિત પથ પર આરૂઢ થયો છે. જે અગ્નિ આપણે માટે રસોઈ કરે છે તેજ અગ્નિ એક બાળકને બાળી પણ નાખે છે. તેમાં અગ્નિનો કાંઇ પણ દોષ નથી; તેનો ઉપયોગ કરવાના પ્રકારમાંજ ભેદ રહેલો છે. આ પ્રમાણે પોતાની જાતમાં, કુટુંબમાં, ગામમાં, દેશમાં કે, વિશ્વમાં દૃઢ પ્રેમ ધારણ કરવો અને તેમના દુઃખે દુઃખી અને સુખે સુખી થવું એ સર્વ બાબતોમાં–મનની જેટલી વિશાળતા ખીલેલી હોય તેના પ્રમાણમાં–પ્રેમ પોતેજ ન્યૂનાધિક પ્રમાણમાં પ્રકટ થતો દેખાય છે. ભકિતયોગ એ ઉચ્ચતર પ્રેમની વિદ્યા છે; તે આપણને એ પ્રેમને કયે માર્ગે વાળવો તે શીખવે છે. તેનું નિયમન કેવી રીતે કરવું, તેનો ઉપયોગ કેવી રીતે કરવો, તેને નવીન લક્ષ્ય કેવી રીતે આપવું અને તેના દ્વારા ઉચ્ચતમ તથા ઉજ્જવળમાં ઉજ્જવળ ફળો શી રીતે પ્રાપ્ત કરવાં, અર્થાત્ તેના દ્વારા આધ્યાત્મિક આનંદ શી રીતે પ્રાપ્ત કરવો, તે આપણને બતાવે છે. ભકિતયોગ એમ નથી કહેતો કે, "ત્યાગ કર, વૈરાગ્ય કર." તે માત્ર એટલુંજ કહે છે કે, "પ્રેમ કર; પરમાત્માની ઉપર પ્રેમ કર." જે મનુષ્યના પ્રેમનો વિષય પરમાત્મા હોય છે, તેનામાંથી પ્રત્યેક નિકૃષ્ટ વસ્તુ સ્વાભાવિક રીતેજ દૂર થઇ જાય છે.

"હું તને ચાહું છું, એ સિવાય તારા સંબંધમાં હું કાંઇ પણ કહી શકતો નથી. તું સુંદર છે, અહો, તું સુંદર છે! તું સ્વયં-સૌંદર્યનો ઝરો અને સાગર છે." નિદાન, આ યોગમાં વસ્તુતઃ આપણે એટલુંજ કરવાનું છે કે, આપણાં સુખસૌંદર્યની પિપાસાને ઈશ્વર તરફ વાળવાની છે. માનવવદનમાં, આકાશમાં, નક્ષત્રોમાં અને ચંદ્રમાં રહેલું સૌંદર્ય શું છે? એ કેવળ વાસ્તવિક સર્વવ્યાપક દિવ્યસૌંદર્યના અતિ સૂક્ષ્મ અંશ માત્ર છે. "તેના સૌંદર્યથી અને પ્રકાશથીજ સર્વ વસ્તુઓ શોભે છે અને પ્રકાશે

છે." આ ઉચ્ચ પ્રકારની ભક્તિ કે, જેથી તમે એકદમ તમારી સર્વ ક્ષુદ્ર ઇચ્છાઓને અને વસ્તુઓને વિસરી જાઓ છો તે ગ્રહણ કરો. જગતની સર્વ સ્વાર્થમય આસક્તિઓથી દૂર રહો. માનવજાતિને તમે તમારાં સર્વ માનવોચિત તથા ઉચ્ચતર હિતોનું કેન્દ્ર ગણશો નહિ. એક સાક્ષી તરીકે ઊભા રહો અને પ્રકૃતિની ઘટનાઓનું નિરીક્ષણ કરો. મનુષ્યના સંબંધમાં આ અંગત અનાસક્તિની લાગણી ધારણ કરો અને આ પ્રચંડ પ્રેમની ભાવના જગતમાં શું કરે છે તે જુઓ. કેટલીક વાર લગાર સંઘર્ષણ થાય છે, પરંતુ તે માત્ર ઉચ્ચતર સત્યપ્રેમ પ્રાપ્ત કરવાના પ્રયાસ દરમ્યાનજ થાય છે. કેટલીક વાર સહેજ લડાઈ થાય છે અથવા સહેજ પતન થાય છે; પરંતુ તે સર્વ માત્ર માર્ગમાંજ થાય છે. બાજુએ ઊભા રહેજો અને આ સંઘર્ષણોને અબાધિત રીતે આવવા દેજો. જ્યારે તમે જગતના પ્રવાહમાં હો ત્યારેજ માત્ર તમને આ સંઘર્ષણોની પ્રતીતિ થાય છે, પરંતુ જ્યારે તમે કેવળ એક સાક્ષી અને એક વિદ્યાર્થી તરીકે તેની બહાર ઊભેલા હો ત્યારે તમે જોઇ શકશો કે કોટ્યાવધિ માર્ગોદ્વારા ઇશ્વર પ્રેમસ્વરૂપે વ્યક્ત થાય છે.

"જ્યાંજ્યાં કાંઇ પણ આનંદ હોય છે, ત્યાંત્યાં સૌથી વિશેષ પાશવ વસ્તુઓમાં પણ શાશ્વત આનંદ કે જે સ્વયં બ્રહ્મજ છે તેની ચિનગારી રહેલી હોય છે" નિકૃષ્ટમાં નિકૃષ્ટ પ્રકારના આકર્ષણમાં પણ દિવ્ય પ્રેમનું બીજ રહેલું હોય છે; સંસ્કૃતમાં પરમાત્માનું એક નામ 'હરિ' છે અને તેનો અર્થ એ છે કે, તે સમસ્ત વસ્તુઓને પોતાની તરફ આકર્ષિત કરે છે. વસ્તુતઃ માત્ર તેનું આકર્ષણજ માનવહૃદયોને વિવિધ વસ્તુસ્થિતિઓ તરફ ખેંચી અને દોડાવી રહ્યું છે. શું તમે એમ ધારો છો કે, ભૌતિક જડ વસ્તુ ખરેખર એક પ્રાણીનું આકર્ષણ કરી શકે છે? તેવું કદી પણ

બન્યું નથી અને બનશે પણ નહિ. જ્યારે તમે કોઇ માણસને કોઇ સુંદર વદનની પાછળ જતો જુઓ છો ત્યારે શું તમે એમ ધારો છો, કે માત્ર મૂઠીભર ગોઠવેલા ભાતિક પરમાણુઓ વસ્તુતઃ તે માણસને આકર્ષિત કરે છે ? લેશ પણ નહિ. તે ભૌતિક પરમાણુઓની પાછળ દિવ્ય પ્રભાવ અને દિવ્ય પ્રેમ રહેલો હોય છે. અજ્ઞાની મનુષ્ય તેને ઓળખતો નથી; પરંતુ તે છતાં માત્ર તેના દ્વારાજ જ્ઞાત વા અજ્ઞાત રીતે તેનું આકર્ષણ થાય છે. તે પ્રકારે નિકૃષ્ટમાં નિકૃષ્ટ પ્રકારના આકર્ષણને પણ સ્વયં બ્રહ્મમાંથીજ આકર્ષણશકિત પ્રાપ્ત થયેલી હોય છે. "હે પ્રિયે ! કોઇએ કદી પણ પતિ પર પતિને ખાતર પ્રેમ કર્યો નથી; તેની અંદર રહેલા આત્માને ખાતર-પરમેશ્વરને ખાતરજ તેને ચાહવામાં આવે છે." પ્રેમી પત્નીઓ આ યાજ્ઞવલ્કયે મૈત્રેયીને કહેલા સિદ્ધાંતને જાણતી હો વા ન હો; પરંતુ તે સત્યજ છે. "હે પ્રિયે ! કોઇએ પણ પત્ની પર પત્નીને ખાતર પ્રેમ કર્યો નથી; પરંતુ પત્નીમાં રહેલા આત્માને ખાતરજ તેના પર પ્રેમ કરવામાં આવે છે." તેજ પ્રકારે, અંદર રહેલા આત્માને ખાતરજ બાલક અથવા જગતમાંની બીજી કોઇ પણ વસ્તુને ચાહવામાં આવે છે. ઈશ્વર એ મહાન લોહચુંબક છે અને આપણે સર્વ લોઢાના કટકા સમાન છીએ; આપણે નિરંતર તેના દ્વારા આકર્ષિત થઇએ છીએ અને આપણે સર્વ તેને પ્રાપ્ત કરવાને માટેજ પરિશ્રમ કરી રહ્યા છીએ. નિઃસંશય, આ જગતમાં આપણે આ સર્વ શ્રમ સ્વાર્થી ઉદ્દેશો સિદ્ધ કરવાને માટે કરતા નથી. મૂર્ખાઓ પોતે શું કરે છે તે જાણતા નથી, બાકી તેમના જીવનનું કાર્ય પણ અંતે તો તે મહાન લોહચુંબકની પાસે પહોંચવાનુંજ હોય છે. આપણને અંતે તેની પાસે પહોંચાડવા અને તેની સાથે આપણું તાદાત્મ્ય કરવું એજ જીવનના સમસ્ત પ્રચંડ પરિશ્રમ અને વિગ્રહનો હેતુ છે.

છતા ભક્તિયોગી જીવનના સર્વ વિગ્રહોનો અર્થ જાણતોજ હોય છે, કેમકે એવા વિગ્રહોની દીર્ઘ માલામાથી તે પસાર થયો હોય છે અને તેથી તે તેની પીડાઓમાથી મુકત થવાની તીવ્રેચ્છા ધરાવે છે તે સર્વ સઘર્ષણનો ત્યાગ કરી પ્રત્યક્ષ સમગ્ર આકર્ષણના કેન્દ્રરૂપ મહાન હરિની પાસે જવા માગે છે આ ભક્તનો ત્યાગ વૈરાગ્ય છે પ્રભુ તરફ થતુ આ પ્રચડ આકર્ષણ ઇતર સમસ્ત આકર્ષણોને તેની દૃષ્ટિ આગળથી દૂર કરી દે છે તેના હૃદયમા પ્રવિષ્ટ થયેલો આ પ્રચડ, અપાર ઈશ્વરપ્રેમ ઇતર કોઇ પણ પ્રેમને માટે ત્યા વાસ્તવ્ય સ્થાન રહેવા દેતો નથી અન્યથા કેમ જ બની શકે? પ્રેમસાગર કે જે સ્વયં બ્રહ્મ છે, તેના દિવ્ય જલથી ભક્તિ તેના અત:કરણને ભરી નાખે છે, ત્યા નાના નાના પ્રેમને માટે સ્થાનજ રહી શકતુ નથી. અનુરાગ કિંવા પ્રભુ પરના મહાન મોહદ્વારા ઉત્પન્ન થતો વૈરાગ્ય અથવા ઈશ્વર નહિ એવી સમસ્ત વસ્તુઓ પરની અનાસકિત એજ ભકતનો ત્યાગ છે

પરાભકિતની પ્રાપ્તિને માટે આ અનુપમ સાધન છે. જ્યારે આ પ્રકારનો ત્યાગ પ્રાપ્ત થાય છે, ત્યારે આત્માને માટે પરાભકિતના ઉચ્ચ પ્રદેશનુ દ્વાર ખુલ્લુ થાય છે, ત્યારે પરાભકિત શું છે તે આપણે સમજવા માડીએ છીએ, અને જે માણસે પરાભકિતના આતરિક મન્દિરમા પ્રવેશ કર્યો છે તેને જ માત્ર એમ કહેવાનો અધિકાર છે કે, સમસ્ત વિધિઓ અને પ્રતિમાઓ તેને માટે ધાર્મિક સાક્ષાત્કારના સહાયક સાધનો તરીકે નિરુપયોગી છે. તેણેજ માત્ર પ્રેમની તે ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત કરી છે કે જે સાધારણ રીતે મનુષ્યમાત્ર પ્રત્યે બધુભાવ કહેવાય છે, બાકી અન્ય માણસો તો માત્ર વાતોજ કરી જાણે છે પ્રેમના પ્રચડ સાગરમા તેણે પ્રવેશ કર્યો છે, અને તે મનુષ્યમા મનુષ્યને

જોતો નથી; પરંતુ પોતાના પ્રિયનેજ પ્રત્યેક સ્થળે જુએ છે. તેને પ્રત્યેક વદનમાં હરિનોજ પ્રકાશ જણાય છે. સૂર્યમાં કે ચંદ્રમાં રહેલો સર્વ પ્રકાશ તેનુંજ સ્વરૂપ છે. તે જે જે સ્થળે સૌંદર્ય કિંવા ઉદાત્તતા જુએ છે, તે તે સ્થળે તેને તેનુંજ દર્શન થાય છે. આવા ભક્તો જગતમાં અત્યારે પણ છેજ. જગત કદી પણ આવા ભક્તો વિનાનું હોતું નથી. આવા માણસોને સર્પ દંશ કરે તોપણ તેઓ માત્ર એમજ કહે છે કે, તેમના પ્રિય તરફથી દૂત આવ્યો હતો! માત્ર આવા માણસોનેજ સાર્વત્રિક બંધુત્વની વાત કરવાનો અધિકાર છે. તેમને લેશ પણ ક્રોધ ઉત્પન્ન થતો નથી. તેમનાં મન કદી પણ તિરસ્કાર અથવા ઇર્ષાના રૂપમાં પ્રતિક્રિયા કરતાં નથી. બાહ્ય ઇંદ્રિયજન્ય વસ્તુઓ તેમનામાંથી સદાને માટે અદૃશ્ય થઇ ગયેલી હોય છે. જ્યારે તેઓ પોતાના પ્રેમદ્વારા બાહ્ય દૃશ્યોની પાછળ રહેલી સત્ય વસ્તુ હમેશાં જોઇ શકતા હોય ત્યારે તેઓ ક્રુદ્ધ શી રીતે થઇ શકે?

## ભક્તિયોગની સુલભતા અને તેનો મર્મ

"જેઓ દૃઢ ચિત્તથી આપની આરાધના કરે છે અને જેઓ અવ્યક્ત-પૂર્ણબ્રહ્મની ઉપાસના કરે છે, તેઓમાં શ્રેષ્ઠ યોગી કોણ છે?" આવો પ્રશ્ન અર્જુને શ્રીકૃષ્ણને પૂછ્યો હતો. શ્રીકૃષ્ણે ઉત્તરમાં જણાવ્યું હતું કે, "જેઓ મારામાં પોતાનું મન એકાગ્ર કરીને પૂર્ણ દૃઢતાથી મારી આરાધના કરે છે અને જેઓ પરમ શ્રદ્ધાથી યુક્ત હોય છે, તેઓ મારા ઉત્તમ ભક્ત અને મહાન યોગી છે. જેઓ પૂર્ણ, અનિર્વચનીય, અખંડ, સર્વવ્યાપક, અચિંતનીય, સર્વાધાર, અચલ, શાશ્વત બ્રહ્મનું ચિંતન કરીને તથા સર્વને સમાન ગણીને પરોપકાર કરવામાં નિમગ્ન રહે છે, તેઓ પણ મારીજ પાસે આવે છે; પરંતુ જેમનાં મન અવ્યક્ત બ્રહ્મમાં નિમગ્ન થયેલાં છે તેમનો માર્ગ વધારે કઠિન છે, કારણ-

ઉદ્દયનો કરતો નથી; અને તેટલા માટે તેને પતિત થવાનો સંભવ હોતો નથી. જ્યાંસુધી માનવઆત્માનાં બંધનો નષ્ટ થાય નહિ ત્યાંસુધી અલબત તે મુક્ત બની શકતો નથી, પછી ભલે તે એમાંનો ગમે તે માર્ગ ગ્રહણ કરે.

પ્રભુકૃપાને પ્રાપ્ત થયેલી એક ગોપીના સંબંધમાં પાપ અને પુણ્યની આત્માને બદ્ધ કરનારી શૃંખલાઓ કેવી રીતે છિન્નભિન્ન થઇ ગઈ હતી, તે નીચેના શ્લોકો દર્શાવે છેઃ "પ્રભુનુ ધ્યાન ધરવામાં તેને જે પરમ આનંદ પ્રાપ્ત થતો હતો, તેથી તેનાં પુણ્યોની બંધનકારક અસરો દૂર થઇ ગઇ અને તેના વિયોગથી તેના આત્માને જે મહાદુઃખ થતું હતું તેથી તેનાં સર્વ પાપોનું પ્રક્ષાલન થઇ ગયું અને તેથી તે મુક્ત થઇ ગઇ." તચ્ચિન્તાવિપુलाह्लादक्षीणपुण्या च या तथा । तदप्राप्तिमहादुःखविलीनाशेषपातका । निरुच्छ्वासतया मुक्तिं गतान्या गोपकन्यका । એટલા માટે ભક્તિયોગમાં મુખ્ય મર્મ જાણવાનો એ છે કે માનવહૃદયમાં રહેલી ભિન્નભિન્ન આસક્તિઓ, ભાવનાઓ અને વૃત્તિઓ મૂળથી; માત્ર તેમને અંકુશમાં રાખવી જોઇએ અને સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાંસુધી તેમને ઊંચે અને

કે વસ્તુતઃ કોઇ પણ સશરીર પ્રાણી મહામુશ્કેલીથી અવ્યકત બ્રહ્મનો માર્ગ કળી શકે છે. જેઓ પોતાનાં સર્વ કર્મો મને સમર્પણ કરી મારા પર પૂર્ણ શ્રદ્ધા રાખી મારૂં ચિંતન કરે છે અને અન્ય કોઇ પણ વસ્તુ પર લેશ પણ મોહ નહિ રાખતાં મારી આરાધના કરે છે તેમને હું અલ્પ સમયમાં વારંવારના જન્મ-મરણના મહાસાગરમાંથી ઊંચકી લઉં છું, કારણકે તેમનું મન સંપૂર્ણતઃ મારામાં આસકત હોય છે.” અહીંયાં જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ ઉભયનો નિર્દેશ કરેલો છે. ઉપરોકત શ્લોકોમાં ઉભયની વ્યાખ્યા આપેલી કહી શકાશે. જ્ઞાનયોગ એ મહાન છે, પરંતુ તે અતિ ગહન તત્ત્વશાસ્ત્ર છે. આ એક વિચિત્ર વાત છે કે પ્રાયઃ પ્રત્યેક મનુષ્યપ્રાણી જો ધારે તો તત્ત્વજ્ઞાનને અનુસરીને ચાલી શકે છે; પરંતુ વાસ્તવિક દાર્શનિક જીવન વ્યતીત કરવું અતિ કઠિન છે. આપણે ઘણી વાર તત્ત્વજ્ઞાનદ્વારા આપણા જીવનને દોરવવાનો પ્રયત્ન કરવા જતાં મહાજોખમોમાં ઊતરી પડીએ એવો સંભવ છે.

આ જગત બે પ્રકારના માણસો વચ્ચે વિભકત થયેલું કહી શકાય. એક પ્રકારના માણસો આસુરી પ્રકૃતિના હોય છે અને તેઓ શરીરની સંભાળ લેવી એજ કેવળ જીવનનો ઉદ્દેશ માને છે; બીજા પ્રકારના માણસો દૈવી પ્રકૃતિના હોય છે અને તેઓ જાણે છે કે, શરીર એ કેવળ એક સાધન છે અને તે આત્માની ઉન્નતિનું માત્ર હથિયાર છે. અસુર પણ તેનો પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે શાસ્ત્રનાં પ્રમાણો ટાંકી શકે છે અને ટાંકે છે અને આ પ્રકારે જ્ઞાનમાર્ગદ્વારા સજ્જનને સત્કર્મ કરવાને જેટલાં પ્રલોભનો મળે છે તેટલો દુર્જનને દુષ્કર્મ કરવાને ટેકો મળે છે. જ્ઞાનયોગમાં આ મહાન ભય રહેલો છે. પરંતુ ભક્તિયોગ સ્વાભાવિક, સુમધુર અને મૃદુ છે. ભકત જ્ઞાનયોગીનાં જેટલાં ઉચ્ચ

ઉદ્દયનો કરતો નથી; અને તેટલા માટે તેને પતિત થવાનો સંભવ હોતો નથી. જ્યાંસુધી માનવઆત્માનાં બંધનો નષ્ટ થાય નહિ ત્યાંસુધી અલબત તે મુક્ત બની શકતો નથી, પછી ભલે તે એમાંનો ગમે તે માર્ગ ગ્રહણ કરે.

પ્રભુકૃપાને પ્રાપ્ત થયેલી એક ગોપીના સંબંધમાં પાપ અને પુણ્યની આત્માને બદ્ધ કરનારી શૃંખલાઓ કેવી રીતે છિન્નભિન્ન થઇ ગઈ હતી, તે નીચેના શ્લોકો દર્શાવે છે: "પ્રભુનું ધ્યાન ધરવામાં તેને જે પરમ આનંદ પ્રાપ્ત થતો હતો, તેથી તેનાં પુણ્યોની બંધનકારક અસરો દૂર થઇ ગઇ અને તેના વિયોગથી તેના આત્માને જે મહાદુઃખ થતું હતું તેથી તેનાં સર્વ પાપોનું પ્રક્ષાલન થઇ ગયું અને તેથી તે મુક્ત થઇ ગઇ." तच्चिन्ताविपुलाह्लादक्षीणपुण्या च या तथा । तदप्राप्तिमहादुःखविलीनाशेषपातका । निरुच्छ्वासतया मुक्तिं गतान्या गोपकन्यका । એટલા માટે ભક્તિયોગમાં મુખ્ય મર્મ જાણવાનો એ છે કે માનવહૃદયમાં રહેલી ભિન્નભિન્ન આસક્તિઓ, ભાવનાઓ અને વૃત્તિઓ મૂળમાં ખોટી નથી; માત્ર તેમને અંકુશમાં રાખવી જોઇએ અને તેમને ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાંસુધી તેમને ઊંચે અને ઊંચે માર્ગે દોરવવી જોઇએ. આ ઉચ્ચતમ માર્ગ તે છે કે જે આપણને ઈશ્વરની પાસે લઇ જાય છે; ઇતર સમસ્ત માર્ગો નીચા છે. આપણે જોઇએ છીએ કે આપણા જીવનમાં સુખદુઃખની લાગણી થવી બહુ સાધારણ છે અને તે વારંવાર ઉત્પન્ન થાય છે. એક માણસને દ્રવ્ય અથવા એવી કોઇ ભૌતિક વસ્તુ નહિ મળવાથી તેને દુઃખ ઉત્પન્ન થાય છે ત્યારે તે એ લાગણીને ખોટે માર્ગે વાળે છે. દુઃખ પણ કેટલેક પ્રસંગે ઉપયોગી હોય છે. એક માણસને પરમાત્માની પ્રાપ્તિ નહિ થવા માટે-ઈશ્વરનો સાક્ષાત્કાર નહિ થવા માટે જે દુઃખ ઉત્પન્ન થાય છે તે દુઃખ તેનો

કે વસ્તુતઃ કોઇ પણ સશરીર પ્રાણી મહામુશ્કેલીથી અવ્યક્ત બ્રહ્મનો માર્ગ કળી શકે છે. જેઓ પોતાનાં સર્વ કર્મો મને સમર્પણ કરી મારા પર પૂર્ણ શ્રદ્ધા રાખી મારૂં ચિંતન કરે છે અને અન્ય કોઇ પણ વસ્તુ પર લેશ પણ મોહ નહિ રાખતાં મારી આરાધના કરે છે તેમને હું અલ્પ સમયમાં વારંવારના જન્મમરણના મહાસાગરમાંથી ઊંચકી લઉં છું, કારણકે તેમનું મન સંપૂર્ણતઃ મારામાં આસક્ત હોય છે.” અહીંયાં જ્ઞાનયોગ અને ભક્તિયોગ એ ઉભયનો નિર્દેશ કરેલો છે. ઉપરોક્ત શ્લોકોમાં ઉભયની વ્યાખ્યા આપેલી કહી શકાશે. જ્ઞાનયોગ એ મહાન છે, પરંતુ તે અતિ ગહન તત્ત્વશાસ્ત્ર છે. આ એક વિચિત્ર વાત છે કે પ્રાયઃ પ્રત્યેક મનુષ્યપ્રાણી જો ધારે તો તત્ત્વજ્ઞાનને અનુસરીને ચાલી શકે છે; પરંતુ વાસ્તવિક દાર્શનિક જીવન વ્યતીત કરવું અતિ કઠિન છે. આપણે ઘણી વાર તત્ત્વજ્ઞાનદ્વારા આપણા જીવનને દોરવવાનો પ્રયત્ન કરવા જતાં મહાજોખમોમાં ઊતરી પડીએ એવો સંભવ છે.

આ જગત બે પ્રકારના માણસો વચ્ચે વિભક્ત થયેલું કહી શકાય. એક પ્રકારના માણસો આસુરી પ્રકૃતિના હોય છે અને તેઓ શરીરની સંભાળ લેવી એજ કેવળ જીવનનો ઉદ્દેશ માને છે; બીજા પ્રકારના માણસો દૈવી પ્રકૃતિના હોય છે અને તેઓ જાણે છે કે, શરીર એ કેવળ એક સાધન છે અને તે આત્માની ઉન્નતિનું માત્ર હથિયાર છે. અસુર પણ તેનો પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને માટે શાસ્ત્રનાં પ્રમાણો ટાંકી શકે છે અને ટાંકે છે અને આ પ્રકારે જ્ઞાનમાર્ગદ્વારા સજ્જનને સત્કર્મ કરવાને જેટલાં પ્રલોભનો મળે છે તેટલો દુર્જનને દુષ્કર્મ કરવાને ટેકો મળે છે. જ્ઞાનયોગમાં આ મહાન ભય રહેલો છે. પરંતુ ભક્તિયોગ સ્વાભાવિક, સુમધુર અને મૃદુ છે. ભક્ત જ્ઞાનયોગીનાં જેટલાં ઉચ્ચ

ઉદ્દયને કરતો નથી; અને તેટલા માટે તેને પતિત થવાનો સંભવ હોતો નથી. જ્યાંસુધી માનવઆત્માનાં બંધને નષ્ટ થાય નહિ ત્યાંસુધી અલબત્ત તે મુક્ત બની શકતો નથી, પછી ભલે તે એમાંનો ગમે તે માર્ગ ગ્રહણ કરે. -

પ્રભુકૃપાને પ્રાપ્ત થયેલી એક ગોપીના સંબંધમાં પાપ અને પુણ્યની આત્માને બદ્ધ કરનારી શૃંખલાઓ કેવી રીતે છિન્નભિન્ન થઇ ગઇ હતી, તે નીચેના શ્લોકો દર્શાવે છેઃ "પ્રભુનું ધ્યાન ધરવામાં તેને જે પરમ આનંદ પ્રાપ્ત થતા હતા, તેથી તેનાં પુણ્યોની બંધનકારક અસરો દૂર થઇ ગઇ અને તેના વિયોગથી તેના આત્માને જે મહાદુઃખ થતું હતું તેથી તેનાં સર્વ પાપોનું પ્રક્ષાલન થઇ ગયું અને તેથી તે મુક્ત થઇ ગઇ." तच्चिन्ताविपुलाह्लादक्षीणपुण्या च या तथा । तदप्राप्तिमहादुःखविलीनाशेषपातका । निरुच्छ्वासतया मुक्तिं गतान्या गोपकन्यका । એટલા માટે ભક્તિયોગમાં મુખ્ય મર્મ જાણવાનો એ છે કે માનવહૃદયમાં રહેલી ભિન્નભિન્ન આસક્તિઓ, ભાવનાઓ અને વૃત્તિઓ મૂળમાં ખોટી નથી; માત્ર તેમને અંકુશમાં રાખવી જોઇએ અને તેમને ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત થાય ત્યાંસુધી તેમને ઊંચે અને ઊંચે માર્ગે દોરવવી જોઇએ. આ ઉચ્ચતમ માર્ગ તે છે કે જે આપણને ઈશ્વરની પાસે લઇ જાય છે; ઇતર સમસ્ત માર્ગો નીચા છે. આપણે જોઇએ છીએ કે આપણા જીવનમાં સુખદુઃખની લાગણી થવી બહુ સાધારણ છે અને તે વારંવાર ઉત્પન્ન થાય છે. એક માણસને દ્રવ્ય અથવા એવી કોઇ ભૌતિક વસ્તુ નહિ મળવાથી તેને દુઃખ ઉત્પન્ન થાય છે ત્યારે તે એ લાગણીને ખોટે માર્ગે વાળે છે. દુઃખ પણ કેટલેક પ્રસંગે ઉપયોગી હોય છે. એક માણસને પરમાત્માની પ્રાપ્તિ નહિ થવા માટે–ઈશ્વરનો સાક્ષાત્કાર નહિ થવા માટે જે દુઃખ ઉત્પન્ન થાય છે તે દુઃખ તેનો

ઉદ્ધારકર્તા થઇ પડે છે. એજ પ્રમાણે જ્યારે તમે મૂઠીભર સિક્કાઓને માટે આનંદિત થાઓ છો ત્યારે પણ આનંદ પામવાની શક્તિને ખોટોજ માર્ગ મળેલો કહેવાય. એ આનંદને ઉચ્ચતર માર્ગે વાળવો જોઇએ; તેને માટે ઉચ્ચતમ આદર્શ પ્રાપ્ત કરવો જોઇએ. આપણી સમસ્ત ઇતર ભાવનાઓના સંબંધમાં પણ આમજ બનવું જોઇએ. ભક્ત કહે છે કે, "કોઈ પણ ભાવના ખોટી નથી; તે સમસ્ત ભાવનાઓને ગ્રહણ કરે છે અને તેમને અચૂક રીતે પ્રભુપ્રતિ વાળે છે."

## ભક્તિનાં સ્વરૂપ અથવા પ્રકાર

ભક્તિનું પ્રથમ સ્વરૂપ પૂજ્યભાવ છે. લોકો મંદિરો અને પવિત્ર ધામો પ્રત્યે શા માટે પૂજ્યભાવ પ્રદર્શિત કરે છે? કારણકે ત્યાં પરમેશ્વરની પૂજા વગેરે થાય છે. પ્રત્યેક દેશના લોકો સંતસાધુઓ અને ધર્માચાર્યો પ્રત્યે શા માટે પૂજ્યભાવ ધરાવે છે? કારણકે તેઓ ઇશ્વરસંબંધી જ્ઞાન આપે છે. આ પૂજ્યભાવની ઉત્પત્તિ પ્રેમમાંથીજ થાય છે. કોઇ પણ માણસ જેને તે ચાહતો ન હોય તેના પ્રત્યે પૂજ્યભાવ ધરાવી શકતો નથી.

ભક્તિનું બીજું સ્વરૂપ તે પ્રેમ અથવા પ્રીતિ છે. મનુષ્યો ઇંદ્રિયોના વિષયોમાં કેટલો બધો આનંદ લે છે! જે વસ્તુને તેઓ ચાહે છે, જે વસ્તુને તેમની ઇંદ્રિયો પસંદ કરે છે તેને પ્રાપ્ત કરવાને માટે તેઓ ગમે ત્યાં જાય છે, ગમે તે જોખમ ખેડે છે! ભક્તને આવોજ પ્રેમ પ્રભુમાં ઊપજવો જોઇએ. વિષયો પ્રતિના પ્રેમને તેણે ઇશ્વર પ્રતિ વાળવો જોઇએ.

ભક્તિનું ત્રીજું સ્વરૂપ વિરહ અર્થાત્ પ્રિયની અનુપસ્થિતિથી ઉત્પન્ન થતી તીવ્ર વેદના છે. ઇશ્વરપ્રાપ્તિ નહિ થવાથી—જાણવા યોગ્ય એવી કેવળ વસ્તુનો પરિચય નહિ થવાથી મનુષ્યને જ્યારે

તીવ્ર દુઃખ ઉત્પન્ન થાય છે અને તેથી તે અતિ અસંતુષ્ટ અને પ્રાયઃ ઉન્મત્ત બની જાય છે, ત્યારે તેને વિરહ પ્રાપ્ત થયેલો કહેવાય છે. આ પ્રકારની મનઃસ્થિતિ તેને પ્રિય સિવાય ઇતર કોઇ પણ વસ્તુની ઉપસ્થિતિમાં અશાંત બનાવી મૂકે છે. *एकरतिविचिकित्सा।* સાંસારિક પ્રેમમાં આપણે ઘણી વાર આવો વિરહ ઉત્પન્ન થતો જોઇએ છીએ. વળી પુરુષ જ્યારે વસ્તુતઃ અને તીવ્ર રીતે સ્ત્રીને ચાહે છે, અથવા સ્ત્રી પુરુષને ચાહે છે, ત્યારે તેમને જેમને તેઓ ચાહતાં ન હોય એવાં સર્વ માણસોની ઉપસ્થિતિમાં એક પ્રકારનો સ્વાભાવિક કંટાળો ઉત્પન્ન થાય છે. આપણા મન પર જ્યારે પરાભક્તિની સત્તા હોય ત્યારે આપણે જે વસ્તુઓને ચાહતા ન હોઇએ, તેમના સંબંધમાં આપણને પણ બરાબર આજ પ્રકારનું અધૈર્ય ઉત્પન્ન થાય છે. તે વખતે ઈશ્વરવ્યતિરિક્ત વસ્તુઓ વિષે વાત કરવી ,પણ અરુચિકર થઇ પડે છે. "માત્ર તેનો અને તેનોજ વિચાર કર અને ઇતર સર્વ મિથ્યા શબ્દોનો ત્યાગ કર." *अन्यां वाचं विमुंचय।* જેઓ ઈશ્વરનીજ વાત કરે છે તેઓજ ભક્તને મિત્રવત્ લાગે છે; અને જેઓ ઇતર કોઈ વસ્તુની વાત કરે છે તેઓ તેને શત્રુવત્ લાગે છે. આ પ્રમાણે જ્યારે પ્રેમના કેવળ આદર્શને ખાતરજ જીવનને નિભાવવામાં આવે છે અને જ્યારે માત્ર તે પ્રેમને માટેજ જીવનને સુંદર અને જીવવા યોગ્ય ગણવામાં આવે છે (*तदर्थं प्राणस्थानं*) ત્યારે પ્રેમની એક તેથીયે ઉચ્ચતર ભૂમિકા પ્રાપ્ત થાય છે. એ દશામાં પ્રિયના ચિંતનથીજ જીવન સુમધુર લાગે છે. એક માણસ ભક્તિમાં પૂર્ણાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે તેનામાં "*तदेकरति*" આવે છે. જ્યારે તે ઈશ્વરકૃપાને પ્રાપ્ત થાય છે, જ્યારે તેને પ્રભુચરણનો સ્પર્શ થાય છે ત્યારે તેની સમગ્ર પ્રકૃતિ પર ઉચ્ચતા–પવિત્રતાનું એક જબરજસ્ત મોજું ફરી વળીને તે બદલાઇ જાય

જાય છે અને તેનું સમગ્ર જીવનકાર્ય સિદ્ધ થઇ જાય છે. આવા ઘણા ભક્તો કેવળ તેની પૂજા કરવાને જીવે છે. તે સુખનો-જીવનના તે કેવળ આનંદનો-તેઓ પરિત્યાગ કરતા નથી. "હે રાજન્ ! હરિનો એવો ઉત્તમ ગુણ છે કે જેઓને કશી કામના રહી નથી-જેમનાં હૃદયોની સર્વ ગ્રંથિઓ તૂટી ગઇ છે તેઓ પણ પ્રભુને પ્રેમને ખાતર ભજવા ચાહે છે. જેની સર્વ દેવો આરાધના કરે છે, જેને સર્વ મુમુક્ષુઓ અને બ્રહ્મવેત્તાઓ પૂજે છે." यं सर्वदेवा नमस्यन्ति मुमुक्षवो ब्रह्मवादिनश्चेति । પ્રેમની આવી શક્તિ છે. એક મનુષ્ય જ્યારે પોતાની જાતને સંપૂર્ણતઃ ભૂલી જાય છે અને કોઇ પણ વસ્તુનો તે સ્વામી છે એમ તેને લાગતું નથી, ત્યારે તેને તદીયતાની સ્થિતિ પ્રાપ્ત થાય છે; પ્રત્યેક વસ્તુ પ્રિયની હોવાથી તે તેને પવિત્ર માને છે, સાંસરિક પ્રેમમાં પણ પ્રેમી પોતાનાં પ્રિયના પ્રત્યેક વસ્તુને પવિત્ર ગણે છે અને તેટલા માટે તેને ચાહે છે. તે પોતાના પ્રેમપાત્રના એક વસ્ત્રના ટુકડાને પણ ચાહે છે. તેજ પ્રકારે એક માણસ જ્યારે પ્રભુને ચાહે છે, ત્યારે સમગ્ર વિશ્વ પ્રભુનું હોવાથી તે તેને પ્રિય થઇ પડે છે.

### સમષ્ટિપ્રેમ અને તે વડે ઉત્પન્ન થતો આત્મત્યાગ

આપણે પ્રથમ સમષ્ટિ પર પ્રેમ કર્યા વિના વ્યષ્ટિને શી રીતે ચાહી શકીએ ? ઇશ્વર એ સમષ્ટિ, સર્વભૂતાત્મા, સૂક્ષ્મ, પૂર્ણ બ્રહ્મ છે અને જે જગત આપણે જોઇએ છીએ તે વ્યષ્ટિ અર્થાત્ વ્યક્તિઓનો સમૂહ છે. સમષ્ટિ કે જેની અંદર કોટચવધિ નાની વ્યષ્ટિઓ રહેલી છે, તેને ચાહવાથીજ સમગ્ર વિશ્વને ચાહી શકાય છે. આર્યાવર્તના દાર્શનિકો વ્યષ્ટિઓની આગળ થોભતા નથી; તેઓ વ્યષ્ટિઓ પ્રત્યે ક્ષણિક દૃષ્ટિપાત કરે છે અને પછી તરતજ સમસ્ત વ્યષ્ટિઓનો સમાવેશ કરનાર સમષ્ટિને ખોળવાને પ્રવૃત્ત

થાય છે. સમષ્ટિની શોધ એ કેવળ આર્યાવર્તનાજ તત્ત્વજ્ઞાન અને ધર્મની શોધ છે. જેમાં સમસ્ત વસ્તુઓનો સમાવેશ થયેલો હોય-જે એક સંપૂર્ણ અને સામાન્ય આત્માને જાણવાથી પ્રત્યેક વસ્તુનું જ્ઞાન થાય, તેને શોધી કાઢવો એજ તત્ત્વજ્ઞાનીનું લક્ષ્ય હોય છે. ભકત તે સૂક્ષ્મ આત્માનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે છે કે જેને ચાહવાથી તે સમગ્ર વિશ્વને ચાહે છે. યોગી તે સામાન્ય પ્રકારની શકિત હસ્તગત કરવા ઇચ્છે છે કે જેનું નિયમન કરવાથી તે સમગ્ર વિશ્વનું નિયમન કરી શકે. ભારતીય મન તેના સમગ્ર ઇતિહાસમાં, પ્રત્યેક વસ્તુમાં, વિજ્ઞાનમાં, માનસશાસ્ત્રમાં, પ્રેમમાં, તત્ત્વજ્ઞાનમાં આ પ્રકારની સાર્વત્રિક તત્ત્વની વિશિષ્ટ શોધ કરવામાં નિમગ્ન રહ્યું છે. એટલા માટે ભકત જે નિર્ણય પર આવે છે તે એ છે કે જો તમે માત્ર એક પછી એક એમ ભિન્નભિન્ન વ્યકિતઓને ચાહ્યા કરશો, તો તમે અનંતકાળ પર્યંત ભલે તેમને ચાહ્યા કરો; પરંતુ તમે સમગ્ર જગતને ચાહવાને લેશ પણ શકિતમાન થશો નહિ. સમગ્ર પ્રેમનો સરવાળો ઇશ્વિર છે, એવો મુખ્ય વિચાર જ્યારે પ્રાપ્ત થાય છે, જ્યારે વિશ્વમાંના સમસ્ત આત્માઓ-પછી તેઓ બદ્ધ હો, મુકત હો વા મુમુક્ષુ હો-ની આકાંક્ષાઓનો સરવાળો પરમાત્મા છે એ મુખ્ય વિચાર હસ્તગત થાય છે, ત્યારેજ કોઇને પણ માટે વિશ્વપ્રેમ શકય થાય છે. ઇશ્વર એ સમષ્ટિ છે અને આ દૃશ્ય જગત તે પૃથક્પૃથક્રૂપે વ્યકત થયેલો ઇશ્વર છે. જો આપણે આ સરવાળાને ચાહીએ તો આપણે પ્રત્યેક વસ્તુને ચાહીએ છીએ. ત્યારે જગતને ચાહવું અને તેનું કલ્યાણ કરવું એ સર્વ સરળતાથી થઇ શકશે; માત્ર પ્રથમ ઇશ્વરને ચાહીને આપણે આવી શકિત પ્રાપ્ત કરવાની છે; અન્યથા જગતનું કલ્યાણ કરવું એ કાંઇ સહેલું નથી.

"પ્રત્યેક વસ્તુ તેની છે અને તે મારો પ્રિયતમ છે; હું,

ચાહું છું.” આ ભકતના ઉદ્‌ગાર છે. આ પ્રકારે સમસ્ત વસ્તુઓ પ્રભુની હોવાથી ભકત તેમને પવિત્ર ગણે છે. સર્વ તેનાંજ શરીર છે, તેનાંજ સ્વરૂપ છે, તો પછી આપણે કોઇને પણ ઇજા શી રીતે કરી શકીએ? તો પછી આપણે કોઇને પણ શા માટે ચાહી ન શકીએ? ઈશ્વરપ્રેમની સાથે તેના નિશ્ચિત ફળ તરીકે વિશ્વમાંના પ્રત્યેક જણ પ્રતિનો પ્રેમ ઉદ્‌ભૂતજ થશે. આપણે જેમજેમ ઈશ્વરની પાસે જઇએ છીએ, તેમતેમ આપણે અધિકાધિક સમજવા માંડીએ છીએ કે, સમસ્ત વસ્તુઓનો સ્વામી તે છે. જ્યારે આત્મા આ ઉચ્ચતમ પ્રેમનો આનંદ ભોગવવામાં સફળ થાય છે, ત્યારે તે પ્રત્યેક વસ્તુમાં તેનુ દર્શન પણ કરવા માંડે છે. આ પ્રકારે આપણું હૃદય પ્રેમનો એક અખંડ ઝરો બની રહેશે. આપણે જ્યારે આ પ્રેમની ઉચ્ચતર ભૂમિકાઓમાં પ્રવેશ કરીએ છીએ, ત્યારે પાર્થિવ પદાર્થો વચ્ચે ભાસતા ભેદો અદૃશ્ય થઈ જાય છે. પછી મનુષ્યને મનુષ્ય તરીકે જોવામાં આવતો નથી, પરંતુ માત્ર ઈશ્વર તરીકેજ જોવામાં આવે છે. પછી પશુને પશુ તરીકે જોવામાં આવતું નથી, પરંતુ ઈશ્વર તરીકે જોવામાં આવે છે. પછી વ્યાઘ્ર પણ વ્યાઘ્ર તરીકે રહેતો નથી, પરંતુ ઈશ્વરના એક સ્વરૂપ તરીકે રહે છે. આ પ્રકારે ભકિતની આ તીવ્ર સ્થિતિમાં પ્રત્યેક જણની, પ્રત્યેક જીવનની અને પ્રત્યેક પ્રાણની આરાધના કરવામાં આવે છે. एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी। कर्तव्या पंडितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम्॥ "પ્રત્યેક વસ્તુમાં હરિ રહેલો છે એમ જાણીને પંડિતે સમસ્ત પ્રાણીઓ પ્રત્યે વિશુદ્ધ પ્રેમ દર્શાવવો જોઇએ.” આ પ્રકારના સર્વવ્યાપક પ્રેમના ફળ તરીકે સંપૂર્ણ આત્મત્યાગ અર્થાત્ કોઇ પણ ઘટના આપણું અહિત કરનારી હોતી નથી, એવી દૃઢ માન્યતા (अप्रातिकूल्य) ઉત્પન્ન થાય, ત્યારે જો દુઃખ પ્રાપ્ત થાય તો પ્રેમી આત્મા કહી શકે

છે કે, "દુઃખ ભલે પધારો." જો ગરીબી પ્રાપ્ત થાય તો તે કહેશેઃ "ગરીબી ભલે પધારો, તમે પણ પ્રિયની પાસેથી આવેલાં છો." જો એક સર્પ આવશે તો તે કહેશેઃ "સર્પ, ભલે પધારો." જો મૃત્યુ આવશે તો આવો ભકત સ્મિત સહિત તેનો સત્કાર કરશે. "મારૂં અહોભાગ્ય કે એ સર્વ મારી પાસે આવે છે; તે સર્વ ભલે આવે." ઈશ્વર અને તેની સમસ્ત વસ્તુઓ પ્રત્યેના તીવ્ર પ્રેમમાંથી ઉત્પન્ન થતી સંપૂર્ણ ત્યાગની આ સ્થિતિમાં ભકત પોતાની ઉપર આવી પડતાં સુખદુઃખોથી હર્ષશોક પામતો બંધ થાય છે. તે દુઃખ અથવા દારિદ્રય વિષે શોક કરતો નથી. ઈશ્વર કે જે પ્રેમનો સાગર છે તેની ઇચ્છાને આ પ્રકારે બડબડાટ કર્યા વિના આધીન થવું, એ ખરેખર મહાન અને પરાક્રમી કાર્યોની સમગ્ર મહત્તા કરતાં અધિક લાભ છે.

માનવસમાજનો મોટો ભાગ શરીરને સર્વસ્વ માને છે; તેમને મન શરીર એજ સમગ્ર વિશ્વ છે; શારીરિક ઉપભોગ એ તેમનું સર્વસ્વ છે. શરીર અને શરીરને લગતી સમસ્ત વસ્તુઓની આરાધનાનો આ દૈત્ય આપણામાંના સર્વમાં પ્રવિષ્ટ થયો છે. આપણે મોટી વાતો કરીશું અને અતિ ઉચ્ચ ઉડ્ડયનો કરીશું, તોપણ આપણે ગીધ સમાન છીએ; આપણું મન માંસના ટુકડાઓમાંજ રહેલું છે. વિચારમાં પોતાની જાતની પ્રતીતિ સર્વથા અદૃશ્ય થઇ ગઇ હોય, તે વિચારનો સાક્ષાત્કાર તમે કરી શકો છો? પ્રેમ ધર્મના શિખર ઉપર આવેલું આ અત્યંત ઉચ્ચ સ્થાન છે અને ઘણા થોડા માણસોજ ત્યાં પહોંચ્યા છે; પરંતુ જ્યાંસુધી એક મનુષ્ય આત્મભોગ આપવાને સદા તત્પર અને સદા ખુશી એવી આ ઉચ્ચતમ ભૂમિકામાં પ્રવેશ કરે નહિ, ત્યાંસુધી તે પૂર્ણ ભકત બનતો નથી. આપણે આપણાં શરીરોને જાળવતા છતાં પણ તે કાંઇ અમર નથી. તેમનાં અહોભાગ્ય સમજવાં કે જેમનાં

શરીરો અન્યની સેવાને માટે નષ્ટ થાય. સંત હમેશાં દ્રવ્ય અને ખુદ જીવનને પણ અન્યની સેવાને માટે તત્પર રાખે છે. આ જગતમાં નિશ્ચિત વસ્તુ કેવળ એકજ છે અને તે મૃત્યુ છે, એટલા માટે આ શરીરનો દુષ્કાર્ય કરતાં સત્કાર્યને માટે નાશ થાય, એજ વધારે સારૂં છે. આપણે આપણું આયુષ્ય પચાસ વર્ષ વા સો વર્ષ પર્યંત લંબાવીએ; પરંતુ ત્યાર પછી શું બને છે? શરીરરૂપે સંયોગ પામેલાં સર્વ તત્ત્વો પૃથક્ થઈ જશે અને તેનો નાશ થશે. એક સમય એવો આવવોજ જોઈએ અને આવશેજ કે જ્યારે તેનાં તત્ત્વો છૂટાં પડી જશે. જિસસ, બુદ્ધ અને મહંમદ એ સર્વનાં શરીર નાશ પામ્યાં છે; જગતના સમસ્ત મહાન પયગંબરો અને આચાર્યોનાં શરીર નાશ પામ્યાં છે. આ ક્ષણભંગુર જગત કે જેમાં પ્રત્યેક વસ્તુનો નાશ થાય છે, તેમાં આપણે આપણા સમયનો ઉચ્ચતમ ઉપયોગ કરવો જોઈએ. ભક્તના એવા ઉદ્ગાર હોય છે; અને વસ્તુતઃ સમસ્ત પ્રાણીઓની સેવાને માટે જીવનને તૈયાર રાખવું, એ તેનો ઊંચામાં ઊંચો ઉપયોગ છે શરીર એજ સર્વસ્વ છે એ ભયંકર વિચાર, આપણું શરીર એજ આપણું સંપૂર્ણ સ્વરૂપ છે અને આપણે સમસ્ત શક્ય માર્ગોદ્વારા તેનું સંરક્ષણ કરવાને તથા તેને પ્રસન્ન કરવાને વિશેષમાં વિશેષ પ્રયત્ન કરવો જોઈએ; એ ભ્રમ જગતના સમગ્ર સ્વાર્થીપણાને જન્મ આપે છે. તમે નિશ્ચયપૂર્વક તમારા દેહથી પૃથક્ છો એમ જો જાણો તો પછી તમારે કોઈની સાથે લડવા-ઝઘડવાનું રહેતું નથી; તમારામાંથી સ્વાર્થીપણાના સર્વ વિચારો દૂર થઈ જાય છે. માટે ભક્ત એમજ જાણે છે કે, જાણે જગતની કોઈ પણ વસ્તુની સાથે આપણને લેશ પણ સંબંધ ન હોય તે પ્રકારે આપણે વર્તવાનું છે; અને આજ ખરેખરો સ્વાર્થત્યાગ છે. વસ્તુઓ આવો કે જાઓ, "તારૂં ધાર્યું થાઓ" એનો

અર્થ આ છે. આપણે લડાઈટો કરતા રહેવું અને આપણી પોતાની નિર્બળતાઓ તથા પ્રાપંચિક મહત્વાકાંક્ષાઓ રહે એવી ઈશ્વરેચ્છા છે એમ સઘળો વખત માનવું, એ આપણો ધર્મ નથી. કદાચ આપણા સ્વાર્થી વિગ્રહોમાંથી પણ માંગલ્યની ઉત્પત્તિ થાય, છતાં તે ઈશ્વરનું કાર્ય છે. કદી પણ સ્વતંત્ર કાર્ય ન કરવું એ પૂર્ણ ભક્તનો વિચાર હોવો જોઇએ. " હે પ્રભો, લોકો આપના નામે મહાન મંદિરો બંધાવે છે; તેઓ આપના નામે મોટાં દાનો કરે છે, હું રંક છું, મારી પાસે કાંઇ નથી; એટલા માટે હું મારૂં આ શરીર આપના ચરણારવિંદમાં સમર્પણ કરૂં છું. હે પ્રભો, મારો ત્યાગ કરશો મા." ભક્તના હૃદયના ઊંડા ભાગમાંથી આવી પ્રાર્થના નીકળે છે. પ્રભુચરણમાં આ પ્રકારે શાશ્વત આત્મસમર્પણ કરવાના કાર્યનો જેને અનુભવ છે, તે એને સમગ્ર દ્રવ્ય અને સત્તા કરતાં, કીર્તિ અને વૈભવના સમસ્ત ગગનભેદી વિચારો કરતાં પણ અતિ ઉચ્ચતર માને છે. ભક્તના આવા શાંત ત્યાગની શાંતિ એજ અગમ્ય અને અમૂલ્ય શાંતિ છે. તેનું અપ્રાતિકૂલ્ય એ મનની એવી સ્થિતિ છે કે જેમાં તેની વિરોધી કોઈ પણ વસ્તુ હોય એમ તે માનતું નથી. ઉચ્ચ ત્યાગની આ સ્થિતિમાં સંપૂર્ણ આસક્તિનો નિઃશેષ લય થાય છે. કેવળ જેનામાં સમસ્ત વસ્તુઓ વસે છે, ગતિ કરે છે અને અસ્તિત્વ ભોગવે છે, તેના પરનો અનન્ય પ્રેમજ રહે છે. વસ્તુતઃ આ પ્રભુપ્રેમની આસક્તિ એવી હોય છે કે જે આત્માને બદ્ધ કરતી નથી, પરંતુ અસરકારક રીતે તેનાં સમસ્ત બંધનોનો સર્વથા નાશ કરે છે.

## સાચા ભક્તને મન પરાવિદ્યા અને પરાભક્તિ સમાનજ હોય છે.

ઉપનિષદોમાં પરાવિદ્યા અને અપરાવિદ્યા એવા ભેદ પાડેલા

છે; અને ભકતને મન વસ્તુતઃ આ પરાવિદ્યા અને તેની પરાભકિત વચ્ચે કાંઇ પણ ભેદ નથી. મુંડકોપનિષદ જણાવે છેઃ "द्वे विद्ये वेदितव्ये इति ह स्मयद्ब्रह्मविदो वदंति। परा चैवापरा च ॥ तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति। अथ परा यया तदक्षरमधिगम्यते ॥ બ્રહ્મવિદો જણાવે છે કે, બે પ્રકારની વિદ્યા જાણવા યોગ્ય છે. પરા અને અપરા. આમાંની અપરાવિદ્યામાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા (અર્થાત્ ઉચ્ચાર અને સ્વરનું શાસ્ત્ર), કલ્પ (યજ્ઞવિધિ), વ્યાકરણ, નિરુકત (શબ્દોની વ્યુત્પત્તિ અને અર્થ જણાવનારું શાસ્ત્ર), પિંગલ તથા જ્યોતિષનો સમાવેશ થાય છે; અને પરાવિદ્યા તે છે કે જે દ્વારા તે અક્ષર–પરમાત્માનું જ્ઞાન થાય છે." આ પ્રકારે સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે કે, પરાવિદ્યા એ બ્રહ્મવિદ્યા છે, દેવી ભાગવતમાં પરાભકિતની વ્યાખ્યા આ પ્રમાણે આપી છેઃ "તેલની અખંડ ધારાની પેઠે મન જ્યારે અખંડ ધારાથી પ્રભુનું ચિંતન કરે છે, ત્યારે આપણને પરાભકિત પ્રાપ્ત થાય છે." મન અને હૃદય આ પ્રકારે અખંડ અનુરાગથી અસ્વસ્થતારહિત બની સદાસર્વદા દૃઢતાપૂર્વક પ્રભુનું ચિંતન કરે એ વસ્તુતઃ મનુષ્યના ઈશ્વરપ્રત્યેના પ્રેમનું ઉચ્ચતમ સ્વરૂપ છે. ઈતર સર્વ પ્રકારની ભક્તિ આ ઉચ્ચતમ કોટિની અર્થાત્ પરાભક્તિ કે જે અનુરાગ પછી ઉત્પન્ન થયેલી (રાગાનુગા) ભક્તિ તરીકે પણ ઓળખાય છે, તેની પ્રાપ્તિને માટે કેવળ પગથિયારૂપ છે. જ્યારે આ પરાભક્તિ એક વાર મનુષ્યના હૃદયમાં પ્રવેશ કરે છે, ત્યારે તેનું મન નિરંતર ઈશ્વરચિંતનજ કરે છે અને ઈતર કોઇ પણ વસ્તુનું સ્મરણ કરતું નથી. તે પોતાના મનમાં ઈશ્વરના વિચારો સિવાય કોઇ પણ વિચારોને સ્થાન આપતો નથી. તેનો આત્મા સંપૂર્ણતઃ વિશુદ્ધ

બની જાય છે. તે એકલો મન અને શરીરનાં સમસ્ત બંધનોને તોડી નાંખે છે અને શાંતિપૂર્વક મુક્ત બની જાય છે. તે એકલોજ તેના પોતાના હૃદયમાં ઈશ્વરની આરાધના કરી શકે છે. તેને મન વિધિઓ, પ્રતિમાઓ, ગ્રંથો અને સિદ્ધાંતો એ સર્વ અનાવશ્યક અને નિરુપયોગી છે. ઈશ્વરભક્તિ કરવી કાંઇ સહેલી નથી. સાધારણ રીતે માત્ર જ્યાં સામો પ્રેમ કરવામાં આવે, ત્યાંજ માનવપ્રેમ વિકાસ પામતો જણાય છે; જ્યાં પ્રેમનો બદલો પ્રેમથી વાળવામાં આવતો નથી, ત્યાં નિઃસ્પૃહતાજ સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. છતાં એવાં પણ કેટલાંક વિરલ ઉદાહરણો હોય છે કે જેમાં પ્રેમનો બદલો પ્રેમથી વાળવામાં ન આવે; તોપણ આપણે પ્રેમનું પ્રદર્શન જોઇએ છીએ. ઉપમાને ખાતર આપણે આ પ્રકારના પ્રેમની તુલના દીપક પરના પતંગિયાના પ્રેમની સાથે કરીશું. પતંગિયું દીપકને ચાહે છે, તેની ઉપર ઝંપલાવે છે અને મરણ પામે છે. આવો પ્રેમ રાખવો એ પતંગિયાનો સ્વભાવ છે. ચાહવું એ પ્રેમનો સ્વભાવ હોવાથી પ્રેમને ખાતર પ્રેમ કરવો એ નિઃસંશય જગતમાં જોવામાં આવતું પ્રેમનું ઉચ્ચતમ અને નિઃસ્વાર્થમાં નિઃસ્વાર્થ સ્વરૂપ છે. આવો પ્રેમજ અવશ્ય પરાભક્તિની પ્રાપ્તિ કરાવે છે.

## ભક્તિનો ત્રિકોણ

અમે ભકિતને ત્રિકોણની ઉપમા આપીશું; જેનો પ્રત્યેક ખૂણો ભકિતના પૃથક્ ન થઈ શકે એવાં લક્ષણો પૈકી એકનો પ્રતિનિધિ છે. જ્યાંસુધી ત્રણે ખૂણા ન હોય, ત્યાંસુધી ત્રિકોણ બની શકતો નથી; અને નીચેનાં ત્રણ લક્ષણો વિના સાચી ભકિત હોઇ શકતી નથી. આ ભકિતના ત્રિકોણનો પ્રથમ ખૂણો એ છે કે, ભકિત સાટાને ઓળખતી નથી. જ્યાં કાંઈ પણ બદલાની લાલસા હોય ત્યાં સાચો પ્રેમ હોઇ શકતો નથી; તે કેવળ દુકાન-

હાજીજ બની જાય છે. ઈશ્વર પ્રત્યેના આપણા માન અને ભક્તિના બદલામાં તેની પાસેથી આ કે પેલી કૃપા પ્રાપ્ત કરવાનો કાંઇ પણ વિચાર આપણામાં હોય, ત્યાંસુધી આપણા હૃદયમાં સાચા પ્રેમનો વિકાસ થઇ શકતો નથી. ઈશ્વરની કૃપા સંપાદન કરવાને માટે જેઓ તેની આરાધના કરે છે, તેઓ જો તે કૃપા પ્રાપ્ત ન થાય તો અવશ્ય તેની પૂજા કરે. ઈશ્વર ચાહવા યોગ્ય હોવાથીજ સાચો ભક્ત તેને ચાહે છે. આપણે એવી વાત સાંભળી છે કે, એક વાર એક મહાન રાજા અરણ્યમાં ગયો અને ત્યાં તેને એક ઋષિ મળ્યા. તેણે તે ઋષિની સાથે થોડો વાર્તાલાપ કર્યો અને તેની પવિત્રતા તથા બુદ્ધિ જોઇને તે પરમ પ્રસન્ન થયો. ત્યાર પછી રાજાએ ઋષિને કહ્યું: "મારા તરફથી ભેટ ગ્રહણ કરી મને આભારી કરશો?" ઋષિએ તેમ કરવાની ના પાડતાં કહ્યું કે, "વનફળો મને પૂરતો ખોરાક પૂરો પાડે છે, પર્વતોમાંથી વહેતા શુદ્ધ જલના ઝરાઓ મને પૂરતું પાણી આપે છે; વૃક્ષોની છાલો મને પૂરતું આચ્છાદન પૂરૂં પાડે છે અને પર્વતોની ગુફાઓ એ મારૂં નિવાસસ્થાન છે; તો પછી મારે તમારી પાસેથી અથવા કોઇની પણ પાસેથી કાંઇ પણ ભેટ શા માટે ગ્રહણ કરવી જોઇએ?" રાજાએ કહ્યું: "મહારાજ! મારા પર ઉપકાર કરવાને ખાતર કૃપા કરી મારી પાસેથી કાંઇક ગ્રહણ કરો અને કૃપા કરી મારી સાથે નગરમાં તથા મારા મહાલયમાં પધારો." ઘણી સમજાવટ પછી ઋષિ અંતે રાજાની ઇચ્છાને અનુસરવાને સંમત થયા અને તેની સાથે તેના મહાલયમાં ગયા. ઋષિને ભેટ આપ્યા પૂર્વે રાજા પ્રાર્થના કરવા લાગ્યો: "હે પ્રભો! મને વિશેષ સંતાનો આપો; હે પ્રભો! મને અધિક દ્રવ્ય આપો; હે પ્રભો! મને વિશેષ આરોગ્ય આપો" ઇત્યાદિ. રાજાએ પોતાની પ્રાર્થના સમાપ્ત કરી, તે પૂર્વે ઋષિ ઊભા થયા અને શાંત રીતે ઓરડામાંથી ચાલ્યા

ગયા. આ જોઇ રાજા મૂંઝાયો અને મોટેથી એમ બોલતોબોલતો તેની પાછળ દોડ્યોઃ "મહારાજ! આપે તો ચાલવા માંડ્યું, આપે મારી ભેટ લીધી નથી." ઋષિ તેની તરફ જોઇ બોલ્યા: "હું ભિક્ષુકોની પાસે યાચના કરતો નથી. તું સ્વયં કેવળ યાચક છે અને તું મને કોઇ પણ વસ્તુ શી રીતે આપી શકે? તારા જેવા ભિક્ષુકની પાસેથી કાંઇ પણ લેવાનો હું વિચાર રાખું એવો મૂર્ખ નથી. ચાલ્યો જા, મારી પાછળ ન આવ." અહીં ખરા ભિક્ષુકો અને સાચા ઈશ્વરભક્તોની વચ્ચેનો તફાવત સારી રીતે પ્રકટ કર્યો છે. યાચનાની ભાષા એ ભક્તિની ભાષા નથી. મુક્તિને માટે અથવા ઇતર કોઇ પારિતોષિકને માટે ઈશ્વરની આરાધના કરવી, એ પણ તેટલુંજ નીચ કૃત્ય છે. પ્રેમ પારિતોષિકને ઓળખતો નથી. પ્રેમ હમેશાં પ્રેમને ખાતરજ હોય છે; ભક્ત એટલા માટે પ્રેમ કરે છે કે તે એમ કર્યા વિના રહી શકતો નથી. જ્યારે તમે સુંદર દૃશ્ય જુઓ અને તેના પર તમને પ્રેમ ઉત્પન્ન થાય, ત્યારે તમે તે દૃશ્યની પાસેથી કાંઇ પણ કૃપા માગતા નથી; તેમજ તે દૃશ્ય પણ તમારી પાસેથી કાંઇ માગતું નથી; છતાં તેનું દર્શન તમારા મનને આનંદ આપે છે; તમારા આત્માના સમગ્ર ઘર્ષણને નિવૃત્ત કરે છે; તમને શાંત બનાવે છે અને તત્કાલને માટે પ્રાયઃ તમને તમારી પાર્થિવ પ્રકૃતિથી પર કરીને પૂર્ણ બ્રહ્માનંદની સ્થિતિમાં મૂકી દે છે. સાચી ભક્તિની આવી પ્રકૃતિ એજ આપણા ત્રિકોણનો પ્રથમ ખૂણો છે. તમારી ભક્તિના બદલામાં કોઇ પણ વસ્તુની માગણી કરશો નહિ. હમેશાં દાતાની સ્થિતિમાં રહો. ઈશ્વરની ભક્તિ કરો; પરંતુ તેની પાસે કાંઇ પણ પારિતોષિક માગશો નહિ.

ભક્તિના ત્રિકોણનો બીજો ખૂણો એ છે કે, તે ભયને ઓળખતી નથી. જેઓ ભયથી ઈશ્વરભક્તિ કરે છે, તેઓ નિકૃષ્ટમાં

નિકૃષ્ટ કોટિના માનવપ્રાણીઓ છે જેઓ શિક્ષાના ભયથી ઈશ્વરની આરાધના કરે છે, તેમને મન તે એક હાથમા ચાબુક અને બીજા હાથમાં રાજદંડ લઈને ઊભેલો મહાપુરુષ છે, તેમને એવી ધાક હોય છે કે જો તેઓ તેની આજ્ઞાનુ પાલન નહિ કરશે, તો તે તેમને ચાબુક વતી ફટકારશે ! શિક્ષાના ભયથી ઈશ્વરની પૂજા કરવી એ પતિતપણું છે આવી પૂજાજ જો પૂજા હોય, તો તે સ્થૂલમા સ્થૂલ પ્રકારની પૂજા છે હૃદયમા જ્યાસુધી ભય હોય ત્યાસુધી તેમાં પ્રેમનો નિવાસ શી રીતે હોઇ શકે ? પ્રેમ સ્વાભાવિક રીતેજ સર્વ ભયને જીતી લે છે ધારો કે એક તરુણ માતા મહોલ્લામાં છે અને એક કૂતરો તેના પ્રત્યે ભસે છે, તે ભયભીત બને છે અને નાસીને સૌથી નિકટના ઘરમાં ભરાઇ જાય છે પરંતુ ધારો કે બીજે દિવસે તે મહોલ્લામાં પોતાના બાળકની સાથે છે અને એક સિંહ તેના બાલકની ઉપર ત્રાપ મારે છે, હવે તે શુ કરશે ? અલબત તે પોતાના બાળકનુ સરક્ષણ કરવાને માટે ખુદ સિંહના મુખમાં જઇ પડશે પ્રેમ સમગ્ર ભયને જીતી લે છે આપણે વિશ્વથી પૃથક છીએ એવા સ્વાર્થી વિચારમાથી ભયને જન્મ મળે છે હું મારી જાતને જેમ અધિક નાની અને અધિક સ્વાર્થી બનાવું છું, તેમ મારો ભય વિશેષ હોય છે. જો એક માણસ એમ ધારે કે તે વિસાત વિનાનુ પ્રાણી છે, તો તેના હૃદયમા અવશ્ય ભય ઉત્પન્ન થશે તમે યત્કિચિત્ પ્રાણી છો એવો વિચાર તમે જેમ ઓછો કરશો, તેમ તમને ઓછો ભય લાગશે જ્યાંસુધી તમારામાં કિંચિત્ પણ ભય હશે, ત્યાંસુધી તમારા હૃદયમા લેશ પણ પ્રેમ રહી શકશે નહિ. પ્રેમ અને ભય સાથે વસી શકતા નથી.

ભક્તિના ત્રિકોણનો ત્રીજો ખૂણો એ છે કે, તે કોઇ પ્રતિસ્પર્ધીને ઓળખતી નથી કારણકે ભક્તનો ઉચ્ચતમ આદર્શ હમેશા મૂર્તિમત થયેલો હોય છે. આપણા પ્રેમનો વિષય જ્યાંસુધી આપણો

ઉચ્ચતમ આદર્શ બનતો નથી,ત્યાંસુધી ખરો પ્રેમ કદી પણ ઉત્પન્ન થતો નથી. ઘણી વાર માનવપ્રેમ વિપથગામી બને અને કુપાત્રને પોતાનો વિષય બનાવે એ સંભવિત છે; પરંતુ પ્રેમીને પોતાના પ્રેમનો વિષય હમેશાં પોતાનો ઉચ્ચતમ આદર્શ હોય છે. એક માણસ પોતાનો આદર્શ દુષ્ટમાં દુષ્ટ પ્રાણીમાં જોશે અને બીજો માણસ ઉચ્ચમાં ઉચ્ચ પ્રાણીમાં જોશે; છતાં પ્રત્યેક દાખલામાં સાચો અને ઊંડો પ્રેમ કેવળ આદર્શ પ્રત્યેજ હોય છે. પ્રત્યેક મનુષ્યનો ઉચ્ચતમ આદર્શ ઈશ્વર કહેવાય છે. અજ્ઞાની કે જ્ઞાની, સંત કે પાપી, પુરુષ કે સ્ત્રી, શિક્ષિત કે અશિક્ષિત, સંસ્કારી કે અસંસ્કારી, પ્રત્યેક મનુષ્યપ્રાણીનો ઉચ્ચતમ આદર્શ ઈશ્વર છે. સૌંદર્ય, ભવ્યતા અને શક્તિના સમસ્ત ઉચ્ચતમ આદર્શોનું સંયોજન આપણને પ્રેમી અને પ્રેમ કરવા યોગ્ય પ્રભુની સંપૂર્ણમાં સંપૂર્ણ કલ્પના આપે છે. આ આદર્શો સ્વાભાવિક રીતેજ પ્રત્યેકના મનમાં એક વા બીજા સ્વરૂપમાં રહેલા છે; તેઓ સમસ્ત જનોનાં મનોનો અંશ છે. માનવપ્રકૃતિનાં સમસ્ત સક્રિય સ્વરૂપો એ ઉક્ત આદર્શોના વ્યાવહારિક જીવનમાં પ્રત્યક્ષ થવાના પ્રયાસો છે. આપણે સમાજમાં આપણી આસપાસ જે સમસ્ત ભિન્નભિન્ન આંદોલનો જોઇએ છીએ, તે ભિન્નભિન્ન આત્માઓના ભિન્નભિન્ન આદર્શો બહાર આવવાને અને સ્થૂલ સ્વરૂપ પ્રાપ્ત કરવાને જે પ્રયત્ન થઇ રહ્યા છે, તે દ્વારાજ ઉત્પન્ન થયેલાં છે. જે અંદર છે તે બહાર આવવાને દબાણ કરે છે. આદર્શનો આ શાશ્વત પ્રબળ પ્રભાવ એ એક એવું બળ, એક એવી ગતિદાયક શક્તિ છે કે જે માનવસમાજમાં નિરંતર ક્રિયા કરતી જણાય છે. હાલ નહિ તો શતાવધિ જન્મો પછી, સહસ્રાવધિ વર્ષોના પ્રયત્ન પછી મનુષ્યને જ્યારે સમજાશે કે અંતરના આદર્શ પ્રમાણેનીજ બાહ્ય પરિસ્થિતિ બનાવી દેવાનો પ્રયત્ન મિથ્યા

ત્યારેજ તે પ્રેમના ઉચ્ચતમ દૃષ્ટિબિંદુથી સ્વયં આદર્શનીજ આદર્શ તરીકે પૂજા કરશે. આ પૂર્ણમાં પૂર્ણ આદર્શમાં સમસ્ત નિકૃષ્ટ કોટિના આદર્શોનો સમાવેશ થાય છે. મજનૂને મન લયલા સૌંદર્યનો અવતાર છે, એ વાતની સત્યતા પ્રત્યેક જણ સ્વીકારે છે. જે માણસ એક પ્રેક્ષક તરીકે તટસ્થ ઊભેલો છે, તે ધારે છે કે, અહીંયાં અપાત્ર પર પ્રેમ કરવામાં આવે છે; પરંતુ મજનૂ સઘળો વખત લયલાને સૌંદર્યનો અવતારજ માને છે, તે તેનામાં કુરૂપતાનો લેશ પણ જોતો નથી. આપણા પ્રેમના વિષયો સુરૂપ હો વા કુરૂપ હો; પરંતુ વસ્તુતઃ તેમનેજ આપણે આપણા આદર્શ માનીએ છીએ. જગત સાધારણ રીતે કોની પૂજા કરે છે? નિઃસંશય, તે ઉચ્ચતમ ભક્ત અને પ્રેમીના આ સર્વોત્કૃષ્ટ તથા પૂર્ણમાં પૂર્ણ આદર્શની પૂજા કરતું નથી. પુરુષો અને સ્ત્રીઓ સાધારણ રીતે તેમના પોતાના મનમાં રહેલા અપૂર્ણ આદર્શની પૂજા કરે છે; પ્રત્યેક વ્યક્તિ તેનો પોતાનો આદર્શ જગતમાં ઉતારવા મથે છે અને તેની આગળ સાષ્ટાંગ દંડવત્ કરે છે. આથીજ આપણે જોઇએ છીએ કે, જે માણસો ક્રૂર અને રુધિરપિપાસુ હોય છે તેઓ ઈશ્વરને રુધિરપિપાસુ માને છે; કારણકે તેઓ માત્ર તેમના પોતાના ઉચ્ચતમ આદર્શનેજ ચાહી શકે છે. આથીજ સજ્જનો ઈશ્વરને સદ્ગુણનો ભંડાર માને છે અને ખરેખર તેમનો તે આદર્શ બહુજ ઉત્તમ છે.

## ભક્તનો ઈશ્વર એ પ્રત્યક્ષ પ્રમાણ છે

જે ભક્ત સ્વાર્થીપણું, સાટાં અને દુકાનદારીના વિચારથી પર થયો છે અને જે લેશ પણ ભયને ઓળખતો નથી, તેનો આદર્શ શું હોય છે? પરમાત્માને પણ આવો માણસ કહેશેઃ "હું તમને મારૂં સર્વસ્વ સમર્પણ કરીશ. હું તમારી પાસે કોઈ પણ વસ્તુ માગતો નથી. વસ્તુતઃ એવી કોઇ પણ વસ્તુ નથી કે

જેને હું મારી પોતાની કહી શકું.'' એક માણસનો જ્યારે આવો દૃઢ નિશ્ચય થાય છે, ત્યારે સંપૂર્ણ પ્રેમ, સંપૂર્ણ નિર્ભયતાયુક્ત પ્રેમ એ તેનો આદર્શ બને છે. આવા માણસના ઉચ્ચતમ આદર્શમાં વિશિષ્ટતાની સંકુચિતતા હોતી નથી; તે સાર્વત્રિક પ્રેમ, મર્યાદા અને બંધનો વિનાનો પ્રેમ, સ્વયપ્રેમ, કેવળ પ્રેમ હોય છે. ભક્તિમાર્ગના આ મહાન આદર્શને સંપૂર્ણતઃ આદર્શ તરીકેજ અને કોઇ પણ સંકેતો કિંવા સૂચનાઓની સહાય વિના પૂજવામાં અને ચાહવામાં આવે છે. આવા સર્વોત્કૃષ્ટ આદર્શની આદર્શ તરીકેની પૂજા એજ ઉચ્ચતમ પ્રકારની પરાભક્તિ છે. ભક્તિના ઇતર સર્વ પ્રકારો એ કેવળ તેને પ્રાપ્ત કરવાના માર્ગમાંના ક્રમો છે. ભક્તિમાર્ગનું અનુસરણ કરવામાં આપણને જે જે સફળતાઓ અને નિષ્ફળતાઓ પ્રાપ્ત થાય છે, તે ફક્ત એક આદર્શની પ્રાપ્તિના માર્ગમાંજ પ્રાપ્ત થાય છે. એક પછી એક વિષય ગ્રહણ કરવામાં આવે છે અને અનુક્રમે સમસ્ત વિષયોદ્વારા આંતરિક આદર્શ પ્રત્યક્ષ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આવા સમસ્ત બાહ્યપદાર્થો નિરંતર વિસ્તૃત થતા જતા આંતરિક આદર્શને પ્રકટ કરવાને અશક્ત હોય છે એવી પ્રતીતિ થાય છે અને સ્વાભાવિક રીતેજ એક પછી એક તેમનો ત્યાગ કરવામાં આવે છે અંતે મુમુક્ષુ એમ ધારવા લાગે છે કે, બાહ્યપદાર્થોમાં આદર્શનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે અને સ્વયં આદર્શની તુલનામાં બાહ્યપદાર્થો કાંઇ વિસાતમાં નથી અને વખત જતાં તે ઉચ્ચતમ તથા સૌથી વિશેષ સર્વવ્યાપક સૂક્ષ્મ આદર્શનો સંપૂર્ણતઃ જીવંત તથા પ્રત્યક્ષ આદર્શ તરીકે સાક્ષાત્કાર કરવાની શક્તિ પ્રાપ્ત કરે છે. ભક્ત જ્યારે આ ભૂમિકાને પ્રાપ્ત થાય છે, ત્યારે ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરી શકાય છે કે નહિ અને તે સર્વશક્તિમાન તથા સર્વજ્ઞ

એવા પ્રશ્ન કરવાની તેની પ્રવૃત્તિ થતી નથી. તે તેને માત્ર પ્રેમમય પ્રભુ તરીકેજ ઓળખે છે; તે પ્રેમનો ઉચ્ચતમ આદર્શ છે અને તેનાં સમસ્ત કાર્યોને માટે તેટલુંજ બસ છે, તે પ્રેમસ્વરૂપે પ્રત્યક્ષ પ્રમાણ છે; પ્રેમીની આગળ પ્રેમપાત્રનું અસ્તિત્વ સિદ્ધ કરવાને માટે કાંઇ પ્રમાણોની આવશ્યકતા પડતી નથી. ધર્મના ઇતર માર્ગોના ન્યાયાધીશ દેવોને ભલે તેમને સિદ્ધ કરવાને માટે ઘણાં પ્રમાણોની આવશ્યકતા હોય; પરંતુ ભક્ત બિલકુલ આવા દેવોની કલ્પના કરતો નથી અને કરી શકતો નથી. તેને મન ઈશ્વર કેવળ પ્રેમસ્વરૂપેજ અસ્તિત્વ ધરાવે છે. " હે પ્રિય! કોઇ પણ સ્ત્રી પતિની ખાતર પતિને ચાહતી નથી; પરંતુ આત્માને ખાતર તેને ચાહે છે. હે પ્રિય! કોઇ પણ પુરુષ પત્નીની ખાતર પત્નીને ચાહતો નથી; પરંતુ આત્માને ખાતરજ તેને ચાહે છે." કોઇકે કહ્યું છે કે, સમસ્ત માનવપ્રવૃત્તિઓના સંબંધમાં કેવળ સ્વાર્થીપણું એજ ગતિદાયક શક્તિ છે. એ પણ વિશિષ્ટ બનવાથી પતિત થયેલો પ્રેમજ છે. જ્યારે હું મારામાં વિશ્વનો સમાવેશ થયેલો ધારૂં, ત્યારે નિઃસંશય મારામાં કાંઈ પણ સ્વાર્થીપણું હોઈ શકે નહિ; પરંતુ જ્યારે હું ભ્રમથી એમ ધારૂં કે, હું ક્ષુલ્લક વસ્તુ છું, ત્યારે મારો પ્રેમ વિશિષ્ટ અને સંકુચિત બને છે. પ્રેમનું ક્ષેત્ર મર્યાદિત અને સંકુચિત બનાવવું એજ ભ્રમ છે. વિશ્વમાંની સમસ્ત વસ્તુઓ દિવ્ય અને આપણા પ્રેમને પાત્ર છે; છતાં આ વાત લક્ષ્યમાં રાખવાની છે કે સમદૃષ્ટિ એ પ્રેમમાં વ્યષ્ટિઓના પ્રેમનો સમાવેશ થાય છેજ. આ સમષ્ટિ એ ભક્તોનો ઈશ્વર છે અને ઇતર સમસ્ત ઇશ્વરો-સ્વર્ગમાં રહેલા પિતાઓ કિંવા શાસકો અથવા સૃષ્ટાઓ, સમસ્ત સિદ્ધાંતો અને મતો તથા ગ્રંથોની સાથે તેમને કાંઇ પણ સંબંધ હોતો નથી અને તેમનો કાંઈ પણ અર્થ તેઓ સમજતા નથી; કારણકે તેઓ પોતાના

પ્રેમ અને પરાભક્તિથી આ વસ્તુઓથી પર થયેલા હોય છે. હૃદય જ્યારે પવિત્ર અને શુદ્ધ થયેલું હોય છે અને તેમના દિવ્ય અમૃતથી છલાછલ ભરેલું હોય છે, ત્યારે ઇશ્વરની ઇતર સર્વ કલ્પનાઓ કેવળ બાલિશ થઈ પડે છે અને તેમને અપૂર્ણ કિંવા અપાત્ર ગણી તેમનો ત્યાગ કરવામાં આવે છે વસ્તુતઃ પરાભક્તિમાં આવી શક્તિ રહેલી છે. પૂર્ણ ભક્ત ઇશ્વરદર્શન કરવાને મંદિરોમાં અથવા દેવાલયોમાં જતો નથી. તેને ઇશ્વરદર્શન ન થઇ શકે એવું કોઇ પણ સ્થાન તેની જાણમાં હોતું નથી. તેને મંદિરમાં પણ ઇશ્વર જણાય છે અને મંદિરની બહાર પણ ઈશ્વર જણાય છે; સંતના સંતપણામાં પણ તે તેનું દર્શન કરે છે અને દુષ્ટ માણસની દુષ્ટતામાં પણ તે તેનું દર્શન કરે છે; કારણકે તેના હૃદયમાં તે તેમની એક સર્વશક્તિમાન, સદા પ્રકાશિત, શાશ્વત, અખંડ જ્યોતિ તરીકે ઉજ્જવલ રીતે સ્થાપિત થયેલો હોય છે.

## પ્રેમના દિવ્ય આદર્શને મનુષ્યો કેવો માને છે?

પ્રેમના આ ઉચ્ચતમ અને પૂર્ણ આદર્શનું સ્વરૂપ માનુષી ભાષામાં પ્રદર્શિત કરવું અશક્ય છે. મનુષ્યની ઉચ્ચમાં ઉચ્ચ કલ્પના પણ તેની સમગ્ર સંપૂર્ણતા અને સુંદરતા સમજવાને અશક્ત હોય છે. તે છતાં ઉત્કૃષ્ટ અને નિકૃષ્ટ કોટિના ભક્તિમાર્ગના અનુયાયીઓને સદાકાળ અને સમસ્ત દેશોમાં પ્રેમના તેમના પોતાના આદર્શને બને તેટલો સમજાવવાને અને તેની વ્યાખ્યા કરવાને અપૂર્ણ માનુષી ભાષાનો પ્રયોગ કરવો પડ્યો છે. કિંબહુના, આ અનિર્વચનીય દિવ્યપ્રેમ પ્રદર્શિત કરવાને સમસ્ત પ્રકારના માનવપ્રેમના શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે, કેમકે મનુષ્ય તેની પોતાની માનુષી રીતેજ દિવ્ય વસ્તુઓનો વિચાર કરી શકે છે. અનેક પ્રકારના આ દિવ્ય પ્રેમને સમજવાનો અને તેનો અનુભવ લેવાનો પરાભક્તિ પર લેખ

લખનાર કેટલાક મહાન લેખકોએ પ્રયત્ન કર્યો છે. આ પ્રેમનો જે નિકૃષ્ટમાં નિકૃષ્ટ પ્રકારનો અનુભવ થાય છે, તેને તેઓ શાંત અનુભવ કહે છે. એક માણસ જ્યારે તેનામાં પ્રેમની જ્યોતિ પ્રકટ થયા વિના, તેના મસ્તિષ્કમાં તેનો ઉન્માદ ઉત્પન્ન થયા વિનાજ ઈશ્વરની પૂજા કરે છે; તેનો પ્રેમ જ્યારે કેવળ શાંત, સાધારણ પ્રકારનો પ્રેમ હોય છે, જ્યારે તે માત્ર વિધિઓ, ક્રિયાઓ અને પ્રતિમાઓથી સહેજ ઉચ્ચતર ભૂમિકામાં હોવા છતાં તેનામાં તીવ્ર, સક્રિય પ્રેમનો ઉન્માદ લેશ પણ હોતો નથી, ત્યારે તેનો પ્રેમ શાંત કહેવાય છે. શાંત ભક્ત ધીમો, શાંત અને નમ્ર હોય છે. તેનાથી ઉચ્ચતર પ્રકાર દાસ્યનો છે. જ્યારે મનુષ્ય ધારે છે કે, તે પ્રભુનો દાસ છે, ત્યારે આ દાસ્ય ઉત્પન્ન થયુ ગણાય છે. સ્વામીભક્તિ એ પ્રમાણિક સેવકનો આદર્શ હોય છે. તેથી ઉચ્ચતર પ્રકાર વાત્સલ્ય અર્થાત્ ઈશ્વરને આપણા પિતા તરીકે નહિ; પરંતુ આપણા બાળક તરીકે ચાહવો એ છે. આ પ્રકાર વિચિત્ર જણાશે; પરંતુ ઈશ્વરની કલ્પનામાંથી સત્તાના સમસ્ત વિચારોને દૂર કરવાને આપણને શક્તિમાન કરવાને માટે આ એક ઉપાય છે. સત્તાના વિચારમાં ભય રહેલો છે. પ્રેમમાં લેશ પણ ભય હોવો ન જોઈએ. ચારિત્ર્યરચનાને માટે પૂજ્યભાવ અને આજ્ઞાંકિતપણાના વિચારો આવશ્યક છે; પરંતુ જ્યારે ચારિત્ર્યરચના પૂર્ણ થઇ હોય, જ્યારે ભક્તે શાંતનમ્ર ભક્તિનો આસ્વાદ ચાખ્યો હોય અને તેના તીવ્ર ઉન્માદનો પણ કાંઈક આસ્વાદ લીધો હોય, ત્યાર પછી તે ઈશ્વરને બળવાન, ભવ્ય, તેજસ્વી, વિશ્વેશ્વર, દેવોનો દેવ કલ્પવાની દરકાર કરતો નથી. ઈશ્વરની સાથે આ સત્તાની ભયોત્પાદક ભાવના જોડવાથી દૂર રહેવાને માટે તે તેના પોતાના બાલક તરીકે તેની આરાધના કરે છે. માતપિતાને બાળકના સંબંધમાં ભયની ભાવના ઉત્પન્ન થતી

નથી; તેમનામાં બાળકને માટે કાંઈ પૂજ્યભાવ હોઇ શકતો નથી. બાળકની પાસે કાંઈ કૃપા માગવાનો વિચાર તેઓ કરી શકતાં નથી. બાળકની સ્થિતિ હંમેશાં ગ્રાહક તરીકેની હોય છે અને બાળક પ્રત્યેના પ્રેમને ખાતર માતપિતા દેહાર્પણ કરવાને પણ તૈયાર હોય છે અને એટલા માટેજ ઈશ્વરને બાળક તરીકે ચાહવામાં આવે છે. સ્વાભાવિક રીતેજ જે પંથો ઈશ્વરાવતાર માને છે, તેમનામાં ઈશ્વરને બાળક તરીકે ચાહવાનો આ વિચાર ઉત્પન્ન થાય છે અને વિકાસ પામે છે. મુસલમાનો ઈશ્વરને બાળક માનવાનો આ વિચાર ધારણ કરે એ અશક્ય છે; પરંતુ ખ્રિસ્તીઓ અને હિંદુઓ તેને સહેલાઇથી ધારણ કરી શકે છે; કારણકે તેઓ બાલજિસસ અને બાલકૃષ્ણ ધરાવે છે હિંદની ઘણી સ્ત્રીઓ પોતાને કૃષ્ણની માતા માને છે. ખ્રિસ્તી માતાઓ પણ તેઓ ક્રાઇસ્ટની માતા છે એવો વિચાર ગ્રહણ કરી શકે, અને તેથી પશ્ચિમને ઈશ્વરની માતા થવાની દિવ્ય ભાવનાના જે જ્ઞાનની પરમ આવશ્યકતા છે, તે તેને પ્રાપ્ત થશે.

ત્યાર પછીનો ભક્તિનો પ્રકાર સખ્ય અર્થાત્ મિત્રતા છે. "તું અમારો પ્રિય સખા છે." જે પ્રકારે એક માણસ પોતાનું હૃદય પોતાના મિત્રની આગળ પ્રકટ કરે છે અને તે જાણે છે કે તેનો મિત્ર તેના દોષોને માટે તેને કદી પણ ઠપકો આપશે નહિ, પરંતુ હમેશાં તેને સહાય કરવાનોજ પ્રયત્ન કરશે; જે પ્રકારે તેની અને તેના મિત્રની વચ્ચે સમાનતાની ભાવના હોય છે; તે પ્રકારે ભક્ત અને તેના સખા ઈશ્વરની વચ્ચે સમાન પ્રેમની પ્રવૃત્તિ ચાલી રહેલી હોય છે. આ પ્રકારે ઇશ્વર આપણો મિત્ર બને છે. તે મિત્ર આપણી નિકટ હોય છે તે મિત્રને આપણે આપણા જીવનની સર્વ વાતો છૂટથી કહી શકીએ છીએ. આપણા હૃદયના ઊંડામાં ઊંડા ભાગોની ગુપ્ત વાતો આપણે સુરક્ષિતતા

અને આશ્ચર્યની મહાનમાં મહાન ખાતરી સહિત તેની સમક્ષ મૂકી શકીએ છીએ. ભક્ત તેને સમાન સખા તરીકે સ્વીકારે છે; ઈશ્વરને અહીંયાં આપણો રમતનો સાથી ગણવામાં આવે છે. આ જગતમાં આપણે સર્વ રમતજ રમી રહ્યા છીએ, એમ જો કહીએ તો તે યુક્તજ છે. જે પ્રકારે બાળકો પોતાની રમતો રમે છે, જે પ્રકારે મહાકીર્તિવંત રાજાઓ અને સમ્રાટો તેમની વિશિષ્ટ રમતો રમે છે, તે પ્રકારે સ્વયં પ્રિય પ્રભુ પણ આ વિશ્વની સાથે રમતજ રમે છે, તે પૂર્ણ છે; તેને કશી ત્રુટિ નથી; તો પછી તેણે સૃષ્ટિની ઉત્પત્તિ શા માટે કરવી જોઇએ? આપણે અમુક ત્રુટિ પૂરવાને માટેજ હમેશાં પ્રવૃત્તિ કરીએ છીએ અને હમેશાં અપૂર્ણતા હોય, તોજ ત્રુટિ હોય. ઈશ્વર પૂર્ણ છે; તેને કાંઇ ત્રુટિ નથી, તો પછી તેણે નિરંતર સૃષ્ટિકાર્યની પ્રવૃત્તિ શા માટે કર્યા કરવી જોઇએ? તેનો ઉદ્દેશ શું છે? અમુકતમુક ઉદ્દેશથી ઈશ્વરે આ જગત ઉત્પન્ન કર્યું છે, એવી એવી કલ્પિત વાતો તો માત્ર વાતોજ છે. વસ્તુતઃ આ સર્વ ઈશ્વરની રમત છે; વિશ્વ એ તેની લીલા છે. જો તમે રંક હો તો રંકતાને રમત તરીકે ભોગવો; જો તમે શ્રીમંત હો તો શ્રીમંતાઇને રમત માની તે દ્વારા આનંદ લો; જો તમારા પર સંકટો આવે, તો તે પણ સારી રમત છે; જો તમને સુખ પ્રાપ્ત થાય તો તે વધારે સારી રમત છે. જગત એ કેવળ લીલાક્ષેત્ર છે અને આપણે સૌ લીલા કરીએ છીએ–રમત રમીએ છીએ. ઈશ્વર સઘળો વખત આપણી સાથે રમે છે, અને આપણે તેની સાથે ખેલીએ છીએ. ઈશ્વર એ આપણી રમતનો શાશ્વત સાથી છે. તે કેવી સુંદર રીતે રમે છે! રમત પૂરી થાય છે, યુગનો અંત આવે છે. થોડા વા અધિક કાળપર્યંત શાંતિ રહે છે. ત્યાર પછી સર્વ પુનઃ બહાર આવે છે અને રમે છે. આ સર્વ રમત છે અને તમે પણ રમતમાં ભાગ લો છો એ વાતનું

જ્યારે તમને વિસ્મરણ થાય છે, ત્યારેજ માત્ર દુઃખ અને શોક ઉત્પન્ન થાય છે; ત્યારેજ હૃદય ભારે બની જાય છે; ત્યારેજ જગત પ્રચંડ શક્તિથી તમને દાબે છે. પરંતુ દશ્ય ઘટનાઓ ત્રણ ત્રણ મિનિટે પરિવર્તિત થયા કરે છે, એમ જાણીને તેના ગંભીર વિચારનો પરિત્યાગ કરો અને દશ્ય જગતને કેવળ તેનું અને તમારૂં લીલાક્ષેત્ર માનો, એટલે તરતજ તમારૂં દુઃખ એકદમ નષ્ટ થઈ જાય છે. તે પ્રત્યેક અણુમાં રમત કરી રહ્યો છે. જ્યારે તે પૃથ્વીઓ, સૂર્યો અને ચંદ્રોની ઘટના કરે છે, ત્યારે પણ તે રમતો હોય છે. માનવહૃદયની સાથે, પશુઓની સાથે, છોડાની સાથે તે રમે છે. આપણે તેના શેતરંજનાં મહોરાં છીએ. તે પાટિયા પર મહોરાં મૂકે છે અને તેમને હલાવે છે. તે આપણને પ્રથમ એક રીતે અને પછી બીજી રીતે ગોઠવે છે અને આપણે જ્ઞાત વા અજ્ઞાત રીતે તેની રમતમાં સહાય કરીએ છીએ. અહો, આનંદ! આનંદ! આપણે તેના સાથીઓ છીએ.

હવે પ્રેમના દૈવી આદર્શનો બીજો એક માનવપ્રકાર છે. તેને મધુરની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે અને તે સમસ્ત પ્રકારોમાં ઊંચામાં ઊંચો છે. તે વસ્તુતઃ આ જગતમાં પ્રેમના ઉચ્ચતમ સ્વરૂપના પાયા ઉપર સ્થાપિત થયેલો છે અને આ પ્રેમ મનુષ્યને પરિચિત એવો દૃઢમાં દૃઢ પ્રેમ પણ છે. આ પ્રેમ એવો છે કે જે પુરુષ અને સ્ત્રીની વચ્ચેના પ્રેમની પેઠે મનુષ્યની સમગ્ર પ્રકૃતિને કંપિત કરી નાખે છે અને તેના શરીરના પ્રત્યેક અણુમાં દોડાદોડી કરી મૂકે છે, તેને ઉન્મત્ત બનાવી દે છે, તેને તેની પોતાની પ્રકૃતિનું વિસ્મરણ કરાવે છે, તેને પરિવર્તી કરી નાખે છે અને તેને કાં તો દેવ બનાવે છે કે કાં તો દાનવ બનાવે છે. દૈવી પ્રેમના આ મધુર પ્રકારમાં ઈશ્વર આપણો પતિ, આપણે સર્વ સ્ત્રીઓ છીએ. આ જગતમાં પુરુષો છેજ

પુરુષ માત્ર એકજ છે અને તે, આપણો પ્રિયતમ છે. જે પ્રેમ પુરુષ સ્ત્રીને આપે છે અથવા સ્ત્રી પુરુષને આપે છે, તે સર્વ અહીંયાં ઈશ્વરને સમર્પિત કરવાનો છે. જગતમાં આપણે પ્રેમના જે સમસ્ત ભિન્નભિન્ન પ્રકારો જોઇએ છીએ અને જેમની સાથે આપણે થોડેઘણે અંશે કેવળ રમત રમીએ છીએ, તેમનું એકજ લક્ષ્ય છે અને તે ઈશ્વર છે. માત્ર દુર્ભાગ્યવશાત્ જે અપાર સમુદ્રમાં પ્રેમની આ પ્રચંડ નદી નિરંતર ખાલી થયા કરે છે, તેને મનુષ્ય ઓળખતો નથી; અને તેથી તે મૂર્ખતાથી ઘણી વાર માનવપ્રાણીઓરૂપી નાની ઢીંગલીઓ પ્રતિ તેને વાળવાનો પ્રયત્ન કરે છે. માનવપ્રકૃતિમાં જે ઊંડો સંતાનપ્રેમ હોય છે, તે સંતાનરૂપી ઢીંગલી પ્રત્યેનો પ્રેમ નથી; જો તે પ્રેમ તમે અંધતાપૂર્વક અને સંપૂર્ણતઃ બાળકના શરીરનેજ સમર્પિત કરો, તો પરિણામે તમને દુઃખજ ઉત્પન્ન થશે. પરંતુ એવા દુઃખથી તમને બોધ થઇ અવશ્ય પ્રતીત થશે કે, તમારામાં જે પ્રેમ છે, તે જો તમે કોઇ માનવપ્રાણીને સમર્પિત કરશો, તો પરિણામે વહેલામોડા તમને દુઃખ અને શોક ઉત્પન્ન થશે. એટલા માટે જે સર્વોત્કૃષ્ટ છે, જે કદી પણ મરણ પામતો નથી, જે કદી પણ પરિવર્તન પામતો નથી, જેના પ્રેમસાગરમાં કદી ભરતીઓટ થતી નથી, તેનેજ આપણે આપણો પ્રેમ સમર્પિત કરવો જોઇએ. સમસ્ત નદીઓ મહાસાગરમાંજ ખાલી થાય છે. પર્વતની બાજુ પરથી પડતું જલબિંદુ પણ એકાદ વહેળા અથવા નદીમાં પહોંચ્યા પછી તે ગમે તેટલું મોટું હોય તોપણ અટકી શકતું નથી. અંતે તે જલબિંદુ પણ કોઇક પ્રકારે સમુદ્રમાંજ પહોંચી જાય છે. તેજ પ્રમાણે ઈશ્વર એજ માત્ર આપણી સમસ્ત આસક્તિઓ અને ભાવનાઓનું લક્ષ્ય છે. જો તમે ક્રુદ્ધ થવા માગતા હો, તો તેના પ્રત્યે ક્રોધ કરો, તમારા તે પ્રિયતમને ઠપકો

આપો, તમારા તે સખાને ઠપકો આપો. બીજા કોને તમે સુરક્ષિત રીતે ઠપકો આપી શકો તેમ છો? મર્ત્યલોકનો માનવી તમારો ક્રોધ ધૈર્યપૂર્વક સહન કરશે નહિ અને તેની પ્રતિક્રિયા કરશે. જો તમે મારા પ્રત્યે ક્રોધ કરશો, તો હું તરતજ તમારા પ્રત્યે સામો ક્રોધ કરીશ; કારણકે હું ધૈર્યપૂર્વક તમારો ક્રોધ સહન કરી શકીશ નહિ. માટે તમારા તે પ્રિયતમનેજ કહેવું હોય તો કહો કે, "તમે શા માટે મારી પાસે આવતા નથી? તમે આ પ્રકારે મને એકલી શા માટે મૂકો છો?" તેના સિવાય તમને લેશ પણ આનંદ બીજે ક્યાં મળે તેમ છે? માટીનાં નાનાં ઢેફાંઓમાં તે શો આનંદ હોઈ શકે? આપણે અપાર આનંદનો મૂર્તિમંત સાર પ્રાપ્ત કરવાનો છે અને તે ઇશ્વરમાંજ રહેલો છે. આપણી સમસ્ત આસક્તિઓ અને ભાવનાઓને તેનીજ પાસે જવા દો. તેઓ આપણને તેને માટેજ મળેલી છે અને જો તેઓ તેની પાસે નહિ જતાં નીચે જાય, તો તેઓ દુષ્ટ બને છે; અને જ્યારે તેઓ સીધી ખરા લક્ષ્ય તરફ અર્થાત્ પ્રભુની પાસે જાય છે, ત્યારે તેમાંની નિકૃષ્ટમાં નિકૃષ્ટ પણ પરિવર્તિત થઈ જાય છે. માનવશરીર અને તેના મનની સમસ્ત શક્તિઓ ગમે તે રીતે પ્રકટ થાય, તોપણ તેમનું ઉત્પત્તિસ્થાન અને લયસ્થાન ઈશ્વરજ છે. માનવહૃદયના સમસ્ત પ્રેમો અને સમસ્ત આસક્તિઓએ ઈશ્વરનીજ પાસે છેવટે જવું જોઈએ. તેજ ખરો પ્રિયતમ છે. અન્ય કોને આ હૃદય ચાહી શકે? તેજ સૌથી વિશેષ સુંદર, સૌથી વિશેષ ભવ્ય છે. તે સૌંદર્યનો અવતાર છે. તે ભવ્યતાનો અવતાર છે. આ વિશ્વમાં તેના કરતાં વિશેષ સુંદર કોણ છે? આ જગતમાં પતિ બનવાને તેના કરતાં વિશેષ લાયક કોણ છે? આ વિશ્વમાં આપણા પ્રેમને માટે તેના કરતાં વિશેષ યોગ્ય કોણ છે? માટે તેનેજ પતિ બનવા દો, તેનેજ પ્રિયતમ બનવા દો.

દિવ્યપ્રેમીઓનો આ અનુપમ પ્રેમ
લગતા શબ્દોનો પુષ્કળ ઉપયોગ કરવો
લોકો આ વાત સમજતા નથી અને
છે. આ આધ્યાત્મિક પ્રેમની તીવ્ર વે
વિદિત થઇ શકે? "હે પ્રિયતમ! તા
ચુંબન આપ. જેને તેં એ ચુંબન કર્યું
પિપાસા સદાને માટે વૃદ્ધિંગત થઇ છે.
જાય છે અને તે કેવળ તારા સિવાય સ
જાય છે." પ્રિયતમનું જે ચુંબન, તેના
ભક્તને ઉન્મત બનાવી દે છે અને મનુ
તેને પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા રાખો. જે
થયું છે, તેની આગળ સમગ્ર પ્રકૃત્તિ પ
જગતો અદૃશ્ય થઇ જાય છે, સૂર્યો અને
સ્વયં વિશ્વ તે એક અપાર પ્રેમસાગરમાં
પ્રેમોન્માદની પૂર્ણતા છે. અરે, સાચો
અટકતો નથી; તેને તો પતિપત્નીનો પ્રે
લાગતો નથી. ભક્તો અયુક્ત પ્રેમનો
કારણકે તે પ્રેમ અતિ પ્રબલ હોય છે,
બિલકુલ જોતાજ નથી. આ પ્રેમની પ્રકૃ
તેના અપ્રતિબદ્ધ વ્યવહારના માર્ગમાં જેમ
છે, તેમ તે વિશેષ તીવ્ર બને છે. પતિપત્ની
હોય છે, તેના માર્ગમાં કોઇ વિઘ્નો હોતાં નથ
પોતાને એવી છોકરી ધારે છે કે જે તેના પોતાન
પ્રેમમાં પડેલી છે અને તેનાં માતાપિતા અ
પ્રેમપ્રત્યે વાંધો ઉઠાવે છે; અને કોઇ પણ મા
માર્ગમાં જેમ વિશેષ વિઘ્નો નાખે છે તેમ તેનો

બનતો જાય છે. વૃંદાવનમાં કૃષ્ણને કેવા તીવ્ર પ્રેમથી ચાહવામાં આવતા હતા અને તેમના શબ્દ સાંભળીને ચિરસૌભાગ્યવતી ગોપીઓ પ્રત્યેક વસ્તુને વીસરી જઇ આ જગત અને તેના સંબંધો, તેનાં કર્તવ્યો, તેના આનંદો અને તેના શોકો, એ સર્વને ભૂલી જઇ તેને મળવાને કેવી રીતે દોડી જતી હતી, તેનું વર્ણન માનવભાષાથી થઈ શકે એમ નથી. મનુષ્ય ! હે મનુષ્ય ! તું દિવ્ય પ્રેમની વાત કરે છે અને તેની સાથેજ આ જગતના સર્વ મિથ્યા વ્યવહારો પ્રત્યે ધ્યાન આપી શકે છે—તો તું સહૃદય છે ? "**જ્યાં રામ હોય ત્યાં કોઈ પણ કામને—ઇચ્છાને માટે સ્થાન નથી અને જ્યાં ઇચ્છા હોય ત્યાં રામને માટે સ્થાન નથી.** આ ઉભય સાથે રહેતાં નથી—પ્રકાશ અને અંધકારની પેઠે તેઓ કદી પણ સાથે હોતાં નથી."

રામ તહાં નહિ કામ હૈ, કામ તહાં નહિ રામ;<br>દોનું સાથે ના રહે, દિન રજની એક ઠામ.

## પૂર્ણાહુતિ

જ્યારે પ્રેમનો આ ઉચ્ચતમ આદર્શ પ્રાપ્ત થાય છે, ત્યારે શાસ્ત્રોને ફેંકી દેવામાં આવે છે. મુકિત, ઉદ્ધાર, નિર્વાણ એ સર્વને ફેંકી દેવામાં આવે છે. દિવ્યપ્રેમનો આનંદ લૂંટતી વખત મુક્ત થવાની દરકાર કોને હોય ? "હે પ્રભો ! મને દ્રવ્ય, મિત્રો, સૌંદર્ય, વિદ્યા, મુક્તિ એમાંની કોઈ પણ ચીજની અપેક્ષા નથી; મને પુનઃ પુનઃ જન્મ ગ્રહણ કરવા દે અને સદાસર્વદા તું મારો પ્રિયતમ રહે. નિરંતર તું મારો પ્રિયતમ રહે." ભક્ત કહે છેઃ "ખાંડ બનવાની દરકાર કોને હોય છે ? હું તો ખાંડનો આસ્વાદ લેવા માગું છું. તો પછી મુક્ત થવાની અને ઈશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા કોણ રાખશે ? હું જાણું છું કે, તેજ હું છું, તે છતાં હું મારી જાતને તેનાથી પૃથક્ રાખીશ,

દિવ્યપ્રેમીઓનો આ અનુપમ પ્રેમ વર્ણવવામાં માનવપ્રેમને લગતા શબ્દોનો પુષ્કળ ઉપયોગ કરવો પડે છે; પરંતુ મૂર્ખ લોકો આ વાત સમજતા નથી અને કેવળ ચર્મચક્ષુથીજ જુએ છે. આ આધ્યાત્મિક પ્રેમની તીવ્ર વેદનાઓ તેમને શી રીતે વિદિત થઇ શકે ? "હે પ્રિયતમ ! તારા ઓષ્ઠોનું કેવળ એક ચુંબન આપ. જેને તેં એ ચુંબન કર્યું છે, તેની તારે માટેની પિપાસા સદાને માટે વૃદ્ધિંગત થઇ છે. તેના સર્વ શોકો દૂર થઇ જાય છે અને તે કેવળ તારા સિવાય સમસ્ત વસ્તુઓને ભૂલી જાય છે." પ્રિયતમનું જે ચુંબન, તેના ઓષ્ઠોનો જે સ્પર્શ ભક્તને ઉન્મત બનાવી દે છે અને મનુષ્યને ઈશ્વર બનાવી દે છે, તેને પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા રાખો. જેને આવું ચુંબન પ્રાપ્ત થયું છે, તેની આગળ સમગ્ર પ્રકૃતિ પરિવર્તિત થઇ જાય છે, જગતો અદૃશ્ય થઇ જાય છે, સૂર્યો અને ચંદ્રો નષ્ટ થાય છે અને સ્વયં વિશ્વ તે એક અપાર પ્રેમસાગરમાં પીગળી જાય છે. આ પ્રેમોન્માદની પૂર્ણતા છે. અરે, સાચો ભક્ત આટલેથી પણ અટકતો નથી; તેને તો પતિપત્નીનો પ્રેમ પણ પૂરતો તીવ્ર લાગતો નથી. ભક્તો અયુક્ત પ્રેમનો વિચાર પણ ગ્રહણ કરે છે, કારણકે તે પ્રેમ અતિ પ્રબલ હોય છે, તેઓ તેની અયુક્તતા બિલકુલ જોતાજ નથી. આ પ્રેમની પ્રકૃતિ એવી હોય છે કે તેના અપ્રતિબદ્ધ વ્યવહારના માર્ગમાં જેમ વિશેષ વિઘ્નો હોય છે, તેમ તે વિશેષ તીવ્ર બને છે. પતિપત્ની વચ્ચેનો પ્રેમ સરળ હોય છે, તેના માર્ગમાં કોઇ વિઘ્નો હોતાં નથી. તેથી ભક્તો પોતાને એવી છોકરી ધારે છે કે જે તેના પોતાના યારની સાથે પ્રેમમાં પડેલી છે અને તેનાં માતાપિતા અથવા પતિ આવા પ્રેમપ્રત્યે વાંધો ઉઠાવે છે; અને કોઇ પણ માણસ તેના પ્રેમના માર્ગમાં જેમ વિશેષ વિઘ્નો નાખે છે તેમ તેનો પ્રેમ વિશેષ દૃઢ

બનતો જાય છે. વૃંદાવનમાં કૃષ્ણને કેવા તીવ્ર પ્રેમથી ચાહવામાં આવતા હતા અને તેમના શબ્દ સાંભળીને ચિરસૌભાગ્યવતી ગોપીઓ પ્રત્યેક વસ્તુને વીસરી જઇ આ જગત અને તેના સંબંધો, તેનાં કર્તવ્યો, તેના આનંદો અને તેના શોકો, એ સર્વને ભૂલી જઇ તેને મળવાને કેવી રીતે દોડી જતી હતી, તેનું વર્ણન માનવભાષાથી થઈ શકે એમ નથી. મનુષ્ય ! હે મનુષ્ય ! તું દિવ્ય પ્રેમની વાત કરે છે અને તેની સાથેજ આ જગતના સર્વ મિથ્યા વ્યવહારો પ્રત્યે ધ્યાન આપી શકે છે–તો તું સહૃદય છે? "**જ્યાં રામ હોય ત્યાં કોઈ પણ કામને–ઇચ્છાને માટે સ્થાન નથી અને જ્યાં ઇચ્છા હોય ત્યાં રામને માટે સ્થાન નથી.** આ ઉભય સાથે રહેતાં નથી–પ્રકાશ અને અંધકારની પેઠે તેઓ કદી પણ સાથે હોતાં નથી."

રામ તહાં નહિ કામ હૈ, કામ તહાં નહિ રામ;
દોનું સાથે ના રહે, દિન રજની એક ઠામ.

## પૂર્ણાહુતિ

જ્યારે પ્રેમનો આ ઉચ્ચતમ આદર્શ પ્રાપ્ત થાય છે, ત્યારે શાસ્ત્રોને ફેંકી દેવામાં આવે છે. મુક્તિ, ઉદ્ધાર, નિર્વાણ એ સર્વને ફેંકી દેવામાં આવે છે. દિવ્યપ્રેમનો આનંદ લૂંટતી વખત મુક્ત થવાની દરકાર કોને હોય? "હે પ્રભો ! મને દ્રવ્ય, મિત્રો, સૌંદર્ય, વિદ્યા, મુક્તિ એમાંની કોઈ પણ ચીજની અપેક્ષા નથી; મને પુનઃ પુનઃ જન્મ ગ્રહણ કરવા દે અને સદાસર્વદા તું મારો પ્રિયતમ રહે. નિરંતર તું મારો પ્રિયતમ રહે." ભક્ત કહે છેઃ "ખાંડ બનવાની દરકાર કોને હોય છે? હું તો ખાંડનો આસ્વાદ લેવા માગું છું. તો પછી મુક્ત થવાની અને ઈશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા કોણ રાખશે? હું જાણું છું કે, તેજ હું છું, તે છતાં હું મારી જાતને તેનાથી પૃથક્ રાખીશ,

કે જેથી હું પ્રિયતમનો ઉપભોગ લઇ શકું." પ્રેમને ખાતર પ્રેમ કરવો એ તેનો ઊંચામાં ઊંચો આનંદ છે. પ્રિયતમને ભોગવવાને માટે સહસ્ર વાર હાથે અને પગે કોણ નહિ બંધાશે ? કોઇ પણ ભકત પ્રેમ સિવાય, પ્રેમ આપવો અને લેવો એ સિવાય કોઇ પણ વસ્તુની દરકાર કરતો નથી. તેનો અપાર્થિવ પ્રેમ નદીના પ્રવાહની સામે જતી ભરતી સમાન છે, આ પ્રેમી નદીના પ્રવાહની સામે જાય છે. જગત તેને ઉન્મત્ત કહે છે.

લોકો જેને ઉન્મત્ત કહેતા હતા, એવા એક માણસને હું ઓળખું છું અને તેનો પ્રત્યુત્તર આ હતો કે, "મારા મિત્રો ! સમગ્ર જગત એક દીવાનાશાળા છે. કેટલાક માણસો પાર્થિવ પ્રેમને માટે ઉન્મત્ત હોય છે, કેટલાક નામનાને માટે, કેટલાક કીર્તિને માટે, કેટલાક દ્રવ્યને માટે, કેટલાક મુકિતને માટે અને કેટલાક સ્વર્ગમાં જવાને માટે ઉન્મત્ત હોય છે. આ પ્રચંડ દીવાના-શાળામાં હું પણ એક દીવાનો માણસ છું અને હું ઇશ્વરને માટે ઉન્મત્ત બનેલો છું. જો તમે દ્રવ્યને માટે ઉન્મત્ત છો, તો હું ઇશ્વરને માટે ઉન્મત્ત છું. જેમ તમે ગાંડા છો, તેમ હું પણ ગાંડો છું; છતાં હું ધારૂં છું કે નિદાન મારી ઘેલછા સર્વોત્કૃષ્ટ છે." ખરા ભક્તનો પ્રેમ એ આ પ્રકારનો તીવ્ર ઉન્માદ છે કે જેની આગળ તે બીજી કોઇ પણ વસ્તુને જોતો નથી. તેને મન સમગ્ર વિશ્વ કેવળ પ્રેમ અને પ્રેમથીજ ભરેલું છે; ભકત તેને આજ દૃષ્ટિથી જુએ છે; માટે એક માણસને જ્યારે આ પ્રકારનો પ્રેમ પ્રાપ્ત થાય છે, ત્યારે તે સદાને માટે સૌભાગ્યશાળી અને સદાને માટે સુખી થાય છે. કેવળ દિવ્ય પ્રેમનો આ મંગળમય ઉન્માદજ આપણામાં જે પ્રાપંચિક રોગ છે, તેની સદાને માટે નિવૃત્તિ કરી શકે છે. આવા ભકતની ઇચ્છા અને સ્વાર્થ અદૃશ્ય થઇ ગયેલાં હોય છે. તે ઇશ્વરની પાસે ગયેલો હોય છે. જે સર્વ મિથ્યા ઇચ્છાઓથી તે

પૂર્વે પરિપૂર્ણ હતો, તે હવે તેણે ફેંકી દીધેલી હોય છે.

ભક્તિમાર્ગમાં આપણે દ્વૈતવાદી તરીકેજ પ્રારંભ કરવાનો હોય છે. આપણે માટે ઇશ્વર એ એક પૃથક્ વસ્તુ છે અને આપણે પણ પૃથક્ વસ્તુ છીએ એવી આપણને પ્રતીતિ થાય છે. ત્યાર પછી આપણામાં પ્રેમ પ્રવેશ કરે છે અને મનુષ્ય ઇશ્વરની પાસે જવા લાગે છે અને ઇશ્વર પણ મનુષ્યની અધિકાધિક નિકટ આવે છે. મનુષ્યજીવનના સમસ્ત ભિન્નભિન્ન સંબંધો—પિતા, માતા, પુત્ર, મિત્ર, સ્વામી, માશૂક વગેરે તરીકેના સર્વ સંબંધો-તે ગ્રહણ કરે છે અને તેમનો પોતાના પ્રેમના આદર્શ પર, પોતાના ઇશ્વર પર પ્રયોગ કરે છે. તેને મન ઇશ્વર આ સર્વ તરીકે અસ્તિત્વ ધરાવે છે. તે પોતાની પૂજાના વિષયમાં સંપૂર્ણતઃ નિમગ્ન થઇ ગયો છે, એવી જ્યારે તેને પ્રતીતિ થાય છે, ત્યારે તે પોતાની પ્રગતિના અંતિમ શિખર પર જઇ પહોંચે છે. આપણે સર્વ આપણી જાત પ્રત્યેના પ્રેમથી પ્રારંભ કરીએ છીએ અને આપણી ક્ષુલ્લક જાતના અયુક્ત દાવાઓ પ્રેમને પણ સ્વાર્થી બનાવી દે છે; તે છતાં અંતે પૂર્ણજ્યોતિ પ્રકાશે છે અને તેમાં આપણી ક્ષુલ્લક જાત અનંત સાથે એક થઈ ગયેલી જણાય છે મનુષ્ય આ પ્રેમના પ્રકાશની ઉપસ્થિતિમાં પરિવર્તિત થઇ જાય છે અને અંતે તેને "પ્રેમ, પ્રેમી અને પ્રેમપાત્ર એ એકજ છે" એ સુંદર અને પ્રોત્સાહક સત્યની પ્રતીતિ થાય છે.



# भक्तियोग पर भाषणो

## प्राथमिक साधना

ભક્તિયોગની ઉત્તમોત્તમ વ્યાખ્યા કદાચ આ શ્લોકમાં સમાવિષ્ટ થયેલી છેઃ "બુદ્ધિહીન મનુષ્યો જે અમર પ્રેમ ઇંદ્રિયોના ક્ષણિક વિષયોને માટે ધરાવે છે, તેવોજ પ્રેમ હું કે જે તને શોધું છું, તેના પ્રત્યે આ હૃદયમાં પ્રકટી રહેજો." જે મનુષ્યોને કોઈ ઉચ્ચતર પ્રેમનો પરિચય હોતો નથી, તેઓ ઇંદ્રિયોના વિષયોને માટે–દ્રવ્ય, વસ્ત્ર, પત્ની, બાલકો, મિત્રો અને સંપત્તિને માટે કેવો દૃઢ પ્રેમ ધરાવે છે, તે આપણે જાણીએ છીએ. તેઓ આ વસ્તુઓ પ્રત્યે કેટલી બધી દૃઢ આસક્તિ ધરાવે છે, તે આપણે જાણીએ છીએ. એટલા માટે ઉપરોક્ત પ્રાર્થનામાં ઋષિ જણાવે છે કે, "હું માત્ર તારા પ્રત્યે તે આસક્તિ, તે દૃઢ અનુરાગ ધરાવીશ." આ પ્રેમ જ્યારે ઈશ્વરને અર્પણ કરવામાં આવે છે, ત્યારે તે ભક્તિ કહેવાય છે. ભક્તિ વિધ્વંસક નથી; તે આપણને એવો બોધ આપે છે કે આપણી એક પણ શક્તિ આપણને વ્યર્થ આપવામાં આવી નથી અને તેઓજ મુક્તિ પ્રાપ્ત કરવાનાં નૈસર્ગિક સાધનો છે. ભક્તિ આપણી વૃત્તિઓનો નાશ કરતી નથી–તે પ્રકૃતિની સામે થતી નથી; તે માત્ર તેને ઉચ્ચતર અને વિશેષ બળવાન માર્ગ તરફ વાળે છે. આપણે ઇંદ્રિયોના વિષયોને કેટલી સ્વાભાવિકતાથી ચાહીએ છીએ! આપણે તેમને ચાહ્યા વિના રહી

શકતા નથી, કારણકે આપણને તેમનો પ્રત્યક્ષ અનુભવ હોય છે. સાધારણ રીતે ઉચ્ચતર વસ્તુઓનો આપણને કાંઇજ પ્રત્યક્ષ અનુભવ હોતો નથી; પરંતુ જ્યારે એક માણસને ઇંદ્રિયોથી, ઇંદ્રિયોના જગતથી અતીત એવી કોઇ બાબતનો કાંઇક પ્રત્યક્ષ અનુભવ થયો હોય છે, ત્યારે તેને એવો વિચાર ઉત્પન્ન થાય છે કે, ઇંદ્રિયો દૃઢ આસક્તિ અવશ્ય રાખી શકે છે; પરંતુ તેનું સ્થાનાંતર કરીને તેને ઇંદ્રિયોથી અતીત એવા વિષય પર અર્થાત્ ઇશ્વર પર લઇ જવી જોઇએ; અને જે પ્રેમ **પહેલાં ઇંદ્રિયોના વિષયોને અર્પણ કરવામાં આવતો હતો, તેજ પ્રેમ જ્યારે ઈશ્વરને અપર્ણ કરવામાં આવે છે ત્યારે તે ભક્તિ કહેવાય છે.** મહાત્મા રામાનુજના મત પ્રમાણે તે પ્રકારનો તીવ્ર પ્રેમ પ્રાપ્ત કરવાનાં પ્રાથમિક સાધનો નીચે પ્રમાણે છેઃ—

પ્રથમ સાધન વિવેક છે. વિશેષતઃ પશ્ચિમના લોકોને માટે એ અતિ વિચિત્ર વસ્તુ છે. રામાનુજના મત પ્રમાણે એનો અર્થ "આહાર સંબંધી વિવેક છે." આપણાં શારીરિક અને માનસિક બળો ઉત્પન્ન કરનારી સમસ્ત શક્તિઓ આહારમાં રહેલી છે. મારા શરીરમાં આહારનું સ્થાનાંતર થયું છે, તેનો સંચય થયો છે અને તેને નવી દિશાઓ મળી છે; પરંતુ જે અન્ન મેં પ્રાશન કર્યું છે તેનાથી તત્ત્વતઃ ભિન્ન એવી કોઇ પણ વસ્તુ મારા શરીર અને મનમાં નથી. જે પ્રકારે ભૌતિક જગતમાં આપણા જોવામાં આવતા ચૈતન્યયુક્ત અને જડ પદાર્થો આપણા શરીરની રચના કરે છે, તેવી રીતે તત્ત્વતઃ શરીર અને મન તથા આપણા આહાર વચ્ચેનો ભેદ કેવળ વ્યક્ત સ્વરૂપમાંજ રહેલો છે. આપણા આહારના જડ અંશોદ્વારા આપણે વિચારના સાધનની રચના કરીએ છીએ અને એ અંશોમાં રહેલાં સૂક્ષ્મતર બળોદ્વારા આપણે ખુદ વિચારની રચના કરીએ છીએ; એટલા માટે સ્વાભાવિક

રીતેજ આપણુને પ્રતીત થાય છે કે, આપણે જે આહાર લઇએ છીએ, તેની અસર વિચાર અને તેનું સાધન જે અંતઃકરણ એ ઉભયની ઉપર થાય છે અમુક પ્રકારના આહાર મનમાં અમુક પરિવર્તન ઉત્પન્ન કરે છે. નિત્ય આપણને આ વાતનો અનુભવ થાય છે કેટલાક પ્રકારના આહારો પ્રથમ શરીરમાં પરિવર્તન ઉત્પન્ન કરે છે અને દીર્ઘ સમયે મન પર પણ પ્રચંડ અસર કરે છે. આ એક મહાન બોધનો વિષય છે. આપણાં ઘણાં દુઃખોની ઉત્પત્તિ આપણા આહારદ્વારાજ થાય છે. તમને ખબર છેજ કે ભારે અને અપચનીય પદાર્થ ખાધા પછી મનોસંયમ કરવો અતિ કઠિન થઈ પડે છે અને મન સઘળો વખત ભમતું રહે છે. કેટલાક પ્રકારના આહારો મનને ઉશ્કેરે છે. જો તમે આવા પદાર્થો પ્રાશન કરો તો તમને પ્રતીત થશે કે, તમે મનોસંયમ કરી શકતા નથી આ દેખીતી વાત છે કે એક માણસ જ્યારે પુષ્કળ દારૂ અથવા ઇતર કેફી પીણું પીએ છે ત્યારે તે મનોસંયમ કરી શકતો નથી; તેનું મન તેના અંકુશમાંથી પલાયન કરી જાય છે. રામાનુજના મત પ્રમાણે આહારની બાબતમાં આપણે ત્રણ વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. પ્રથમ આહારની જાતિ અથવા પ્રકારનો વિચાર કરવો જોઈએ. સમસ્ત ઉત્તેજક આહારનો ત્યાગ કરવો જોઇએ. ઉદાહરણાર્થે, માંસનો ત્યાગ કરવો જોઇએ, કારણકે તે સ્વતઃ અશુદ્ધ હોય છે. તેને આપણે માત્ર અન્ય પ્રાણીનું જીવન લઇનેજ પ્રાપ્ત કરી શકીએ છીએ. આપણે એક ક્ષણપર્યંત આનંદ મેળવીએ છીએ અને અન્ય પ્રાણીને તે આનંદ આપણને આપવાને માટે પોતાના જીવનનું બલિદાન આપવું પડે છે, એટલુંજ નહિ પરંતુ આપણે અન્ય માનવ-પ્રાણીઓને પતિત બનાવીએ છીએ. પ્રત્યેક માંસાહારી પોતે જો પશુનો વધ કરે તો તો જાણે ઠીક; પરંતુ તેમ કરવાને બદલે

સમાજ એક વર્ગના માણસો પાસેજ પોતાને માટે તે કાર્ય કરાવે છે અને તેઓ તે કાર્ય કરે છે તે માટે તેમનો તિરસ્કાર કરે છે. ઇંગ્લેંડમાં કોઇ પણ ખાટકી જ્યુરીમાં નિયુક્ત થઇ શકતો નથી, કારણકે ત્યાં એવો વિચાર પ્રવર્તેલો હોય છે કે ખાટકીઓ સ્વભાવથીજ ક્રૂર હોય છે. તેમને કોણ ક્રૂર બનાવે છે? જો આપણે માંસાહાર ન કરતા હોઇએ તો ખાટકીઓનું અસ્તિત્વ રહેજ નહિ. જે લોકો બહુ સખ્ત કામ કરતા હોય અને ભક્ત થવા માગતા ન હોય, તેમનેજ માત્ર માંસાહાર કરવાની છુટ આપી શકાય; પરંતુ જો તમે ભક્ત બનવા માગતા હો તો તમારે માંસાહારનો ત્યાગ કરવો જોઇએ. વળી કાંદા અને લસણ સમાન સમસ્ત ઉત્તેજક પદાર્થો અને સમસ્ત દુર્ગંધયુક્ત પદાર્થોનો પણ ત્યાગ કરવો જોઇએ. કોઈ પણ વાસી ખાદ્ય પદાર્થ, જેનો સ્વાભાવિક રસ પ્રાયઃ સુકાઇ ગયો હોય અથવા બગડી ગયો હોય તેનો પણ ત્યાગ કરવો જોઇએ.

ત્યાર પછી આહારના સંબંધમાં જે વાતનો વિચાર કરવાનો છે તે પાશ્ચાત્ય મસ્તિષ્કોને માટે તેથી પણ વિશેષ ગૂંચવણભરેલો છે. તે આશ્રય અર્થાત્ કોની પાસેથી તે પ્રાપ્ત થાય છે તે છે. આ હિંદુઓનો લગાર ગુહ્ય સિદ્ધાંત છે. એમાં આ વિચાર સમાવિષ્ટ થયેલો છે કે પ્રત્યેક મનુષ્યની આસપાસ અમુક ગુપ્ત વાતાવરણ રહે છે અને જે જે વસ્તુને તે સ્પર્શ કરે છે તે તે વસ્તુની ઉપર તેના ચારિત્ર્યનો એક અંશ—તેનો પ્રભાવ રહી જાય છે. એમ ધારવામાં આવે છે કે એક મનુષ્યનું ચારિત્ર્ય ભૌતિક બળની પેઠે તેનામાંથી બહાર નીકળે છે અને તે જે જે વસ્તુને સ્પર્શ કરે છે તેની ઉપર તેની અસર થાય છે. એટલા માટે જ્યારે આપણી રસોઇ થતી હોય ત્યારે તેને કોણ સ્પર્શ કરે છે તેની આપણે તપાસ રાખવી જોઇએ. તેને એકાદ દુષ્ટ અથવા

અનીતિમાન માણસનો સ્પર્શ ન થવો જોઇએ. જે ભકત થવા માગતો હોય તેણે જેમને તે અતિ દુષ્ટ તરીકે ઓળખતો હોય એવા માણસોની સાથે ભોજન ન કરવું જોઇએ. સંભવતઃ તેને ભોજનદ્વારા તેમનો ચેપ લાગશે. ત્યાર પછી નિમિત્તનો વિચાર કરવાનો છે. આહારમાં ધૂળ તથા કચરો હોવો ન જોઇએ. ખાદ્ય પદાર્થોને બજારમાંથી લાવીને ધોયા વિના મેજ પર મૂકવા ન જોઇએ. વળી આપણે થૂંક વગેરે વિષે પણ સંભાળ રાખવી જોઇએ. દાખલા તરીકે આંગળી વતી કદી પણ ઓષ્ઠને સ્પર્શ કરવો ન જોઇએ. કફોત્પાદક આંતરત્વચાપ્રદેશ એ શરીરનો મૃદુમાં મૃદુ ભાગ છે અને સુખરસની સમસ્ત વૃત્તિઓ પર બહુ સહેલાઇથી અસર થાય છે, માટે તેના સ્પર્શને માત્ર ઘૃણાજનકજ નહિ, પરંતુ ભયંકર ગણવો જોઇએ. વળી બીજાનો ખાધેલો ખોરાક આપણે ખાવો ન જોઇએ. જ્યારે આવી વસ્તુઓનો ત્યાગ કરવામાં આવે છે, ત્યારેજ આહાર શુદ્ધ બને છે. શુદ્ધ આહારથી મન શુદ્ધ બને છે અને શુદ્ધ મનથી નિરંતર ઇશ્વરનું સ્મરણ થયા કરે છે.

આજ વિષયના સંબંધમાં એક અન્ય ભાષ્યકારે શું કહ્યું છે તે આપણે જોઇએ. તે જણાવે છે કે જ્યારે આહાર શુદ્ધ હોય છે ત્યારે મન પવિત્ર બને છે; અને જ્યારે મન પવિત્ર હોય છે ત્યારે સદા ઈશ્વરનું સ્મરણ રહે છે. શંકરાચાર્ય કેવળ ભિન્ન દૃષ્ટિબિંદુથી જુએ છે. ખોરાક માટેના આ શબ્દનો અર્થ સંસ્કૃતમાં સંચય કરવો, સંગ્રહ કરવો-એવો થાય છે; અને શંકરાચાર્ય શું વ્યાખ્યા કરે છે? તે જણાવે છે કે આહાર જ્યારે શુદ્ધ હોય ત્યારે મન શુદ્ધ બને છે, એનો વાસ્તવિક અર્થ એ છે કે આપણે ઇંદ્રિયોના દાસ બની જઇએ નહિ એટલા માટે આપણે નીચેની વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. આપણે પ્રથમ આસ-

ક્તિનો ત્યાગ કરવો જોઇએ; આપણે ઇશ્વર વ્યતિરિક્ત કોઇ પણ વસ્તુ પર અત્યંત અનુરાગ રાખવો ન જોઇએ. પ્રત્યેક વસ્તુ જુઓ, પ્રત્યેક કાર્ય કરો; પરંતુ કોઇ પણ વસ્તુ પર આસક્તિ રાખો નહિ. અત્યંત અનુરાગ ઉત્પન્ન થાય છે કે તરતજ મનુષ્યનો નાશ થાય છે. તે આત્મસંયમ કરી શકતો નથી, તે દાસ બની જાય છે. જો એક સ્ત્રી એક પુરુષ પર અત્યંત આસક્ત થાય તો તે પુરુષની ગુલામડી બને છે. ગુલામ બનવું ઉપયોગી નથી. આ જગતમાં એક મનુષ્યના ગુલામ બનવા કરતાં ઉચ્ચતર વસ્તુઓ રહેલી છે. પ્રત્યેક માણસને ચાહો અને પ્રત્યેક માણસની સેવા કરો; પરંતુ કોઇના પણ ગુલામ બનશો નહિ. પ્રથમ અનુરાગ આપણને પતિત બનાવે છે અને બીજું તે આપણને અત્યંત સ્વાર્થી બનાવે છે. આ દોષને લીધે આપણે જેમને ચાહતા હોઇએ તેમનું કલ્યાણ કરવાને માટે આપણે અન્યોને હાનિ કરવાને તત્પર થઇએ છીએ. આ જગતમાં કરવામાં આવતાં ઘણાં દુષ્કૃત્યો વસ્તુતઃ અમુક માણસો પ્રત્યેની આસક્તિને લીધે-જ કરવામાં આવે છે. એટલા માટે સત્કર્મો પ્રત્યેના અનુરાગ સિવાય સર્વ આસક્તિનો ત્યાગ કરવો જોઇએ; પરંતુ પ્રત્યેક જણ પર પ્રેમ રાખવો જોઇએ. ત્યાર પછી ઇર્ષાનો ત્યાગ કરવો જોઇએ. ઇંદ્રિયોના વિષયોના સંબંધમાં બિલકુલ ઇર્ષા રાખવી ન જોઇએ; ઇર્ષા સમગ્ર અનિષ્ટનું મૂળ છે અને એ જીતવી સૌથી વિશેષ કઠિન છે. તત્પશ્ચાત્ ભ્રમનો ત્યાગ કરવો જોઇએ. આપણે હમેશાં એક વસ્તુને બીજી વસ્તુ સમજીએ છીએ અને તદનુસાર વર્તીએ છીએ, જેનું પરિણામ એ આવે છે કે આપણે આપણી જાતને દુઃખી કરીએ છીએ. આપણે ખરાબ વસ્તુને સારી વસ્તુ સમજીએ છીએ. એક ક્ષણપર્યંત આપણા જ્ઞાનતંતુઓને આનંદ આપનાર કોઇ પણ વસ્તુને આપણે સૌથી વિશેષ

વસ્તુ ગણીએ છીએ અને તરતજ તેમાં નિમગ્ન થઈ જઇએ છીએ; પરંતુ જ્યારે બહુ મોડું થઇ ગયું હોય છે, ત્યારે આપણને પ્રતીત થાય છે કે, તેણે આપણને પ્રચંડ પ્રહાર કર્યો છે. પ્રતિદિન આપણે આ પ્રકારની ભૂલ કરીએ છીએ અને ઘણી વાર આપણે મરણ-પર્યંત તે ભૂલ કરતા રહીએ છીએ. જ્યારે અત્યંત અનુરાગ, ઈર્ષા અથવા ભ્રમ વિના ઇંદ્રિયો જગતમાં કામ કરે છે, ત્યારે એ કામ અર્થાત્ છાપોનો સંગ્રહ, શંકરાચાર્યના મત પ્રમાણે શુદ્ધ આહાર કહેવાય છે. જ્યારે શુદ્ધ આહાર લેવામાં આવે છે ત્યારે મન આસક્તિ, ઈર્ષા કે ભ્રમ વિના વિષયોને ગ્રહણ કરવાને અને તેમના વિષે વિચાર કરવાને શક્તિમાન થાય છે; ત્યારે મન વિશુદ્ધ બને છે અને ત્યારે તેમાં નિરંતર પ્રભુનું સ્મરણ રહ્યા કરે છે.

સર્વથા સ્વાભાવિક રીતેજ આપણે કહીશું કે, શંકરાચાર્યની વ્યાખ્યા સર્વોત્તમ છે; પરંતુ હું વિશેષમાં જણાવવાની ઇચ્છા રાખું છું કે આપણે રામાનુજની વ્યાખ્યા પ્રત્યે પણ દુર્લક્ષ્ય કરવું ન જોઇએ. જ્યારે તમે પ્રત્યક્ષ ભૌતિક આહારની સંભાળ લેશો, ત્યારેજ માત્ર તમને શેષની પ્રાપ્તિ થશે. મન એ સ્વામી છે. એ સ્વામી છે એ વાત સત્ય છે; પરંતુ ઇંદ્રિયોથી બદ્ધ ન હોય એવા માણસો ઘણા થોડા હોય છે. સર્વ માણસોની ઉપર ભૌતિક વસ્તુઓની સત્તા રહેલી છે અને જ્યાંસુધી એ પદાર્થોની સત્તા આપણી ઉપર હોય, ત્યાંસુધી આપણે સ્થૂલ પદાર્થોની સહાય લેવી જોઇએ અને આપણે જ્યારે દૃઢ બન્યા હોઇએ ત્યારે આપણે ગમે તે વસ્તુ ખાઇ કે પી શકીએ છીએ. ખાનપાનના સંબંધમાં સંભાળ રાખવાનાં વિષયમાં આપણે રામાનુજનું અનુસરણ કરવું જોઇએ; તેની સાથેજ આપણે આપણા માનસિક આહારના સંબંધમાં પણ સંભાળ લેવી જોઇએ. ભૌતિક આહારના સંબંધમાં સંભાળ લેવી બહુ સહેલી

છે; પરંતુ તેની સાથેજ માનસિક કાર્ય પણ કરવું જોઇએ. ત્યાર પછી શનૈઃશનૈઃ આપણું મન અધિકાધિક દૃઢ થતું જશે અને શરીરની સત્તા ન્યૂન થતી જશે. ત્યાર પછી તમને આહાર કાંઇ પણ હાનિ કરશે નહિ. મોટો ભય એ છે કે પ્રત્યેક માણુસ કૂદકો મારીને ઉચ્ચતમ આદર્શ પ્રાપ્ત કરવા માગે છે, પરંતુ કૂદકો મારવો એ તેને પ્રાપ્ત કરવાની રીત નથી. તેથી માત્ર આપણું પતનજ થાય છે. આપણે અહીંયાં શૃંખલાબદ્ધ થયેલા છીએ અને આપણે ધીમેથી આપણી શૃંખલાઓ તોડી નાખવાની છે. આનું નામ વિવેક છે. તેની પછીનું સાધન વિરાગ છે. જેણે ઈશ્વર-ભક્ત થવું હોય તેણે બીજી સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરવો જોઇએ. ઈશ્વર સિવાય કોઇ પણ વસ્તુની ઇચ્છા રાખશો નહિ. આ જગત જ્યાંસુધી આપણને ઉચ્ચતર જગતમાં જવાને સહાય કરે ત્યાંસુધીજ તે ઉપયોગી છે. ઇંદ્રિયોના વિષયો જ્યાંસુધી આપણને ઉચ્ચતર વિષયો પ્રાપ્ત કરવાને સહાય કરે, ત્યાંસુધીજ તેઓ ઉપયોગી છે. આપણે હંમેશાં આ વાતનું વિસ્મરણ કરીએ છીએ કે, આ જગત એ સાધ્યનું માત્ર સાધનજ છે, તે સ્વયં સાધ્ય નથી. આ જગતજ જો સાધ્ય હોય, તો તો આપણે આપણા ભૌતિક-શરીરમાંજ અમર બની જઇએ અને કદી પણ મરણ પામીએ નહિ, પરંતુ આપણે પ્રતિક્ષણ આપણી આસપાસ લોકોને મરતા જોઇએ છીએ અને તે છતાં આપણે મૂર્ખતાથી ધારીએ છીએ કે આપણે કદી પણ મૃત્યુ પામીશું નહિ; અને તે માન્યતાથી આપણે એવા વિચાર પર આવીએ છીએ કે, આ જીવન એજ સાધ્ય છે! આપણામાંના સેંકડે નવાણું માણસોના સંબંધમાં આ પ્રમાણે બને છે. આ માન્યતાનો એકદમ ત્યાગ કરવો જોઇએ. ઇહલોક જ્યાંસુધી આપણી જાતને પૂર્ણ બનાવવાના સાધન તરીકે ઉપયોગમાં આવે ત્યાંસુધી તે ઉપયોગી છે.

તેવો ઉપયોગ બંધ થાય કે તરતજ તે અનિષ્ટકારક બની જાય છે. જો આપણી પત્ની આપણને ઈશ્વરપ્રાપ્તિના કાર્યમાં સહાય કરે તો તેને સત્પત્ની સમજવી. પતિ અથવા સંતાનના સંબંધમાં પણ આમજ સમજવું. જો દ્રવ્ય આપણને અન્યોનું કલ્યાણ કરવામાં સહાય કરે તો તે કાંઇક ઉપયોગી છે; પરંતુ જો તે તેમ ન કરે તો તે માત્ર અનિષ્ટનો પૂંજ છે અને આપણે જેમ અધિક શીઘ્રતાથી તેનો નાશ કરીશું તેમ તે અધિક સારૂં થઇ પડશે.

ત્યાર પછીનું સાધન અભ્યાસ છે. મનમાં હમેશાં પ્રભુનું ચિંતન રહેવું જોઇએ. ઇતર કોઇ પણ વસ્તુને પ્રભુચિંતન કરતાં અટકાવવાનો કાંઇ પણ અધિકાર નથી. તેણે નિરંતર પ્રભુચિંતન કરવું જોઇએ. જો કે આ અતિ કઠિન કાર્ય છે; છતાં તે આગ્રહયુક્ત અભ્યાસદ્વારા થઇ શકે છે. આપણી વર્તમાન સ્થિતિ એ આપણા ગત અભ્યાસનું પરિણામ છે. વળી અભ્યાસદ્વારાજ આપણને આપણી ભાવી સ્થિતિ પ્રાપ્ત થશે; માટે અન્ય પ્રકારનો અભ્યાસ કરો. એક પ્રકારના માર્ગે વળવાથી આપણે આ માર્ગે આવ્યા છીએ; હવે અન્ય માર્ગે વળો અને જેમ બને તેમ શીઘ્ર આ માર્ગથી બહાર નીકળી જાઓ. ઇંદ્રિયોનું ધ્યાન ધરવાથી આપણે પતિત થઇને અહીંયાં આવ્યા છીએ. આપણે એક ક્ષણે રુદન કરીએ છીએ અને બીજી ક્ષણે હર્ષ પામીએ છીએ! આપણે પ્રત્યેક પવનલહરીની દયા પર જીવીએ છીએ; આપણે પ્રત્યેક વસ્તુના દાસ બની ગયા છીએ! આ લજ્જાસ્પદ સ્થિતિ છે અને તે છતાં આપણે આપણી જાતને આત્મા કહીએ છીએ! અન્ય માર્ગે જાઓ, ઇશ્વરનું ચિંતન કરો; મનને કોઇ પણ ભૌતિક વા માનસિક વિષયોપભોગનું ચિંતન ન કરવા દો; પરંતુ તેને માત્ર ઈશ્વરનુંજ ધ્યાન ધરવા દો. જ્યારે તે કોઈ ઇતર વિષયનું ચિંતન કરવાનો પ્રયત્ન કરે ત્યારે તેને સારી રીતે તાડન કરો, કે જેથી

તે પાછું ઈશ્વરચિંતન કરે. જેવી રીતે એક પાત્રમાંથી અન્ય પાત્રમાં રેડવામાં આવતું તેલ એક અખંડ ધારાથી પડે છે અને જે પ્રકારે દૂરથી આવતાં અવાજો એક અવ્યાહત ધ્વનિ તરીકે આપણા કર્ણપટ પર અથડાય છે, તે પ્રકારે આપણું મન ઈશ્વર પ્રતિ એક સતત ધારાથી જવું જોઈએ. આપણે મનને આ અભ્યાસ કરવાની ફરજ પાડવી જોઈએ, એટલુંજ નહિ પરંતુ ઇંદ્રિયોનો સુધ્ધાં ઉપયોગ કરવો જોઇએ. દુનિયાની રાગદ્વેષ ભરેલી વાતો કહેવાસાંભળવાને બદલે આપણે ઈશ્વરસંબંધી વાતો કરવી અને સાંભળવી જોઇએ. મૂર્ખતાભરેલાં પુસ્તકો વાંચવાને બદલે આપણે ઈશ્વર સંબંધી સારાંસારાં પુસ્તકો વાંચવાં જોઇએ.

ઈશ્વરસ્મરણ કરવાના આ અભ્યાસમાં આપણને કદાચ સૌથી વિશેષ સહાય સંગીતદ્વારા મળી શકે છે. ભગવાન ભક્તિના મહાન આચાર્ય નારદને કહે છે કે, "હું સ્વર્ગમાં વસતો નથી તેમજ હું યોગીના હૃદયમાં પણ વસતો નથી; પરંતુ જ્યાં મારા ભક્તો મારું ગાન કરે છે, ત્યાં હું વસું છું." મનુષ્યના મન ઉપર સંગીત આવી પ્રચંડ સત્તા ધરાવે છે; તે તેને એક ક્ષણમાં એકાગ્ર કરી દે છે. તમને પ્રતીત થશે કે જે મંદ, અજ્ઞાન, હલકા, પશુ સમાન મનુષ્યો અન્ય પ્રસંગે એક ક્ષણપર્યંત પણ કદી પોતાનાં મન એકાગ્ર કરતા નથી, તેઓ જ્યારે આકર્ષક સંગીત સાંભળે છે ત્યારે તરતજ મુગ્ધ બની જાય છે અને તેમનાં મન એકાગ્ર થઇ જાય છે. શ્વાન, સિંહ, બિલાડી અને સર્પ સમાન પશુઓનાં મન પણ સંગીતથી મુગ્ધ થઇ જાય છે.

ત્યાર પછીનું સાધન ક્રિયા છે. અન્યોની સેવા કરવી એ આ ક્રિયાનો અર્થ છે. સ્વાર્થી મનુષ્યને ઈશ્વરસ્મરણ પ્રાપ્ત થશે નહિ. જેમ જેમ આપણે નિષ્કામભાવે દીનદુઃખીઓની સેવા કરીશું, તેમ તેમ આપણાં અંતઃકરણો વિશેષ વિશુદ્ધ થશે અને

તેમાં ઈશ્વરનું વાસ્તવ્ય થશે. અમારાં શાસ્ત્રો અનુસાર કર્મના પાંચ પ્રકાર છે અને તે પંચયજ્ઞો કહેવાય છે. પ્રથમ યજ્ઞ સ્વાધ્યાય એટલે કે જ્ઞાનને તાજું કરવું તથા વધારવું એ છે. દરરોજ મનુષ્યે કોઈક પવિત્ર અને સારા ગ્રંથનો અભ્યાસ અથવા પાઠ કરવો જોઈએ. દ્વિતીય યજ્ઞ ઈશ્વરપૂજા, દેવપૂજા અથવા સંતપૂજા છે. તૃતીય યજ્ઞ આપણા પૂર્વજો પ્રત્યેનું આપણું કર્તવ્ય છે. ચતુર્થ યજ્ઞ માનવપ્રાણીઓ પ્રત્યેનું આપણું કર્તવ્ય છે. એક મનુષ્ય જ્યાંસુધી ગરીબો અથવા આવશ્યકતાવાળા કોઈ પણ મનુષ્યને માટે ઘર બંધાવે નહિ ત્યાંસુધી તેને સ્વયં ઘરમાં રહેવાનો કાંઈ પણ અધિકાર નથી. ગૃહસ્થનું ગૃહ પ્રત્યેક રંક અને દુઃખી મનુષ્યને માટે ખુલ્લું હોવું જોઈએ; ત્યારેજ તેને ખરો ગૃહસ્થ કહી શકાય. જો તે માત્ર પોતાના અને પોતાની પત્નીના ઉપભોગને માટેજ ઘર બંધાવે, તો તે કદી પણ ઈશ્વરભક્ત બનશે નહિ. કોઈ પણ મનુષ્યને માત્ર પોતાની જાતને માટેજ રસોઈ કરવાનો અધિકાર નથી; રસોઈ અન્યોને માટે છે અને તેનો શેષ રહેલો અંશજ તેણે ગ્રહણ કરવો જોઈએ. ભારતવર્ષમાં આ એક સાધારણ રિવાજ છે કે જ્યારે કેરી વગેરે ઋતુની પેદાશો પ્રથમ વાર બજારમાં આવે છે, ત્યારે લોકો તેમાંનાં કેટલાંક ફળો ખરીદે છે અને ગરીબોને આપે છે; ત્યાર પછીજ તેઓ તેમને ખાય છે. આ દેશના લોકોને અનુસરવા યોગ્ય આ બહુ સારૂં ઉદાહરણ છે. આ શિક્ષણ મનુષ્યોને નિઃસ્વાર્થ બનાવશે અને તેની સાથેજ તેમની પત્ની અને બાળકોને માટે ઉત્તમ પદાર્થપાઠ થઈ પડશે. પ્રાચીન કાળમાં હિન્દુઓ પ્રાથમિક ફળો ઈશ્વરને સમર્પણ કરતા. પ્રત્યેક આદ્ય વસ્તુ ગરીબોને મળવી જોઈએ; આપણો માત્ર અવશેષ ઉપરજ અધિકાર છે. ગરીબો એ ઈશ્વરના પ્રતિનિધિઓ છે. પ્રત્યેક દુઃખી માણસ ઈશ્વરનો પ્રતિનિધિ છે. જે અન્યને

આપ્યા વિના જમે છે તે પાપકર્મ કરે છે. પંચમ યજ્ઞ નિકૃષ્ટ કોટિનાં પશુઓ પ્રત્યેનો આપણો ધર્મ છે. સમસ્ત પશુઓ મનુષ્યોને માટેજ ઉત્પન્ન કરવામાં આવ્યાં છે અને મનુષ્યો તેમને મારી શકે અને તેમનો ફાવે તેવો ઉપયોગ કરી શકે એમ કહેવું અતિ દુષ્ટતાભરેલું છે. આ આસુરી ઉદ્ગાર છે, દૈવી ઉદ્ગાર નથી. પશુઓને કાપી નાખવાં અને તેમનાં શરીરમાં અમુક ભાગમાં એકાદ જ્ઞાનતંતુ હાલે છે કે નહિ તે જોવું એ કેવું દુષ્ટ કાર્ય છે તેનો વિચાર કરો. મને કહેતાં આનંદ ઊપજે છે કે અમારા દેશમાં ત્યાંની વિદેશી સરકાર આવાં કાર્યોને ગમે તેટલું ઉત્તેજન આપતી હોય, તોપણ હિંદુઓ તેમને લેશ પણ ઉત્તેજન આપતા નથી. ગૃહમાં કરેલી રસોઇના એક ભાગ પર પશુઓનો પણ અધિકાર હોય છે. તેમને પ્રતિદિન અન્ન આપવું જોઇએ, અમેરિકાના પ્રત્યેક નગરમાં ગરીબ, લંગડા અથવા અંધ અશ્વો, ગાયો, શ્વાનો અને બિલાડીઓને માટે દવાખાનાં હોવાં જોઇએ; જેમાં તેમને ખવરાવવું જોઇએ અને તેમની સંભાળ લેવી જોઇએ.

ત્યાર પછીનાં સાધનો કલ્યાણ અર્થાત્ સર્વના સંબંધમાં શુભેચ્છા ધારણ કરવી અને સત્ય એ છે. જે મનુષ્ય સાચો હોય છે તેને સત્યપ્રેમી ઈશ્વર અવશ્ય પ્રાપ્ત થાય છે. મન, વાચા અને કર્મ સંપૂર્ણતઃ સત્ય હોવાં જોઈએ. ત્યાર પછીનું સાધન આર્જવ અર્થાત્ સરલતા–સીધાપણું છે. હૃદયમાં કાંઈ વક્રતા રાખવી ન જોઇએ. બેવડો વ્યવહાર કરવો ન જોઇએ. જરા કઠિનતા પડે, તોપણ સરલ વ્યવહાર રાખો, વક્ર વ્યવહાર ન રાખો. ત્યાર પછી દયા છે. તે પછી અહિંસા અર્થાત્ મન, વાચા અને કર્મથી કોઈ પણ પ્રાણીને હાનિ ન કરવી એ છે. પછી દાન છે. દાનથી ઉચ્ચતર એવો સદ્ગુણ કોઇ પણ નથી. જે માણસ દાન ગ્રહણ કરે છે તે નિકૃષ્ટ છે; જે માણસ દાન આપે છે તે ઉચ્ચ મનુષ્ય છે. હમેશાં

। આપવાને માટે હાથ બનાવવામાં આવ્યો છે. તમે ભૂખે
તા હો, તોપણ તમારા રોટલાનો અંતિમ ટુકડો દાન કરો.
યેને દાન આપીને જો તમે ક્ષુધાથી મરણ પામશો, તો તમે
: ક્ષણમાં મુક્ત થઈ જશો. તરતજ તમને સંપૂર્ણતા પ્રાપ્ત થશે.
। ઇશ્વરરૂપજ બની જશો. જેઓ સંતાનોના મોહમાં બદ્ધ થઈ
૧ કરી શકતા નથી તેઓને તે માટે સહન કરવું પડશે. શું
ગતમાં પૂરતાં બાળકો નથી? માત્ર સ્વાર્થી માણસ કહે છે કે,
મને પોતાને સંતાન હોય તો સારૂં." ત્યાર પછી અનવસાદ
મેનો શાબ્દિક અર્થ બેસી ન રહેવું, નિરાશ-હતાશ ન થવું એ
) અર્થાત્ આનંદીપણું છે. નિરાશા ધારણ કરવી એ ઇતર ગમે
હો; પરંતુ ધાર્મિક કૃત્ય નથી. નિરંતર આનંદીપણું એ કોઈ
ણુ પ્રાર્થના કરતાં આપણને ઇશ્વરની વધુ નિકટ લઈ જાય છે.
માણસો નિરંતર ઉદાસ અને મંદ હોય છે, તેઓ પ્રેમ શી રીતે
ી શકે? જો તેઓ પ્રેમની વાત કરતા હોય તો તે અસત્ય છે;
ઓ અન્યોને હાનિ કરવા માગે છે. ધર્માંધોનો વિચાર કરો;
ઓ ચઢેલાં મુખ રાખે છે અને જગતમાં અન્યોની સામે લઢાયક
ર્તન રાખવું એજ કેવલ તેમનો ધર્મ હોય છે! ભૂતકાલમાં તેમણે
; કર્યું છે અને વર્તમાનકાળમાં જો તેમને છૂટા મૂકી દેવામાં
ાવે, તો તેઓ શું કરે તેનો વિચાર કરો. જો તેમને સમગ્ર
ગતને રક્તના સાગરમાં ડુબાડી દેવાથી સત્તા મળતી હોય તો
ઓ કાલે તેમ કરે. સત્તાની પૂજા કરી અને મોઢાં ભારે રાખીને
ઓ પોતાનાં અંતઃકરણમાંથી પ્રેમનો પ્રત્યેક અંશ ગુમાવી દે
। એટલા માટે જે માણસ સદા ઉદાસ રહે છે, તે કદી પણ
શ્વરપ્રાપ્તિ કરશે નહિ. "હું મહાદુઃખી છું" એમ કહેવું એ
ાર્મકૃત્ય નથી, પરંતુ પાપી કૃત્ય છે. પ્રત્યેક મનુષ્યને તેનો
ોતાનો બોજો ઉપાડવાનો હોય છે. જો તમે દુઃખી હો તો સુખી

થવાનો પ્રયત્ન કરો, દુઃખને જીતી લેવાનો પ્રયત્ન કરો.

દુર્બલને કદી પણ ઈશ્વર પ્રાપ્ત થતો નથી. કદી પણ દુર્બલ થશો નહિ. તમારે મજબૂત થવું જોઈએ. તમારામાં અપાર બળ રહેલું છે. વળી તેની સાથેજ તમારે ઉદ્ધર્ષ અર્થાત્ આનંદાતિરેકનો ત્યાગ કરવો જોઇએ. જે મન આનંદાતિરેકની સ્થિતિમાં હોય છે તે કદી પણ શાંત બનતું નથી; તે ચંચલ બની જાય છે. આનંદાતિરેકની પાછળ હમેશાં શોકજ આવશે. અશ્રુ અને હાસ્ય એ નિકટનાં સગાં છે. લોકો ઘણી વાર એક નાકેથી બીજે નાકે દોડી જાય છે. મન આનંદી, પરંતુ શાંત હોવું જોઇએ. તેને કદી પણ અતિરેક કરવા દેશો નહિ, કારણકે પ્રત્યેક અતિરેકની પાછળ તેની પ્રતિક્રિયા આવશે.

રામાનુજના મત પ્રમાણે ભક્તિનાં આ પ્રારંભિક સાધનો છે.

## પ્રાથમિક ક્રમો

જે દાર્શનિકોએ ભક્તિ વિષે લેખો લખ્યા છે, તેમણે ઈશ્વર પ્રત્યેનો અત્યંત પ્રેમ એનું નામ ભક્તિ એવી તેની વ્યાખ્યા કરી છે. મનુષ્યે ઈશ્વરને શા માટે ચાહવો જોઈએ એ પ્રશ્ન છે અને જ્યાંસુધી આપણે તે સમજીએ નહિ ત્યાંસુધી આપણે આ વિષય લેશ પણ સમજવાને શક્તિમાન થઈશું નહિ. જીવનના સંપૂર્ણતઃ ભિન્ન એવા બે આદર્શો છે. જે લેશ પણ ધાર્મિકતા ધરાવતો હોય એવો કોઇ પણ દેશનો માણસ જાણે છે કે તે શરીર અને આત્મા ઉભય છે; પરંતુ માનવજીવનના આદર્શોના સંબંધમાં ઘણું

પણ આ ભેદની પ્રતીતિ થાય છે. ઇંગ્લૅંડમાં જ્યારે મૃત્યુ વિષે બોલવામાં આવે છે, ત્યારે કહેવામાં આવે છે કે, ફલાણા માણસનો આત્મા છૂટી ગયો, હિંદમાં મૃત્યુ વિષે બોલતાં કહેવામાં આવે છે કે, ફલાણા ભાઇનો દેહ છૂટી ગયો. એક વિચાર એવો છે કે મનુષ્ય એ શરીર છે અને તેને આત્મા છે અને બીજો વિચાર એવો છે કે મનુષ્ય એ આત્મા છે અને તેને શરીર છે આમાંથી વિશેષ ગૂંચવણભરેલા પ્રશ્નો ઉપસ્થિત થાય છે. સાધારણ રીતેજ એમ બને છે કે મનુષ્ય એ શરીર છે અને આત્મા છે; એ આદર્શ સમસ્ત ભાર શરીર ઉપર મૂકે છે. મનુષ્ય શા માટે જીવે છે એવો પ્રશ્ન જો તમે કરશો, તો તમને કહેવામાં આવશે કે, તે ઇંદ્રિયો, સંપત્તિ અને દ્રવ્યનો ઉપભોગ લેવાને માટે જીવે છે. આવા વિચાર ધરાવનાર માણસને એથી પર એવી કોઇ વસ્તુ વિષે કહેવામાં આવે, તો સ્વપ્નમાં પણ તેને તેની કલ્પના આવશે નહિ; આજ ઉપભોગ ચાલુ રહેશે એવી ભાવી જીવન વિષે તેની કલ્પના હોય છે. તે સઘળો વખત અહીં યાં ચાલુ રહી શકશે નહિ અને તેને ઇહ લોકનો ત્યાગ કરવો પડશે તે માટે તે બહુ દિલગીર થાય છે; અને તે ધારે છે કે એક વા બીજી રીતે તે કોઇક એવા સ્થાને જશે કે જ્યાં તેને આ ઉપભોગની પુનઃ પ્રાપ્તિ થશે. તેને આજ પ્રકારના ઇંદ્રિયોના વિલાસો મળશે, બલકે તે વિશેષ પ્રમાણમાં અને વિશેષ ખાતરીપૂર્વક મળશે. ઇશ્વર આ સાધ્ય પ્રાપ્ત કરાવી આપનાર સાધન છે; એટલા માટે તે ઇશ્વરની આરાધના કરે છે. ઇંદ્રિયોના વિષયોનો ઉપભોગ એ તેના જીવનનુ લક્ષ્ય હોય છે અને તેને માહિતી મળે છે કે એક જણ તેને આ ઉપભોગો ભોગવવાનો અતિ લાંબો પટો આપી શકે એમ છે અને એટલા માટે તે ઇશ્વરની પૂજા કરે છે. અન્ય પક્ષે ભારતવાસીઓની માન્યતા એવી છે કે પરમાત્મા એ જીવનનું લક્ષ્ય છે. ઇશ્વરથી અતીત એવી કોઈ

પણ વસ્તુ છેજ નહિ અને ઇંદ્રિયોપભોગો એ માત્ર એવી વસ્તુ છે કે જેમાંથી આપણે હાલમાં અધિક સારી વસ્તુઓ મેળવવાની આશાથી પસાર થઇએ છીએ, એટલુંજ નહિ પરંતુ મનુષ્યને માટે ઇંદ્રિયોપભોગો સિવાય ઇતર કોઇ પણ વસ્તુ ન હોય તો તે આફતકારક અને ભયંકર થઇ પડે. આપણા નિત્યજીવનમાં આપણને પ્રતીત થાય છે કે મનુષ્ય જેમ ઇંદ્રિયવિલાસો ઓછા ભોગવે છે, તેમ તેનું જીવન ઉચ્ચતર હોય છે. કૂતરો જ્યારે ખાતો હોય ત્યારે તેના પ્રતિ દૃષ્ટિપાત કરો. કોઇ પણ માણસે કદી પણ તેના જેટલા આનંદથી ભોજન કર્યું નહિ હોય. ડુક્કર જ્યારે ખાતું હોય અને ગળામાંથી અવાજ કરી સંતોષ પ્રદર્શિત કરતું હોય ત્યારે તેના પ્રતિ દૃષ્ટિપાત કરો. ખાવાથી તેને સ્વર્ગનું સુખ પ્રાપ્ત થાય છે અને મોટામાં મોટો દેવ આવે, તોપણ તે તેના તરફ નજર સરખી પણ કરશે નહિ. તેનું સમગ્ર જીવન ખાવામાં સમાવિષ્ટ થયેલું હોય છે. પૃથ્વી પર જન્મેલો કોઈ પણ માણસ તેની પેઠે ખાશે નહિ. નિકૃષ્ટ કોટિનાં પશુઓમાં શ્રવણ અને દર્શન કરવાની શક્તિ કેટલી તીવ્ર હોય છે, તેનો વિચાર કરો. તેમની સમસ્ત ઇંદ્રિયો બહુ વિકસિત થયેલી હોય છે. ઇંદ્રિયોના વિષયોને તેઓ અત્યંત ભોગવે છે; તેઓ કેવળ હર્ષ અને આનંદથી ઉન્મત્ત બની જાય છે અને મનુષ્ય જેમ નિકૃષ્ટ કોટિનો હોય છે, તેમ તેને ઇંદ્રિયોપભોગોથી અધિક આનંદ ઉપજે છે. જેમ તે ઉચ્ચતર બનતો જાય છે, તેમ બુદ્ધિ અને પ્રેમ એ તેનું લક્ષ્ય બને છે. જેમ જેમ આ શક્તિઓ વિકાસ પામતી જાય છે, તેમ તેમ ઇંદ્રિયવિલાસ ભોગવવાની તેની શક્તિ નષ્ટ થતી જાય છે. ઉદાહરણાર્થ, ધારો કે મનુષ્યને અમુક શક્તિસંચય આપવામાં આવ્યો છે અને કાં તો શરીર પર, કાં તો મન પર કે કાં તો આત્મા પર તેનો વ્યય કરી શકાય છે; તો એમાંના કોઇ એકને

જેટલી શક્તિ વાપરવામાં આવશે તેટલી ઓછી શક્તિ અન્યો પર વપરાશે સુધરેલી પ્રજાઓ કરતાં અજ્ઞાન અને જંગલી જાતોની ઇંદ્રિયો વિશેષ પ્રબલ હોય છે અને વસ્તુતઃ આપણને ઇતિહાસદ્વારા મળતા બોધો પૈકી એક બોધ આ છે કે, એક પ્રજા જેમ સુધરતી જાય છે તેમ તેના જ્ઞાનતંતુઓની રચના સૂક્ષ્મતર થતી જાય છે અને તે શરીરે દુર્બળ બનતી જાય છે એક જંગલી જાતિને સુધારો એટલે આજ ઘટના તમારા જોવામાં આવશે; બીજી જંગલી જાતિ આવશે અને તેને જીતી લેશે પ્રાયઃ હમેશાં જંગલી જાતિનેજ વિજય મળે છે માટે આપણે જોઇએ છીએ કે, જો આપણે સઘળો વખત કેવળ ઇંદ્રિયવિલાસો ભોગવવાનીજ ઇચ્છા રાખીએ તો આપણે પતિત થઇને પાશવસ્થિતિને પ્રાપ્ત થઇએ છીએ એક માણસ જ્યારે એમ કહે કે, જ્યારે તેને ઇંદ્રિય-વિલાસો ખૂબ મળે એવા સ્થાને તે જવા માગે છે, ત્યારે તે શાની માગણી કરે છે તે એ જાણતો નથી, ઇંદ્રિયોપભોગનું ખરૂં સુખ તેને માત્ર પશુ બનવાથીજ મળી શકશે.

ઇંદ્રિયવિલાસોથી પરિપૂર્ણ એવા સ્વર્ગની ઇચ્છા રાખનાર માણસોની પણ આજ સ્થિતિ છે તેઓ ઇંદ્રિયોના કાદવમાં પડેલાં અને તેનાથી અતીત એવી કોઇ પણ વસ્તુ જોવાને અશક્ત એવાં ડુક્કરો સમાન છે. તેઓ ઇંદ્રિયવિલાસ ઇચ્છે છે અને તેમને મન તે ગુમાવવો એ સ્વર્ગ ગુમાવવા સમાન છે! આ માણસો કદી પણ સાચા ભક્ત બની શકતા નથી, તેઓ કદી પણ ઈશ્વરની સાચી ભક્તિ કરી શકતા નથી. તે છતાં જો થોડા સમયપર્યંત આ નિકૃષ્ટ આદર્શનું અનુસરણ કરવામાં આવે તો તે પણ વખત જતાં પરિવર્તિત થઇ જશે પ્રત્યેક મનુષ્યને પ્રતીત થશે કે તેનાથી અજ્ઞાત એવી કોઈક ઉચ્ચતર વસ્તુ છે અને તેથી આ જીવન તથા ઇંદ્રિયોના વિષયો પ્રત્યેનો અનુરાગ શનૈ શનૈ નષ્ટ થઇ જશે જ્યારે હું નાનો

બાળક હતો અને શાળામાં અભ્યાસ કરતો હતો, ત્યારે મારે થોડી મીઠાઇને માટે એક બીજા વિદ્યાર્થીની સાથે લડાઇ થઈ હતી અને તે વિશેષ બળવાન છોકરો હોવાથી મારા હાથમાંથી તે ઝૂંટવી ગયો હતો. આથી મને જે લાગણી થઈ તેનું હજી મને સ્મરણ છે. મેં ધાર્યું કે, તે છોકરો સૌથી ખરાબ હતો અને હું પૂરતો બળવાન થઇશ કે તરતજ તેને શિક્ષા કરીશ; તેની દુષ્ટતાને માટે કોઇ પણ શિક્ષા પૂરતી નહોતી. હવે અમે ઉભય મોટા થયા છીએ અને અમે ગાઢ મિત્રો છીએ. જેમને મન ખાનપાન અને એવી સમસ્ત ક્ષુલ્લક મીઠાઇઓ સર્વસ્વ છે, એવાં બાળકોથી આ જગત ભરેલું છે. તેઓ આ મીઠાઇઓનાં સ્વપ્ન જુએ છે અને જ્યાં આ મીઠાઇઓ પુષ્કળ મળે એવા સ્થાનની પ્રાપ્તિ એ ભાવી જીવન સંબંધી તેમની કલ્પના હોય છે ! જે અમેરિકન ઇંડિયન એમ માને છે કે, તેનો ભાવી અવતાર ઘણા સારા શિકારના ક્ષેત્રમાં થશે તેનો વિચાર કરો. આપણામાંનો પ્રત્યેક જણ જેવું સ્વર્ગ માગતો હોય, તેવી તેની સ્વર્ગ સંબંધી કલ્પના હોય છે; પરંતુ વખત જતાં જેમ જેમ આપણે મોટા થતા જઇએ છીએ અને ઉચ્ચતર વસ્તુઓ જોઇએ છીએ, તેમ તેમ આપણને બહારનાં ઉચ્ચતર ભુવનોનું દર્શન થતું જાય છે. પરંતુ આધુનિક સમયની સાધારણ શૈલીથી કોઇ પણ વસ્તુ પર શ્રદ્ધા નહિ રાખીને આપણે આપણા ભાવી જીવન સંબંધી કલ્પનાઓનો નિવેડો કરી નાખવો ન જોઇએ. એમ કરવું એ વિધ્વંસ કરવા સમાન છે. જે નાસ્તિક માણસ આ પ્રકારે પ્રત્યેક વસ્તુનો વિધ્વંસ કરે છે, તે ભ્રમમાં પડેલો હોય છે. ભક્ત ઉચ્ચતર દ્રષ્ટા હોય છે. નાસ્તિક સ્વર્ગમાં જવા માગતો નથી કારણકે તે સ્વર્ગનું અસ્તિત્વજ માનતો નથી. જ્યારે ભક્ત સ્વર્ગમાં જવા માગતો નથી તેનું કારણ એ છે કે, તે માને છે કે એ તો બાળકની રમત છે. તે ઈશ્વરપ્રાપ્તિ કરવા માગે

છે, કયું લક્ષ્ય ઇશ્વર કરતાં ઉચ્ચતર હોઇ શકે ? સ્વયં પરમાત્મા-જ મનુષ્યનુ ઉચ્ચતમ લક્ષ્ય છે, તેનું દર્શન કરો, તેનો આનંદ લૂટો. ઇશ્વર કરતાં ઉચ્ચતર એવી કોઇ વસ્તુની આપણે કદી પણ કલ્પના કરી શકતા નથી; કારણકે ઇશ્વર પૂર્ણ છે પ્રેમાનંદ કરતાં ઉચ્ચતર એવા કોઇ આનંદની આપણે કલ્પના કરી શકતા નથી. પરંતુ આ પ્રેમ શબ્દના અર્થો ભિન્નભિન્ન છે. સંસારનો સાધારણ સ્વાર્થી પ્રેમ એ એનો અર્થ થતો નથી. એને એ પ્રેમની સંજ્ઞા આપવી એ એની નિંદા કરવા સમાન છે. આપણાં સંતાનો અને આપણી પત્નીઓ પ્રત્યેનો પ્રેમ એ કેવળ પાશવ પ્રેમ છે. જે પ્રેમ સંપૂર્ણતઃ નિઃસ્વાર્થ હોય, તેજ માત્ર સત્ય પ્રેમ છે અને ઇશ્વરપ્રેમ એજ તેવો પ્રેમ છે. એ પ્રેમ પ્રાપ્ત કરવો અતિ કઠિન છે. આ સમસ્ત ભિન્નભિન્ન પ્રકારના પ્રેમમાંથી સંતાનપ્રેમ, પિતૃપ્રેમ, માતૃપ્રેમ આદિમાંથી આપણે પસાર થઇ રહ્યા છીએ. આપણે પ્રેમની શકિતનો ધીમેથી ઉપયોગ કરીએ છીએ; પરંતુ આપણામાંના ઘણા કદી પણ તે દ્વારા કાંઇ બોધ લેતા નથી. આપણે એક ક્રમને, એક વ્યક્તિને વળગી રહીએ છીએ કેટલાક માણસો આ બંધનમાંથી બહાર નીકળે છે. મનુષ્યો આ જગતમાં હમેશાં કામિની, કાંચન અને કીર્તિની પાછળ દોડ્યા કરે છે. કેટલીક વાર તેમનાં મસ્તક પર અતિ સખ્ત પ્રહાર થાય છે અને વસ્તુતઃ આ જગત શું છે તેની તેમને પ્રતીતિ થાય છે. આ જગતમાં કોઇ માણસ વસ્તુતઃ ઇશ્વર વ્યતિરિક્ત કોઇ વસ્તુને ચાહી શકતો નથી. મનુષ્યને પ્રતીત થાય છે કે, માનવપ્રેમ સંપૂર્ણતઃ પોકળ છે મનુષ્યો જો કે પ્રેમની વાતો કરે છે, તોપણ તેઓ પ્રેમ કરી શકતા નથી. પત્ની કહે છે કે, તે પોતાના પતિને ચાહે છે અને તેને ચુંબન કરે છે, પરંતુ તે મરણ પામે છે કે તરતજ તેની સંપત્તિ કેટલી છે અને બીજે દિવસે પોતે શું કરવું એજ વિચાર હોય

મનમાં પ્રથમ આવીને ઊભો રહે છે! પતિ પત્નીને ચાહે છે પરંતુ જ્યારે તે રોગગ્રસ્ત થાય છે અને પોતાનું સૌંદર્ય ગુમાવી દે છે અથવા વંઠી જાય છે, કિંવા ભૂલ કરે છે, ત્યારે તે તેની સ્પૃહા કરતો બંધ પડે છે. આ પ્રમાણે સમગ્ર સાંસારિક પ્રેમ ઠગાઇ ભરેલો અને પોકળ છે.

નાશવંત પદાર્થ પર પ્રેમ થઇ શકતો નથી. જ્યારે મનુષ્યના પ્રેમનો વિષય પ્રતિ ક્ષણ મરણ પામતો હોય અને જ્યારે તેનું મન પણ તેના વિકાસની સાથે નિરંતર પરિવર્તિત થયા કરતું હોય, ત્યારે તમે જગતમાં શાશ્વત પ્રેમની પ્રાપ્તિની આશા શી રીતે રાખી શકો? ઇશ્વરપ્રેમ વ્યતિરિક્ત કોઇ પણ સત્ય પ્રેમ હોઇ શકે નહિ; તો પછી આ સર્વ પ્રેમોની ઉત્પત્તિ શા માટે થઇ? એ માત્ર ક્રમો છે. આપણી પાછળ એક શક્તિ રહેલી છે જે આપણને આગળ ધકેલે છે. સત્ય વસ્તુ ક્યાં રહેલી છે તે આપણે જાણતા નથી; પરંતુ આ પ્રેમ આપણને તેની શોધ કરવાને આગળ હડસેલે છે. પુનઃ પુનઃ આપણને આપણા ભ્રમની પ્રતીતિ થાય છે. આપણે કોઇક વસ્તુને ગ્રહણ કરીએ છીએ અને આપણને પ્રતીત થાય છે કે, તે આપણી આંગળીઓમાંથી સરી જાય છે. વળી ત્યાર પછી આપણે કોઇક અન્ય વસ્તુને ગ્રહણ કરીએ છીએ. આ પ્રકારે આપણે આગળ અને આગળ વધતા જઇએ છીએ અને અંતે આપણને પ્રકાશનું દર્શન થાય છે. ઇશ્વર કે જે પ્રેમસ્વરૂપજ છે, તેની પાસે આપણે આવીએ છીએ. તેના પ્રેમમાં કાંઇ પણ પરિવર્તન થતું નથી અને તે હમેશાં આપણો સત્કાર કરવાને તત્પર હોય છે. જો હું તમને હાનિ કરૂં તો તમારામાંનો કોઇ પણ કેટલા સમય પર્યંત મારૂં કુકૃત્ય સહન કરશે? જેના મનમાં લેશ પણ ક્રોધ, ધિક્કાર વા દ્વેષ નથી, જે કદી પણ પોતાની સમતાનો ભંગ થવા દેતો નથી અને જે કદી પણ

નથી વા જન્મતો નથી, તે ઇશ્વર વ્યતિરિક્ત કોણ છે? પરંતુ ઇશ્વરનો માર્ગ દીર્ઘ અને કઠિન છે અને ઘણા થોડા માણસો તેની પ્રાપ્તિ કરે છે. આપણે સર્વ પ્રયાસ કરનારાં બાળકો છીએ. લક્ષાવધિ માણસો તો ધર્મનો વેપારજ કરે છે. આ વાત સત્ય છે કે, એક શતાબ્દિમાં સમગ્ર જગતમાં આવા ભક્તો થોડા જન્મે છે; પરંતુ સર્વ જણે તે પ્રકારની ઇશ્વરભક્તિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. કદાચ તમે કે હું સાચા ભક્ત નીવડવાના હોઇએ તેની કોને ખબર છે? માટે આપણે પ્રયાસ કરવો જોઇએ. આપણે કહીએ છીએ કે એક પત્ની તેના પતિને ચાહે છે. તે ધારે છે કે તેનો સમગ્ર આત્મા તેનામાં નિમગ્ન થયો છે; એક સંતાનની પ્રાપ્તિ થાય છે અને તેનો અર્ધો ભાગ કિંવા તેથી વિશેષ તે સંતાન પ્રતિ જાય છે. સ્વયં તે બાઇને પ્રતીત થશે કે તે હવે પૂર્વવત્ પતિને ચાહતી નથી. પિતાના સંબંધમાં પણ આમજ બને છે. આપણને હમેશાં પ્રતીત થાય છે કે આપણને જ્યારે પ્રેમના વિશેષ સારા વિષયો પ્રાપ્ત થાય, ત્યારે આપણો પૂર્વીય પ્રેમ ધીમે ધીમે અદૃશ્ય થઈ જાય છે. શાળામાં અભ્યાસ કરતાં બાળકો ધારે છે કે તેમના કેટલાક સહાધ્યાયીઓ તેમના જીવનના પ્રિયમાં પ્રિય મિત્રો છે અથવા તેમનાં માતાપિતા તેમને સૌથી વિશેષ પ્રિય છે. ત્યાર પછી તેઓ પતિ અથવા પત્ની બને છે અને તરતજ જૂની લાગણી અદૃશ્ય થઇ જાય છે અને નવીન પ્રેમ સૌથી વિશેષ પ્રબલ બને છે. એક નક્ષત્રનો ઉદય થાય છે, પછી તે કરતાં મોટું એવું બીજું નક્ષત્ર ઉદિત થાય છે અને ત્યારપછી તેથી પણ મોટા નક્ષત્રનો ઉદય થાય છે અને અંતે સૂર્યનો પણ ઉદય થાય છે; અને તે સાથેજ સમસ્ત મંદ પ્રકાશવાળા ગ્રહો અદૃશ્ય થઇ જાય છે. તે સૂર્ય ઇશ્વર છે. નક્ષત્રો એ નાના નાના પ્રેમો છે. મનુષ્ય જ્યારે આ સૂર્યપ્રકાશ જુએ છે, ત્યારે તે ઉન્મત્ત બની

જાય છે. એમર્સન જેને "ઈશ્વરોન્મત્ત મનુષ્ય (એ ગૉડ-ઈન્ટૉક્સિકેટેડ મૅન)" કહે છે તેવો તે પોતે બની જાય છે. મનુષ્ય પરિવર્તન થઈને ઈશ્વિરસ્વરૂપ બની જાય છે. તે પ્રેમસાગરમાં પ્રત્યેક વસ્તુ ડૂબી જાય છે. સાધારણ પ્રેમ એ કેવળ પાશવ આકર્ષણ છે. અન્યથા નરનારી વચ્ચે ભેદ શા માટે હોય? જો એક માણસ એક પ્રતિમાની આગળ સાષ્ટાંગ દંડવત્ કરે, તો તેને ભયંકર મૂર્તિપૂજક માનવામાં આવે છે, પરંતુ એક માણસ જો પતિ અથવા પત્નીની આગળ સાષ્ટાંગ દંડવત્ કરે, તો તે પ્રત્યે કાંઇ વાંધો લેવામાં આવતો નથી!

જગત આપણી સમક્ષ પ્રેમના ઘણા ક્રમો રજૂ કરે છે. આપણે પ્રથમ ભૂમિ સાફ કરવાની હોય છે. જીવનના આપણા દૃષ્ટિબિંદુની ઉપર પ્રેમનો સમગ્ર સિદ્ધાંત અવલંબિત રહેશે. ઇહલોક એજ આપણા જીવનનું લક્ષ્ય છે એમ ધારવું એ પશુતા અને પતિતપણાનું ચિહ્‌ન છે એવા વિચાર સહિત જીવનનો પ્રારંભ કરનાર કોઇ પણ માણસ પોતાની અધોગતિ કરે છે. તે હમેશાં ઇંદ્રિયોનો દાસ બની રહેશે. જેના દ્વારા તેને ખાવાને થોડા રોટલા મળે એવા ડૉલર પ્રાપ્ત કરવાને માટેજ તે મહેનત કર્યા કરશે. આ પ્રકારનું જીવન વ્યતીત કરવા કરતાં તો મરણ બહેતર છે. સંસાર-વ્યવહારના દાસો! ઇંદ્રિયોના ગુલામો! જાગૃત થાઓ. આ ઇંદ્રિયમય જીવન કરતાં ઉચ્ચતર એવી કોઇક વસ્તુ રહેલી છે શું તમે એમ ધારો છો કે, મનુષ્ય-અનંત આત્મા તેની આંખોનો, તેના નાકનો અને તેના કાનોનો દાસ બનવાને માટેજ જન્મ્યો છે? પાછળ એક અનંત સર્વજ્ઞ આત્મા રહેલો છે, જે પ્રત્યેક કાર્ય કરી શકે છે અને પ્રત્યેક બંધન તોડી શકે છે. તે આત્મા આપણે પોતેજ છીએ અને આપણને તે શક્તિ પ્રેમદ્વારા પ્રાપ્ત થાય છે. આ વાત આપણે સ્મરણમાં રાખવી.

જોઇએ કે આ આદર્શ છે. અલબત, આપણે તે એક દિવસમાં પ્રાપ્ત કરી શકતા નથી. તે આપણને પ્રાપ્ત થયો છે એવી કલ્પના આપણે ભલે કરીએ, પરંતુ તે અંતે કલ્પનાજ છે. તે દૂર, અતિ દૂર રહેલો છે. મનુષ્ય જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાંજ આપણે તેને ગ્રહણ કરવો જોઇએ. મનુષ્યો ભૌતિક વસ્તુઓમાં રચીપચી રહેલા છે. તમે અને હું ભૌતિકવાદીઓ છીએ. આપણે ઈશ્વર અને આત્મા વિષે ચર્ચા કરીએ છીએ, એ સારી વાત છે; પરંતુ એવી ચર્ચા કરવી એ કેવળ આપણા સમાજનો રિવાજ છે. આપણે તે પોપટની પેઠે શીખ્યા છીએ અને પોપટની પેઠે બોલીએ છીએ. આપણે ભૌતિક સ્થિતિમાં રહેવું જોઇએ, ભૌતિક પદાર્થોની સહાય લેવી જોઇએ અને ધીમે ધીમે પ્રગતિ કરી અંતે ખરા અધ્યાત્મજ્ઞાની બનવું જોઈએ. આપણે આત્મા છીએ એમ માનવું જોઇએ, આત્માને ઓળખવો જોઇએ અને એવી પ્રતીતિ કરવી જોઇએ કે આ જગત કે જેને આપણે અનંત કહીએ છીએ, તે તો માત્ર તેનું સ્થૂલ બાહ્યસ્વરૂપજ છે.

વળી તે સિવાય પણ કોઇક વસ્તુની આવશ્યકતા છે. પર્વત પરના બોધમાં તમે વાંચો છો કે, “ માગો અને તમને આપવામાં આવશે, શોધો અને તમને જડશે, ખખડાવો અને તમારે માટે ઉઘાડવામાં આવશે. ” પરંતુ મુશ્કેલી એ છે કે શોધે કોણ, માગે કોણ ? આપણે સર્વ કહીએ છીએ કે, આપણે ઈશ્વરને ઓળખીએ છીએ. એક માણસ ઈશ્વરનું અસ્તિત્વજ નથી એમ સિદ્ધ કરવાને એક ગ્રંથ લખે છે અને બીજો તેનું અસ્તિત્વ છે એમ સિદ્ધ કરવાને ગ્રંથ લખે છે. એક માણસ ધારે છે કે તેનું અસ્તિત્વ સિદ્ધ કરવું એજ તેનો ધર્મ છે અને બીજો માણસ માને છે કે તેનું અસ્તિત્વ અપ્રમાણિત કરવું એજ તેનું કર્તવ્ય છે. ઈશ્વર છેજ નહિ એવો બોધ તે આપનો ફરે છે; પરંતુ ઈશ્વર

હો વા ન હો, તેની સાથે ઘણા લોકોને સંબંધજ હોતો નથી. લોકોનો મોટો ભાગ તો યંત્રવત્ કામ કરે છે. તેમને ઇશ્વરનો લેશ પણ વિચાર હોતો નથી અને તેની આવશ્યકતા પણ જણાતી નથી. ત્યાર પછી એક દિવસ મૃત્યુ આવે છે અને "ચાલો" એમ કહીને આમંત્રણ કરે છે. મનુષ્ય કહે છેઃ "લગાર થોભો, મને થોડા વિશેષ સમયની અપેક્ષા છે; મને મારા પુત્રને મોટો વધારે મોટો થયેલો જોવાની અપેક્ષા છે!" પરંતુ મૃત્યુ કહે છેઃ "એકદમ ચાલો." આવો વ્યવહાર છે. બિચારા રંક મનુષ્યને જવુંજ પડે છે. આપણે તે રંક મનુષ્યને શું કહીશું? તેને કદી પણ પરમાત્માની પ્રતીતિ થઇ નથી. ગત જન્મમાં તે કદાચ ડુક્કર હશે અને તેના કરતાં હાલ મનુષ્ય તરીકે તે અધિક સારી સ્થિતિમાં છે. પરંતુ કેટલાક માણસો લગાર વધારે જાગૃત હોય છે. જ્યારે કોઇક દુઃખ આવી પડે છે; આપણું કોઇક પ્રિયમાં પ્રિય મનુષ્ય મરણ પામે છે; જેને આપણે આપણો સમગ્ર આત્મા અર્પણ કર્યો હોય, જેને માટે આપણે સમગ્ર જગતને છેતર્યું હોય એવું આપણું સ્વજન મૃત્યુ પામે છે અને આપણને સખ્ત આઘાત થાય છે, ત્યારે આપણા આત્મામાંથી ધ્વનિ નીકળે છેઃ "આની પછી શું?" ઘણા માણસો જ્યારે તેમના હાથમાંથી કોઇક વસ્તુ સરકી જાય છે ત્યારે કહે છે કે, "હવે પછી શું?" તમે સાંભળ્યું છે કે ડૂબતો માણસ તણખલાને પકડે છે. મનુષ્ય પણ પ્રથમ તણખલાનેજ વળગે છે અને જ્યારે તેને નિષ્ફળતા પ્રાપ્ત થાય છે, ત્યારે તે કહે છે કે, કોઇકે તેને સહાય કરવી જોઇએ. લોકોને ઉચ્ચતર વસ્તુઓ પ્રાપ્ત થાય તે પૂર્વે તેમણે ભૌતિક વસ્તુઓને વળગી રહેવુંજ જોઇએ.

ભક્તિ એ ધર્મ છે. ઘણા માણસો ધાર્મિક હોતા નથી. પ્રત્યેક દેશમાં થોડાકજ લોકો ધાર્મિક હોઇ શકે છે અને હોય

છે. અન્ય લોકો ધાર્મિક બની શકતા નથી; કારણકે તેઓ જાગૃત થતા નથી અને જાગૃત થવા માગતા નથી. ઈશ્વરની અપેક્ષા રાખવી એ મુખ્ય વાત છે. આપણે ઈશ્વર વ્યતિરિક્ત પ્રત્યેક વસ્તુની અપેક્ષા રાખીએ છીએ, કારણકે આપણી સાધારણ આ-વશ્યકતાઓ બાહ્યજગતદ્વારા પૂરી પડે છે. જ્યારે આપણી આવશ્યકતાઓ બાહ્યજગતથી આગળ જાય છે, ત્યારેજ માત્ર આપણે આંતરજગતદ્વારા, ઈશ્વરદ્વારા તેમની પૂર્તિ થાય એવી અપેક્ષા રાખીએ છીએ. જેમ બને તેમ શીઘ્ર સંસારના બચ્ચે-બાલેકા ખેલનો નિવેડો આણો, એટલે પછી તમને સંસારથી અતીત એવી કોઇક વસ્તુની આવશ્યકતા પ્રતીત થશે અને તમને ધર્મનો પ્રથમ ક્રમ હસ્તગત થશે.

ધર્મનો એક પ્રકાર ઔપચારિક છે. મારી સાથે મિત્રતા ધરાવનાર એક બાઇના દીવાનખાનામાં પુષ્કળ સરસામાન છે. જાપાની વાઝ રાખવાનો રિવાજ છે, માટે તેના હજાર ડૉલર આપવા પડે, તોપણ મારે તે રાખવુંજ જોઇએ, તેની પેઠે હું લગાર ધાર્મિક પણ બનીશ અને એક પંથમાં જોડાઇશ ! પરંતુ ભક્તિ આવા માણસોને માટે નથી. ઔપચારિક ધર્મ એ કાંઇ "આવશ્યકતા" નથી. "આવશ્યકતા" તે છે કે જેના વિના આપણે જીવી શકતા નથી. આપણને શ્વાસની આવશ્યકતા છે, આહારની આવશ્યકતા છે, વસ્ત્રની આવશ્યકતા છે; કેમકે તેના વિના આપણે જીવી શકતા નથી. આ જગતમાં જ્યારે એક પુરુષ એક સ્ત્રીને ચાહે છે, ત્યારે કેટલી વાર તેને લાગે છે કે તેના વિના પોતે જીવી શકશે નહિ; જો કે તે ભ્રમ છે. જ્યારે પતિ મરણ પામે છે ત્યારે પત્નીને લાગે છે કે તે તેના વિના જીવી શકશે નહિ; પરંતુ તે છતાં તે જીવે છે. આવશ્યકતાનું રહસ્ય એ છે કે તેના વિના આપણે જીવી શકતા નથી. તે આપણને પ્રાપ્ત થવી

જોઇએ. જો તેમ નહિ થાય તો આપણું મૃત્યુ થશે. જ્યારે આપણુને ઈશ્વરના સંબંધમાં પણ એમજ લાગે અથવા પર્યાયમાં કહીએ તો જ્યારે આપણુને આ જગતથી પર એવી કોઇક વસ્તુની અનિવાર્ય આવશ્યકતા જણાય ત્યારેજ આપણે ખરા ભક્ત બની શકીએ. જ્યારે એક ક્ષણુપર્યંત અભ્ર ખસી જાય અને આપણુને એક વાર અતીતનું દર્શન થાય અને તે ક્ષણુપર્યંત આ સમસ્ત નિકૃષ્ટ ઇચ્છાઓ મહાસાગરમાં એક બિંદુ સમાન જણાય, ત્યારે આપણાં ક્ષુલ્લક જીવનો શા હિસાબમાં રહે? ત્યારે આત્મા વિકાસ પામે છે, તેને ઈશ્વરની અપેક્ષા જણાય છે અને તે તેને અવશ્ય પ્રાપ્ત થાય છે.

પ્રથમ ક્રમ એ છે કે આપણુને શાની અપેક્ષા છે? આ પ્રશ્ન આપણે પ્રતિદિન પૂછવો જોઇએ. આપણુને ઇશ્વરની અપેક્ષા છે? જે ઇશ્વરની આકાંક્ષા રાખે છે, તેનેજ ઈશ્વરનો પ્રેમ પ્રાપ્ત થાય છે–તેનેજ ઇશ્વર પ્રાપ્ત થાય છે. પ્રેમ હમેશાં પારસ્પરિક હોય છે. તે હમેશાં પ્રતિબિંબિત થાય છે. તમે મને ધિક્કારતા હો અને જો હું તમારા પર પ્રેમ કરવા જાઉં, તો તમે મને પાછો હઠાવો. પરંતુ જો મારો આગ્રહજ હોય તો એકાદ મહિનામાં કિંવા એકાદ વર્ષમાં તમે મને અવશ્ય ચાહશોજ. આ એક સુપ્રસિદ્ધ માનસિક ઘટના છે. પ્રેમી પત્ની જે પ્રકારે પોતાના સ્વર્ગસ્થ પતિનું સ્મરણ કરે છે, તેવાજ પ્રેમથી આપણે ઈશ્વરની આકાંક્ષા રાખવી જોઇએ અને ત્યારેજ તે આપણુને પ્રાપ્ત થશે. કહ્યું છે કે, "પોથા પઢ પઢ સબ મુએ, પંડિત ભયા ન કોય; અઢાઈ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય." માણસ ઐહિક કામનાઓને ખાતર ગમે તેટલી ભાષાઓ અને શાસ્ત્રો ભણે, પરંતુ ખરેખરો પંડિત તો તેજ બને છે કે જે પ્રેમના અઢી અક્ષર ખરા અર્થમાં ભણે છે. માટે આપણુને તે પ્રેમરૂપ ઈશ્વરની આકાંક્ષા પ્રાપ્ત કરવાની આવ-

શ્યકતા છે. આપણે પ્રતિદિન એવો પ્રશ્ન કરવો જોઇએ કે આપણે ઈશ્વરની અપેક્ષા રાખીએ છીએ. જ્યારે આપણે ધર્મ સંબંધી વાતો કરવા માંડીએ છીએ અને વિશેષતઃ જ્યારે આપણે ઉચ્ચ પદ ગ્રહણ કરીએ છીએ અને અન્યોને બોધ આપવાને પ્રવૃત્ત થઇએ છીએ, ત્યારે આપણે આપણી જાતને એજ પ્રશ્ન પૂછવો જોઇએ. ઘણી વાર મને પ્રતીત થાય છે કે મને ઇશ્વરની અપેક્ષા નથી, મને રોટલાની વિશેષ અપેક્ષા છે. જો મને રોટલાનો એક કટકો ન મળે, તો હું ઉન્મત્ત થઈ જાઉં.

ઘણી સ્ત્રીઓ એવી હોય છે કે તેમને જો હીરાની ટાંચણી ન મળે તો તેઓ ગાંડી થઈ જાય; પરંતુ તેઓ ઇશ્વર માટે તેવી આકાંક્ષા ધરાવતી નથી. જગતમાં જે કેવળ એકજ સત્ય વસ્તુ છે તેને તેઓ ઓળખતી નથી. અમારી ભાષામાં એક એવી કહેવત છે કે, "મારવો તો હાથી અને લૂંટવો તો રાજભંડાર." ભિક્ષુકોને લૂંટવાથી અથવા કીડીઓને મારવાથી શો લાભ? માટે તમે પણ જો પ્રેમજ કરવા માગતા હો, તો પછી ઇશ્વર પર પ્રેમ કરો. આ પાર્થિવ પદાર્થો પાછળજ જીવન બરબાદ ન કરો. આ જગત સંપૂર્ણતઃ મિથ્યા છે. જગતના સમસ્ત મહાન આચાર્યોને આ વાતની પ્રતીતિ થઇ છે. ઇશ્વર સિવાય એમાંથી આપણો ઉદ્ધાર કરે એવું કોઇ નથી. તેજ આપણા જીવનનું લક્ષ્ય હોવું જોઇએ. સંસાર આપણા જીવનનું લક્ષ્ય હોવાના સમસ્ત વિચારો હાનિકારક છે. આ સંસાર, આ શરીર–તેમની પોતાની ભૂમિકામાં કિંમતી છે; પરંતુ તેમની કિંમત ગૌણ છે. સાધ્યના સાધન તરીકેજ તેઓ કિંમતી છે. સંસાર એ આપણું સાધન હોવું જોઇએ. દુર્ભાગ્યવશાત ઘણી વાર આપણે સંસારનેજ સાધ્ય અને ઈશ્વરને સાધન બનાવીએ છીએ! લોકોને આપણે દેવાલયમાં જતાં અને એવી પ્રાર્થના કરતાં જોઇએ છીએ કે, પ્રભુ મને ફલાણી ફલાણી

વસ્તુઓ આપો; પ્રભુ મારો રોગ નિવૃત્ત કરો. તેમને સુંદર નીરોગી શરીરની અપેક્ષા હોય છે અને કોઇક તેમને તેવું શરીર આપશે એમ તેઓ સાંભળે છે; તેથી તેઓ તેની પાસે જાય છે અને તેને પ્રાર્થના કરે છે! ધર્મ સંબંધી આવો વિચાર ધરાવવા કરતાં નાસ્તિક બનવું સારૂં છે. મેં તમને જણાવ્યું તે પ્રમાણે પ્રભુભક્તિજ આપણો ઉચ્ચતમ આદર્શ બની શકે તેમ છે. આપણે પ્રભુનેજ આપણો ઉચ્ચતમ આદર્શ બનાવવો જોઇએ. આપણી ઇંદ્રિયોનું લક્ષ્ય તેમ કરીને ઉચ્ચતમ બનાવવું જોઇએ.

## અધ્યાત્મજ્ઞાનનો આચાર્ય

પ્રત્યેક આત્મા સંપૂર્ણ બનવાને સરજાયેલો છે અને પ્રત્યેક પ્રાણી અંતે તે સ્થિતિને પ્રાપ્ત થશે. હમણાં આપણે જે સ્થિતિમાં છીએ તે આપણાં ગતકર્મો અને વિચારોનું પરિણામ છે. ભવિષ્યમાં આપણી જે સ્થિતિ થશે તે આપણાં વર્તમાનકર્મો અને વિચારોનું પરિણામ હશે. પરંતુ આ વસ્તુસ્થિતિ આપણને બહારની સહાય લેતાં અટકાવતી નથી. બહારની સહાયથી આત્માની શક્તિઓને હમેશાં વધારે ગતિ મળે છે અને તે એટલી હદ સુધી કે જગતમાં ઘણા દાખલાઓમાં તો બહારની મદદ લગભગ પૂરેપૂરી આવશ્યક હોય છે. કેટલીક વાર બહારથી જે શીઘ્રતાદાયક અસર આવે છે, તે આપણી પોતાની શક્તિઓને પ્રભાવિત કરીને આપણા વિકાસનો પ્રારંભ કરાવે છે. આપણને તેથી આધ્યાત્મિક જીવન પ્રાપ્ત થાય છે અને મનુષ્ય અંતે પવિત્ર અને પૂર્ણ બને છે. આ શીઘ્રતાદાયક બહારની સહાયતાથી મળનારૂં બળ આપણને ગ્રંથોમાંથી પ્રાપ્ત થઇ શકતું નથી. આત્માને માત્ર અન્ય આત્મા તરફથીજ બળ મળી શકે છે અને ઇતર કોઇ પણ વસ્તુમાંથી મળી શકતું નથી. ભલેને આપણે મરણપર્યંત ગ્રંથોનો અભ્યાસ કર્યો કરીએ, આપણે બહુ બુદ્ધિમાન બનીએ,

પરંતુ અંતે આપણને પ્રતીત થશે કે આધ્યાત્મિક વિષયમાં આપણો લેશ પણ વિકાસ થયો નથી. ઉચ્ચ પ્રકારનો માનસિક વિકાસ એ ઘણાખરા દાખલાઓમાં અન્યપક્ષે ઉચ્ચ આધ્યાત્મિક વિકાસ હોતો નથી. પ્રાયઃ પ્રતિદિન એવા દાખલાઓ આપણા જોવામાં આવે છે કે જેમાં આત્માના ભોગેજ બુદ્ધિનો ઉચ્ચ પ્રકારનો વિકાસ થયેલો હોય છે.

આજ કારણથી ઘણા માણસો આધ્યાત્મિક વિષયો પર અત્યંત અદ્ભુત રીતે બોલી શકે છે, પરંતુ કૃતિનો સમય આવતાં અતિ શોકજનક રીતે કર્તવ્યવિમુખ બની જાય છે. આનું કારણ એ છે કે, ગ્રંથો આપણને તે બળ આપી શકતા નથી. આત્માને શીઘ્ર ગતિ આપવાને માટે તે બળ અન્ય આત્મામાંથી આવવું જોઇએ. જે આત્મામાંથી આ બળ આવે છે તે ગુરુ–આચાર્ય કહેવાય છે અને જે આત્માને તે બળ મળે છે તે શિષ્ય કહેવાય છે. પ્રથમ તો આ બળ અન્ય આત્માને આપવાને માટે ગુરુમાં તે બળ અન્ય આત્મામાં દાખલ કરવાની શક્તિ હોવી જોઇએ અને બીજું શિષ્ય તે ગ્રહણ કરવાને લાયક હોવો જોઇએ. બીજ હમેશાં જીવંત હોવું જોઇએ અને ક્ષેત્ર ખેડાઈને તૈયાર હોવું જોઇએ. જ્યારે આ ઉભય શરતો પરિપૂર્ણ થાય છે, ત્યારેજ ધર્મનો અદ્ભુત વિકાસ થાય છે. "ધર્મનો વક્તા અદ્ભુત હોવો જોઈએ અને શ્રોતા પણ તેવોજ હોવો જોઇએ." જ્યારે આ ઉભય અદ્ભુત અને અસાધારણ હોય ત્યારે આત્મિક વિકાસ પણ અદ્ભુત અને અસામાન્યજ થાય છે. ખરા ગુરુ અને ખરા શિષ્ય સિવાયના બીજાઓ તો માત્ર અધ્યાત્મજ્ઞાનની સાથે રમતજ રમે છે. તેઓ સહેજ માનસિક પ્રયાસ કરે છે, લગાર જિજ્ઞાસા પરિતૃપ્ત કરે છે; પરંતુ ખરૂં જોતાં તો તેઓ માત્ર ધર્મની બાહ્ય–ઉપલક મર્યાદા પર ઊભેલાં હોય છે. અલબત, આમ છતાં પણ તેમને કાંઇક કિંમત તો છેજ;

કેમકે સત્યધર્મની પિપાસા આમ કરતે કરતે પણ વખત જતાં પ્રાપ્ત થાય છે. આ એક પ્રકૃતિનો ગુહ્ય નિયમ છે કે ક્ષેત્ર તૈયાર થાય છે કે તરતજ બીજ અવશ્ય આવે છે. આત્માને ધર્મની આવશ્યકતા બરાબર પ્રતીત થાય છે કે ધાર્મિક બળ આપનાર અવશ્ય મળીજ આવે છે. જ્યારે ગ્રાહક આત્મામાં આકર્ષણ-શક્તિ પૂર્ણ અને પકવ બની હોય, ત્યારે તે આકર્ષણને પ્રત્યુત્તર આપનાર શકિત પણ તેને મળી આવવીજ જોઇએ.

વળી માર્ગમાં મોટા ભયો રહેલા છે. ગ્રાહક આત્મા ભ્રમથી ક્ષણિક લાગણીને સત્ય ધાર્મિક જિજ્ઞાસા માની બેસે એવો ભય રહેલો હોય છે. આપણને આપણી જાતમાં આ વાતની પ્રતીતિ થાય છે. આપણા જીવનમાં ઘણી વાર એમ બને છે કે આપણું કોઈક પ્રિય સ્વજન મરણ પામે છે; આપણને એક ક્ષણપર્યંત આઘાત થાય છે; આપણે ધારીએ છીએ કે આ જગત આપણી આંગળીઓ વચ્ચેથી સરી જાય છે અને આપણને કોઇક ઉચ્ચતર વસ્તુની અપેક્ષા છે અને હવે તો આપણે બસ ધાર્મિકજ બનીશું; પરંતુ થોડા દિવસોમાં તે તરંગ પસાર થઇ જાય છે અને આપણે જયાંના ત્યાંજ રહી જઇએ છીએ ! ઘણી વાર આપણે ભ્રમથી આવી વૃત્તિઓને સત્ય ધર્મપિપાસા માની લઇએ છીએ; પરંતુ જ્યાં-સુધી આવી ક્ષણિક લાગણીઓના સંબંધમાં ભૂલ કરવામાં આવે છે, ત્યાંસુધી આત્માની સતત, સત્ય આવશ્યકતા ઉત્પન્ન થતી નથી અને આપણને યોગ્ય ગુરુ પ્રાપ્ત થતો નથી.

એટલા માટે જ્યારે આપણને સત્યની પ્રાપ્તિ થઇ નથી અને આપણને તેની ઘણી આવશ્યકતા છે એવી ફરિયાદ આપણે કરીએ, ત્યારે આપણું પ્રથમ કર્તવ્ય ફરિયાદ કરવાને બદલે આપણા પોતાના આત્મામાં દૃષ્ટિપાત કરવો અને આપણને વસ્તુતઃ તેની આવશ્યકતા છે કે નહિ તે ખોળી કાઢવું એ હોવું જોઇએ. પુષ્કળ

દાખલાઓમાં આપણને પ્રતીત થશે કે આપણે બરાબર લાયકજ નથી; આપણને આવશ્યકતા નથી અને આપણામાં ધર્મપિપાસાજ જોઇએ તેવી નથી.

આચાર્યને માટે એથી પણ વિશેષ મુશ્કેલીઓ છે. ઘણા લોકો એવા હોય છે કે તેઓ જો કે અજ્ઞાનમાં નિમગ્ન હોય છે, તોપણ તેઓ પોતાના હૃદયમાં રહેલા અભિમાનથી ધારે છે કે તેઓ પ્રત્યેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. વળી તેઓ એટલેથીજ અટકતા નથી; પરંતુ અન્યોને પણ પોતાના સ્કંધ પર લેવાને તત્પર થાય છે અને આ પ્રકારે "અંધ અંધને દોરવતા હોવાથી ઉભય ખાડામાં પડે છે." કહ્યું છે કે—

"ગુરુ લોભી શિષ્ય લાલચી, દોનોં ખેલે દાવ;
દોનોં બૂડે બાપડે, ચડ પથ્થરકી નાવ."

જગત આવા માણસોથી ભરપૂર છે. પ્રત્યેક જણ ગુરુ બનવા માગે છે! પ્રત્યેક ભિક્ષુક દસ લાખ ડૉલરનું દાન કરવા માગે છે! જે પ્રકારે આવા ભિક્ષુકો ઉપહાસપાત્ર છે તે પ્રકારે આવા ગુરુઓ પણ ઉપહાસપાત્રજ છે.

ત્યારે આપણે ગુરુને ઓળખવો કેવી રીતે? સૂર્યને દૃષ્ટિગોચર કરવાને માટે કાંઇ મશાલ કે મીણબત્તી આપણે સળગાવતા નથી. જ્યારે સૂર્યોદય થાય છે, ત્યારે આપણે આપોઆપજ તેના ઉદયથી જ્ઞાત થઇએ છીએ અને જ્યારે જગતનો એક મહાન આચાર્ય આપણને સહાય કરવાને ખડો થાય છે, ત્યારે આત્મા આપોઆપજ જાણી જાય છે કે તેને સત્યની પ્રતીતિ થઇ છે. સત્ય તેનાં પોતાનાં પ્રમાણો પરજ સ્થિત હોય છે. તેને સિદ્ધ કરવાને માટે કોઇ અંતર પ્રમાણની આવશ્યકતા હોતી નથી; તે સ્વયંપ્રકાશિત હોય છે તે આપણી પ્રકૃતિના ઊંડામાં ઊંડા ભાગ-

માં પ્રવેશ કરી જાય છે અને સમગ્ર વિશ્વ ઊભું થાય છે અને કહે છે કે, " આ સત્ય છે "

આ તો મહાન આચાર્યોની વાત થઇ; પરંતુ આપણે નાના આચાર્યોની તરફથી પણ સારી પેઠે મદદ મેળવી શકીએ છીએ. આપણા એવા મદદગારની ચોક્કસ તુલના કરવા માટે આપણે પૂરતી પ્રેરણાબુદ્ધિ નહિ ધરાવતા હોવાથી કેટલીક કસોટીઓની અપેક્ષા રહે છે. શિષ્યને માટે આવશ્યક શરતો આંતરબાહ્ય પવિત્રતા, સત્ય જ્ઞાનની પિપાસા અને ખંત છે. અપવિત્ર આત્મા કાંઇ બીજાની સહાયથી ધાર્મિક બની શકતો નથી. આ એક મહાન શરત છે. પ્રત્યેક પ્રકારની વિશુદ્ધતા સંપૂર્ણતઃ આવશ્યક છે. બીજી શરત સત્ય જ્ઞાનની પિપાસા છે. આપણને જેની અપેક્ષા હોય તેજ આપણને પ્રાપ્ત થાય છે—એ એક પ્રાચીન સનાતન નિયમ છે. જે માગે છે તેને મળે છે. ધર્મની અપેક્ષા જાગવી એ સરલ નથી. આપણે હમેશાં આ વાત ભૂલી જઇએ છીએ કે વાતો સાંભળવી, પુસ્તકોનું પરિશીલન કરવું એજ ધર્મ નથી; પરંતુ જ્યાંસુધી સફળતા પ્રાપ્ત થાય ત્યાંસુધી નિરંતર વિગ્રહ કર્યા કરવો, આપણી પોતાની પ્રકૃતિની સાથે યુદ્ધ કરવું, સતત લડાઇ કરવી એ ધર્મ છે. એ કાંઇ એકાદબે દિવસો કે મહિનાઓ કે વરસોનો પ્રશ્ન નથી. તે તમને હમણાંજ પ્રાપ્ત થાય અથવા તો શતાવધિ જીવનો પછી પ્રાપ્ત થાય, તેને માટે આપણે તત્પર રહેવું જોઇએ. જે શિષ્ય આવી વૃત્તિથી પ્રારંભ કરે છે, તેને સફળતા અવશ્ય પ્રાપ્ત થાય છે.

ગુરુના સંબંધમાં પ્રથમ આપણે જોવું જોઇએ કે તે શાસ્ત્રોનું રહસ્ય જાણે છે કે નહિ ? સમગ્ર જગત શાસ્ત્રો, બાયબલો, વેદો, કુરાનો અને ઇતર ગ્રંથો વાંચે છે; પરંતુ તે માત્ર શબ્દો, બાહ્ય વ્યવસ્થા, શુદ્ધ વાક્યરચના, વ્યુત્પત્તિ અને ભાષા, અર્થાત્ ધર્મ-

નાં શુષ્ક અસ્થિઓ હોય છે. શબ્દો એ વસ્તુઓનાં માત્ર બાહ્ય સ્વરૂપો છે. જેઓ શબ્દોની સાથે આગ્રો વ્યવહાર રાખે છે અને મનને હમેશાં શબ્દપ્રવાહમાં તણાવા દે છે, તેઓ હાર્દને ગુમાવી દે છે; માટે શાસ્ત્રોનું હાર્દ સમજવાને ગુરુ શક્તિમાન હોવો જોઇએ. શબ્દજાલ એ એક વિશાળ અરણ્યવત્ છે; જેમાં મનુષ્યનું મન ભ્રમિત થઈ જાય છે અને તેને તેમાંથી બહાર નીકળવાનો માર્ગ જડતો નથી. શબ્દસંયોજનની ભિન્નભિન્ન પ્રણાલીઓ, સુંદર ભાષા બોલવાની ભિન્નભિન્ન શૈલીઓ, શાસ્ત્રોનાં સૂત્રો સમજાવવાની ભિન્નભિન્ન પદ્ધતિઓ, એ માત્ર પંડિતોના સુખ-સ્વાર્થને માટે છે. તેઓ પૂર્ણતા પ્રાપ્ત કરતા નથી, કેમકે તેઓ કેવલ પોતાનું પાંડિત્ય પ્રદર્શિત કરવાની અને કીર્તિ તેમજ ધન-ની અભિલાષાવાળા હોય છે. જગત તેમની પ્રશંસા કરે અને તેઓ વિદ્વાન છે એમ જાણે એમાં તેમને પોતાનો સર્વ સ્વાર્થ અને આદર્શ જણાયો હોય છે. જગતના મહાન આચાર્યો પૈકી કોઇએ પણ આ પ્રકારે સૂત્રોની ભિન્નભિન્ન વ્યાખ્યાઓ કરી નથી. તેઓ સૂત્રોને છિન્નવિચ્છિન્ન કરતા નથી. તેઓ એમ કહેતા નથી કે, " આ શબ્દનો આ અર્થ થાય છે અને આ તથા પેલા શબ્દ-ની વચ્ચે આ પ્રકારનો વાચિક સંબંધ છે. " તમે જગતના સમ-સ્ત મહાન આચાર્યોનો અભ્યાસ કરો અને તમને પ્રતીત થશે કે તેમાંનો કોઈ પણ તે માર્ગ ગ્રહણ કરતો નથી. તે છતાં તેમણે પોતાના ચારિત્ર્યથી અને વાણીથી અદ્ભુત અસર કરનારો બોધ આપ્યો છે; જ્યારે અન્યો કે જેઓ એ પ્રકારનો બોધ આપી શકતા નથી તેઓ એકાદ શબ્દ ગ્રહણ કરે છે અને તેના ધાતુ તથા ઉપયોગ વિષે એક ત્રણ ભાગોવાળું પોથું લખી મારે છે ! મારા ગુરુ કહેતા હતા તેમ જે માણસો આંબાવાડિયામાં જાય અને પાંદડાં ગણવાને તથા પાંદડાંનો રંગ, ડાંખળીઓનું કદ,

શાખાઓની સંખ્યા, ઇત્યાદિજ તપાસવાને મંડી પડે તેમના સંબંધમાં તમે શું ધારશો ? તેમાંનો એક કે જે માણસમાં કેરીઓ ખાવાને મંડી પડવાની બુદ્ધિ હતી, તેનેજ તમે વખાણશો. તેટલા માટે તમે પણ આ પાંદડાં અને શાખાઓ ગણ્યા કરવાનું તથા તેની નોંધ લેવાનું કામ અન્યોને માટે રહેવા દો. આ કામની તેના યોગ્ય સ્થાનમાં કિંમત નથી. માણસો કદી પણ આવા કામથી અધ્યાત્મજ્ઞાની બનતા નથી. એક પણ વાર મેં આવા "પાંદડાં ગણનારાઓ" માં દૃઢ અધ્યાત્મજ્ઞાની જોયો નથી. ધર્મ એ મનુષ્યનું ઉચ્ચતમ લક્ષ્ય છે, માહાત્મ્ય છે; પરંતુ એને "પાંદડાં ગણવાની" આવશ્યકતા પડતી નથી. જો તમે ખ્રિસ્તી બનવા માગતા હો, તો ક્રાઇસ્ટ જેરૂસલેમમાં જન્મ્યો હતો કે બેથલેહેમમાં જન્મ્યો હતો; અથવા કયી ચોક્કસ તારીખે તેણે પર્વત પરનો બોધ આપ્યો હતો; તે જાણવાની તમને આવશ્યકતા નથી. તમને માત્ર પર્વત પરના બોધની પ્રતીતિ થવાનીજ આવશ્યકતા છે. તે બોધ ક્યારે આપવામાં આવ્યો હતો, તે વિષે બેહજાર શબ્દો વાંચવાની આવશ્યકતા નથી. તે સર્વ પંડિતોના "પાંદડાં ગણવાના" આનંદને માટે છે. તેમને તે પ્રકારનો આનંદ લેવા દો. તે માટે "તથાસ્તુ" વદો અને આપણે તો માત્ર "કેરી ખાવા" સાથેજ કામ રાખો.

ગુરુના સંબંધમાં આવશ્યક એવી બીજી બાબત એ છે કે, તે નિષ્પાપ હોવો જોઇએ. ઇંગ્લેંડમાં મને એક વાર એક મિત્રે એવો પ્રશ્ન પૂછ્યો હતો: "આપણે ગુરુનું ચારિત્ર્ય શા માટે જોવું જોઇએ ? આપણે તો માત્ર તે જે કહે તેની તુલના કરવાની છે અને તે ગ્રહણ કરવાનું છે." પરંતુ આમ નથી. જો એક માણસ મને ગતિશાસ્ત્ર અથવા રસાયનશાસ્ત્ર કિંવા ઇતર કોઇ ભૌતિકશાસ્ત્ર વિષે કોઇ જ્ઞાન આપવા માગે, તો તેનું ચારિત્ર્ય ગમે-તેવું

હોય તેની કાંઇ પરવા નહિ. ગમે તેવા ચારિત્ર્ય સહિત તે ગતિ-શાસ્ત્ર અથવા ઇતર કોઇ ભૌતિકશાસ્ત્રનું શિક્ષણ તે આપી શકે; કારણકે ભૌતિકશાસ્ત્રોનું જ્ઞાન કેવળ માનસિક હોય છે અને તે માનસિક બળ ઉપર આધાર રાખે છે. આવા દાખલામાં એક મનુષ્યમાં પ્રચંડ માનસિક શક્તિ હોય છે; અને તેના હૃદયનો લેશ પણ વિકાસ થયેલો હોતો નથી; પરંતુ અધ્યાત્મજ્ઞાનની બાબતમાં આદિથી અંત પર્યંત જે આત્મા અપવિત્ર હોય છે; તેમાં કાંઈ પણ આધ્યાત્મિક પ્રકાશ હોઇ શકતો નથી. આવો આત્મા શું બોધ આપી શકશે? તે પોતેજ કાંઇ જાણતો નથી. પવિત્ર તો એ આધ્યાત્મિક સત્ય છે. "જે લોકો અંતઃકરણમાં પવિત્ર હોય તેમનાં અહોભાગ્ય સમજવાં; કારણકે તેઓ પ્રભુ-દર્શન કરશે." આ એકજ વાક્યમાં સર્વ ધર્મોનો સાર રહેલો છે જો તમે શીખ્યા હો કે ભૂતકાળમાં જે કહેવામાં આવ્યું છે અને ભવિષ્યમાં જે કહેવાવું શક્ય છે તે સર્વ તમે જાણ્યું છે, તો તમને ઇતર કોઇ વસ્તુની તપાસ કરવાની આવશ્યકતા નથી; કારણકે તે એકજ વાક્યમાં તમને સર્વ આવશ્યક વસ્તુ પ્રાપ્ત થઇ ગઇ છે. ઇતર સમસ્ત શાસ્ત્રો ગુમાઇ જાય, તોપણ તે વાક્ય જગતનો ઉદ્ધાર કરી શકશે. જ્યાંસુધી આત્મા પવિત્ર ન હોય, ત્યાંસુધી કદી પણ ઇશ્વરદર્શન, અતીતનું દર્શન થઇ શકતું નથી; એટલા માટે અધ્યાત્મજ્ઞાનના આચાર્યના સંબંધમાં પવિત્રતા એ એક અનિવાર્ય વસ્તુ છે. આપણે પ્રથમ તે કોણ છે તે જોવું જોઇએ અને ત્યાર પછી તે શું કહે છે તે જોવું જોઇએ. ભૌતિક-શાસ્ત્રોના શિક્ષકોના સંબંધમાં આમ નથી. તેમના સંબંધમાં તેઓ કોણ છે તે કરતાં તેઓ શું કહે છે તેની આપણે વિશેષ સ્પૃહા રાખીએ; પરંતુ ધર્માચાર્યના સંબંધમાં તે કોણ છે તે આપણે સૌથી પ્રથમ અને સૌથી અગાઉ જોવું જોઇએ અને ત્યાર

પછીજ તેના શબ્દોની કિંમત–અસર થાય છે; કારણકે તે આધ્યાત્મિક બળનો આપનાર હોય છે. જો તેનામાં તે શક્તિ નહિ હોય, તો તે બીજાને શું આપશે? અમે એક ઉદાહરણ આપીશું. જો અત્રેનું આ ઉષ્ણતાદાયક યંત્ર (હીટર) ઉષ્ણ હશે તોજ તે ઉષ્ણતાનાં આંદોલનો ફેલાવશે; પરંતુ જો તે ઠંડું હશે તો તે તેમ કરી શકશે નહિ. ધર્માચાર્ય શિષ્યના મનમાં જે માનસિક આંદોલનો દાખલ કરે છે, તેના સંબંધમાં પણ આમજ છે. આ સ્થાનાંતરનો પ્રશ્ન છે; કેવળ આપણી માનસિક શક્તિઓને ઉત્તેજિત કરવાનો પ્રશ્ન નથી. સત્ય અને પ્રત્યક્ષ એવી કોઈક શક્તિ આચાર્યમાંથી નીકળે છે અને શિષ્યના મનમાં જઇને વિકાસ પામવા માંડે છે. એટલા માટે શિક્ષક સાચો હોવો જોઇએ એ આવશ્યક બાબત છે. "હેતુ" એ ત્રીજી બાબત છે. તે કોઇક દૂરસ્થ હેતુથી, નામના, કીર્તિ અથવા કોઇક ઇતર વસ્તુને માટે જ્ઞાન આપતો નથી; પરંતુ માત્ર પ્રેમથી–તમારા પ્રત્યેના પ્રેમથી જ્ઞાન આપે છે તે આપણે જોવું જોઇએ. ગુરુ જ્યારે શિષ્યને આધ્યાત્મિક બળ આપે ત્યારે તે કેવળ પ્રેમના સાધન દ્વારાજ આપી શકે છે; ઇતર કોઇ પણ સાધનદ્વારા તે આપી શકાતું નથી. લાભ અથવા નામના કે એવો કોઈ પણ સ્વાર્થી હેતુ તરતજ સાધનનો નાશ કરે છે; એટલા માટે સર્વ પ્રેમદ્વારાજ થવું જોઇએ. જે માણસે ઇશ્વરને ઓળખ્યો છે તેજ માત્ર આચાર્ય બની શકે છે. જ્યારે તમે જુઓ કે આચાર્યમાં આ ત્રણે બાબતો પરિપૂર્ણ છે ત્યારે તમે સુરક્ષિત છો. જો આ બાબતો તેનામાં ન હોય તો તેનો સ્વીકાર કરવો એ ડહાપણભરેલું નથી. જો તે સદાચાર આપી ન શકે, તો કેટલીક વાર તે દુરાચાર આપે એવો મહાન ભય રહેલો હોય છે આની સામે સાવધ રહેવું જોઇએ. એટલા માટે સ્વાભાવિક રીતેજ સિદ્ધ થાય છે કે કોઇ પણ માણસ અને પ્રત્યેક

માણુસદ્વારા આપણને બોધ મળી શકતો નથી. નાળાંઓ અને પાષાણો ધર્મબોધ આપે છે, એ વાત કાવ્ય તરીકે ઠીક થઇ પડે; પરંતુ મનુષ્યમાં પોતાનામાં જ્યાંસુધી સત્યનો પ્રકાશ પડેલો ન હોય, ત્યાંસુધી તે તેના એક અણુનો પણ બોધ આપી શકતાં નથી. નાળાં ધર્મબોધ કોને આપે? માત્ર તેજ માનવ-આત્માને કે જેના જીવનનું પુષ્પ ખીલી ચૂક્યું છે હૃદય જ્યારે ઊઘડ્યું હોય, ત્યારે તે નાળાં કિંવા પાષાણોદ્વારા કાંઇક ધર્મબોધ ગ્રહણ કરી શકે છે; પરંતુ જે હૃદય ઊઘડ્યું ન હોય, તે નાળાં અને પાષાણો સિવાય કાંઇ જોશે નહિ. એક અંધ મનુષ્ય ભલે એક પદાર્થસંગ્રહાલયમાં જાય, પરંતુ તે કેવળ આવાગમનજ કરે છે. જો તેણે જોવું હોય તો પ્રથમ તેની આંખ ઊઘડવી જોઇએ. ધર્મના સંબંધમાં ગુરુ આંખ ઉઘાડે છે, એટલા માટે ગુરુની સાથે આપણો સંબંધ પૂર્વજ અને વંશજના જેવો છે. ગુરુ એ આધ્યાત્મિક પૂર્વજ છે અને શિષ્ય એ આધ્યાત્મિક વંશજ છે. મુક્તિ અને સ્વતંત્રતાની વાત કરવી ઠીક છે; પરંતુ નમ્રતા, આજ્ઞાંકિતતા, પૂજ્યભાવ અને શ્રદ્ધા વિના આપણને લેશ પણ ધાર્મિકતા પ્રાપ્ત થશે નહિ. આ એક જાણવા યોગ્ય વાત છે કે ગુરુ અને શિષ્ય વચ્ચે જ્યાં આ સંબંધ અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે, ત્યાંજ માત્ર મહાન અધ્યાત્મજ્ઞાનીઓ ઉત્પન્ન થાય છે; પરંતુ જે દેશોમાં તેને ફેંકી દેવામાં આવ્યો છે તે દેશોમાં ધર્મ મોજશોખની વસ્તુજ બની ગઇ છે. જે દેશોમાં અને જે ધર્મોમાં ગુરુ અને શિષ્ય વચ્ચેનો આ સંબંધ ટકાવી રાખવામાં આવતો નથી; તેમાં અધ્યાત્મજ્ઞાન પ્રાયઃ અજ્ઞાત વસ્તુ બની રહે છે; કારણકે તે પ્રકારની લાગણી વિના તે કદી પણ પ્રાપ્ત થતું નથી. અધ્યાત્મજ્ઞાન આપનાર પણ કોઇ હોતો નથી અને તેને ગ્રહણ કરનાર પણ કોઇ હોતો નથી, કારણકે સર્વ સ્વતંત્ર હોય છે. તેઓ કોની પાસેથી બોધ ગ્રહણ કરી શકે? કદાચ

તેઓ બોધ કરવાને આવે તો તે અધ્યાત્મવિદ્યાને ખરીદવાને આવે છે; પરંતુ ધર્મ તે પ્રકારે મળી શકતો નથી.

એક અધ્યાત્મજ્ઞાની ગુરુ તરફથી આત્માને જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેના કરતાં કોઇ પણ વસ્તુ ઉચ્ચતર અને અધિક પવિત્ર નથી.-જો એક માણસ સંપૂર્ણ યોગ્ય બન્યો હોય તો તે આપો-આપ પણ પ્રાપ્ત થાય છે; પરંતુ તે સિવાય તો તે ગમે તેટલા ગ્રંથોમાંથી પ્રાપ્ત થઇ શકતું નથી. તમે જાઓ અને જગતના ચાર ખૂણાઓની સાથે તમારૂં માથું ફોડો; હિમાલય, આલ્પ્સ અને કૉકેસસમાં તપાસ કરો; ગોબી અથવા સહરાના રણમાં કિંવા સમુદ્રના તળિયામાં તપાસ કરો; પરંતુ જ્યાંસુધી તમને ગુરુ મળે નહિ ત્યાંસુધી તે તમને પ્રાપ્ત થશે નહિ. ગુરુને શોધી કાઢો; એક બાલકવત્ તેની સેવા કરો; તેના પ્રભાવને માટે તમારૂં હૃદય ખુલ્લું મૂકો; તેને ઇશ્વર તુલ્ય માનો. ગુરુને ઉચ્ચતમ પૂજ્યસ્વરૂપ માનીને તેના તરફ આપણે આપણું સઘળું લક્ષ આપવું જોઇએ. જ્યારે તેમ થશે ત્યારે તેનું માનવસ્વરૂપ ઊંચકાઇ જઇને દિવ્યસ્વરૂપ-જ્ઞાનસ્વરૂપ તમારી સામે ખુલ્લું થઇ જશે અને તેનો નિરતિશય પ્રકાશ તથા આનંદ દિવ્ય ઊર્મિઓ અને શબ્દોરૂપે શિષ્યમાં રેડાવા માંડશે. જેઓ આવા પૂજ્યભાવ અને પ્રેમસહિત સત્યની પાસે આવે છે તેમની આગળ સત્યનો નાથ શ્રીપ્રભુ અદ્ભુત શબ્દો બોલે છેઃ " તારા પગમાંથી પગરખાં કાઢી નાખ; કારણકે જે સ્થાન પર તું ઊભો છે તે પવિત્ર સ્થાન છે." જે જે સ્થળે તેના નામનો ઉચ્ચાર થાય છે, તે તે સ્થળ પવિત્ર છે, તો પછી જે મનુષ્ય તેનો નામોચ્ચાર કરે તે કેટલો વિશેષ પવિત્ર હોવો જોઇએ ? અને જે માણસમાંથી આધ્યાત્મિક સત્યો નીકળે છે, તેની પાસે આપણે કેટલા પૂજ્યભાવથી જવું જોઇએ ? આવા ભાવથી આપણે બોધ ગ્રહણ કરવો જોઇએ. નિઃશંક આ

જગતમાં આવા ગુરુઓ થોડા હોય છે; પરંતુ જગત કદી પણ તેમનાથી રહિત હોતું નથી જે ક્ષણે તે તેમનાથી સંપૂર્ણતઃ રહિત થઇ જશે, તેજ ક્ષણે તેનું અસ્તિત્વ નષ્ટ થશે; તે ભયંકર નરક બની જશે અને તે વિધ્વંસ્ત થઇ જશે. આ ગુરુઓજ આ સંસારના માનવજીવનરૂપ બાગનાં સુંદર ખીલેલાં પુષ્પો છે અને તેઓજ સૃષ્ટિક્રમ ચાલુ રાખે છે. તેમનાં મહાન હૃદયોદ્વારા જે અનુપમ ચેતનાશક્તિ વ્યક્ત થાય છે તેજ સમાજમાંથી ઉત્તમ ચારિત્ર્યને ઉપકારક બંધારણોને નષ્ટ ન થવા દેતાં સજીવ રાખે છે.

ઉપર કહ્યા જેવા ગુરુઓ સિવાય બીજા પ્રકારના આચાર્યો જગતના પયગમ્બરો હોય છે. સર્વ ગુરુઓમાંથી આ ગુરુઓ મનુષ્યોના સ્વરૂપમાં સ્વયં ઇશ્વર જેવાજ હોય છે. તેઓ બહુ ઉચ્ચતર હોય છે. તેઓ પોતાના અસામાન્ય પ્રભાવથી આખા દેશના દેશ અને પ્રજાઓના જીવનપ્રવાહને ઉલટાવી નાખે છે.

ઉપર મેં જે કહ્યું છે તે એવા ગુરુઓના સંબંધમાં નથી કહ્યું. તેઓ તો સર્વ ગુરુઓના ગુરુ છે. તેઓ ઇશ્વરનાં મહાનમાં મહાન સ્વરૂપો છે. આપણે તેમની આરાધના કર્યા વિના રહી શકતા નથી.

પણ ઉચ્ચતર છે એ વાત સામાન્ય મનુષ્યોના ધ્યાનમાં ઊતરી શકતી નથી. આપણી ઇચ્છા હશે તો તે સમય પણ આવશેજ કે જ્યારે આપણે આપણી માનવ–પ્રકૃતિથી પર થઇશું અને તેને સત્યસ્વરૂપમાં ઓળખીશું. આપણે મહાન બુદ્ધિમત્તાથી ભરેલાં વ્યાખ્યાનો ભલે આપીએ, આપણે મહાન બુદ્ધિવાદીઓ ભલે બનીએ; પરંતુ એ મહાન બુદ્ધિની પાછળ શું રહેલું છે? મોટું મીંડું. માત્ર જ્યારે તમે કોઇ માણસને મૂર્તિદ્વારા ઇશ્વરપૂજા કરવા વિરુદ્ધ મહાન બુદ્ધિમત્તાયુક્ત ભાષણો આપતાં સાંભળો ત્યારે તમે તેને પૂછજો કે, "ભાઇ, ઇશ્વર સંબંધી તમારી કલ્પના કેવી છે? "સર્વશક્તિમાન" "સર્વજ્ઞ" "સર્વવ્યાપક પ્રેમ" ઇત્યાદિ જે શબ્દો તમે બોલો છો તે શબ્દોનો અર્થ તમે શું કરો છો? એ શબ્દોની જોડણી સિવાય તમને વધારે જ્ઞાનાનુભવ શો છે?" તેના કહેવાનો કાંઇ અર્થજ નથી; તે કલ્પના કરી શકતો નથી. જેણે એક પણ ગ્રંથ વાંચ્યો ન હોય, એવા રસ્તામાંના વટેમાર્ગુ કરતાં તે લેશ પણ વિશેષ જ્ઞાની નથી; છતાં રસ્તામાંનો વટેમાર્ગુ શાંત હોય છે અને જગતની શાંતિનો ભંગ કરતો નથી; જ્યારે પેલા વ્યાખ્યાતાની દલીલો અશાંતિ ઉત્પન્ન કરે છે. તેને પ્રત્યક્ષ દર્શન થયેલું હોતું નથી અને હૃદયની બાબત ઉભય એકજ ભૂમિકામાં હોય છે ધર્મ એ સાક્ષાત્કાર છે અને તમારે વાત અને સાક્ષાત્કાર વચ્ચે તીવ્રમાં તીવ્ર ભેદ પાડવો જોઇએ. તમે તમારા આત્મામાં જે પરમાત્મદર્શન પામો છો તેજ સાક્ષાત્કાર છે. મનુષ્યનું મન આત્માની વાસ્તવ કલ્પના લાવી શકતુંજ નથી. તેની સમક્ષ જે સ્વરૂપો હોય તે વતીજ તેને તે વિષે વિચાર કરવો પડે છે. તેને નીલવર્ણું આકાશ કિંવા વિસ્તૃત ક્ષેત્રો કે સમુદ્ર અથવા એવી પ્રચંડ વસ્તુદ્વારાજ વિચાર કરવો પડે છે. બીજી શી રીતે તમે ઇશ્વર વિષે વિચાર કરી શકશો? વસ્તુતઃ એ

તમે શું કરો છો? તમે સર્વવ્યાપકતાની વાત કરો છો અને સમુદ્રનો વિચાર કરો છો. તો શું ઇશ્વર એ સમુદ્ર છે? લગાર વધુ સાદી સમજની જરૂર છે. સાદી સમજ જેટલી અસાધારણ વસ્તુ કોઈ નથી. જગત વાતોથી ઊભરાઈ ગયું છે. જગતની આ સર્વ ક્ષીણમય દલીલ દૂર થાઓ. આપણે આપણા પ્રસ્તુત બંધારણથી મર્યાદિત છીએ અને આપણે–સામાન્ય માનવો પ્રભુને અવશ્ય મનુષ્ય તરીકેજ જોવાના. જો ભેંસો ઇશ્વરની પૂજા કરવા માગતી હોય, તો તેઓ તેને એક પ્રચંડ ભેંસ તરીકે જોશે. જો એક માછલી ઇશ્વરની આરાધના કરવા માગતી હોય તો તેનો એક મોટી માછલી તરીકે વિચાર કરવો પડશે. તમે અને હું, ભેંસ અને માછલી, એ સર્વ ભિન્નભિન્ન પાત્રો છે. એ સર્વ સમુદ્રમાં પોતપોતાના આકાર પ્રમાણે પાણીથી ભરાવાને જાય છે. આમાંના પ્રત્યેક પાત્રમાં પાણી સિવાય કાંઇ પણ નથી. ઇશ્વરના સંબંધમાં પણ એમજ છે. જ્યારે માણસો તેને જુએ છે, ત્યારે તેઓ તેને મનુષ્ય તરીકે જુએ છે અને પશુઓ તેને પશુ તરીકે જુએ છે. પ્રત્યેક જણ તેના પોતાના આદર્શ અનુસાર તેનું દર્શન કરે છે. માત્ર એજ રીતે તમે તેનું દર્શન કરી શકો છો. બે પ્રકારના માણસો ઇશ્વરની પ્રતિમાદ્વારા આરાધના કરતા નથી. જે બિલકુલ ધર્મને ઓળખતો નથી એવો માનવપશુ અને જે આ સ્થિતિથી પર થયો છે, જેણે શરીર અને મનને ફેંકી દીધાં છે અને જે પ્રકૃતિની મર્યાદા બહાર ગયો છે એવો પરમહંસ. સમગ્ર પ્રકૃતિ પરમહંસનું સ્વરૂપ બની ગયેલી હોય છે. તેને શરીર પણ નથી અને મન પણ નથી. વળી તેજ જિસસ અથવા બુદ્ધની પેઠે ઇશ્વરની ઇશ્વર તરીકે પૂજા કરી શકે છે. જિસસે અથવા બુદ્ધે ઇશ્વરને મનુષ્ય તરીકે પૂજ્યો નહોતો. માનવપશુ એ બીજો છેડો છે. બે છેડાઓ સમાન જણાય છે એ વાત તમે જાણો છો. એક અજ્ઞાનનો

છેડો અને બીજો જ્ઞાનનો છેડો. એ બેના સંબંધમાં પણ આમજ છે. અત્યંત અજ્ઞાની એવા માણસો ઇશ્વરની પૂજા કરતા નથી, કારણકે તેઓ એટલા વિકાસને પ્રાપ્ત થયેલા હોતા નથી કે તેમને તેમ કરવાની આવશ્યકતા જણાય; તેમજ જેમણે ઉચ્ચતમ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેઓ પણ ઇશ્વરની આરાધના કરતા નથી, કારણકે તેમણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો હોય છે અને તેની સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરેલું હોય છે. ઇશ્વર કદી પણ ઇશ્વરની પૂજા કરતો નથી.

એટલા માટે એ બંને છેડાઓની વચગાળે રહેલાં મનુષ્યોએ ઇશ્વરની મનુષ્ય તરીકે પૂજા કરવી આવશ્યક છે અને જે પ્રજાઓ આવો પૂજનીય "ઇશ્વરસ્વરૂપ" મનુષ્ય ધરાવે છે, તેમનાં અહોભાગ્ય સમજવાં. ખ્રિસ્તીઓનો આવો ઇશ્વરસ્વરૂપ મનુષ્ય ક્રાઇસ્ટ છે, હિંદુઓના રામ ને કૃષ્ણ છે, બૌદ્ધોનો બુદ્ધ છે, જૈનો માટે મહાવીર છે અને મુસલમાનો માટે હઝરત મહમદ સાહેબ છે. તમે સૌ પોતપોતાના પેગંબરને ચૂસ્ત રીતે વળગી રહો. ઇશ્વરદર્શન કરવાનો આ સ્વાભાવિક માર્ગ છે. મનુષ્યમાં ઇશ્વરનું દર્શન કરો. ઇશ્વર સંબંધી આપણી સમસ્ત કલ્પનાઓ તેમાં એકત્ર થયેલી છે. ખ્રિસ્તીઓની મહાન સંકુચિતતા એ છે કે તેઓ ક્રાઇસ્ટ વ્યતિરિક્ત ઇતર ઇશ્વરાવતારો પ્રત્યે વિરોધ અને કાકદૃષ્ટિ ધરાવે છે. ખ્રિસ્ત ઇશ્વરાવતાર હતો તેમ બુદ્ધ પણ ઇશ્વરાવતાર હતો, અને ઇતર કેટલાક પણ ઇશ્વરાવતાર હતા; વળી અન્ય શતાવધિ ઇશ્વરાવતારો થશે. કોઇ પણ સ્થળે ઈશ્વરની મર્યાદા બાંધી દેશો નહિ. શુદ્ધ ઈશ્વરની પૂજા સામાન્ય મનુષ્યથી થઇ શકતી નથી. તે વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલો છે. ઇશ્વર માનવ–દોષોથી જ્ઞાત છે અને તે માનવ–સમાજનું કલ્યાણ કરવાને માટે મનુષ્ય બને છે. કૃષ્ણ કહે છે: "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મ પ્રવર્તે છે, ત્યારે ત્યારે હું >

સમાજને સહાય કરવાને અવતાર ધારણ કરૂં છું." વળી તે જણાવે છેઃ "હું કે જે વિશ્વનો સર્વ શક્તિમાન અને સર્વવ્યાપક પ્રભુ છું અને જેણે આ માનવસ્વરૂપ ધારણ કર્યું છે તેને નહિ ઓળખીને મૂર્ખ લોકો મારો ઉપહાસ કરે છે અને ધારે છે કે તેમ બનવું અશક્ય છે." તેમનાં મન આસુરી અજ્ઞાનથી આવૃત્ત થયાં છે તેથી તેઓ તેમાં વિશ્વના નાથનું દર્શન કરી શકતા નથી. આ મહાન ઇશ્વરાવતારોની પૂજા કરવાની છે; એટલુંજ નહિ પરંતુ તેમનીજ પૂજા થઇ શકે છે. તેમના જન્મદિવસે તથા તેમની મૃત્યુ-તિથિ પર આપણે તેમને અધિક વિશિષ્ટ પૂજ્યભાવ સમર્પણ કરવો જોઇએ. ક્રાઇસ્ટની પૂજા કરવામાં હું તેની ઇચ્છા પ્રમાણેજ તેની પૂજા કરવાનું પસંદ કરીશ. તેના જન્મ દિવસે હું ઉજાણી કરવા કરતાં ઉપવાસ કરીને પ્રાર્થનાદ્વારા તેની પૂજા કરીશ. જ્યારે આ મહાપુરુષોનું ચિંતન કરવામાં આવે છે, ત્યારે તેઓ આપણા આત્મામાં પ્રકટ થાય છે અને તેઓ આપણને તેમના જેવા બનાવે છે. આપણી સમગ્ર પ્રકૃતિ પરિવર્તિત થઇ જાય છે અને તેમના જેવી બની જાય છે, પરંતુ તમારે ક્રાઇસ્ટ અથવા બુદ્ધને વાતાવરણમાં ઊડતાં ભૂતો અને તે પ્રકારની સમસ્ત અર્થશૂન્ય વસ્તુઓની સાથે મિશ્રિત કરી દેવા ન જોઇએ. એ તો ધર્મભ્રષ્ટતા છે. આધ્યાત્મિક સ્વરૂપો જોવાને બેઠેલા મંડળમાં ક્રાઇસ્ટ નૃત્ય કરવાને આવે એ શું? આ દેશમાં મેં આવી ગપ સાંભળી છે. આ પ્રકારે આ ઇશ્વરાવતારો આવતા નથી. તેમાંના એકનો એક મનુષ્યને સ્પર્શ થાય તો તે વ્યક્ત થયા વિના રહે નહિ. જો ક્રાઇસ્ટ સ્પર્શ કરે તો મનુષ્યનો સમગ્ર આત્મા પરિવર્તિત થઇ જાય. તે મનુષ્ય ક્રાઇસ્ટના જેવોજ બની જાય. તેનું સમગ્ર જીવન આધ્યાત્મિક બની જાય. તેના શરીરના પ્રત્યેક છિદ્રમાંથી આધ્યાત્મિક શક્તિ બહાર પડે. ક્રાઇસ્ટ સદૃશ વ્યક્તિમાં રહેલી ચમત્કાર કરવાની-

રોગનિવારણ કરવાની મહાન શક્તિઓ એ શું હતી? તે ક્ષુદ્ર કાર્યો હતાં કે જે કર્યા વિના તેને ચાલતું નહોતું; કારણકે તે ક્ષુદ્ર લોકોમાં વસતો હતો. આ ચમત્કારો ક્યાં કરવામાં આવતા હતા? યહૂદીઓમાં; અને યહૂદીઓએ તેને ગ્રહણ કર્યો નહિ! જે સત્ય હતું તે માનવ–આત્માએ ગ્રહણ કર્યું અને જે ક્ષુલ્લક હતું તેનો તેણે ત્યાગ કર્યો. ક્રાઇસ્ટનું મહાન સામર્થ્ય તેના ચમત્કારો અથવા તેની રોગનિવારક શક્તિમાં રહેલું નથી. કોઇ પણ મૂર્ખ એ કૃત્યો કરી શકે. મૂર્ખો અન્યોના રોગ નિવૃત્ત કરી શકે; અસુરો અન્યોને સાજા કરી શકે; ભયંકર દૈત્ય જેવા મનુષ્યોને મેં અદ્ભુત ચમત્કારો કરતાં જોયા છે. તેઓ પૃથ્વીમાંથી ફળો બનાવતા જણાય છે. ભૂત, વર્તમાન અને ભવિષ્યની ઘટનાઓનું કથન કરનાર મૂર્ખો અને અસુરોનો મને પરિચય છે. મૂર્ખોને ઇચ્છાબળ વડે નિવૃત્ત કરતાં મેં જોયા છે. ખરેખર, આ શક્તિઓ છે; પરંતુ ઘણી વાર એ આસુરી શક્તિઓ હોય છે. બીજી ક્રાઇસ્ટની આધ્યાત્મિક શક્તિ છે, જે જગતમાં સદા જીવંત રહેશે અને રહી છે. આજે તેના દર્શનમાત્રથી મનુષ્યોને સાજા કરવાની કૃતિ ભુલાઇ ગઇ છે; પરંતુ "અહોભાગ્ય તેનાં કે, જેનુ હૃદય પવિત્ર છે" એ તેના શબ્દો આજે જીવંત છે. જ્યાંસુધી માનવમન પહોંચશે ત્યાંસુધી આ શબ્દોરૂપી પ્રચંડ, અખૂટ શક્તિનો ભંડાર રહેશે. જ્યાંસુધી ઇશ્વરના નામનું વિસ્મરણ થશે નહિ ત્યાંસુધી આ શબ્દો આગળ ધસ્યાજ જશે અને કદી પણ તેમનો લય નહિ થાય. જિસસે આ શક્તિનો બોધ આપ્યો હતો અને એ શક્તિ તેનામાં હતી. પવિત્રતાની શક્તિ એ નિશ્ચિત શક્તિ છે. ક્રાઇસ્ટની કે કોઇ પણ અવતારની પૂજા કરતી વખત અને પ્રાર્થના કરતી વખત આપણને શાની જરૂર છે તેનુ આપણે હમેશાં સ્મરણ રાખવું જોઇએ. આપણને પેલા મૂર્ખતાભર્યા

જોઇતા નથી, પરંતુ આત્માની તે અદ્ભુત શક્તિઓ જોઇએ છે કે જે મનુષ્યને મુક્ત બનાવે છે; તેને સમગ્ર પ્રકૃતિ ઉપર સત્તા આપે છે, તેની પાસેથી દાસત્વનું ચિહ્ન લઇ લે છે અને તેને ઇશ્વરદર્શન કરાવે છે.

## પ્રતિમાની આવશ્યકતા

ભક્તિ બે ભાગોમાં વિભક્ત થયેલી છે. એક ભાગ વૈધિ કહેવાય છે; અને બીજો મુખ્ય કહેવાય છે. નિકૃષ્ટમાં નિકૃષ્ટ પ્રકારની આરાધના અને ઉચ્ચતમ પ્રકારનું જીવન એ ઉભયની વચ્ચેના સમગ્ર ક્ષેત્રનો ભક્તિમાં સમાવેશ થાય છે. જગતના કોઇ પણ દેશમાં અથવા કોઇ પણ ધર્મમાં તમે જે જે આરાધના જુઓ છો તે સર્વનું પ્રેમદ્વારા નિયમન થયેલું હોય છે. આરાધનાનો મોટો ભાગ કેવળ વિધિમય હોય છે. તેનો કેટલોક ભાગ જો કે વિધિમય હોતો નથી, છતાં તે પ્રેમમય પણ હોતો નથી; પરંતુ તે નિકૃષ્ટ કોટિનો હોય છે. તોપણ આ વિધિઓ આવશ્યક હોય છે. આત્માને આગળ વધવામાં સહાય મળે એટલા માટે ભક્તિનો બાહ્ય અંશ સંપૂર્ણતઃ આવશ્યક હોય છે. મનુષ્ય જ્યારે એમ ધારે છે કે તે એકદમ કૂદીને ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે ત્યારે તે મહાન ભૂલ કરે છે. જો એક શિશુ એમ ધારે કે તે એક દિવસમાં વૃદ્ધ મનુષ્ય બની જશે તો તે ભૂલ કરે છે. હું આશા રાખું છું કે તમે હમેશાં આ એક આદર્શ ધ્યાનમાં રાખશો કે ગ્રંથોમાં, કિંવા માનસિક સંપત્તિમાં, કિંવા દલીલમાં ધર્મ રહેલો નથી. દલીલ, સિદ્ધાંતો, વાદો, મતો, ગ્રંથો, ધર્મક્રિયાઓ, એ સર્વ ધર્મનાં સહાયક સાધનો છે; પણ સ્વયં ધર્મ તો સાક્ષાત્કારમાં રહેલો છે.

આપણે સર્વ કહીએ છીએ કે "ઇશ્વર છે;" પણ તમે ઇશ્વરને જોયો છે ? એ પ્રશ્ન છે. એક માણસને તમે એમ કહેતાં સાંભળો

છો કે "ઈશ્વર સ્વર્ગમાં છે" તમે તેને પૂછો છોઃ "તમે તેને જોયો છે?" અને જો તે એમ કહે કે, "હા, મેં જોયો છે." તો તમે તેને હસી કાઢો છો અને તેને દીવાનો ગણી કાઢો છો! ઘણા લોકોના સંબંધમાં ધર્મ એ એક પ્રકારની માનસિક સંપત્તિ હોય છે અને તે મતથી કાંઇ વિશેષ હોતો નથી. હું તેને ધર્મ નહિ કહું. એ પ્રકારનો ધર્મ ધારણ કરવા કરતાં નાસ્તિક બનવું વધારે સારૂં છે. આપણી માનસિક સંમતિ વા અસંમતિ પર ધર્મનું અવલંબન હોતું નથી. તમે કહો છો કે આત્મા છે. પરંતુ આત્માને તમે જોયો છે? આપણને સર્વને આત્મા છે, પરંતુ આપણે તેને જોતા નથી એનું કારણ શું? તમારે આ પ્રશ્નનો ઉત્તર આપવાનો છે અને આત્માનું દર્શન કરવાનો માર્ગ શોધી કાઢવાનો છે. જો તમે આમ નહિ કરો તો ધર્મની વાત કરવી નિરુપયોગી છે. જો કોઇ ધર્મ સત્ય હોય તો તે આપણને આપણામાં આત્માનું, ઈશ્વરનું અને સત્યનું દર્શન કરાવવાને સમર્થ હોવો જોઇએ. જો તમે અને હું અનંતકાળપર્યંત આમાંના એકાદ સિદ્ધાંત વા મતના સંબંધમાં તકરાર કરીએ તો આપણે કોઇ પણ નિર્ણય પર કદી પણ આવીશું નહિ લોકો યુગોના યુગો થયાં ધર્મની તકરારો કર્યા કરે છે અને તેનું પરિણામ શું આવ્યું છે? બુદ્ધિ ત્યાં બિલકુલ પહોંચી શકતીજ નથી. તમારે બુદ્ધિથી પર થવાનું છે; પ્રત્યક્ષ દર્શનમાંજ ધર્મનું પ્રમાણ રહેલું છે. આ દીવાલના અસ્તિત્વનું પ્રમાણ એ છે કે આપણે તેને જોઇએ છીએ. જો તમે બેસો અને યુગોના યુગોપર્યંત તેના અસ્તિત્વ અથવા અનસ્તિત્વના સંબંધમાં દલીલ કર્યા કરો તો તમે કદી પણ કોઇ નિર્ણય પર આવી શકશો નહિ. પરંતુ તમે પ્રત્યક્ષ તેને જુઓ છો એજ બસ છે. જો જગતના સમસ્ત લોકો તમને કહે કે એ અસ્તિત્વ ધરાવતી નથી તો તમે તે માનશો નહિ, કારણકે તમે જાણો છો

કે તમારી પોતાની આંખોનું પ્રમાણ જગતના સમસ્ત સિદ્ધાંતો અને મતો કરતાં શ્રેષ્ઠતર છે.

ધાર્મિક થવાને માટે પ્રથમ તમારે અર્ધદગ્ધ વિચારોથી ભરેલાં ભાતભાતનાં સર્વ પુસ્તકોને ફેંકી દેવાં જોઇએ. તમે જેમ એવાં પુસ્તકો ઓછાં વાંચશો તેમ તે તમારે માટે ઠીક થઇ પડશે. એક વખતે એકજ કાર્ય કરો. આધુનિક સમયમાં મસ્તિષ્કનો ખીચડો કરી નાખવો એ પાશ્ચાત્ય દેશોના લોકોનું વલણ છે. સમસ્ત પ્રકારના અર્ધદગ્ધ વિચારો મસ્તિષ્કમાં તોફાન મચાવી મૂકે છે, અવ્યવસ્થા ઉત્પન્ન કરે છે અને તેમને સ્થિર થવાની તથા નિશ્ચિત સ્વરૂપ ધારણ કરવાની કદી પણ તક મળતી નથી. ઘણા દાખલાઓમાં તો આ એક પ્રકારનો રોગજ બની જાય છે, પરંતુ આ ધર્મ નથી. વળી કેટલાક માણસોને દિલ ઉશ્કેરનારી વાતોની અપેક્ષા હોય છે. ભૂતો અથવા ઉત્તર ધ્રુવમાંથી કે ઇતર કોઈ દૂર આવેલા સ્થાનમાંથી અથવા પાંખસહિત કે ઈતર કોઇ સ્વરૂપમાં આવેલા માણસો વિષે તેમને વાત કરો. તેમને કહો કે તેઓ અદૃશ્ય રીતે તેમની નિકટ રહે છે અને તેમની સંભાળ રાખે છે! તેમને ગુહ્ય લાગે એવી વાત તેમને કહો ત્યારેજ તેઓ સંતુષ્ટ થાય છે અને ઘેર જાય છે. કેટલાક આનેજ ધર્મ કહે છે. પરંતુ આ તો દીવાનાશાળાનો માર્ગ છે, ધર્મનો માર્ગ નથી. બલહીનને પરમાત્મા પ્રાપ્ત થઇ શકતો નથી અને આ સમસ્ત અદ્ભુત વસ્તુઓ નિર્બળતાજ આણે છે; માટે તેમની નિકટ જશો નહિ. તેઓ માત્ર લોકોને બલહીન બનાવે છે અને મસ્તિષ્કમાં અવ્યવસ્થા ઉત્પન્ન કરે છે. મનને તે દુર્બળ બનાવે છે; આત્માને પતિત બનાવે છે અને નિરાશાપૂર્ણ અવ્યવસ્થામાંજ એનું પરિણામ આવે છે.

આ વાત તમારે લક્ષમાં રાખવી જોઇએ કે ધર્મ વાતોમાં

રહેલો નથી, પરંતુ ચારિત્રમાં અને સાક્ષાત્કારમાં રહેલો છે; એ **શીખવાનો વિષય નથી, પરંતુ થવાનો વિષય છે.** "ચોરી કરશો મા" એ આજ્ઞા પ્રત્યેક જણ જાણે છે, પરંતુ તેથી શું થયું ? જે માણસે ચોરી કરી નથી તેણેજ વસ્તુતઃ તેને જાણી છે. "અન્યોને હાનિ કરશો મા" એ પ્રત્યેક જણ જાણે છે, પરંતુ તેની શી કિંમત છે ? જેમણે અન્યોને હાનિ કરી નથી તેમણે તેનો સાક્ષાત્કાર કર્યો છે. તેઓ તેને જાણે છે અને તેમણે તેની ઉપર પોતાના ચારિત્ર્યની રચના કરી છે. ધર્મ એ સાક્ષાત્કાર છે અને જ્યારે તમે ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાને શક્તિમાન થશો ત્યારે હું તમને ઈશ્વરભક્ત કહીશ. તે પૂર્વે એ શબ્દની જોડણી કરવા સિવાય તમે કાંઇ પણ જાણતા નથી. આ સાક્ષાત્કારની શક્તિ ધર્મ ઉત્પન્ન કરે છે; તમારા મસ્તિષ્કમાં ગમે તેટલા સિદ્ધાંતો અથવા દર્શનો કિંવા નૈતિક પુસ્તકો ભરેલાં હોય, પરંતુ તેની કાંઇ કિંમત નથી; તમે જે છો અને તમે જે સાક્ષાત્કાર કર્યો છે તેનીજ માત્ર કિંમત છે. આપણે ધર્મનો સાક્ષાત્કાર કરવાનો છે, અને આ ધર્મસાક્ષાત્કાર એ દીર્ઘ ક્રિયા છે. મનુષ્યો જ્યારે કોઇક અતિ ઉચ્ચ અને અદ્ભુત વસ્તુ વિષે સાંભળે છે, ત્યારે તેઓ ધારે છે કે તેઓ તેને પ્રાપ્ત કરશે; પરંતુ તેમને શ્રમપૂર્વક તે પ્રાપ્ત કરવી પડશે એ વાતનો તેઓ એક ક્ષણ પણ વિચાર કરવાને થોભતા નથી. તેઓ સર્વ કૂદકો મારીને તેને પ્રાપ્ત કરવા માગે છે. જો તે ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ હોય તો-પણ આપણે તેને પ્રાપ્ત કરવાને માટે તૈયાર હોઇએ છીએ. તેને પ્રાપ્ત કરવાની આપણામાં શક્તિ છે કે નહિ તેનો વિચાર કરવાને આપણે કદી પણ થોભતા નથી, અને પરિણામ એ આવે છે કે આપણે કાંઇ પણ કરી શકતા નથી. તમે એક માણસને પંજેટીથી પકડીને ત્યાં હડસેલી દઈ શકતા નથી. આપણ સર્વને ધીમે

ધીમે કામ કરવાનું હોય છે; એટલા માટે ધર્મનો પ્રથમ ભાગ વૈધિભક્તિ છે અને એ નિકૃષ્ટ પ્રકારની ભક્તિ છે.

ભક્તિનાં આ નિકૃષ્ટ અંગો ભિન્નભિન્ન પ્રકારનાં છે. જે સ્થિતિમાં આપણે સાક્ષાત્કાર કરી શકીએ તે સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે આપણે સ્થૂલમાંથી પસાર થવું જોઈએ. તમે જુઓ છો કે બાળકો પ્રથમ સ્થૂલદ્વારાજ શીખે છે અને શનૈઃશનૈઃ સૂક્ષ્મને ગ્રહણ કરે છે. જો તમે એક શિશુને કહો કે "પાંચ દુ દશ" તો તે સમજશે નહિ, પરંતુ જો તમે દશ ચીજો આણશો અને બબ્બેનાં પાંચ જોડકાંથી દશ કેવી રીતે બને છે તે તેને બતાવશો તો તે ઝટ સમજશે. ધર્મ એ ધીમી ક્રિયા છે. આ જગતના આપણે સર્વ માનવીઓ શિશુ છીએ; ભલે આપણે વૃદ્ધ હોઈએ અને જગતના સમસ્ત ગ્રંથોનો અભ્યાસ કર્યો હોય, પરંતુ આધ્યાત્મિક વિષયમાં આપણે સર્વ શિશુ છીએ. આપણે સિદ્ધાંતો અને મતો શીખ્યા છીએ, પરંતુ આપણા જીવનમાં આપણે લેશ પણ તેનો સાક્ષાત્કાર કર્યો નથી. હવે આપણે સ્થૂલથી–વિધિઓ અને શબ્દોથી પ્રાર્થનાઓ અને ક્રિયાઓથી પ્રારંભ કરવો પડશે. આવી સ્થૂલ વિધિઓ સર્વને માટે એકજ હોવાની જરૂર નથી. પ્રતિમાઓદ્વારા કેટલાકને સહાય મળશે, કેટલાકને નહિ મળે. કેટલાકને બાહ્ય પ્રતિમાની આવશ્યકતા હોય છે, કેટલાકને માનસિક પ્રતિમાની જરૂર હોય છે. જે માણસ માનસિક પ્રતિમાનો ઉપયોગ કરે છે તે કહે છે: "હું શ્રેષ્ઠ મનુષ્ય છું, આંતરિક પ્રતિમા યથાવત્ છે; બાહ્ય પ્રતિમા એ પાષાણપૂજા છે. હું તેની સામે યુદ્ધ કરીશ." મનુષ્ય જ્યારે દેવાલય કે મંદિરના સ્વરૂપમાં પ્રતિમાપૂજા કરે છે, ત્યારે તે તેને ધાર્મિક કાર્ય માને છે; પરંતુ જ્યારે પ્રતિમા–પૂજા મનુષ્યના સ્વરૂપમાં થાય છે ત્યારે તે તેની સામે વાંધો ઉઠાવે છે!

ભિન્નભિન્ન વિધિઓદ્વારા મન આ સ્થૂલ વ્યાયામ કરે છે

અને પછી ક્રમે ક્રમે આપણે સૂક્ષ્મ સમજ—સૂક્ષ્મ સાક્ષાત્કારને પ્રાપ્ત થઇએ છીએ. વળી સર્વને માટે એક વિધિ હોતો નથી. તમને એક વિધિ અનુકૂળ પડે છે અને ઇતર કોઇકને અન્ય વિધિ અનુકૂળ પડે છે. આ પ્રકારે ભિન્નભિન્ન મનુષ્યોને ભિન્નભિન્ન પ્રકારોની આવશ્યકતા પડે છે. સમસ્ત વિધિઓ જો કે એકજ લક્ષ તરફ આપણને લઇ જાય છે તોપણ તેઓ આપણ સર્વને અનુકૂળ આવતી નથી. અત્રે આપણે સાધારણ રીતે એક બીજી ભૂલ કરીએ છીએ. મારો આદર્શ તમને અનુકૂળ આવતો નથી તો પછી મારે તે બળાત્કારે તમારી ઉપર શા માટે લાદવો જોઇએ? દેવાલયો બાંધવાની અથવા ભજનો ગાવાની મારી પ્રણાલી તમને રુચતી નથી તો તે મારે બળાત્કારે તમારી ઉપર શા માટે લાદવી જોઇએ? જગતમાં જાઓ અને પ્રત્યેક મૂર્ખ તમને કહેશે કે, કેવળ તેનોજ પ્રકાર યોગ્ય છે, ઇતર સમસ્ત પ્રકારો અધાર્મિક છે અને સમગ્ર વિશ્વમાં પ્રભુપ્રસાદને પ્રાપ્ત થયેલો મનુષ્ય માત્ર તે પોતેજ છે! પરંતુ વસ્તુતઃ સમસ્ત પ્રકારો સારા અને સહાયકર્તા હોય છે. માનવસ્વભાવમાં કેટલીક ભિન્નતાઓ હોય છે, એટલા માટે ધર્મમાં પણ તેટલીજ વિધિઓ હોવી આવશ્યક છે; અને વિધિઓ જેમ વિશેષ હોય તેમ જગતને વિશેષ લાભ છે. જગતમાં જો વીશ પ્રકારના ધર્મો હોય તો તે બહુ સારૂં છે અને જો ચારસો પ્રકારના ધર્મો હોય તો તો તેથી પણ અધિક સારૂં છે; કેમકે તેથી પસંદગીનું ક્ષેત્ર અધિક વિસ્તૃત થશે. જ્યારે ધર્મો અને ધાર્મિક વિચારોની સંખ્યા વૃદ્ધિંગત થાય ત્યારે આપણે પ્રસન્ન થવું જોઇએ, કારણકે એથી માનવસમાજને વિશેષ લાભ થશે. હું પ્રભુને પ્રાર્થના કરૂં છું કે, ધર્મો એટલા વધો કે અન્ય કોઇ પણ માણસના ધર્મથી સંપૂર્ણતઃ પૃથક્ એવો પ્રત્યેક મનુષ્યનો ધર્મ બનો! આ ભક્તિમાન યોગીનો વિચાર છે.

અંતિમ વિચાર એ છે કે, મારો ધર્મ સર્વાંશે તમારો બની શકતો નથી અને તમારો ધર્મ મારો બની શકતો નથી. જો કે ઉદ્દેશ અને લક્ષ્ય એકજ હોય છે, તોપણ પ્રત્યેક મનુષ્યને પોતાની મનોવૃત્તિઓ અનુસાર ભિન્ન પથ ગ્રહણ કરવો પડે છે. જો કે આ માર્ગો અનેક હોય છે તોપણ તે સર્વ સત્ય હોય છે, કારણકે તેઓ એકજ લક્ષ્યની પ્રાપ્તિ કરાવે છે. એક સત્ય હોય અને બીજું સત્ય ન હોય એ બની શકે નહિ. પોતાનો પસંદ કરેલો માર્ગ ભક્તિની ભાષામાં ઇષ્ટ કહેવાય છે.

ત્યાર પછી શબ્દો છે. શબ્દો કેટલા અદ્ભુત હોય છે, તે વિષે તમે સાંભળ્યું છે; પ્રત્યેક ગ્રંથ–બાયબલ, કુરાન, વેદ–શબ્દોની શક્તિથી પરિપૂર્ણ હોય છે. કેટલાક શબ્દો માનવજાતિ ઉપર અદ્ભુત સત્તા ધરાવે છે.

ત્યાર પછી પ્રતિમાઓના નામથી ઓળખાતી અન્ય વિધિઓ છે. પ્રતિમાઓનો માનવ મસ્તિષ્ક ઉપર મહાન પ્રભાવ હોય છે. પરંતુ ધર્મમાં મોટી પ્રતિમાઓ અનંત હોતી નથી. આપણને પ્રતીત થાય છે કે, તેઓ વિચારનાં સ્વાભાવિક પ્રદર્શનો હોય છે. આપણે પ્રતિમાસ્વરૂપે વિચાર કરીએ છીએ. આપણા સમસ્ત શબ્દો માત્ર પાછળ રહેલા વિચારની મૂર્તિઓ હોય છે. ભિન્નભિન્ન પ્રજાઓ ભિન્નભિન્ન પ્રકારની પ્રતિમાઓનો પ્રયોગ કરે છે, જો કે તે તેનું કારણ જાણતી નથી. આ પ્રતિમાઓ વિચારોની સાથે સંયુક્ત હોય છે અને જે પ્રકારે વિચાર પ્રતિમાને બહાર આણે છે તે પ્રકારે, વિરૂદ્ધપક્ષે પ્રતિમા વિચારને અંદર લઇ જઇ શકે છે. માટે ભક્તિના એક ભાગમાં આ પ્રતિમાઓ, શબ્દો અને પ્રાર્થનાઓના ભિન્નભિન્ન વિષયોની ચર્ચા કરેલી છે. પ્રત્યેક ધર્મમાં પ્રાર્થનાઓ હોય છે, પરંતુ એક વાત તમારે લક્ષમાં રાખવી જોઇએ કે, આરોગ્ય અથવા દ્રવ્યને માટે પ્રાર્થના કરવી એ ભક્તિ

નથી, એ કર્મ છે. સ્વર્ગપ્રાપ્તિ આદિ ભૌતિક લાભોને માટે પ્રાર્થના કરવી એ પણ કર્મ છે. જે માણસ ઇશ્વર પર પ્રેમ કરવા માગતો હોય, જે ભક્ત બનવા માગતો હોય, તેણે આવી સમસ્ત પ્રાર્થનાઓને તિલાંજલિ આપવી જોઇએ. જે પ્રકાશનો પ્રદેશમાં પ્રવેશ કરવા માગતો હોય તેણે પ્રથમ આ ખરીદી અને વેચાણના ધર્મનો, આ "દુકાનદારી"ના ધર્મનો ત્યાગ કરવો જોઇએ અને પછી દરવાજામાં પગ મૂકવો જોઇએ. તમે જેને માટે પ્રાર્થના કરો તે વસ્તુ તમને પ્રાપ્ત થતી નથી એમ નથી; તમને પ્રત્યેક વસ્તુ પ્રાપ્ત થાય છે, પરંતુ આ પ્રકારે પ્રાર્થના કરવી એ યાચકનો ધર્મ છે. "ખરેખર તે માણસ મૂર્ખ છે કે, જે ગંગાતટે વસવા છતાં પાણીને માટે નાનો કૂપ ખોદે છે. ખરેખર, તે માણસ મૂર્ખ છે કે જે હીરાની ખાણ પાસે આવીને કાચના ટુકડા ઢૂંઢે છે" આ શરીર કોઇક સમયે નષ્ટ થશે, તો પછી એના આરોગ્યને માટે પુનઃપુનઃ પ્રાર્થના કરવામાં શો લાભ? આરોગ્ય અને દ્રવ્યમાં છે શું? શ્રીમંતમાં શ્રીમંત મનુષ્ય પોતાના દ્રવ્યના માત્ર નાના ભાગનોજ ઉપયોગ અને ઉપભોગ કરી શકે છે. આપણે કદી પણ આ જગતની સમસ્ત વસ્તુઓ પ્રાપ્ત કરી શકતા નથી; અને તે જો આપણે પ્રાપ્ત કરતા ન હોઇએ તો કોણ તેની સ્પૃહા રાખે છે? આ શરીર નષ્ટ થવાનું છે, તો એ વસ્તુઓની કોણ દરકાર કરશે? જો સદ્વસ્તુઓ આવે તો ભલે આવે. જો તે જાય તો ભલે જાય. તેમને જવા દો. જો સદ્વસ્તુઓ આવે તોયે સારૂં અને જાય તોયે સારૂં. આપણે રાજાઓના રાજાની સમક્ષ જવાને પ્રયત્ન કરી રહ્યા છીએ. ત્યાં આપણે ભિક્ષુકના પોષાકમાં જઇ શકીએ નહિ. જો આપણે ભિક્ષુકના પોષાકમાં એક સમ્રાટની સમક્ષ જવા માગીએ તો આપણને જવા દેવામાં આવશે? નિઃશંક નહિજ. આપણને હાંકી કાઢવામાં

આવશે. તો પછી આ તો સમ્રાટોનો સમ્રાટ છે, તેની પાસે આ-પણે યાચકના ફાટેલાતૂટેલા પોષાકમાં નહિ જઈ શકીએ. દુકાન-દારોને-કામનાવાળાઓને ત્યાં કદી પણ દાખલ કરવામાં આવતા નથી. ખરીદી અને વેચાણને ત્યાં અવકાશ નથી. બાયબલમાં તમે વાંચો છો કે, જિસસે મંદિરમાંથી વ્યાપારીઓને હાંકી કાઢ્યા હતા. ક્ષુલ્લક વસ્તુઓને માટે પ્રાર્થના કરશો નહિ. જો તમને માત્ર શારીરિક સુખોનીજ અપેક્ષા હોય તો મનુષ્યો અને પશુઓની વચ્ચે ભેદ શો ? તમારી જાતને તે કરતાં લગાર ઉચ્ચતર માનો.

માટે કહેવાની આવશ્યકતા નથી કે, ભક્ત બનવામાં પ્રથમ કાર્ય સ્વર્ગાદિ વસ્તુઓની સમસ્ત વાંછનાઓનો પરિત્યાગ કરવો એ છે. પ્રશ્ન એ છે કે આ કામનાઓનો પરિત્યાગ શી રીતે કર-વો ? મનુષ્ય દુઃખી શાથી થાય છે ? તેઓ દુઃખી થાય છે તેનું કારણ એ છે કે તેઓ ગુલામો હોય છે. તેઓ નિયમોથી બદ્ધ હોય છે. તેઓ પ્રકૃતિના હાથમાં પૂતળાં હોય છે. તેઓ ઢીંગ-લાની પેઠે આમતેમ અથડાય છે. જેને કોઈ પણ વસ્તુ તોડી પાડી શકે એવા આ શરીરની આપણે નિરંતર સંભાળ લઈએ છીએ અને તેથી આપણે હમેશાં ભયની દશામાં રહીએ છીએ. મારા વાંચવામાં આવ્યું છે કે, હરણને ભયથી પ્રતિદિન સરેરાશ સાઠથી સિત્તેર માઈલ દોડવું પડે છે ! આપણે જાણવું જોઈએ કે આપણે હરણ કરતાં પણ વિશેષ ખરાબ દશામાં છીએ. હરણ તો કાંઈક વિશ્રાંતિ ભોગવે છે, પરંતુ આપણને તો લેશ પણ વિશ્રાંતિ મળતી નથી. જો હરણને પૂરતું ઘાસ મળે તો તે સંતુષ્ટ થાય છે, પરંતુ આપણે તો નિરંતર આપણી આવશ્યકતાઓ વધારતાજ રહીએ છીએ ! આપણે આપણી આવશ્યકતાઓ વધારવાની અસ્વાભાવિક ઇચ્છા ધરાવીએ છીએ. આપણે એટલા

અસ્વસ્થ અને અસ્વાભાવિક બની ગયા છીએ કે, કોઇ પણ સ્વાભાવિક વસ્તુ આપણને સંતોષ આપતી નથી. આપણે સદાસર્વદા અસ્વાભાવિક વસ્તુઓને ગ્રહણ કરતા રહીએ છીએ. આપણને અસ્વાભાવિક ઉશ્કેરણી, અસ્વાભાવિક ખાનપાન, અસ્વાભાવિક પરિસ્થિતિ અને અસ્વાભાવિક જીવન જોઇએ છે. ભયના સંબંધમાં બોલીએ તો આપણું જીવનો ભયના ગાંસડા સિવાય બીજું શું છે? હરણને માત્ર એક પ્રકારનો ભય—વ્યાઘ્રો, વરૂઓ, આદિનો જ ભય–હોય છે, પણ મનુષ્યને તો સમગ્ર વિશ્વનો ભય લાગે છે!

આ દશામાંથી આપણે શી રીતે મુક્ત થવું એ પ્રશ્ન છે. ઉપયોગવાદીઓ કહે છે કે, "ઈશ્વર અને પરલોકની વાત ન કરો; આમાંની કોઇ વસ્તુને અમે ઓળખતા નથી. અમને આ જગતમાં સુખપૂર્વક રહેવા દો." જો આપણે એમ કરી શકતા હોઇએ તો હું સૌથી પ્રથમ એમ કરૂં. જ્યાંસુધી તમે પ્રકૃતિના દાસ છો ત્યાંસુધી તમે એમ શી રીતે કરી શકશો? તમે જેમ વિશેષ પ્રયત્ન કરશો તેમ તમે વિશેષ ગૂંચવાશો. તમે કેટલાંયે વર્ષથી સુખી થવાની યોજના ઘડી રહ્યા છો, પરંતુ પ્રતિ વર્ષ તમારી વિશેષ દુર્દશા થતી જણાય છે. યુરોપ, એશિયા અને આફ્રિકામાં બસો વર્ષો પૂર્વે લોકોને થોડી આવશ્યકતાઓ હતી; પરંતુ હવે તેમનું જ્ઞાન ગણિતશાસ્ત્રની પદ્ધતિથી વધ્યું છે, તો તેમની આવશ્યકતાઓ ભૂમિતિશાસ્ત્રની પદ્ધતિથી વધી છે! આપણે ધારીએ છીએ કે નિદાન ઉદ્ધારથી આપણી કામનાઓ પરિતૃપ્ત થશે; એટલા માટે આપણે સ્વર્ગમાં જવાની ઇચ્છા રાખીએ છીએ. આ અમર, અસંતુષ્ટ મનની શી વાત કરવી? એને હમેશાં કાંઇ ને કાંઇ વસ્તુની અપેક્ષા હોય છેજ. એક માણસ જ્યારે ભિખારી હોય ત્યારે તેને દ્રવ્યની અપેક્ષા હોય છે, જ્યારે તેની પાસે દ્રવ્ય આવે છે ત્યારે તેને અધિક દ્રવ્યની અથવા અન્ય

વસ્તુઓની અપેક્ષા જાગે છે અને તે પૂરી થઇ તો કોઇક બીજી વસ્તુની અપેક્ષા જાગે છે! તેને કદી પણ શાંતિ હોતી નથી. આ કામનાની પરિતૃપ્તિ આપણે શી રીતે કરવી? જો આપણને સ્વર્ગની પ્રાપ્તિ થશે તો તેથી માત્ર આપણી કામનાની વૃદ્ધિ જ થશે. જો એક રંક મનુષ્ય શ્રીમંત બને તો તેથી તેની કામનાઓ તૃપ્ત થતી નથી, તેથી તો માત્ર અગ્નિમાં ઘી હોમાય છે અને ભભૂકા મારતી અગ્નિજ્વાલાઓ વૃદ્ધિંગત થાય છે. સ્વર્ગમાં જવું એનો અર્થ અત્યંત શ્રીમંત બનવું એ છે અને સ્વર્ગપ્રાપ્તિ થયા પછી પણ અધિકાધિક કામનાઓ ઉત્પન્ન થાય છે. આપણે જગતના ભિન્નભિન્ન ધર્મગ્રંથોમાં ઇહલોકની ઘણી વસ્તુઓ સ્વર્ગમાં હોય છે, એવી વાત વાંચીએ છીએ. સ્વર્ગમાં વસતા લોકો હમેશાં બહુ સારા હોતા નથી અને એકંદરે આ સ્વર્ગપ્રાપ્તિની ઇચ્છા એ પણ સુખોપભોગની જ ઇચ્છા છે. એ ઇચ્છાનો પરિત્યાગ કરવો જોઇએ. સ્વર્ગમાં જવાનો વિચાર કરવો એ અત્યંત નાનું-અત્યંત ક્ષુદ્ર કાર્ય છે. કોટ્યાધિપતિ બનવાના અને લોકો પર સત્તા ચલાવવાના વિચાર જેવોજ એ વિચાર છે. સ્વર્ગો ઘણાં છે, પરંતુ તેમનાદ્વારા તમને સત્ય સુખનાં અને પ્રેમનાં દ્વારોમાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થઈ શકતો નથી.

## ગુણ્ય મૂર્તિઓ

સંસ્કૃતમાં પ્રતીકા અને પ્રતિમા એવા બે શબ્દો છે. પ્રતીકાનો અર્થ તરફ આવવું-નિકટ આવવું એ થાય છે. સમસ્ત દેશોમાં તમે આરાધનાના ભિન્નભિન્ન ક્રમો જુઓ છો. ઉદાહરણાર્થ, આ દેશમાં કેટલાક લોકો સંતોની પ્રતિમાઓની પૂજા કરે છે અને કેટલાક લોકો અમુક પ્રતિમાઓ અને મૂર્તિઓની પૂજા કરે છે. વળી કેટલાક લોકો મનુષ્યોથી ઉચ્ચતર એવાં

ભિન્નભિન્ન પ્રાણીઓની પૂજા કરે છે અને તેમની સંખ્યા બહુ શીઘ્રતાથી વધતી જાય છે. મારા વાંચવામાં આવ્યું છે કે, મૃતાત્માઓની પૂજા કરનારા આશરે એંશી લાખ માણસો આ દેશમાં (અમેરિકામાં) છે! વળી બીજા કેટલાક એવા લોકો હોય છે કે, જેઓ અમુક ઉચ્ચતર કોટિનાં પ્રાણીઓ, જેવાં કે દેવદૂતો, દેવો, વગેરેની પૂજા કરે છે. ભક્તિયોગ આ ભિન્નભિન્ન ક્રમો પૈકી કોઇને પણ ખરાબ ઠરાવતો નથી, પરંતુ તે સર્વનો એક સંજ્ઞામાં અર્થાત્ પ્રતીકામાં સમાવેશ કરે છે. આ લોકો ખુદ ઇશ્વરની પૂજા કરતા નથી, પરંતુ પ્રતીકાની પૂજા કરે છે આ પ્રતીકાપૂજા આપણને ઉદ્ધાર અને મુક્તિ અપાવી શકતી નથી. જે કેટલીક વિશિષ્ટ વસ્તુઓને માટે આપણે પ્રતીકાપૂજા કરીએ છીએ તેજ માત્ર તે આપણને આપી શકે છે. ઉદાહરણાર્થ, જો એક માણસ પોતાના મૃત પૂર્વજો અથવા મૃત મિત્રોની પૂજા કરે, તો તેમની પાસેથી અમુક શક્તિઓ અથવા અમુક માહિતી પ્રાપ્ત થાય છે; પરંતુ મુક્તિ કે જે ઉચ્ચતમ લક્ષ્ય છે, તે તો માત્ર સ્વયં પ્રભુનીજ પૂજા કરવાથી પ્રાપ્ત થાય છે. વેદની વ્યાખ્યા કરતાં કેટલાક પ્રાચ્યભાષાભિજ્ઞો જણાવે છે કે, સ્વયં સાકાર ઈશ્વર ભલે પ્રતીકા હોય પરંતુ પ્રતીકાઓ એ સાકાર કે નિરાકાર ઈશ્વર નથી. તેમની ઇશ્વર તરીકે પૂજા થઇ શકે નહિ. માટે લોકો જો એમ ધારતા હોય કે, આ ભિન્નભિન્ન પ્રતીકાઓની દેવદૂતો અથવા પૂર્વજો અથવા મહાત્માઓ (ધાર્મિક પુરુષો, સંતો વગેરે) કિંવા મૃતાત્માઓ તરીકે પૂજા કરવાથી તેમને કદી પણ મુક્તિ પ્રાપ્ત થઇ શકશે તો તેઓ મોટી ભૂલ કરે છે. બહુ બહુ એથી કરીને તો તેમને માત્ર કેટલીક શક્તિઓ પ્રાપ્ત થઈ શકશે. કેવળ ઈશ્વરજ આપણને મુક્ત કરી શકે છે; પરંતુ તેટલા માટે તેમનો તિરસ્કાર કરવો ન જોઇએ. તેમની આરાધના કાંઇ

ફળ અવશ્ય નિપજાવે છે. જે માણસ ઉચ્ચતર વસ્તુ સમજતો નથી; તેને આ પ્રતીકાઓની પૂજાથી કાંઇક શક્તિ, કાંઇક આનંદ અવશ્ય પ્રાપ્ત થાય છે અને ઘણો અનુભવ પ્રાપ્ત થયા પછી જ્યારે તે મુક્તિ મેળવવાને કટિબદ્ધ થશે ત્યારે તે સ્વેચ્છાથીજ પ્રતીકાઓનો ત્યાગ કરશે.

આ સમસ્ત ભિન્નભિન્ન પ્રકારની પ્રતીકાપૂજામાં સૌથી વિશેષ પ્રચલિત પ્રકાર મૃત મિત્રોની પૂજાનો છે. આપણામાં માનવ–પ્રકૃતિ, અંગત પ્રેમ, મિત્રપ્રેમ એટલો બધો પ્રબળ હોય છે કે જ્યારે આપણા મિત્રો મરણ પામે છે ત્યારે આપણે તેમને પુનઃ એક વાર જોવા ઇચ્છીએ છીએ. આપણે તેમના દેહોને વળગી રહીએ છીએ. આ વાત આપણે ભૂલી જઇએ છીએ કે, જ્યારે તેઓ જીવંત હતા ત્યારે તેમના દેહોમાં નિરંતર પરિવર્તન થયા કરતું હતું અને જ્યારે તેઓ મરણ પામે છે ત્યારે આપણે ધારીએ છીએ કે તેઓ પરિવર્તન રહિત બને છે અને આપણે તેમને તેવીજ દશામાં જોઇશું! એટલુંજ નહિ પરંતુ એકાદ મિત્ર વા પુત્ર બદમાશ હોય તોપણ જ્યારે તે મરણ પામે ત્યારે આપણને એમજ લાગે છે કે, તે જગતમાં પવિત્રમાં પવિત્ર મનુષ્ય છે! હિંદમાં કેટલાક એવા લોકો છે કે જેઓ, બાળક મરી જાય તો તેને બાળતા નથી, પરંતુ દાટે છે; અને તેની ઉપર એક મંદિર બંધાવે છે અને તે નાનું બાળક તે મંદિરનો દેવ બને છે! ઘણા દેશોમાં આ પ્રકારનો ધર્મ બહુ પ્રચલિત હોય છે અને આ ધર્મજ સર્વ ધર્મોનું મૂળ છે એમ માનનારા દાર્શનિકોની પણ કાંઇ ખોટ નથી. અલબત્ત, તેઓ આ વાત સિદ્ધ કરી શકતા નથી. છતાં આ વાત આપણે સ્મરણમાં રાખવી જોઇએ કે આ પ્રતી[illegible] કદી પણ આપણને ઉદ્ધાર વા મુક્તિ [illegible] આ નર[illegible] એ બહુ ભયકારક છે. આ પ્રતીકાઓ [illegible]

તો તો સારું, પરંતુ નવ્વાણું ટકા આપણું સમગ્ર જીવન આ પ્રતીકાઓને વળગી રહે એવો ભય રહેલો હોય છે. એક ધર્મમાં જન્મ ગ્રહણ કરવો એ બહુ સારી વાત છે, પરંતુ તેમાં ને તેમાંજ મરણ પામવું એ બહુ ખરાબ વાત છે. વધારે સ્પષ્ટ રીતે બોલીએ તો અમુક પંથમાં જન્મવું અને તેનું શિક્ષણ પ્રાપ્ત કરવું એ બહુ સારી વાત છે, તેથી આપણા ઉચ્ચતર ગુણો પ્રકટ થાય છે; પરંતુ આપણામાંના પુષ્કળ માણસો તે નાના પંથમાંજ મરણ પામે છે, તેઓ તેમાંથી કદી બહાર નીકળતા નથી, તેઓ કદી વિકાસ પામતા નથી. આ સર્વ પ્રતીકાપૂજાઓમાં આ મહાન ભય રહેલો હોય છે. આપણે કહીએ છીએ કે, આપણે આ સર્વ ક્રમોમાંથી પસાર થવાનું છે, પરંતુ આપણે કદી પણ તેની બહાર નીકળતા નથી, અને આપણે વૃદ્ધ થઇએ તોપણ તેમને વળગી રહીએ છીએ. જો એક તરુણ મનુષ્ય દેવાલયમાં ન જતો હોય તો તેને ધિક્કારી કાઢવો જોઇએ; પરંતુ જો એક વૃદ્ધ મનુષ્ય દેવાલયમાં જતો હોય તો તેને પણ ધિક્કારી કાઢવો જોઇએ; કેમકે તેને હવે આ બાળકોની રમતની સાથે કાંઇ પણ સંબંધ નથી. ઉંમરની સાથે જ્ઞાનમાં પણ માણસોએ આગળ વધવું જોઇએ અને એવી વૃદ્ધિ પામેલા માણસને વિધિઓ, પ્રતીકાઓ અને સમસ્ત પ્રારંભિક સાધનોની સાથે શો સંબંધ છે?

આ પ્રતીકાપૂજાનો ગ્રંથપૂજા એ બીજો સબળ પ્રકાર છે. એ સબળમાં સબળ પ્રકાર છે. પ્રત્યેક દેશમાં તમે જુઓ છો કે ગ્રંથ ઇશ્વર બની જાય છે. મારા દેશમાં કેટલાક પંથના લોકો માને છે કે ઇશ્વર અવતાર ધારણ કરે છે અને મનુષ્ય બને છે. પરંતુ મનુષ્યના રૂપમાં અવતાર ધારણ કરનાર ઇશ્વરે પણ વેદને અનુકૂળ થવું જોઇએ! અને જો તેના બોધો વેદાનુકૂલ ન હોય, તો તેઓ તેને માનશે નહિ. હિંદુઓ બુદ્ધને પૂજે છે, પરંતુ જો તમે તેમને

ફળ અવશ્ય નિપજાવે છે. જે માણસ ઉચ્ચતર વસ્તુ સમજતો નથી; તેને આ પ્રતીકાઓની પૂજાથી કાંઈક શક્તિ, કાંઈક આનંદ અવશ્ય પ્રાપ્ત થાય છે અને ઘણો અનુભવ પ્રાપ્ત થયા પછી જ્યારે તે મુક્તિ મેળવવાને કટિબદ્ધ થશે ત્યારે તે સ્વેચ્છાથીજ પ્રતીકાઓનો ત્યાગ કરશે.

આ સમસ્ત ભિન્નભિન્ન પ્રકારની પ્રતીકાપૂજામાં સૌથી વિશેષ પ્રચલિત પ્રકાર મૃત મિત્રોની પૂજાનો છે. આપણામાં માનવ-પ્રકૃતિ, અંગત પ્રેમ, મિત્રપ્રેમ એટલો બધો પ્રબળ હોય છે કે જ્યારે આપણા મિત્રો મરણ પામે છે ત્યારે આપણે તેમને પુનઃ એક વાર જોવા ઇચ્છીએ છીએ. આપણે તેમના દેહોને વળગી રહીએ છીએ. આ વાત આપણે ભૂલી જઇએ છીએ કે, જ્યારે તેઓ જીવંત હતા ત્યારે તેમના દેહોમાં નિરંતર પરિવર્તન થયા કરતું હતું અને જ્યારે તેઓ મરણ પામે છે ત્યારે આપણે ધારીએ છીએ કે તેઓ પરિવર્તન રહિત બને છે અને આપણે તેમને તેવીજ દશામાં જોઇશું! એટલુંજ નહિ પરંતુ એકાદ મિત્ર વા પુત્ર બદમાશ હોય તોપણ જ્યારે તે મરણ પામે ત્યારે આપણને એમજ લાગે છે કે, તે જગતમાં પવિત્રમાં પવિત્ર મનુષ્ય છે! હિંદમાં કેટલાક એવા લોકો છે કે જેઓ, બાળક મરી જાય તો તેને બાળતા નથી, પરંતુ દાટે છે; અને તેની ઉપર એક મંદિર બંધાવે છે અને તે નાનું બાળક તે મંદિરનો દેવ બને છે! ઘણા દેશોમાં આ પ્રકારનો ધર્મ બહુ પ્રચલિત હોય છે અને આ ધર્મજ સર્વ ધર્મોનું મૂળ છે એમ માનનારા દાર્શનિકોની પણ કાંઈ ખોટ નથી. અલબત્ત, તેઓ આ વાત સિદ્ધ કરી શકતા નથી. છતાં આ વાત આપણે સ્મરણમાં રાખવી જોઇએ કે આ પ્રતીકાપૂજા કદી પણ આપણને ઉદ્ધાર વા મુક્તિ અપાવી શકતી નથી. વળી એ બહુ ભયકારક છે. આ પ્રતીકાઓ આપણને આગળ લઇ જાય

તો તો સારૂં, પરંતુ નવ્વાણું ટકા આપણું સમગ્ર જીવન આ પ્રતીકાઓને વળગી રહે એવો ભય રહેલો હોય છે. એક ધર્મમાં જન્મ ગ્રહણ કરવો એ બહુ સારી વાત છે, પરંતુ તેમાં ને તેમાંજ મરણ પામવું એ બહુ ખરાબ વાત છે. વધારે સ્પષ્ટ રીતે બોલીએ તો અમુક પંથમાં જન્મવું અને તેનું શિક્ષણ પ્રાપ્ત કરવું એ બહુ સારી વાત છે, તેથી આપણા ઉચ્ચતર ગુણો પ્રકટ થાય છે; પરંતુ આપણામાંના પુષ્કળ માણસો તે નાના પંથમાંજ મરણ પામે છે, તેઓ તેમાંથી કદી બહાર નીકળતા નથી, તેઓ કદી વિકાસ પામતા નથી. આ સર્વ પ્રતીકાપૂજાઓમાં આ મહાન ભય રહેલો હોય છે. આપણે કહીએ છીએ કે, આપણે આ સર્વ ક્રમોમાંથી પસાર થવાનું છે, પરંતુ આપણે કદી પણ તેની બહાર નીકળતા નથી, અને આપણે વૃદ્ધ થઇએ તોપણ તેમને વળગી રહીએ છીએ. જો એક તરુણ મનુષ્ય દેવાલયમાં ન જતો હોય તો તેને ધિક્કારી કાઢવો જોઇએ; પરંતુ જો એક વૃદ્ધ મનુષ્ય દેવાલયમાં જતો હોય તો તેને પણ ધિક્કારી કાઢવો જોઇએ; કેમકે તેને હવે આ બાળકોની રમતની સાથે કાંઇ પણ સંબંધ નથી. ઉંમરની સાથે જ્ઞાનમાં પણ માણસોએ આગળ વધવું જોઇએ અને એવી વૃદ્ધિ પામેલા માણસને વિધિઓ, પ્રતીકાઓ અને સમસ્ત પ્રારંભિક સાધનોની સાથે શો સંબંધ છે?

આ પ્રતીકાપૂજાનો ગ્રંથપૂજા એ બીજો સબળ પ્રકાર છે. એ સબળમાં સબળ પ્રકાર છે. પ્રત્યેક દેશમાં તમે જુઓ છો કે ગ્રંથ ઇશ્વર બની જાય છે. મારા દેશમાં કેટલાક પંથના લોકો માને છે કે ઇશ્વર અવતાર ધારણ કરે છે અને મનુષ્ય બને છે. પરંતુ મનુષ્યના રૂપમાં અવતાર ધારણ કરનાર ઇશ્વરે પણ વેદને અનુકૂળ થવું જોઇએ! અને જો તેના બોધો વેદાનુકૂલ ન હોય, તો તેઓ તેને માનશે નહિ. હિંદુઓ બુદ્ધને પૂજે છે, પરંતુ જો તમે તેમને

કહો કે, "તમે બુદ્ધને પૂજો છો તો તમે તેના બોધો શા માટે ગ્રહણ કરતા નથી?" તો તેઓ કહેશેઃ "બૌદ્ધો વેદને માનતા નથી એટલા માટે!" ગ્રંથપૂજાનો આ અર્થ છે. એક ધાર્મિક પુસ્તકના નામે તમે ગમે તેટલાં અસત્યો બોલો તો કોઇ વાંધો લેતું નથી. ભારતવર્ષમાં જો મારે કાંઈક નવીન બોધ આપવો હોય અને તે હું માત્ર મારા પોતાના પ્રમાણથી આપું તો કોઇ પણ તેને શ્રવણ કરશે નહિ; પરંતુ જો હું કેટલાક વેદમંત્રો ગ્રહણ કરૂં અને તેનો અશક્યમાં અશક્ય અર્થ કરૂં, તેમાં રહેલી પ્રત્યેક બુદ્ધિયુક્ત વાતનું ખૂન કરૂં અને વેદના વિચારો તરીકે મારા પોતાના વિચારો બહાર પાડું તો અજ્ઞાની લોકો જથાબંધ મારા અનુયાયી બનશે! કેટલાક માણસો ખ્રિસ્તી ધર્મનો એવા પ્રકારનો ઉપદેશ આપે છે કે તે સાધારણ ખ્રિસ્તીને તો ગભરાવીને બુદ્ધિશૂન્યજ બનાવી દે. તેઓ કહે છે કે, "જિસસ ક્રાઇસ્ટના કહેવાનો આ અર્થ હતો!" અને ઘણા માણસો તેમની આસપાસ એકત્ર થાય છે. જો કોઇ નવીન વસ્તુ વેદમાં અથવા બાયબલમાં ન હોય તો તે લોકોને જોઇતી નથી. જ્યારે તમે એક નવી અને ચોંકાવનારી વાત સાંભળો છો ત્યારે તમે વ્યાકુલ બની જાઓ છો અથવા જ્યારે તમે એક નવીન વસ્તુ જુઓ છો ત્યારે તમે ચોંકી જાઓ છો. આપણા દેહનું બંધારણજ એ પ્રકારનું છે. વિચારોના સંબંધમાં એથી પણ વિશેષ પ્રબળ રીતે એમ બને છે. મન અમુક ઘરેડમાંજ ચાલતું આવ્યું હોય છે અને નવીન વિચાર ગ્રહણ કરતાં તેને બહુ શ્રમ પડે છે. પ્રથમ તો નવીન વિચારને એ ઘરેડની નિકટ આપણે મૂકવો પડે છે અને પછીજ આપણે તેને ધીમે ધીમે ગ્રહણ કરી શકીએ છીએ. આ સારી યુક્તિ છે, પરંતુ ખરાબ નીતિ છે. આજે સુધારકો અને જેમને તમે ઉદાર મતના ઉપદેશકો કહો છો તેઓ સમાજમાં કેટલી

વિસંગતતાઓ ફેલાવી રહ્યા છે તેનો વિચાર કરો. ખ્રિસ્તી વૈજ્ઞાનિકોના મત પ્રમાણે જિસસ એક મહાન વૈદ્ય હતો; અધ્યાત્મ શાસ્ત્રવેત્તાઓના મત પ્રમાણે તે એક મહાન અધ્યાત્મજ્ઞાની હતો; થિયોસોફિસ્ટોના મત પ્રમાણે તે એક મહાત્મા હતો. અને એકજ શ્લોકમાંથી આ સમસ્ત ભિન્નભિન્ન અર્થો કાઢવામાં આવે છે! વેદમાં એક શ્લોકમાં જણાવવામાં આવ્યું છે કે, "હે પ્રિય! આરંભમાં કેવળ સતનુંજ અસ્તિત્વ હતું, ઇતર કોઇ પણ વસ્તુ નહોતી." આ શ્લોકમાંના સત શબ્દના ઘણા ભિન્નભિન્ન અર્થ કરવામાં આવે છે. પરમાણુવાદીઓ કહે છે કે, એ શબ્દનો અર્થ "પરમાણુઓ" થાય છે, અને આ પરમાણુઓમાંથી જગતની ઉત્પત્તિ થઇ છે. નિસર્ગવાદીઓ કહે છે કે, આ શબ્દનો અર્થ "નિસર્ગ" થાય છે અને નિસર્ગમાંથી પ્રત્યેક વસ્તુની ઉત્પત્તિ થઈ છે. શૂન્યવાદીઓ કહે છે કે એ શબ્દ "શૂન્ય" ના અર્થમાં વપરાયો છે અને શૂન્યમાંથી પ્રત્યેક વસ્તુ ઉત્પન્ન થઇ છે. આસ્તિકો કહે છે કે એનો અર્થ "ઇશ્વર" થાય છે અને અદ્વૈતવાદીઓ કહે છે કે એનો અર્થ "કેવળબ્રહ્મ" થાય છે! તે સર્વે પોતાના મતના પ્રમાણ તરીકે ઉક્ત શ્લોક ટાંકે છે.

આ ગ્રંથપૂજાના દોષો છે, પરંતુ અન્ય પક્ષે એમાં એક મહાન લાભ પણ રહેલો છે અને તે બળ આપે છે. ગ્રંથ ધરાવનાર ધર્મપંથો સિવાયના સમસ્ત ધર્મપંથો નષ્ટ થઇ ગયા છે. ગ્રંથ ધરાવનાર પંથોનો કોઇ પણ નાશ કરી શકે એમ જણાતું નથી. તમારામાંના કેટલાકે પારસીઓ વિષે સાંભળ્યું છે. તેઓ પ્રાચીન ઇરાનીઓ હતા અને એક વખત પ્રાયઃ દસકરોડની સંખ્યામાં હતા. તેમાંના ઘણાને આરબોએ જીતી લીધા અને મુસલમાન બનાવ્યા. તેમાંના થોડાક માણસો પોતાના ગ્રંથસહિત અત્યાચારીઓના હાથમાંથી નાસી છૂટ્યા અને તેમનો ગ્રંથ અદ્યાપિ

તેમનું સરંક્ષણ કરી રહ્યો છે. ગ્રંથ એ ઈશ્વરનું સૌથી વિશેષ અનુભાવ્ય સ્વરૂપ છે. યહૂદીઓનો વિચાર કરો. જો તેમનો ગ્રંથ ન હોત તો જગતમાંથી સમૂળુંજ તેમનું અસ્તિત્વ મટી ગયું હોત પરંતુ ગ્રંથજ તેમનું સંરક્ષણ કરી રહ્યો છે તેમની ઉપર ભયંકરમાં ભયંકર અત્યાચાર કરવામાં આવ્યો છે, પરંતુ ટાલ્મડે તેમને સંગઠિત રાખ્યા છે. ગ્રંથના મહાન લાભો પૈકી એક એ છે કે તે પ્રત્યેક વસ્તુને અનુભાવ્ય અને અનુકૂળ સ્વરૂપ આપે છે અને તે સરળમાં સરળ પ્રતીકો છે. વેદિ ઉપર એક ગ્રંથને મૂકો અને પ્રત્યેક જણ તેને જોશે. સારો ગ્રંથ પ્રત્યેક જણ વાંચે છે.

પરંતુ બીજી તરફ જોતાં ગ્રંથોની ઓથેજ જગતમાં અનેક પ્રકારના મતપથો ઊભા થયા છે અને અર્થના અનર્થ કરી કરીનેજ જગતમાં અત્યાચાર અને ધર્માંધતા ફેલાતાં આવ્યાં છે. સાંપ્રત સમયમાં ગ્રંથોની ઓથેજ પ્રત્યેક સ્થળે અસત્યવાદીઓ ઉત્પન્ન થઈ રહ્યા છે. પ્રત્યેક દેશમાં આવા અસત્યવાદીઓની સંખ્યા જોઈને હું આશ્ચર્યચકિત થઈ જાઉં છું.

એ પછી પ્રતિમા અને પ્રતિમાના ઉપયોગ વિષે વિચાર કરવાનો છે. સમગ્ર જગતમાં તમે એક વા બીજા રૂપમાં પ્રતિમાઓ જોશો. કેટલાક દેશોમાં મનુષ્યના ઉત્તમોત્તમ આકારમાં પ્રતિમા હોય છે. જો હું પ્રતિમાપૂજા કરવા માગતો હોઉં, તો હું પશુ અથવા મકાનના સ્વરૂપમાં કિંવા કોઈ ઇતર સ્વરૂપમાં તેની પ્રતિમા બનાવવાને બદલે મનુષ્યના સ્વરૂપમાંજ બનાવું. એક પંથના લોકો માને છે કે અમુક પ્રકારની પ્રતિમા યોગ્ય છે તો બીજા પંથના લોકો માને છે કે તે ખરાબ છે. ખ્રિસ્તીઓ ધારે છે કે ઈશ્વર કબૂતરના રૂપમાં આવ્યો હતો એ વાત યથાવત્ છે; પરંતુ તે મત્સ્યના રૂપમાં આવ્યો હતો એવી હિંદુઓની માન્યતા બિલકુલ ખોટી અને વહેમભરેલી છે ! યહૂદીઓ ધારે છે કે જે-

ની ઉપર બે દેવદૂતો બેઠેલા હોય અને જેની અંદર એક ગ્રંથ હોય એવી એક પેટીના રૂપમાં જો પ્રતિમા બનાવવામાં આવે તો તે સમુચિત છે; પરંતુ જો તે એક પુરુષ અથવા સ્ત્રીના રૂપમાં બનાવવામાં આવે તો તે ખરાબ કાર્ય છે ! મુસલમાનો ધારે છે કે પ્રાર્થના કરતી વખત જો તેઓ પોતાના મનમાં મસ્જિદ અને તેમાંના કાળા પાષાણ-કાબાની મૂર્તિ ધારણ કરવાનો પ્રયત્ન કરે અને પશ્ચિમ તરફ મુખ રાખે તો તે યથાવત્ છે; પરંતુ જો તમે દેવાલયના રૂપમાં પ્રતિમા બનાવો તો તે પાષાણપૂજા છે! પ્રતિમાપૂજાનો આ દોષ છે; પરંતુ આ સર્વ આવશ્યક ક્રમો હોય એમ જણાય છે.

આ બાબતમાં આપણી પોતાનીજ માન્યતાને વળગી રહેવું સૌથી વિશેષ મહત્ત્વનું છે; પરંતુ તેનાદ્વારા આપણે સાક્ષાત્કાર શું કર્યો છે એજ મુખ્ય પ્રશ્ન છે. જિસસ, બુદ્ધ અથવા મોઝિઝે જે પ્રાપ્ત કર્યું તે જો આપણે પોતે પ્રાપ્ત ન કરીએ તો તે આપણને લેશ પણ ઉપયોગી નથી. આપણે એક ઓરડામાં ભરાઈ બેસીએ અને મોઝિઝે જે ભોજન કર્યું હોય તેનોજ વિચાર કર્યા કરીએ તો તેથી આપણી ક્ષુધાની તૃપ્તિ થશે નહિ, તેમજ મોઝિઝે જે વિચાર અને પુરુષાર્થ કર્યો હોય તેથી કરીને કાંઈ આપણો ઉદ્ધાર થશે નહિ. આ બાબતો પર મારા વિચાર તો બહુ સ્વતંત્ર છે. કેટલીક વાર મને એમ લાગે છે કે, હું સમસ્ત પ્રાચીન આચાર્યોની સાથે સંમત થાઉં તે યથાવત્ છે અને કેટલીક વાર મને લાગે છે કે તેઓ મારી સાથે સંમત થાય એ યથાવત્ છે. મને સ્વતંત્ર વિચાર કરવા પ્રત્યે શ્રદ્ધા છે. તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખો; પરંતુ ધર્મમાં સ્વતંત્ર અન્વેષણ કરો. તેમણે જેવી રીતે પોતાનો પ્રકાશ શોધી કાઢ્યો તેવી રીતે મારે મારો પ્રકાશ શોધી કાઢવો જોઇએ. તમારૂં બાયબલ તમારેજ બનવાનું છે.

માર્ગમાંના દીપક તરીકે, માર્ગદર્શક સ્તંભ તરીકે, માર્ગદર્શક ચિહ્ન તરીકે, તમારે ખ્રિસ્તના બાયબલ પ્રત્યે પૂજ્યભાવ રાખવાનો છે; પરંતુ તમારે તેનુ વગર સમજ્યે અનુસરણ કરવાનું નથી. આ પ્રતિમાઓ વગેરે પણ આવશ્યક છે. તમે તમારૂં મન એકાગ્ર કરવાનો અથવા કોઈ વિચાર કરવાનો પ્રયત્ન કરશો એટલે તમને પ્રતીત થશે કે તમારા મનમાં સ્વાભાવિક રીતેજ મૂર્તિઓ ઉપસ્થિત થાય છે અને એ ઘટનાને તમે અટકાવી શકતા નથી.

બે પ્રકારના માણસોને પ્રતિમાઓની આવશ્યકતા હોતી નથી. એક માનવ-પશુ કે જેને ધર્મનો વિચારજ હોતો નથી તેને અને બીજો આ ક્રમોમાંથી પસાર થઇ ગયેલા પૂર્ણાત્માને. આ બે છેડાઓની વચ્ચેની દશામાંજ આપણુ સર્વને બહાર તેમજ અંદર કોઇક પ્રકારનો આદર્શ જોઇએ છે. તે આદર્શ મૃત માનવપ્રાણીના રૂપમાં હો કિંવા જીવંત પુરુષ વા સ્ત્રીના રૂપમાં હો. આવી દેહ-શરીર પ્રત્યેની આસક્તિ મનુષ્યમાં સ્વાભાવિકપણેજ રહેલી છે. સ્થૂલતા ધારણ કરવાની આપણી વૃત્તિ સ્વાભાવિક હોય છે. જો આપણે સ્થૂલતા ધારણ ન કરી હોત તો આપણે અહીંયાં શી રીતે હોત? આપણે સ્થૂલતાને પ્રાપ્ત થયેલા આત્મા છીએ અને તેથીજ આપણે આ પૃથ્વી પર આવેલા છીએ. સ્થૂલતાજ આપણુને અત્રે લાવી છે અને એજ આપણને અત્રેથી લઈ જશે. ઇંદ્રિયોના વિષયોની પાછળ ભટકવાથીજ આપણે મનુષ્ય બન્યા છીએ અને આપણે અન્યથા ગમે તે કહીએ તોપણુ આપણે સાકાર પ્રાણીઓનીજ પૂજા કરવાના. "મનુષ્યભક્ત બનશો નહિ" એમ કહેવું બહુ સહેલું છે; પરંતુ સાધારણ રીતે જે માણસ એમ કહે છે તેજ મોટામાં મોટો "મનુષ્યભક્ત" હોય છે. વિશિષ્ટ પુરુષો અને સ્ત્રીઓ પ્રત્યેનો તેનો અનુરાગ બહુ પ્રબળ હોય છે. જ્યારે તેઓ મરણ પામે છે ત્યારે પણ તે એ અનુરાગનો ત્યાગ કરતો

નથી. તે મૃત્યુ પછી પણ તેમનું અનુસરણ કરવા માગે છે. આ "અનુરાગ" એજ મૂર્તિપૂજા છે; આજ મૂર્તિપૂજાનું બીજ અને કારણ છે અને કારણ અસ્તિત્વ ધરાવતું હોવાથી તે કોઈક રૂપમાં પ્રકટ તો થવાનુંજ. સાધારણ પુરુષ વા સ્ત્રી પ્રત્યે આસક્તિ રાખવા કરતાં ક્રાઈસ્ટ વા બુદ્ધની પ્રતિમા પ્રત્યે આસક્તિ રાખવી અધિક સારી નથી? પશ્ચિમમાં લોકો કહે છે કે પ્રતિમાઓ સમક્ષ દંડવત્ પ્રણામ કરવા ઉચિત નથી; પરંતુ તેઓ એક સ્ત્રી સમક્ષ દંડવત્ પ્રણામ કરી શકે છે અને એમ કહી શકે છે કે, "તમે મારૂં જીવન છો, મારી આંખોનું તેજ છો, મારા આત્માનો પ્રકાશ છો." આ વધારે ખરાબ પ્રકારની મૂર્તિપૂજા છે. આ ભૌતિક અનુરાગ છે. એ પુષ્પોથી આવૃત્ત થયેલો સ્વાર્થી પ્રેમ છે. એવા પ્રેમ કરતાં આગળ નહિ વધેલા કવિઓ ભલે તેને સારૂં નામ આપે અને તેની ઉપર સમસ્ત ઉપમાઓ આરોપે; પરંતુ બુદ્ધ અથવા મહાવીર કે ક્રાઈસ્ટ અથવા કૃષ્ણની મૂર્તિ આગળ દંડવત્ કરવા અને "તું મારૂં જીવન છે" એમ કહેવું એ શું એના કરતાં અધિક સારૂં નથી? હું તો તેમજ કરૂં.

આ પ્રમાણે જે કોઈ વસ્તુની ઈશ્વર તરીકે પૂજા કરવામાં આવે છે તે ઈશ્વરપ્રાપ્તિના એક પગથિયારૂપ થઈ રહે છે. કૃત્તિકાના તારામંડળની પાસેના અરુન્ધતીના નામથી ઓળખાતા એક નાના તારાને દર્શાવવાની પદ્ધતિ એ આનું એક ઉદાહરણ છે. આપણને પ્રથમ તેની પાસેનો એક મોટો તારો દેખાડવામાં આવે છે અને જ્યારે આપણું ધ્યાન તેની ઉપર ચોટે તથા આપણે તેને ઓળખીએ ત્યારે આપણને તેનાથી નાનો અધિક નિકટનો તારો દર્શાવવામાં આવે છે. અંતે આપણું ધ્યાન જ્યારે તેની ઉપર સ્થિર થાય ત્યારે આપણને અરુન્ધતી દેખાડવામાં આવે છે. આવી રીતે આ સર્વ ભિન્નભિન્ન પ્રતીકો અને પ્રતિમાઓ પણ આપ-

ણને ઈશ્વરની સમીપ લઈ જાય છે. બુદ્ધ અને ક્રાઈસ્ટની પૂજા એ પ્રતીકાપૂજા છે અને એ પણ આપણને ઈશ્વરપૂજાની નિકટ લઈ જાય છે. પરંતુ આ બુદ્ધ અને ક્રાઈસ્ટની પૂજાથી પણ આપણે આગળ વધવું જોઈએ. કેવળ ઈશ્વરજ આપણો ઉદ્ધાર કરી શકે છે. કેટલાક દાર્શનિકો એવા પણ છે કે જેઓ કહે છે કે, "ક્રાઈસ્ટ આદિને ઈશ્વર ગણવા જોઈએ. તેઓ પ્રતીકાઓ નથી, પરંતુ સ્વયં ઈશ્વર છે." જો કે આપણે આ સમસ્ત ભિન્નભિન્ન પ્રતીકાઓને–ઈશ્વરપ્રાપ્તિના આ ભિન્નભિન્ન ક્રમોને ગ્રહણ કરીએ તેથી આપણને હાનિ નથી; પરંતુ જો આપણે એમજ ધારીએ કે, "તેમની પૂજા કરવાથી આપણે ખુદ ઈશ્વરની પૂજાજ કરીએ છીએ" તો આપણે ભૂલજ કરીએ છીએ. જો એક માણસ એમ ધારે કે માત્ર પ્રતિમાની પૂજા કરવાથીજ અથવા મૃતાત્માઓની પૂજા કરવાથીજ તેનો ઉદ્ધાર થશે તો તેને સંપૂર્ણતઃ ભ્રમમાં પડેલો સમજવો. જો આપણે પ્રતિમાનું વિસ્મરણ કરી શકતા હોઈએ અને તેમાં ઈશ્વરનું દર્શન કરી શકતા હોઈએ તો આપણે કોઈ પણ વસ્તુમાં ઈશ્વરનું દર્શન કરીને તેની પૂજા કરી શકીએ. આપણે ઈશ્વરની કોઈ મૂર્તિ કલ્પવી ન જોઈએ; પરંતુ તે જીવન કે જે ઈશ્વર છે તેને આપણે કોઈ પણ મૂર્તિમાં પૂરી શકીએ. માત્ર પ્રતિમાને વીસરી જાઓ, એટલે તમારૂં કાર્ય યથાવત્ છે, કારણકે "ઈશ્વરમાંથીજ પ્રત્યેક વસ્તુની ઉત્પત્તિ થાય છે." તેજ પ્રત્યેક વસ્તુ છે. આપણે એક ચિત્રની ઈશ્વર તરીકે પૂજા કરી શકીએ; પરંતુ આપણે ઈશ્વરની ચિત્ર તરીકે પૂજા ન કરી શકીએ. ચિત્રમાં ઈશ્વરનું દર્શન કરવું યથોચિત છે, પરંતુ ચિત્રની ઈશ્વર તરીકે પૂજા કરવી અનુચિત છે. ग[illegible]ामां પરમેશ્વર એ સંપૂર્ણતઃ ઉચિત છે. આ ઈશ્વરની સ[illegible] પરંતુ મૂર્તિ-રૂપેજ ઈશ્વરની પૂજા એ તો કેવળ અ[illegible]

ભક્તિમાં જે બીજી મહાન વસ્તુનો વિચાર કરવાનો છે તે નામશક્તિ (નામની શક્તિ) છે. આ સમગ્ર વિશ્વ નામ અને રૂપનું બનેલું છે. આપણે જે જે વસ્તુ જોઇએ છીએ તે તે નામ અને રૂપનું સમિશ્રણ છે કે કાં તો કેવલરૂપ કે જે માનસિક મૂર્તિ છે તે સહિત નામ છે. એવી કોઈ પણ વસ્તુ નથી કે જેને નામ અને રૂપ ન હોય. આપણે સર્વ ઇશ્વરને નિરાકાર માનીએ છીએ; પરંતુ આપણે તેનું ચિંતન કરવા માંડીએ છીએ કે તરતજ તેને નામ અને રૂપ એ ઉભય પ્રાપ્ત થાય છે. ચિત્ત એ પ્રશાંત સરોવર સમાન છે અને વિચારો આ ચિત્ત ઉપર તરંગો સમાન છે. નામ તથા રૂપ એ આ વિચારોને ઉપસ્થિત થવાના સ્વાભાવિક માર્ગો છે. નામ અને રૂપ સિવાય તેમાં કોઈ પણ તરંગ ઊપજી શકતો નથી. નિર્ગુણ નિરાકાર વસ્તુનું ચિંતનજ થઈ શકતું નથી; કેમકે તે વસ્તુ ચિંતનથી પર છે. તેને વિચારનો વિષય બનાવવા જઇએ કે તરતજ તેને નામ અને રૂપ પ્રાપ્ત થવાંજ જોઇએ. ઘણા ગ્રંથોમાં જણાવવામાં આવ્યું છે કે, ઇશ્વરે શબ્દ વડે વિશ્વ ઉત્પન્ન કર્યું છે. શબ્દદ્વારા વિશ્વની ઉત્પત્તિનો ખ્રિસ્તી સિદ્ધાંત અને સંસ્કૃત ભાષાનો "શબ્દબ્રહ્મ" એકજ વસ્તુ છે. આ એક પ્રાચીન ભારતીય સિદ્ધાંત છે અને ભારતીય ઉપદેશકોએ તેને એલેકઝાંડ્રિયા લઈ જઈ ત્યાં સ્થાપિત કર્યો હતો. આ પ્રકારે શબ્દદ્વારા વિશ્વની ઉત્પત્તિનો સિદ્ધાંત અને ઈશ્વરાવતારનો સિદ્ધાંત ત્યાં સ્થાપિત થયો હતો. ઈશ્વરે શબ્દમાંથી પ્રત્યેક વસ્તુની ઉત્પત્તિ કરી છે એ વિચારમાં ગૂઢ અર્થ રહેલો છે. ઇશ્વર સ્વયં નિરાકાર હોવાથી આકારોની ઘટના કે ઉત્પત્તિનું વર્ણન કરવાનો આ ઉત્તમોત્તમ માર્ગ છે. જગતને માટે સંસ્કૃતમાં 'સૃષ્ટિ' (સર્જના) શબ્દ છે. "ઇશ્વરે શબ્દમાંથી પદાર્થોની ઉત્પત્તિ એનો અર્થ એજ કે વિશ્વની ઇશ્વરમાંથી ઉત્પત્તિ કરી

વિશ્વ બન્યો. સમગ્ર વિશ્વ તેમાંજ પાછું લય પામે છે અને વળી પાછું તેમાંથીજ ઉત્પન્ન થઈને પાછું તેમાં લીન થાય છે. અનંતકાળપર્યંત આજ પ્રકારે થયા કરશે. આપણે જોઈ ગયા કે મનમાં કોઈ પણ વસ્તુનો વિચાર નામ અને રૂપ વિના ઉત્પન્ન થઈ શકતો નથી. ધારો કે મન સંપૂર્ણતઃ શાંત છે, તેમાં લેશ પણ વિચાર નથી; છતાં તેમાં જ્યારે પણ વિચાર ઉત્પન્ન થવા લાગશે કે તરતજ તે નામ અને રૂપને ગ્રહણ કરશે. પ્રત્યેક વિચારને અમુક નામ અને અમુક રૂપ હોય છે. તેજ પ્રકારે સૃષ્ટિઉત્પત્તિને નામ અને રૂપની સાથે શાશ્વત સંબંધ રહેલો છે. આ રીતે આપણને પ્રતીત થાય છે કે મનુષ્યના મનમાં હોય અને હોઈ શકે એવા પ્રત્યેક વિચારની સાથે અમુક નામ અથવા શબ્દ તેના એક અંગ તરીકે જોડાયેલો હોવો જોઇએ. વસ્તુસ્થિતિ આવી હોવાથી એમ ધારવું સંપૂર્ણતઃ સ્વાભાવિક છે કે, જેવી રીતે આપણું શરીર એ આપણા વિચારનું પરિણામ છે—આપણું શરીર એ સ્થૂલતા અને બાહ્યસ્વરૂપને પ્રાપ્ત થયેલો આપણો વિચારજ છે, તેવી રીતે આ વિશ્વ પણ મનનુંજ—વિચારનુંજ પરિણામ છે. વળી આ વાત જો સત્ય હોય કે સમગ્ર વિશ્વની રચના આજ યોજના અનુસાર થયેલી છે તો એક પરમાણુની ઘટનાની રીત તમારા જાણવામાં આવતાં સમગ્ર વિશ્વની ઘટના કેવી રીતે થઈ છે તે તમે સમજી શકશો. અર્થાત્ શરીર એ તમારો બાહ્ય સ્થૂલ ભાગ છે અને મન એ તમારો આંતરિક સૂક્ષ્મ ભાગ છે અને એ ઉભય આપણા જીવનકાળમાં કદી પણ એક બીજાથી પૃથક્ થઈ શકતાં નથી. મનુષ્યનું મન અથવા શરીર જ્યારે અસ્વસ્થ થાય છે ત્યારે તેના વિચારો પણ અસ્વસ્થ થાય છે; કારણકે તેઓ મૂળમાં એકજ વસ્તુ હોય છે, એકજ વસ્તુનાં સૂક્ષ્મ અને સ્થૂલ અંગો હોય છે. ભૌતિક પદાર્થ અને મન એવી કોઈ બે વસ્તુઓ હોતીજ નથી.

જે પ્રકારે પવનના એક મોટા સમુચ્ચયમાં એકજ તત્ત્વનાં અર્થાત્ પવનનાં ઘન અને સૂક્ષ્મ સ્તરો હોય છે તેજ પ્રકારે શરીરમાં સ્થૂલ અને સૂક્ષ્મ ભાગો હોય છે. સમગ્ર શરીરમાં મૂળ વસ્તુ એકજ રહેલી હોય છે, પરંતુ તેમાં સ્થૂલથી સૂક્ષ્મપર્યંત અનેક સ્તરો હોય છે. બીજી રીતે કહેતાં સ્થૂલ શરીર એ આંગળીના નખ સમાન છે. નખને કાપી નાખવામાં આવે ત્યાર પછી પણ તે વૃદ્ધિંગત થતાજ રહે છે, તે પ્રકારે આપણા સૂક્ષ્મ વિચારોમાંથી એક પછી એક શરીરની ઉત્પત્તિ થયાજ કરે છે. એક વસ્તુ જેમ વિશેષ સૂક્ષ્મ હોય છે તેમ તે અધિક ટકાઉ હોય છે; અને તે જેમ વિશેષ સ્થૂલ હોય છે તેમ ઓછી ટકાઉ હોય છે. આ રીતે નામ અને રૂપ એ વિચારના નામથી ઓળખાતી એકજ શક્તિની સ્થૂલ અને સૂક્ષ્મ સ્થિતિઓ છે. એ ત્રણે એક પણ છે અને ત્રણ પણ છે. એ એકજ વસ્તુના ત્રણ ક્રમો છે—સૂક્ષ્મ, તેથી વિશેષ સ્થૂલ અને સૌથી વિશેષ સ્થૂલ. જ્યાં એક હોય છે ત્યાં બીજાં બે પણ હોય છે. જ્યાં નામ હોય છે ત્યાં રૂપ અને વિચાર પણ હોય છેજ; માટે સ્વાભાવિક રીતે ફલિત થાય છે કે જો વિશ્વની રચના શરીરરચનાના જેવીજ હોય, તો વિશ્વના પણ રૂપ, નામ અને વિચાર એવા વિભાગો હોવાજ જોઇએ. આ ઉપરથી સાબિત થાય છે કે "વિચાર" એ વિશ્વનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગ છે અને તેજ આ વિશ્વની મૂળ તથા ગતિદાયક શક્તિ છે. આપણા શરીરના મૂળમાં જે "વિચાર" રહેલો છે તેનું નામ જીવાત્મા કહેવાય છે અને વિશ્વની પાછળ રહેલો "વિચાર" ઇશ્વર કહેવાય છે. એ મૂળ વસ્તુની કાંઇક સ્થૂલભાવને પામેલી સ્થિતિ તે નામ છે; અને વધારે સ્થૂલભાવને પામેલી સ્થિતિ કે આપણે જેને જોઇએ અને અનુભવીએ છીએ તે રૂપ છે. ઉદાહરણાર્થ, તમે આ વિશ્વમાંનું એક વિશિષ્ટ આકારવાળું શરીર છો; ત્યાર પછી તેની પાછળ

વિશ્વ બન્યો. સમગ્ર વિશ્વ તેમાંજ પાછું લય પામે છે અને વળી પાછું તેમાંથીજ ઉત્પન્ન થઈને પાછું તેમાં લીન થાય છે. અનંતકાળપર્યંત આજ પ્રકારે થયા કરશે. આપણે જોઈ ગયા કે મનમાં કોઈપણ વસ્તુનો વિચાર નામ અને રૂપ વિના ઉત્પન્ન થઈ શકતો નથી. ધારો કે મન સંપૂર્ણતઃ શાંત છે, તેમાં લેશ પણ વિચાર નથી; છતાં તેમાં જ્યારે પણ વિચાર ઉત્પન્ન થવા લાગશે કે તરતજ તે નામ અને રૂપને ગ્રહણ કરશે. પ્રત્યેક વિચારને અમુક નામ અને અમુક રૂપ હોય છે. તેજ પ્રકારે સૃષ્ટિઉત્પત્તિને નામ અને રૂપની સાથે શાશ્વત સંબંધ રહેલો છે. આ રીતે આપણને પ્રતીત થાય છે કે મનુષ્યના મનમાં હોય અને હોઈ શકે એવા પ્રત્યેક વિચારની સાથે અમુક નામ અથવા શબ્દ તેના એક અંગ તરીકે જોડાયેલો હોવો જોઇએ. વસ્તુસ્થિતિ આવી હોવાથી એમ ધારવું સંપૂર્ણતઃ સ્વાભાવિક છે કે, જેવી રીતે આપણું શરીર એ આપણા વિચારનું પરિણામ છે–આપણું શરીર એ સ્થૂલતા અને બાહ્યસ્વરૂપને પ્રાપ્ત થયેલો આપણો વિચારજ છે, તેવી રીતે આ વિશ્વ પણ મનનુંજ–વિચારનુંજ પરિણામ છે. વળી આ વાત જો સત્ય હોય કે સમગ્ર વિશ્વની રચના આજ યોજના અનુસાર થયેલી છે તો એક પરમાણુની ઘટનાની રીત તમારા જાણવામાં આવતાં સમગ્ર વિશ્વની ઘટના કેવી રીતે થઈ છે તે તમે સમજી શકશો. અર્થાત્ શરીર એ તમારો બાહ્ય સ્થૂલ ભાગ છે અને મન એ તમારો આંતરિક સૂક્ષ્મ ભાગ છે અને એ ઉભય આપણા જીવનકાળમાં કદી પણ એક બીજાથી પૃથક્ થઈ શકતાં નથી. મનુષ્યનું મન અથવા શરીર જ્યારે અસ્વસ્થ થાય છે ત્યારે તેના વિચારો પણ અસ્વસ્થ થાય છે; કારણકે તેઓ મૂળમાં એકજ વસ્તુ હોય છે, એકજ વસ્તુનાં સૂક્ષ્મ અને સ્થૂલ અંગો હોય છે. ભૌતિક પદાર્થ અને મન એવી કોઈ બે વસ્તુઓ હોતીજ નથી.

જે પ્રકારે પવનના એક મોટા સમુચ્ચયમાં એકજ તત્ત્વનાં અર્થાત્ પવનનાં ઘન અને સૂક્ષ્મ સ્તરો હોય છે તેજ પ્રકારે શરીરમાં સ્થૂલ અને સૂક્ષ્મ ભાગો હોય છે. સમગ્ર શરીરમાં મૂળ વસ્તુ એકજ રહેલી હોય છે, પરંતુ તેમાં સ્થૂલથી સૂક્ષ્મપર્યંત અનેક સ્તરો હોય છે. બીજી રીતે કહેતાં સ્થૂલ શરીર એ આંગળીના નખ સમાન છે. નખને કાપી નાખવામાં આવે ત્યાર પછી પણ તે વૃદ્ધિંગત થતાજ રહે છે, તે પ્રકારે આપણા સૂક્ષ્મ વિચારોમાંથી એક પછી એક શરીરની ઉત્પત્તિ થયાજ કરે છે. એક વસ્તુ જેમ વિશેષ સૂક્ષ્મ હોય છે તેમ તે અધિક ટકાઉ હોય છે; અને તે જેમ વિશેષ સ્થૂલ હોય છે તેમ ઓછી ટકાઉ હોય છે. આ રીતે નામ અને રૂપ એ વિચારના નામથી ઓળખાતી એકજ શક્તિની સ્થૂલ અને સૂક્ષ્મ સ્થિતિઓ છે. એ ત્રણે એક પણ છે અને ત્રણ પણ છે. એ એકજ વસ્તુના ત્રણ ક્રમો છે—સૂક્ષ્મ, તેથી વિશેષ સ્થૂલ અને સૌથી વિશેષ સ્થૂલ. જ્યાં એક હોય છે ત્યાં બીજાં બે પણ હોય છે. જ્યાં નામ હોય છે ત્યાં રૂપ અને વિચાર પણ હોય છેજ; માટે સ્વાભાવિક રીતે ફલિત થાય છે કે જો વિશ્વની રચના શરીરરચનાના જેવીજ હોય, તો વિશ્વના પણ રૂપ, નામ અને વિચાર એવા વિભાગો હોવાજ જોઇએ. આ ઉપરથી સાબિત થાય છે કે "વિચાર" એ વિશ્વનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગ છે અને તેજ આ વિશ્વની મૂળ તથા ગતિદાયક શક્તિ છે. આપણા શરીરના મૂળમાં જે "વિચાર" રહેલો છે તેનું નામ જીવાત્મા કહેવાય છે અને વિશ્વની પાછળ રહેલો "વિચાર" ઇશ્વર કહેવાય છે. એ મૂળ વસ્તુની કાંઇક સ્થૂલભાવને પામેલી સ્થિતિ તે નામ છે; અને વધારે સ્થૂલભાવને પામેલી સ્થિતિ કે આપણે જેને જોઇએ અને અનુભવીએ છીએ તે રૂપ છે. ઉદાહરણાર્થે, તમે આ વિશ્વમાંનું એક વિશિષ્ટ આકારવાળું શરીર છો; ત્યાર પછી તેની પાછળ

જોન અથવા જેન એવું એક નામ છે અને પુનઃ તેની પાછળ "વિચાર" છે તેજ પ્રકારે આ સંપૂર્ણ વિશ્વની રચના પણ છે. તેનુ મૂળ "નામ" એ છે કે જે નામને સમસ્ત ધર્મોમાં "શબ્દ" કહે છે અને તે નામ અથવા શબ્દનુ મૂળ ઇશ્વર છે

હવે એ નામ શુ છે? એ નામ પણ કાંઈક હોવુ તો જોઈએજ. આધુનિક વિજ્ઞાન નિશક રીતે જણાવે છે કે આ સમગ્ર વિશ્વ જે મૂળ તત્ત્વનુ બનેલુ છે તેજ મૂળ તત્ત્વનો પ્રત્યેક પરમાણુ બનેલો છે જો તમે માટીના એક ઢેફાનુ સપૂર્ણ જ્ઞાન મેળવો તો તમને સપૂર્ણ વિશ્વનુ જ્ઞાન થશે. આ પ્રમાણે જોતાં મનુષ્ય કે જે આ વિશ્વમાનુ સર્વથી વધારે ઉન્નત પ્રાણી છે, તે સ્વયં એક નાનુ વિશ્વજ છે આપણે જોઇએ છીએ કે મનુષ્યમા રૂપ છે, તેની પાછળ નામ છે અને તેની પાછળ વિચાર અર્થાત્ વિચાર કરનાર જીવાત્મા છે, માટે આ વિશ્વની યોજના પણ બરાબર તેવીજ હોવી જોઇએ પ્રશ્ન એ છે કે તે નામ શુ છે? હિન્દુઓની માન્યતા પ્રમાણે તે શબ્દ "ૐ" અથવા "ઓમ્" છે પ્રાચીન મિસરવાસીઓ પણ એમજ માનતા હતા કઠોપનિષદમા જણાવવામા આવ્યુ છે કે, "જે પ્રાપ્ત કરવાને માટે મનુષ્ય બ્રહ્મચર્ય વગેરે સાધનોનુ પાલન કરે છે તે શુ છે, તે હું તમને સક્ષિપ્તમાં કહીશ, તે 'ઓમ્' છે" આ બ્રહ્મ છે, અવિનાશી પ્રભુ છે અને સર્વોચ્ચ છે, આ અવિનાશી પ્રભુને ઓળખવાથીજ આપણને આ જગતની તમામ વસ્તુસ્થિતિઓ કરતા ઉત્તમ એવી વસ્તુસ્થિતિ પ્રાપ્ત થાય છે.

આ ઓમ્ સમગ્ર વિશ્વ અથવા બ્રહ્મનુ નામ છે તે બાહ્ય જગત અને ઈશ્વરની વચ્ચે સ્થિત છે અને ઉભયનો પ્રતિનિધિ છે. આપણે આ વિશ્વને ભિન્નભિન્ન ઇદ્રિય વડે સ્પર્શ, વર્ણ, રસ અને ઇતર ભિન્નભિન્ન પ્રકારે પૃથક્ પૃથક્ ગ્રહણ કરી શકીએ પ્રત્યેક દાખલામા આપણે પૃથક્ પૃથક્ દષ્ટિબિંદુઓથી

આ વિશ્વમાંથી કોટ્યાવધિ વિશ્વો બનાવી શકીએ; પરંતુ તેમાંનું પ્રત્યેક વિશ્વ સ્વયં એક સંપૂર્ણ વિશ્વ હશે અને પ્રત્યેક વિશ્વને તેની પાછળ નામ, રૂપ અને વિચાર રહેલાંજ હશે. આ પ્રમાણે પ્રત્યેક પ્રાણીપદાર્થની પાછળ અથવા તો તેના મૂળમાં જે વિચાર યાને શબ્દ રહેલો છે તે પણ એક પ્રકારની "પ્રતીકા"જ છે. આ પ્રત્યેક પ્રતીકાને નામ હોય છે. પવિત્ર પ્રતીકાઓનાં નામો ભક્તિયોગમાં વાપરવામાં આવે છે. આ નામોમાં પુષ્કળ શક્તિ રહેલી હોય છે. આવા નામોના જપ વડે આપણે ઇષ્ટ વસ્તુસ્થિતિને પ્રાપ્ત કરી શકીએ છીએ અને પૂર્ણ બની શકીએ છીએ, પરંતુ બે વસ્તુઓ એમાં ખાસ આવશ્યક છે. કઠોપનિષદ જણાવે છે કે, "ગુરુ પૂરતો લાયક હોવો જોઇએ અને શિષ્ય પણ યોગ્ય હોવો જોઇએ." આવું નામ એવા માણસ પાસેથી પ્રાપ્ત થવું જોઇએ કે જેને તે યથોચિત ઉત્તરાધિકારથી મળ્યું હોય અને જેણે ઇષ્ટ વસ્તુસ્થિતિ પ્રાપ્ત કરેલી હોય. પ્રાચીનકાળથી આધ્યાત્મિક પ્રવાહ તેની શક્તિ અને વિધિ સહિત ગુરુદ્વારા શિષ્યને પ્રાપ્ત થતો આવ્યો છે, જે વ્યક્તિ તરફથી આવો શબ્દ પ્રાપ્ત થાય છે તે ગુરુમંત્ર કહેવાય છે. આ શબ્દ યાને મંત્ર કે જેને ગુરુમંત્ર કહે છે, તે યથાવિધિ અને શિષ્યના અધિકારને બંધબેસતો પ્રાપ્ત થયો હોય અને મંત્રમાં આવતા શબ્દોના મૂળમાં જે અર્થ-વસ્તુ રહેલ હોય તેની ભાવના(ધારણા)પૂર્વક તેને જપવામાં આવે તો ભક્તિયોગમાં ઘણીજ ઉન્નતિ થાય છે અને છેવટે એ શબ્દના શ્રવણ યા ઉચ્ચાર માત્રથી પણ ભક્તિની ઉચ્ચતમ સ્થિતિ અનુભવી શકાય છે. "હે પરમાત્મન્! તારાં ઘણાં નામો છે. તેમનો સંપૂર્ણ અર્થ તો તુંજ સમજે છે. આ જગતમાંનાં સર્વ નામો તારાંજ છે અને પ્રત્યેક નામમાં તારી અનંત શક્તિ રહેલી છે. તારાં પવિત્ર નામોનો ઉચ્ચાર કરવાને

માટે કોઇ વિશિષ્ટ સમય વા સ્થાન હોવુંજ જોઇએ એમ નથી, કારણકે સર્વ સમય અને સર્વ સ્થાનો તારાંજ છે–તુંજ છે અને તેથી તે સર્વ પવિત્ર છે. તું એટલો બધો સુલભ છે અને એટલો બધો દયાળુ છે, છતાં હું તારી ભક્તિ નથી કરતો એ મારૂં મહાદુર્ભાગ્ય છે. હે સર્વશક્તિમાન પ્રભુ ! એ દુર્ભાગ્ય દૂર કરી તારી ભક્તિનું સદ્ભાગ્ય પ્રાપ્ત કરવાને મને શક્તિમાન કર. ”

## ઇષ્ટ

ઇષ્ટનો સિદ્ધાંત કે જેના સંબંધમાં પૂર્વે મેં સંક્ષિપ્ત નિર્દેશ કર્યો છે, તે એક એવો વિષય છે કે જેની ઉપર સંભાળપૂર્વક લક્ષ આપવું જોઇએ, કારણકે આ વિષય જો આપણે યોગ્ય રીતે સમજીશું તો જગતના સમસ્ત ભિન્નભિન્ન ધર્મો આપણા સમજવામાં આવશે. ઇષ્ટ શબ્દની ઉત્પત્તિ ઇષ અર્થાત્ ઇચ્છવું–પસંદ કરવું એ ધાતુમાંથી થયેલી છે. સમસ્ત ધર્મો, સમસ્ત પંથોનો આદર્શ મોક્ષજ–પરમ ( સર્વથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ) પદની પ્રાપ્તિ કરવી અને દુઃખ માત્રનો સદાને માટે અંત આણવો એજ હોય છે. જ્યાં જ્યાં તમે ધર્મ જુઓ છો ત્યાં ત્યાં તમને એક વા બીજા રૂપમાં આ આદર્શનીજ પ્રાપ્તિને માટે પ્રયત્ન થતો જણાશે. અલબત, ધર્મના નિકૃષ્ટ કામોમાં તે હેતુ બહુ સારી રીતે સ્ફુટ થયેલો હોતો નથી; પરંતુ તે સારી રીતે સ્ફુટ થયેલો હો વા ન હો, તોપણ પ્રત્યેક ધર્મ કેવળ એજ ઉદ્દેશને અનુસરે છે. આપણે સર્વ દુઃખનો નાશ કરવા માગીએ છીએ; આપણે સર્વ જાણતાં કે અજાણતાં શારીરિક, માનસિક અને આત્મિક મોક્ષ-પ્રાપ્ત કરવાનોજ પ્રયાસ કરી રહ્યા છીએ. આ મૂળ એકજ બાબતને ખાતર આખું જગત પ્રત્યેક ક્રિયા કરી રહ્યું છે. સર્વનું ધ્યેય એકજ છે અને તેને સાધ્ય કરવાના માર્ગજ માત્ર જુદા છે. આ વિવિધ માર્ગો આપણી પ્રકૃતિની વિવિધતાને લીધેજ બનેલા છે

યા નક્કી થયેલા છે. એક મનુષ્યની પ્રકૃતિ લાગણીપ્રધાન હોય છે, બીજા માણસની પ્રકૃતિ બુદ્ધિપ્રધાન હોય છે, ત્રીજો મનુષ્ય પ્રવૃત્તિશાળી હોય છે; આવી વિશિષ્ટતાઓ આપણામાં રહેલી હોય છે. વળી એકજ પ્રકૃતિમાં એવા ઘણા વિભાગો રહેલા હોય છે. ઉદાહરણાર્થ પ્રેમ કે જેની સાથે આપણને આ ભક્તિના વિષયમાં ખાસ સંબંધ છે તેને લઇએ. એક મનુષ્યમાં સંતતિપ્રેમ વિશેષ પ્રબળ હોય છે; બીજામાં પત્નીપ્રેમ અધિક પ્રબળ હોય છે, ત્રીજામાં માતૃપ્રેમ, ચોથામાં પિતૃપ્રેમ, પાંચમામાં મિત્રપ્રેમ તો કોઈમાં સ્વદેશપ્રેમ પ્રબળપણે રહેલો હોય છે. કેટલાક સમગ્ર મનુષ્યજાતિને પણ ચાહે છે; પરંતુ આવા માણસો ઘણા થોડા હોય છે. પુષ્કળ માણસો જાણે કે પોતે સમગ્ર વિશ્વના પ્રેમી હોય તેમ વાત કરે છે; પરંતુ ખરૂં જોતાં માત્ર થોડાક સંતોનેજ તેનો અનુભવ હોય છે. માનવજાતિમાં થોડાક મહાત્માઓજ આવો સાર્વત્રિક પ્રેમ ધરાવતા હોય છે. આપણે આશા રાખીશું કે આ જગત કદી પણ આવા માણસોથી રહિત બનશે નહિ.

આપણે જોઇએ છીએ કે એકજ ધ્યેયમાં પણ તેની પ્રાપ્તિના ભિન્નભિન્ન માર્ગો હોય છે. સમસ્ત ખ્રિસ્તીઓ ક્રાઇસ્ટને માને છે, પરંતુ તેઓ તેની કેવી ભિન્નભિન્ન વ્યાખ્યાઓ કરે છે તેનો વિચાર કરો. પ્રત્યેક પંથ તેને ભિન્ન પ્રકાશમાં, ભિન્ન દૃષ્ટિબિંદુઓથી જુએ છે. પ્રેસ્બિટેરિયનોની આંખ ક્રાઇસ્ટના જીવનના તે દૃશ્ય પર ઠરેલી હોય છે કે જેમાં તે દ્રવ્યવિનિમય કરનારાઓની પાસે ગયો હતો. તેઓ તેને એક લડનારો માને છે જો તમે એક ક્વેકરને પ્રશ્ન કરશો તો તે કદાચ કહેશે કે, "તેણે પોતાના શત્રુઓને ક્ષમા આપી હતી." આ પ્રકારે ભિન્નભિન્ન પંથના માણસો તેને ભિન્નભિન્ન રીતે સમજે છે. જો તમે એક રોમન કેથલિકને પ્રશ્ન કરો કે, "ક્રાઇસ્ટના જીવનનો કયો મુદ્દો તમને

સૌથી વિશેષ આનંદકારક લાગે છે ?" તો તે કદાચ એમ કહેશે કે, "તેણે પિટરને કુંચીઓ આપી એ." આ પ્રમાણે પ્રત્યેક પંથ અવશ્ય તેને તેની પોતાની દૃષ્ટિથીજ જોશે. માટે આ વાત ફલિત થાય છે કે, એકજ વિષયના પણ ઘણા ભાગો અને વિભાગો હોય છે. અજ્ઞ જનો આ વિભાગો પૈકીના એકને ગ્રહણ કરે છે અને તેની ઉપર ઊભા રહે છે અને બીજા માણસોને તેમની પોતાની બુદ્ધિ અનુસાર અર્થ કરવાનો અધિકાર છે એ વાતનો અસ્વીકાર કરે છે; એટલુંજ નહિ પરંતુ એમ કહેવાનું પણ સાહસ કરે છે કે બીજાઓ સંપૂર્ણ ખોટા છે અને માત્ર તેઓજ ખરા છે! જો તેમનો વિરોધ કરવામાં આવે તો તેઓ લડવા લાગે છે. તેઓ કહે છે કે, જે કોઇ માણસ તેમના જેવી માન્યતા નહિ ધરાવતો હોય તેને તેઓ મારી નાખશે ! આગળના મુસલમાનો આમજ કરતા હતા. તેઓ એમજ માનતા કે સહૃદય તેઓજ છે. આ ભક્તિયોગમાં આપણે કયી સ્થિતિ ગ્રહણ કરવી જોઇએ? અન્યો ખોટા છે એમ આપણે માનવું તથા કહેવું જોઇએ નહિ, એટલુંજ નહિ પરંતુ એમજ માનવું અને કહેવું જોઇએ કે જેઓ પોતપોતાના ધર્મમાર્ગોનું અનુસરણ કરે છે તે સર્વ ખરા છે. તમારી પ્રકૃતિને લીધે તમારે જે માર્ગ ગ્રહણ કરવાની સંપૂર્ણ આવશ્યકતા હોય તેજ તમારે માટે યથોચિત માર્ગ છે. પ્રત્યેક મનુષ્ય તેના ગત જીવનના ફળ તરીકે અમુક વિશિષ્ટ પ્રકૃતિ સહિત જન્મેલો હોય છે. કાં તો આપણે તેને આપણા પોતાના ગત અનુભવનો પુનર્જન્મ કહીએ; છીએ કે કાં તો આપણે તેને વંશપરંપરાગત ગતકર્મોનો પુનર્જન્મ કહીએ; પરંતુ **આપણે આપણાં ગતકર્મો અને વિચારોનુંજ** પરિણામ છીએ. પછી એ ગતકર્મો અને વિચારો ગમે તે માર્ગોદ્વારા આવ્યાં હો. આ ઉપરથી સ્વાભાવિક રીતે ફલિત થાય છે કે પ્રત્યેક મનુષ્ય કાર્ય

છે અને તેનું કારણ તેના ગતવિચારો અને કર્મો છે. અને તેથી કરીનેજ પ્રત્યેક મનુષ્યમાં વિશિષ્ટ ગુણસ્વભાવ અને વિશિષ્ટ શ્રેણી હોય છે અને એટલા માટે પ્રત્યેક મનુષ્યને પોતાને માટે માર્ગ શોધી કાઢવો પડશે. આ પ્રમાણે જે માર્ગ—જે પ્રણાલી આપણને સ્વાભાવિક રીતે અનુકૂળ હોય છે તેનું નામ "ઇષ્ટ" માર્ગ વા પ્રણાલી કહેવાય છે. આ ઇષ્ટનો સિદ્ધાંત છે અને આપણો જે માર્ગ હોય છે તેને આપણે આપણું પોતાનું ઇષ્ટ કહીએ છીએ. ઉદાહરણાર્થ, એક મનુષ્ય ઇશ્વરને વિશ્વનો સર્વશક્તિમાન શાસક માને છે. કદાચ તે સત્તાને ઇચ્છનારો મનુષ્ય હોય છે અને તે પ્રત્યેક જણ પર સત્તા ચલાવવા માગતો હોય છે; અને તેથીજ તેને સ્વાભાવિક રીતેજ એમ લાગે છે કે ઇશ્વર સર્વશક્તિમાન શાસક છે. બીજો મનુષ્ય કે જે કદાચ શિક્ષક હશે અને કરડો હશે તે માત્ર ન્યાયી ઇશ્વર, શિક્ષા કરનાર ઇશ્વર, એ સિવાય ઇશ્વરનું કોઇ અન્ય રૂપ કલ્પી શકતો નથી. આ પ્રકારે સૌ પોતપોતાની મનોવૃત્તિ અનુસાર ઇશ્વરનું સ્વરૂપ કલ્પે છે. પ્રત્યેક જણ પોતાની પ્રકૃતિ અનુસાર ઇશ્વરની કલ્પના કરે છે અને આ પ્રમાણે આપણી પોતાની પ્રકૃતિદ્વારા મર્યાદિત થયેલું ઇશ્વરનું સ્વરૂપ આપણું ઇષ્ટ બને છે. આપણે આપણી જાતને એવી સ્થિતિમાં આણી છે કે જ્યાં આપણે ઇશ્વરનું માત્ર તેજ સ્વરૂપ જોઇ શકીએ છીએ; આપણે કોઇ ઈતર સ્વરૂપ જોઈ શકતા નથી. કદાચ તમને લાગશે કે, અમુક માણસનો બોધ ઉત્તમોત્તમ છે અને તે તમને અનુકૂળ આવે છે અને બીજે દિવસે તમે તમારા એક મિત્રને કહેશો કે, "તમે જઇને એ માણસનો બોધ શ્રવણ કરો તો સારૂં." પરંતુ તે મિત્ર કદાચ એવી માન્યતા સહિત પાછો ફરશે કે તેનો ઉપદેશ ખરાબમાં ખરાબ છે! તેની એ વાત ખોટી નથી અને તેની સાથે તકરાર કરવામાં કાંઇ સાર નથી. ઉપદેશ

યથાવત્ હતો, પરંતુ તે ઉક્ત માણસને માટે અનુકૂળ નહોતો. હવે આપણે આ વાતને જરા આગળ લંબાવીએ. આપણે જાણવું જોઈએ કે ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓથી જોયેલું સત્ય, સત્ય હોઈ શકે છે અને તે છતાં એકજ સત્ય સત્ય હોઈ શકતું નથી. પ્રથમ આમાં વદતોવ્યાઘાત જણાશે, પરંતુ આપણે આ વાત સ્મરણમાં રાખવી જોઈએ કે નિરપેક્ષ સત્ય કેવળ એકજ હોય છે, જ્યારે સાપેક્ષ સત્યો આવશ્યકતાવશ ઘણાં હોય છે. ઉદાહરણાર્થ, તમારી આ વિશ્વની કલ્પના ગ્રહણ કરો. આ વિશ્વ નિરપેક્ષ પદાર્થ તરીકે અપરિવર્તનીય અને અપરિવર્તિત છે અને સર્વત્ર એકજ પ્રકારનું છે. તમે અને હું અને ઈતર પ્રત્યેક જણ પોતપોતાનાજ વિશ્વનું શ્રવણ અને દર્શન કરે છે. સૂર્યને લો. સૂર્ય એક છે; પરંતુ તમે અને હું અથવા બીજા માણસો ભિન્નભિન્ન સ્થાને ઊભા રહે અને તેના પ્રત્યે જુએ, ત્યારે આપણામાંનો પ્રત્યેક જણ ભિન્ન સૂર્ય જુએ છે. આ બાબતમાં આપણે નિરુપાય છીએ. આપણા સ્થાનમાં અતિ અલ્પ પણ પરિવર્તન થશે તો સૂર્યનું સમગ્ર દૃશ્ય પરિવર્તિત થઈ જશે. વળી વાતાવરણમાં સહેજ ફેરફાર થશે તોપણ ભિન્ન દૃશ્ય પ્રાપ્ત થશે; માટે સાપેક્ષ દર્શનમાં સત્ય હમેશાં અનેક જણાય છે; પરંતુ નિરપેક્ષ સત્ય તો કેવળ એકજ હોય છે. માટે આપણને જ્યારે અન્યોનું બોલવું આપણા મનથી વિરુદ્ધનું જણાય ત્યારે આપણે તેમની સાથે લડવું ન જોઈએ અને આ વાત સ્મરણમાં રાખવી જોઈએ કે આપણે બંને બહારથી ભિન્ન મતના હોવા છતાં સત્ય હોઈ શકીએ. સૂર્યના એકજ કેન્દ્ર તરફ જતી કોટયવધિ લીટીઓ હોઈ શકે અને તે લીટીઓ કેન્દ્રથી જેમ વિશેષ લાંબી હોય છે તેમ કોઈ પણ બે વચ્ચેનું અંતર અધિક હોય છે. પરંતુ તેઓ જ્યારે કેન્દ્રમાં એકત્ર થાય છે, ત્યારે સર્વ અંતર અદૃશ્ય થઈ જાય છે. આજ પ્રમાણે

મોક્ષ પણ એક એવું કેન્દ્ર છે કે, જે સમગ્ર મનુષ્ય-પ્રાણીઓનું ધ્યેય છે અને તેનું બીજું નામ ઇશ્વર છે. આપણે સર્વ એની ચારે તરફની અસંખ્ય લીટીઓ છીએ અને આપણા વચ્ચેના મતભેદ, પ્રકૃતિભેદ વગેરે સર્વ એ લીટીઓના બહારના છેડાઓ વચ્ચે રહેલું અંતર છે; આપણે પ્રત્યેક એનાદ્વારાજ ઇશ્વરદર્શન કરી શકીએ તેમ છીએ. આ પ્રમાણે આપણે પ્રત્યેક જ્યારે ભિન્નભિન્ન ભૂમિકામાં ઊભા છીએ, ત્યારે આપણામાંના પ્રત્યેક જણને કેવળ સત્યનું ભિન્ન દર્શનજ પ્રાપ્ત થશે અને તેમ છતાં એ વિવિધ સમસ્ત દર્શનો સત્યજ છે અને આપણામાંના કોઇએ અન્યની સાથે તકરાર ન કરવી જોઇએ. પ્રત્યેકનો છુટકો-મોક્ષ-માત્ર એ કેન્દ્રરૂપી પરમાત્માનેજ પ્રાપ્ત કરવામાં રહેલો છે. જો આપણે દલીલો અને તકરારથી આપણા મતભેદો નિવૃત્ત કરવાનો પ્રયત્ન કરીએ તો આપણને પ્રતીત થશે કે, આપણે શતાવધિ વર્ષોપર્યંત તેમ કર્યા કરીશું તોપણ નિકાલ થશે નહિ. ઇતિહાસ આ વાત સિદ્ધ કરે છે. નિર્ણય અથવા નિકાલ તો માત્ર આગળ કૂચ કરવામાં અને કેન્દ્ર તરફ જવામાંજ રહેલો છે અને જે મનુષ્ય આ કાર્ય જેમ શીઘ્ર કરશે તેમ તેના મનમાં રહેલા મતભેદો શીઘ્ર અદૃશ્ય થઇ જશે.

માટે ઇષ્ટના આ સિદ્ધાંતનો અર્થ મનુષ્યને તેનો પોતાનો ધર્મ પસંદ કરવા દેવો એજ છે. આપણે પરાણે અન્ય માણસને આપણો ધર્મ પાળવાની ફરજ ન પાડવી જોઇએ. સેનાઓ કે બળ અને દલીલોદ્વારા મનુષ્યપ્રાણીઓને એકત્ર કરવાના, તેમને એકજ વાડામાં ગોંધવાના અને તેમની પાસે એકજ ઇશ્વરની આરાધના કરાવવાના સમસ્ત પ્રયત્નો નિષ્ફળ થયા છે અને હમેશાં નિષ્ફળજ થશે; કારણકે એમ કરવું અશક્ય છે, એટલુંજ નહિ પરંતુ આથી તેમનો વિકાસ અટકે એવો ભય રહેલો છે. એક યા બીજા

પ્રકારના ધર્મને માટે પ્રયાસ ન કરતું હોય એવું મનુષ્ય આ જગતમાં તમે ભાગ્યેજ જોશો; છતાં પણ કેટલાં થોડાં માણસોને સંતોષ મળે છે! કેટલાં થોડાં માણસોને ઇષ્ટની પ્રાપ્તિ થાય છે! આનું કારણ શું છે? કારણ માત્ર એટલુંજ છે કે તેમાંનાં ઘણાં માણસો વગર સમજ્યે અસાધ્ય અને અસાર બાબતોની પાછળ વલખાં મારે છે. અન્યોની આજ્ઞાથી તેમને આમ કરવાની ફરજ પડે છે. ઉદાહરણાર્થ, હું જ્યારે બાલ્યાવસ્થામાં હોઉં, ત્યારે મારાં માતાપિતા મારા હાથમાં એક એવો ગ્રંથ મૂકે છે કે, જે ઈશ્વર અમુક અમુક પ્રકારનો છે એમ જણાવે છે. મારા હાથમાં તે ગ્રંથ મૂકવાની તેને શી જરૂર? મારો વિકાસ કેવો થશે તે એ શું જાણે? અને મારા નૈસર્ગિક વિકાસથી અજ્ઞ હોવા છતાં પણ તે પોતાના વિચારો પરાણે મારા મસ્તિષ્ક પર લાદવા માગે છે! પરિણામ એ આવે છે કે મારો વિકાસ સંકુચિત થઈ જાય છે. એક છોડને જે ભૂમિ અનુકૂળ ન હોય તે ભૂમિમાં તમે તેને ઉછેરી શકો નહિ. બાળક પોતેજ પોતાની જાતને શિક્ષણ આપે છે; અને તમે તો તેને તેના માર્ગમાં આગળ વધવામાં સહાયજ કરી શકો. તમે તેને માટે જે કરી શકો તે પ્રત્યક્ષ રીતે નહિ, પરંતુ પરોક્ષ રીતેજ કરી શકો. તમે તેના માર્ગમાંનાં વિઘ્નો દૂર કરી શકો, પરંતુ તેનો માર્ગ તો સ્વયંભૂજ તેને પ્રાપ્ત થાય છે. ભૂમિને લગાર પોચી કરો કે જેથી જ્ઞાનરૂપી છોડ સરળતાથી અંકુરિત થાય. તેની આસપાસ વાડ કરો; કોઈ વસ્તુ તેને મારી નાખે નહિ તેની સંભાળ રાખો અને ત્યાં તમારૂં કાર્ય બંધ થાય છે. તમે અન્ય કાંઈ કરી શકશો નહિ. વધુ જે કાંઈ થવું જરૂરી હશે તે તેની અંદરથી આપોઆપજ પ્રકટ થશે. બાળક પોતેજ પોતાની જાતને શિક્ષણ આપે છે. તમે મારો ઉપદેશ શ્રવણ કરવાને આવો છો; પરંતુ જ્યારે તમે ઘેર જશો

ત્યારે તમે જે શીખ્યા હો તેની તુલના કરવાનાજ. આ ઉપરથી તમને પ્રતીત થશે કે, વિચાર તો તમેજ કર્યો છે; મેં તો માત્ર તે તમારી આગળ પ્રકટજ કર્યો છે. હું તમને કદી પણ કોઇ વસ્તુ શીખવી શકતો નથી. તમારે સ્વયં તમારી જાતને શિક્ષણ આપવું પડશે; પરંતુ હું કદાચ તમારો વિચાર પ્રદર્શિત કરવામાં તમને સહાય કરી શકીશ, માટે વિશેષે કરીને તો ધર્મની બાબતમાં મારેજ મારો પોતાનો ગુરુ બનવું જોઇએ. સર્વ પ્રકારની અર્થ-શૂન્ય વાતો મારા મસ્તિષ્કમાં પરાણે ભરવાનો મારા પિતાને, શિક્ષકને કે સમાજને શો હક છે? કદાચ તેઓ સજ્જન હશે, પરંતુ તેઓ મારા માર્ગના નહિ હોય તો? જગતમાં આજે જે ત્રાસજનક અન્યાય થઈ રહ્યો છે, આજે જે કોટચવધિ નિર્દોષ બાળકોને શિક્ષણની અનુચિત પ્રણાલીઓથી ભ્રષ્ટ કરવામાં આવે છે તેનો વિચાર કરો. આ કૌટુંબિક ધર્મ, સામાજિક ધર્મ, રાષ્ટ્રીય ધર્મ–પ્રભૃતિના ભયંકર વિચારથી જેમાં અદ્ભુત આધ્યાત્મિક સત્યો ખીલી ઊઠ્યાં હોત-એવી કેટલી બધી સુંદર માનવ-કળીઓ ઊગતાંજ દબાઈ ગઇ છે! હમણાં તમારા મસ્તિષ્કમાં તમારા બાલ્યાવસ્થાના ધર્મ સંબંધી–તમારા દેશના ધર્મ સંબંધી વહેમનો કેટલો બધો સમૂહ છે અને તે કેટલી હાનિ કરે છે અથવા કરી શકે છે તેનો વિચાર કરો. પ્રત્યેક વિચાર અને પ્રત્યેક કાર્યની પાછળ કેટલી શક્તિ રહેલી છે તે મનુષ્ય જાણતો નથી. "જ્યાં પગ મૂકતાં દેવો પણ ડરે છે, ત્યાં મૂર્ખાઓ પૂરપાટ દોડ્યા જાય છે" એ પ્રાચીન કહેવત સત્ય છે. પ્રારંભથી આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. કેવી રીતે? ઇષ્ટ પર શ્રદ્ધા રાખીને. આદર્શો અનેક છે; તમારો આદર્શ નિશ્ચિત કરવાનો, કોઈ આદર્શ પરાણે તમારી ઉપર લાદવાનો મને કાંઈ અધિકાર નથી. જે જે આદર્શોનું મને જ્ઞાન હોય તે સર્વ તમારી સમક્ષ રજૂ કરવા

અને તમારી પ્રકૃતિને કયો આદર્શ સૌથી વિશેષ રૂચશે તથા સૌથી વિશેષ અનુકૂળ આવશે તે જોવામાં તમને સહાય કરવી એજ મારો ધર્મ છે. જે આદર્શ તમને સૌથી વિશેષ અનુકૂળ પડતો હોય તેને તમે ગ્રહણ કરો અને તેને ખંતપૂર્વક વળગી રહો. એજ તમારૂં ઇષ્ટ છે. એજ તમારો વિશિષ્ટ આદર્શ છે.

ત્યારે આપણે જોઇએ છીએ કે સર્વ કોઇને માફક પડે એવો એકજ ધર્મ કદી શકય નથી. આપણે પોતેજ ધર્મનું ખરૂં કામ કરવાનું છે. મારો પોતાનો એક વિચાર મને ગમે તેટલો સત્ય અને પ્રિય લાગતો હોય, તોપણ તે તમારો વિચાર હોઈ શકે નહિ. બીજું, મારો વિચાર શું છે તે પ્રત્યેક જણને કહેવા માગીને મારે અસ્વસ્થતા શા માટે ઉત્પન્ન કરવી જોઇએ ? એ સાંભળીને અન્ય લોકો મારી પાસે આવશે અને મારી સાથે લડશે. જો હું તેમને એ વિચાર નજ કહું તો તેઓ તેમ કરી શકશે નહિ. તમારે તમારૂં ઇષ્ટ ગુપ્ત રાખવું જોઇએ, કેમકે એ તમારી અને ઇશ્વરની વચ્ચેનો પ્રશ્ન છે. ધર્મના સમસ્ત સિદ્ધાંતમય ભાગોનો જનપદને ઉપદેશ આપી શકાય અને તેમને સાર્વજનિક બનાવી શકાય; પરંતુ ઉચ્ચતર વિધિનિષેધરૂપી બાહ્યધર્મ સમસ્ત મનુષ્યો માટે એકસરખા પ્રકારનો દર્શાવી શકાય નહિ. હું મારી ધાર્મિક લાગણીઓને અને પ્રકૃતિને એક ક્ષણની સૂચનાથી ફેરવી શકું નહિ. તેમ છતાં તેમ કરવા-કરાવવાના ઢોંગ અને ઉપહાસનું પરિણામ શું આવ્યું છે ? ધર્મની મશ્કરી કરાવવામાંજ તેનું પરિણામ આવે છે. એ પરિણામ તમે આધુનિક સમયનાં દેવાલયોમાં જુઓ છો. મનુષ્યપ્રાણીઓ આ ધાર્મિક કવાયત શી રીતે સહન કરી શકે ? તેમની સ્થિતિ બરાકમાંના સૈનિકોના જેવી છે. શસ્ત્ર સ્કંધ પર ધરો, ઘૂંટણમંડીએ પડો, ગ્રંથ ગ્રહણ કરો, એ સર્વ બરાબર નિયમસર કરવામાં આવે છે લાગણીની પાંચ

મિનિટ, બુદ્ધિપ્રયોગની પાંચ મિનિટ, પ્રાર્થનાની પાંચ મિનિટ, એ સર્વની વ્યવસ્થા પૂર્વથી કરવામાં આવેલી હોય છે! આ ઢોંગોએ ખરા ધર્મને જાણે હાંકીજ કાઢ્યા છે. ધર્માચાર્યોએ પોતાના હૃદયની તૃપ્તિ થાય ત્યાંસુધી મતો, સિદ્ધાંતો, દર્શનોનો બોધ આપવો; પરંતુ જ્યારે આરાધના અર્થાત્ ધર્મનો ખરો ઊંડો ભાગ આવે ત્યારે તો જિસસનાં આ વચનો અનુસારજ થવું જોઇએ: "જ્યારે તું પ્રાર્થના કરે ત્યારે તું તારી એકાંત ઓરડીમાં પ્રવેશ કરજે અને દ્વાર બંધ કર્યા પશ્ચાત્ ગુપ્ત એવા તારા પિતાને પ્રાર્થના કરજે."

આ ઇષ્ટનો સિદ્ધાંત છે. ભિન્નભિન્ન પ્રકૃતિઓની આવશ્યકતાઓને વ્યાવહારિક રીતે પહોંચી વળવાનો, અન્યો સાથે તકરાર કરવાથી દૂર રહેવાનો અને આધ્યાત્મિક જીવનમાં ખરી વ્યાવહારિક પ્રગતિ કરવાનો આ કેવળ એકજ માર્ગ છે. પરંતુ મારે તમને ચેતાવવા જોઇએ કે તમે મારા શબ્દોનો વિપર્યાસ કરીને હું ગુપ્તમંડળો સ્થાપન કરવાનું કહું છું એમ માનશો નહિ. એ મહાપાપી યોજનાઓ છે. ઇષ્ટ પવિત્ર વસ્તુ છે, ગુપ્ત વસ્તુ નથી. પરંતુ એ કેવા અર્થમાં પવિત્ર વસ્તુ છે? મારે મારું ઇષ્ટ અન્યોને શા માટે ન કહેવું જોઇએ? કારણકે એ મારી પોતાની પવિત્ર વસ્તુ છે. તે કદાચ અન્યોને સહાયકારક થઇ પડે, પરંતુ હું કેમ જાણું કે તે તેમને હાનિકારક પણ નહિ થાય? કદાચ કોઇ માણસની પ્રકૃતિ એવી હોય કે તે સાકાર ઇશ્વરની આરાધના ન કરી શકે, પરંતુ નિરાકાર ઇશ્વર તરીકે તેના ઉચ્ચતમ સ્વરૂપનેજ માત્ર આરાધી શકે. ધારો કે હું તેને તમારી વચ્ચે મૂકું અને તે તમને કહે કે, ઇશ્વર સાકાર નથી, કિંતુ ઇશ્વર માત્ર તમારા કે મારા આત્મારૂપેજ છે. તમે ચોંકી જશો. તેનો વિચાર વિશુદ્ધ છે, પરંતુ ગુપ્ત નથી. કોઇ મોટા ધર્મે કિંવા કોઈ

મહાન આચાર્યે કદી પણ ઈશ્વરનાં સત્યો પ્રબોધવાને માટે ગુપ્તમંડળો સ્થાપન કર્યાં નથી. ભારતવર્ષમાં આવાં ગુપ્તમંડળો નથી આવી વસ્તુઓ કેવળ પાશ્ચાત્ય મસ્તિષ્કોમાં ઉત્પન્ન થયેલી છે અને તેમને કેવળ ગુપ્ત રીતે ભારતવર્ષમાં ઘુસાડી દેવામાં આવી છે. અમે તેમને વિષે કદી કાંઈ પણ જાણતા નહોતા ભારતવર્ષમાં ગુપ્તમંડળો શા માટે હોવાં જોઇએ? યુરોપમાં સ્થાપિત ધર્મને અનુકૂળ ન હોય એવો એક પણ ધર્મ સંબંધી શબ્દ લોકોને બોલવા દેવામાં આવતો નહોતો. એટલા માટે તેમને પોતાને અનુકૂળ એવી આરાધના કરવાના ઉદ્દેશથી પર્વતોમાં જઇ ગુપ્તનિવાસ કરવાની અને ગુપ્તમંડળો સ્થાપિત કરવાની ફરજ પડી હતી. હિંદમાં એવો સમય કદી પણ નહોતો કે, જ્યારે માણસો પર સ્વતંત્ર ધાર્મિક વિચારો ધરાવવાને માટે અત્યાચાર કરવામાં આવ્યો હોય. હિંદમાં કદી પણ ગુપ્ત ધાર્મિકમંડળો નહોતાં; માટે એ પ્રકારના કોઈ પણ વિચારનો તમારે એકદમ ત્યાગ કરવો જોઇએ. આ ગુપ્તમંડળો હમેશાં પતિત થઇને ભયંકરમાં ભયંકર વસ્તુઓ બની જાય છે. આ મંડળો કેટલી હાનિ કરે છે, તેઓ કેટલી સરળતાથી નિરંકુશ પ્રેમનાં મંડળો અને પ્રેતાવાહન–મંડળો બની જાય છે, માણસો અન્ય પુરુષો વા સ્ત્રીઓના હાથમાં કેવી રીતે રમે છે અને તેમની વિચારવિકાસ વા કાર્યવિકાસની ભાવી સંભાવિતતાઓ કેવી રીતે નષ્ટ થાય છે તે વગેરે હું જાણું છું. હું આ પ્રકારે વાત કરું છું તે માટે તમારામાંના કેટલાક મારા પર અપ્રસન્ન થશે; પરંતુ મારે સત્ય વાત તમને કહેવી જોઇએ. તમો સર્વમાંથી કદાચ માત્ર અર્ધો ડઝન મનુષ્યોજ મારા કહેવાને છેવટ સુધી અનુસરશો; પરંતુ તેઓ ખરાં વિશુદ્ધ અને સહૃદય સ્ત્રીપુરુષોજ હશે. વળી મને ઝાઝાં માણસોની અપેક્ષા નથી. ઝાઝાં માણસો શું

કરી શકે છે ? જગતનો ઇતિહાસ તમે તમારી આંગળીના વેઢા પર ગણી શકો એટલા થોડા ડઝન માણસોએ બનાવ્યો છે અને શેષ માણસો તો તેમની અપેક્ષાએ નિર્માલ્યજ હતા. આ સર્વ ગુપ્તમંડળો અને પ્રપંચો સ્ત્રીપુરુષોને અપવિત્ર, દુર્બળ અને સંકુચિત બનાવે છે; અને દુર્બળ મનુષ્યોમાં મનોબળ હોતું નથી અને તેઓ કદી પણ સંગીન કાર્ય કરી શકતાં નથી. તેમની સાથે આપણને કાંઇ પણ સંબંધ નથી. આ સર્વ ગુપ્તતાનો ખોટો વહેમ પ્રથમ વાર તમારા મસ્તિષ્કમાં પ્રવિષ્ટ થાય કે તરતજ તેનો નાશ કરવો જોઈએ. જે માણસ લેશ પણ અપવિત્ર હોય તે કદી પણ ધાર્મિક બનશે નહિ. સડતાં ચાંદાંને ગુલાબોના ઢગલાઓથી આવૃત્ત કરવાનો પ્રયત્ન કરો નહિ. શું તમે એમ ધારો છો કે, તમે ઇશ્વરને છેતરી શકશો ? ઇશ્વરને કોઈ પણ છેતરી શકતું નથી. મને એક સીધો પુરુષ વા સ્ત્રી આપો, પરંતુ પ્રેતો, ઊડતા દેવદૂતો અને દૈત્યોથી પ્રભુ મને બચાવો.

આપણામાં પ્રેરણા છે અને તે આપણને પશુઓની સાથે એક સરખી રીતે પ્રાપ્ત થયેલી છે. તે પ્રેરણાદ્વારા આપણા શરીરનું આપોઆપ યાંત્રિક રીતે હલનચલન થયા કરે છે. વળી એક તેથી પણ ઉચ્ચતર પ્રકારની માર્ગદર્શક વસ્તુ આપણાં અંતરમાં રહેલી છે, જેને આપણે બુદ્ધિ કહીએ છીએ. આ બુદ્ધિ હકીકતો મેળવે છે અને સામાન્ય તત્ત્વ તારવી કાઢે છે. વળી તેથી પણ એક ઉચ્ચતર પ્રકારનું જ્ઞાન આપણાં અંતરમાં છે, જેને આપણે ઇશ્વરી પ્રેરણા કહીએ છીએ. તે દલીલ કરતી નથી, પરંતુ વિદ્યુદ્વેગે વસ્તુઓને ઓળખી લે છે. એ ઉચ્ચતમ કોટિનું જ્ઞાન છે. પરંતુ આપણે તેને શી રીતે જાણીશું? એ મહાન મુશ્કેલી છે. આજકાલ પ્રત્યેક જણ તમારી પાસે આવે છે અને તેને ઇશ્વરી પ્રેરણા પ્રાપ્ત થયેલી છે એમ કહે છે તથા અદ્ભુત દાવાઓ કરે

છે; તો પછી આપણે ઈશ્વરી પ્રેરણા અને ઠગાઈ શી રીતે ઓળખવી ? પ્રથમ ઇશ્વરી પ્રેરણાએ સદસદ્વિવેકબુદ્ધિનો વિરોધ ન કરવો જોઇએ. વૃદ્ધ મનુષ્ય બાળકનો વિરોધ કરતો નથી, તે બાળકમાંથીજ વિકાસ પામેલો છે. આપણે જે ઈશ્વરી પ્રેરણા કહીએ છીએ તે સદસદ્વિવેકબુદ્ધિમાંથી વિકાસ પામેલી છે. સદસદ્વિવેકબુદ્ધિ એજ ઈશ્વરી પ્રેરણા પ્રાપ્ત કરવાનું સાધન છે. તમારા શરીરનાં પ્રેરણાત્મક આંદોલનો સદસદ્વિવેકબુદ્ધિનો વિરોધ કરતાં નથી. જ્યારે તમે માર્ગની એક બાજુથી બીજી બાજુ પર દોડી જાઓ છો ત્યારે તમે ગાડીઓથી તમારી જાતનું સંરક્ષણ કરવાને કેવા આપોઆપ તમારા શરીરને આંદોલિત કરો છો ? શું એ વખતે તમારું મન તમને એમ કહે છે કે, એ પ્રકારે તમારી જાતનું સંરક્ષણ કરવું એ મૂર્ખતાભરેલું કાર્ય છે ? તે તમને એમ કહેતું નથી. કોઈપણ સાચી ઇશ્વરી પ્રેરણા કદી પણ સદસદ્વિવેકબુદ્ધિનો વિરોધ કરતી નથી. જ્યાં તે વિરોધ કરે છે ત્યાં તે ઈશ્વરી પ્રેરણા હોતી નથી. બીજું, ઈશ્વરી પ્રેરણા સર્વ જનોના કલ્યાણને માટે હોવી જોઇએ. તે નામના, કીર્તિ અથવા અંગત લાભને માટે હોવી ન જોઇએ. તે હમેશાં જગતના કલ્યાણને માટે હોવી જોઇએ અને સંપૂર્ણ નિઃસ્વાર્થી હોવી જોઇએ. જ્યારે આ કસોટીઓમાંથી ઉત્તીર્ણ થવાય ત્યારે તેને ઈશ્વરી પ્રેરણા તરીકે ગ્રહણ કરવામાં તમે સુરક્ષિત છો. તમારે આ વાત સ્મરણમાં રાખવી જોઇએ કે જગતની આધુનિક સ્થિતિમાં દસ લાખમાંથી એક માણસને પણ ઈશ્વરી પ્રેરણા પ્રાપ્ત થયેલી હોતી નથી. હમણાં હમણાં તો આપણે માત્ર ધર્મની સાથે રમતજ રમીએ છીએ. જ્યારે આપણને ઈશ્વરી પ્રેરણા પ્રાપ્ત થશે ત્યારેજ આપણે ખરો ધર્મ પ્રાપ્ત કરવા માંડીશું. સંત પૉલ કહે છે તે પ્રમાણે, " હમણાં આપણે કાચદ્વારા ઝાંખી રીતે જોઇએ છીએ; પરંતુ ત્યારે આપણે દૃષ્ટાદૃષ્ટ

જોઇશું." પરંતુ જગતની આધુનિક સ્થિતિમાં ઘણા થોડા માણસો તે સ્થિતિને પ્રાપ્ત થાય છે. તે છતાં કદાચ ઇતર કોઈ પણ સમયે હમણાંના જેવા ખોટા દાવાઓ ઈશ્વરી પ્રેરણા સંબંધે કરવામાં આવતા નહોતા. કહે છે કે સ્ત્રીઓમાં પ્રેરણાશક્તિ વધુ હોય છે અને પુરુષો કેવળ વિવેકબુદ્ધિદ્વારાજ ધીમે ધીમે પ્રગતિ કરે છે, આ વાત માનશો નહિ. પુરુષો પણ સ્ત્રીઓના જેટલાજ પ્રેરણાશક્તિને પ્રાપ્ત થયેલા હોય છે. અલબત, સ્ત્રીઓ કદાચ વિશિષ્ટ પ્રકારના હિસ્ટીરિયા અને જ્ઞાનતંતુ સંબંધી રોગો પર અધિક દાવો કરી શકે. ધાર્મિક ઠગો અને જાદુગરો તમને ઠગી જાય તે કરતાં તમે નાસ્તિક તરીકે મરણ પામો તે વધારે સારૂં. બુદ્ધિ તમને ઉપયોગને માટે આપી છે, માટે તમે બતાવી આપો કે તમે તેનો યથાવત્ ઉપયોગ કર્યો છે. એમ કરવાથીજ તમે તમારામાં રહેલી ઉચ્ચતર વસ્તુઓને જગાડવાને શક્તિમાન થશો.

આ વાત તમારે સદાસર્વદા સ્મરણમાં રાખવી જોઇએ કે ઈશ્વર પ્રેમસ્વરૂપ છે. "તે માણસ ખરેખર મૂર્ખ છે કે, જે ગંગાતટ પર વસવા છતાં જલને માટે એક નાનો કૂપ ખોદવા માગે છે. તે માણસ નિઃશંક મૂર્ખ છે કે જે હીરાની ખાણ નિકટ વસવા છતાં કાચના મણકા શોધવામાં પોતાનું જીવન વ્યતીત કરે છે." ઈશ્વર એ હીરાની ખાણ છે. પ્રેતો અને ઊડતા ભૂતોની દંતકથાઓને માટે આપણે ઇશ્વરનો પરિત્યાગ કરીએ;તો આપણે ખરેખર મૂર્ખજ છીએ. એ એક રોગ છે; એક અનૈસર્ગિક ઇચ્છા છે. ભૂતોનો અવ્યાહત અનૈસર્ગિક ભય ધારણ કરવાથી અથવા ચમત્કારો માટેની ક્ષુધાને ઉત્તેજિત કરવાથી માનવજાતિ પતિત થાય છે. એથી આપણા જ્ઞાનતંતુઓ અને આપણું મસ્તિષ્ક નિર્બળ બને છે. તેમના વિષેની આ સમસ્ત ઉત્તેજક વાતો જ્ઞાનતંતુઓને અસ્વાભાવિક રીતે ઉશ્કેરાયેલા રાખે છે. આથી ધીમે ધીમે પરંતુ

નિશ્ચયપૂર્વક માનવજાતિનું પતન થાય છે. આ સમસ્ત અર્થશૂન્ય વાતોની પાછળ ભટકવાને માટે ઇશ્વર, વિશુદ્ધતા, પવિત્રતા અને આધ્યાત્મિકતાનો ત્યાગ કરવો એ અધોગતિજ છે, અન્ય મનુષ્યોના વિચારો જાણવાનું પ્રયોજનજ શું ? હું જો કોઇ અન્ય માણસના વિચાર સતત પાંચ મિનિટ પર્યંત જાણવાનો પ્રયત્ન કરૂં તો હું દીવાનોજ બની જાઉં. દૃઢ બનીને ઊભા રહો અને પ્રેમસ્વરૂપ ઇશ્વરનેજ ઢૂંઢો. આ ઊંચામાં ઊંચું બળ છે. વિશુદ્ધતાની શક્તિ કરતાં કયી શક્તિ ઉચ્ચતર છે ?

પ્રેમ અને વિશુદ્ધતા સમગ્ર જગત પર સત્તા ચલાવી શકે છે. દુર્બળ મનુષ્યને આ ઇશ્વરભક્તિ પ્રાપ્ત થઇ શકતી નથી; માટે શરીર, મન, નીતિ અથવા બુદ્ધિથી દુર્બળ બનશો નહિ. માત્ર બ્રહ્મજ સત્ય છે; ઇતર પ્રત્યેક વસ્તુ મિથ્યા છે; બ્રહ્મને માટે ઇતર પ્રત્યેકની આસક્તિનો ત્યાગ કરવો જોઇએ. મિથ્યા, મિથ્યા, સર્વ મિથ્યા છે. કેવળ બ્રહ્મનીજ ઉપાસના કરો.



# भक्ति अने मूर्तिपूजा

घणा थोडा धर्मो सिवायना बीजा प्रत्येक धर्ममां सगुण-साकार ईश्वरनी कल्पना प्रचलित छे. बौद्धधर्म अने जैनधर्म सिवाय जगतना समस्त धर्मो साकार ईश्वरनी कल्पना धरावे छे. अने ते कल्पना आवी के तेनी साथे भक्ति अने आराधनानी भावना आव्या विना रहेती नथी. बौद्धो अने जैनो साकार ईश्वरनो विचार धरावता नथी; तथापि तेओ पण पोताना धर्मना संस्थापकोने तो बराबर तेज प्रकारे पूजे छे के जे प्रकारे बीजाओ साकार ईश्वरनी आराधना करे छे. कोई एक उच्चतर व्यक्ति के जे मनुष्यो प्रत्ये पोतानो प्रेम आपी शके छे अने मनुष्योनो प्रेम मेळवी शके छे, तेनी भक्ति अने पूजा करवानो आ प्रकार आ प्रमाणे सर्वत्र व्यापी रहेलो छे. भिन्नभिन्न धर्मोमां-भिन्नभिन्न भूमिकाओमां आ प्रेम अने भक्ति भिन्नभिन्न प्रमाणोमां उद्भवे छे. एमांनी निकृष्टमां निकृष्ट भूमिका कर्मकांडनी छे. ए भूमिकामां सूक्ष्म विचारो लेश पण आवी शकता नथी. तेमने नीचामां नीचा क्षेत्रमां घसडी पाडवामां आवे छे अने स्थूल बनावी देवामां आवे छे. विधिओ प्रचलित थाय छे अने तेमनी साथे भिन्नभिन्न प्रतीकाओ पण प्रचलित थाय छे. समग्र जगतना इतिहासमां आपणे जोईए छीए के मनुष्यो विचारनां स्वरूपोद्वारा अथवा प्रतीकाओद्वाराज

સૂક્ષ્મને ગ્રહણ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. ઘંટો, સંગીત, ક્રિયાઓ, ગ્રંથો, પ્રતિમાઓ વગેરે જે જે ઇંદ્રિયગમ્ય વસ્તુઓ મનુષ્યને સૂક્ષ્મની સ્થૂલમૂર્તિ રચવામાં સહાય કરનાર હોય છે તેને ગ્રહણ કરવામાં આવે છે અને પૂજવામાં આવે છે.

વખતોવખત પ્રત્યેક ધર્મમાં એવા સુધારકો ઉત્પન્ન થયા છે કે જેમણે સમસ્ત પ્રતિમાઓ અને ક્રિયાઓનો વિરોધ કર્યો છે. પરંતુ તેમનો વિરોધ છેવટે વૃથાજ થયો છે; કારણકે જ્યાંસુધી મનુષ્યજાતિ પોતાની બહિર્મુખ સ્થિતિમાં રહેશે, ત્યાંસુધી ઘણાખરા માણસોને સદાસર્વદા અવલંબનને માટે આવી સ્થૂલ વસ્તુઓની અપેક્ષા રહેશેજ. તેમને કોઈ એવી વસ્તુની અપેક્ષા રહેશેજ કે, જેની આસપાસ તેઓ પોતાના વિચારો મૂકી શકે અને જે તેમનાં મનમાંના સમસ્ત વિચારસ્વરૂપોનું કેન્દ્ર બને. સમસ્ત કર્મકાંડો અને સાકાર ઉપાસનાઓને જગતમાંથી દૂર કરવા માટે મુસલમાનો અને પ્રોટેસ્ટન્ટોએ મહાન પ્રયત્નો કર્યા છે અને તે છતાં આપણે જોઇએ છીએ કે તેમના પોતાનામાં પણ એ ક્રિયાઓ અને ઉપાસના ઘૂસી ગઈ છે ! એ ક્રિયાઓને દૂર રાખી શકાય તેમ છેજ નહિ. બહુ બહુ પ્રયાસ કરવામાં આવે તો જનસમૂહ માત્ર એક પ્રતીકા કે ક્રિયાને મૂકીને બીજીને વળગે છે. મુસલમાન એમ માને છે કે તેમના સિવાયના બીજા જે લોકો જે કોઇ ક્રિયા, વિધિ, પ્રતિમાપૂજા અથવા કર્મ કરે છે તે સર્વ પાપકર્મ છે; પરંતુ એક મુસલમાન પોતેજ જ્યારે કાબા આગળ તેની પોતાની મસ્જિદમાં આવે છે ત્યારે તે એમ માનતો નથી. પ્રત્યેક ધાર્મિક મુસલમાન જ્યારે જ્યારે નમાજ પઢે ત્યારે ત્યારે તેણે એવી કલ્પના કરવી જોઇએ કે, તે કાબાનીજ મસ્જિદમાં ઊભેલો છે. જ્યારે તે ત્યાંની હજ કરે ત્યારે તો તેણે તે મસ્જિદની દીવાલમાંના કાળા પાષાણને ચુંબન પણ કરવુંજ જોઇએ. તેમની એવી

માન્યતા છે કે, જે જે કોટ્યવધિ હાજીઓએ તે પાષાણને ચુંબનો કર્યાં છે તે સર્વ કયામતને દિવસે તેમના લાભને માટે સાક્ષી તરીકે ઊભા રહેશે. એ સિવાય ઝમઝમના કૂપને માટે મુસલમાનો માને છે કે, "જે માણસ તે કૂપમાંથી થોડુંક પાણી કાઢશે તેનાં પાપો માફ કરવામાં આવશે અને તેને કયામતના દિવસ પછી નવીન શરીર પ્રાપ્ત થશે અને તે અમર બનશે."

પ્રૉટેસ્ટંટો મકાનપૂજાના રૂપમાં પ્રતિમાપૂજા કરે છે. તેઓ માને છે કે દેવાલયો ઇતર સ્થાનો કરતાં વિશેષ પવિત્ર હોય છે, તેથી તેઓ દેવાલયનેજ પ્રતિમા બનાવી દે છે. રોમન કૅથલિકોમાં મહાત્માઓની મૂર્તિઓ પૂજાય છે, તો પ્રૉટેસ્ટંટોમાં તેનું સ્થાન ક્રોસે લીધેલું છે કેટલાક લોકોમાં એજ પ્રમાણે ગ્રંથપૂજા કરવામાં આવે છે. તેમને મન કોઈ ઇતર પ્રતિમા કરતાં ગ્રંથ બહુ વિશેષ પવિત્ર વસ્તુ હોય છે. મતલબમાં કહેવાનું એજ કે પ્રતિમાઓના ઉપયોગની વિરુદ્ધમાં ઉપદેશ આપવો મિથ્યા છે. અને આપણે તેમની વિરુદ્ધ શા માટે ઉપદેશ આપવો જોઇએ? મનુષ્યે પ્રતિમાઓનો ઉપયોગ નજ કરવો જોઇએ એવો કોઇ પણ સંગીન બુદ્ધિવાદ જગતમાં દેખાતો નથી. આધ્યાત્મિક ભાવોનાં મૂર્ત સ્વરૂપો તરીકે મનુષ્યો તેમનો ઉપયોગ કરે છે. આ વિશ્વ એ પણ એક પ્રતિમાજ છે કે જેનાદ્વારા આપણે જે વસ્તુનું એ મૂર્ત સ્વરૂપ છે, જે વસ્તુ એના આત્મારૂપ અને ઇંદ્રિયાતીત છે, તેને ગ્રહણ કરવાનો હમેશાં પ્રયત્ન કરી રહ્યા છીએ. ભૌતિક પદાર્થ નહિ પરંતુ તેનો આત્માજ એમાં લક્ષ્યસ્થાને છે. વિધિઓ, પ્રતિમાઓ, ઘંટો, મીણબત્તીઓ, દેવાલયો, મંદિરો અને સમસ્ત પવિત્ર પ્રતીકો એ સર્વ આધ્યાત્મિક વિકાસ પામતા છોડને માટે બહુ સહાયકર્તા છે; છતાં તેમની ઉપયોગિતા અમુક હદ સુધીજ છે, એથી વધારે નથી. ઘણા દાખલાઓમાં આપણે જોઇએ છીએ

કે એ છોડ વિકાસ પામતો નથી; પરંતુ તેમ નજ જોઈએ. કર્મકાંડી અને મૂર્તિપૂજક પંથમાં જન્મવું સારૂં છે, પરંતુ તેમાં મરણ પામવું બહુ ખરાબ છે. અમુક વિધિઓ કે જે અધ્યાત્મજ્ઞાનના નાના છોડને સહાય કરે છે તેની મર્યાદાઓમાં જન્મવું બહુ સારૂં છે, પરંતુ જો એક મનુષ્ય આ વિધિઓમાંજ છેવટ સુધી પડ્યો રહીને મરણ પામે તો તે દર્શાવે છે કે તે વિકાસ પામ્યો નથી, તેના આત્માનો વિકાસ થયો નથી. નિદ્રા સમાપ્ત કરી પ્રભાતમાં જાગૃત થયેલો મુસાફર સાંજ સુધી ખાટલામાંજ પડ્યો રહે તો તે આગળ વધીને પોતાને ગામ કેવી રીતે પહોંચશે? માટે જો કોઈ એમ કહે કે પ્રતિમાઓ, ક્રિયાઓ અને વિધિઓ સદાકાળ પકડી રાખવાની છે તો તે ખોટો છે. જો તે એમ કહે કે, આ પ્રતિમાઓ અને ક્રિયાઓ આત્માના વિકાસને સહાયકર્તા છે તો તે ખરો છે. પરંતુ તે ઉપરથી તમારે એમ માની ન લેવું જોઈએ કે આત્માના આ પ્રકારથી થતા વિકાસનો અર્થ લેશ પણ બૌદ્ધિક વિકાસ થાય છે. એક મહાસમર્થ બુદ્ધિમાન મનુષ્ય પણ અધ્યાત્મજ્ઞાનની બાબતમાં બાળક જેવો હોઈ શકે. તમને અત્યારે તમારી જાત ઉપરથીજ આ વાતનું પ્રમાણ મળી શકશે. ઈશ્વર સર્વવ્યાપક છે એમ માનવાનું શિક્ષણ તમને સર્વને આપવામાં આવ્યું છે. હવે જરા વિચાર કરો કે એ સર્વવ્યાપકતાનો અર્થ શું થાય છે? તેની લેશ પણ કલ્પના તમારામાંના કેટલા થોડા જણને આવી શકી છે? એને માટે તમે સખ્ત પ્રયત્ન કરશો તો તમને મહાસાગરની, આકાશની, હરિયાળી ભૂમિના વિશાળ પટની અથવા તો એકાદ રણનીજ કલ્પના આવી શકશે; પરંતુ તે બધાં પણ માત્ર ભૌતિક પ્રતિમાઓજ છે. અને તે પણ જો તમે જાતે જોઈ હશે તોજ તમારી કલ્પનામાં આવી શકશે. જ્યાંસુધી તમે સૂક્ષ્મનું સૂક્ષ્મ તરીકે–આદર્શનું આદર્શ તરીકે ચિંતન ન

કરી શકો, ત્યાંસુધી તમારે આ સ્વરૂપો—આ ભૌતિક પ્રતિમાઓનો આશ્રય ગ્રહણ કરવોજ પડશે. આ પ્રતિમાઓ મનની અંદર હોય કે બહાર હોય તેથી ઝાઝો ફરક પડતો નથી. આપણે સર્વ જન્મથીજ મૂર્તિપૂજકો છીએ અને મૂર્તિપૂજા સારી એટલા માટે છે કે તે માનવપ્રકૃતિને અનુકૂળ છે. એનાથી પર કોણ થઇ શકે તેમ છે? માત્ર પૂર્ણમનુષ્ય–ઇશ્વરમયતાને પ્રાપ્ત થયેલો મનુષ્યજ. બીજા સર્વ મૂર્તિપૂજકો છે. જ્યાંસુધી આપણે આ વિશ્વને આપણી સમક્ષ જોઇએ છીએ, ત્યાંસુધી આપણે સર્વ મૂર્તિપૂજકો છીએ; કેમકે આપણે આ વિશ્વરૂપી પ્રચંડ પ્રતીકાની પૂજા કરી રહ્યા છીએ. જે માણસ દેહમાં આત્મભાવ યાને અહંતા–મમતા ધરાવે છે, તે પણ મૂર્તિપૂજક છે. વાસ્તવમાં આપણે નિરાકાર અનંત આત્મા છીએ, આપણે ભૌતિક વસ્તુ નથી. એટલા માટે જે મનુષ્ય આ જગતના મૂળ સ્વરૂપને જાણી શકતો નથી, જે પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી શકતો નથી, જે પોતાને શરીરરૂપી ભૌતિક પદાર્થજ માને છે; તે મૂર્તિપૂજકજ છે! અને તે છતાં કેટલા બધા લોકો એકબીજાને મૂર્તિપૂજક કહીને માંહોમાંહે લડે છે? પર્યાયમાં કહીએ તો પ્રત્યેક મનુષ્ય કહે છે કે તેની મૂર્તિ સત્ય છે અને અન્યોની મૂર્તિ અસત્ય છે!

એટલા માટે આપણે આ બાલિશ વિચારોને દૂર કરવા જોઇએ અને જેઓ એમ ધારે છે કે, ધર્મ એ માત્ર ફીણ જેવા વૃથા શબ્દોનો સમુચ્ચય છે, એ માત્ર સિદ્ધાંતોની શ્રેણીજ છે, તેમની વાતોથી આપણે દૂર રહેવું જોઇએ. વળી જેમને મન ધર્મ એ માત્ર બાલિક સંમતિ વા અસંમતિ છે; જેમને મન ધર્મ એ તેમના પોતાના ધર્માચાર્યો કહે એવા અમુક શબ્દો પ્રત્યેની શ્રદ્ધા છે; જેમને મન ધર્મ એ તેમના પૂર્વજો માનતા હતા એવી કોઇ વસ્તુ છે; જેઓ અમુક ભાવનાઓ અને વહેમો પોતાના દેશનાં હોવાને

લીધેજ તેને ધર્મ માની લઇને વગર સમજ્યે વળગી રહે છે; તેવા સર્વની બાલિશતાનો આપણે પરિત્યાગ કરવો જોઇએ અને આગળ વધવું જોઇએ. માનવજાતિને ધીમે ધીમે પ્રકાશ તરફ આવતા એક વિશાળ દેહ તરીકે-ઇશ્વરના નામથી ઓળખાતા અદ્ભુત સત્યને ધીમે ધીમે પિછાનતા અદ્ભુત છોડ તરીકે-આપણે જોવી જોઈએ; અને આના તરફનો પ્રથમ આવેગ-ધસારો-પ્રથમગતિ હમેશાં ભૌતિક પદાર્થ અને ક્રિયાદ્વારાજ થાય છે.

આ સમસ્ત ક્રિયાઓના હાર્દમાં સર્વથી આગળ પડતો એક વિચાર રહેલો છે અને તે નામની ઉપાસનાનો છે. તમારામાંના જેમણે ખ્રિસ્તી ધર્મના પ્રાચીન પ્રકારોનો અભ્યાસ કર્યો છે, તમારા પૈકી.જેમણે જગતના ઇતર ધર્મોનો અભ્યાસ કર્યો છે, તેમનું લક્ષ્ય કદાચ આ વાત તરફ ખેંચાયુંજ હશે કે તે સર્વમાં નામસ્મરણનો પ્રકાર રહેલો છે. નામ બહુ પવિત્ર ગણાય છે. બાયબલમાં પણ આપણે વાંચીએ છીએ કે ઇશ્વરનું નામ અનુપમ રીતે પવિત્ર-સૌથી પવિત્ર ગણાતું હતું અને એમ ધારવામાં આવતું હતું કે, સ્વયં એ શબ્દજ ઈશ્વર હતો. વાત ખરી છે કે નામ અને રૂપ સિવાય આ વિશ્વ બીજું છે પણ શું ? તમે શબ્દો વિના વિચાર કરી શકો છો ? શબ્દ અને વિચારને એકબીજાથી જુદા નજ કરી શકાય. જ્યારે જ્યારે પણ તમે વિચાર કરો છો, ત્યારે ત્યારે તમે શબ્દો અને રૂપોદ્વારાજ તેમ કરો છો. વિચાર શબ્દને લાવે છે અને શબ્દ વિચારને લાવે છે. આ પ્રકારે સમગ્ર વિશ્વ ઇશ્વરની બાહ્ય પ્રતીકાજ છે અને તેની પાછળ તેનું મહાન નામ ઊભેલું છે. પ્રત્યેક વિશિષ્ટ શરીર એકરૂપ છે, અને તે વિશિષ્ટ શરીરની પાછળ તેનું નામ છે. તમે તમારા અમુક મિત્રનો વિચાર કરો છો કે તરતજ તેના શરીરનો વિચાર આવે છે અને તમે તમારા મિત્રના શરીરનો વિચાર કરો

છો કે તરતજ તમને તેના નામનો વિચાર આવે છે. માનવપ્રકૃતિજ આવી છે. અર્થાત્ માનસશાસ્ત્રની દૃષ્ટિથી જોઇએ તો મનુષ્યના મસ્તિષ્કમાં રૂપના વિચાર વિના નામનો વિચાર આવી શકતો નથી અને નામના વિચાર વિના રૂપનો વિચાર આવી શકતો નથી. તેઓ એકબીજાથી છૂટાં ન પાડી શકાય એવાં છે; તેઓ એકજ તરંગની બાહ્ય અને આંતરિક બાજુઓ છે. એટલા માટેજ જગતમાં નામોને શ્રેષ્ઠ ગણીને ભજવામાં આવે છે. જ્ઞાત વા અજ્ઞાત રીતે મનુષ્યને નામોની મહત્તા પ્રાપ્ત થઇ છે.

વળી આપણે જોઇએ છીએ કે ઘણાખરા ધર્મોમાં પવિત્ર મનુષ્યોને પૂજવામાં આવ્યા છે. કૃષ્ણની પૂજા થાય છે, બુદ્ધની પૂજા થાય છે અને જિસસ આદિની પૂજા થાય છે. ત્યાર પછી સંતોની પૂજા થાય છે–સમગ્ર જગતમાં સેંકડો સંતો પૂજાયા છે, અને તેમની પૂજા શા માટે ન થવી જોઇએ? પ્રકાશનું આંદોલન સર્વત્ર રહેલું છે. ઘુવડ તેને અંધકારમાં જુએ છે. એ દર્શાવે છે કે યદ્યપિ મનુષ્ય તેને જોતો નથી તથાપિ તે ત્યાં છેજ. મનુષ્યને તે આંદોલન માત્ર દીપક, સૂર્ય, ચંદ્ર વગેરેમાંજ જણાય છે. તેમ ઇશ્વર સર્વવ્યાપક છતાં મનુષ્ય તેને માત્ર મનુષ્યોમાંજ જુએ છે અને મનુષ્યોમાંજ ઓળખે છે. જ્યારે તેનો પ્રકાશ, તેની દિવ્યતા, તેનો મહિમા, માનવવદનદ્વારા પ્રકાશે છે ત્યારેજ મનુષ્ય તેને સમજી શકે છે. આ પ્રકારે મનુષ્ય ઇશ્વરને સદા મનુષ્યોદ્વારાજ પૂજતો આવ્યો છે અને જ્યાંસુધી તે મનુષ્ય છે ત્યાંસુધી તે એમજ કરવાનો. તે તેની વિરુદ્ધ પોકાર કરશે, તેની વિરુદ્ધ પ્રયાસ કરશે, પરંતુ તે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરશે કે તરતજ તેને ઇશ્વરનું મનુષ્યાકારદ્વારા ચિંતન કરવાની જરૂર પડવાની. આ ઉપરથી સમજાય છે કે, લગભગ પ્રત્યેક ધર્મમાં રૂપો અથવા પ્રતિમાઓ, નામો અને ઇશ્વરાવતારો એ ત્રણ વસ્તુઓ

ઇશ્વરારાધનામાં મૂળ હોય છે અને તે સમસ્ત ધર્મોમાં હોય છે,છતાં તમે જુઓ છો કે તેઓ પરસ્પર લડવા માગે છે! એક કહે છે કે, " મારૂં નામ એજ કેવળ ખરૂં નામ છે; મારી વિધિ એજ કેવળ સત્ય વિધિ છે અને મારા પેગંબર યા ઇશ્વરાવતારો એજ માત્ર જગતમાં સત્ય પેગંબર યા ઇશ્વરાવતારો છે. તમારા કેવળ ખોટા છે! તે પોતાનાં નામ, વિધિ, પેગંબરો વગેરેને ખરાં કહેવા માગે છે. અલબત, હાલના સમયમાં ખ્રિસ્તી ધર્માચાર્યો લગાર વિશેષ માયાળુ બન્યા છે; અને તેઓ સ્વીકારે છે કે પ્રાચીન ધર્મોમાં આરાધનાની જે ભિન્નભિન્ન વિધિઓ છે તે ખ્રિસ્તીધર્મની પૂર્વછાયાઓ છે. ધર્મ અને ઉપાસનાનું ખરૂં સ્વરૂપ તો તેમણે જે માનેલાં છે તેનેજ તેઓ માને છે. ઇશ્વરે પ્રાચીન સમયમાં આ સર્વ વસ્તુઓને મૂર્તસ્વરૂપ આપીને પોતાની શક્તિઓની કસોટી-અજમાયશ લીધી હતી અને તેનું તે કાર્ય ખ્રિસ્તીધર્મમાં પરિણમ્યું હતું. નિદાન તેમની આટલી ઉદારતા પણ તેમની પ્રગતિનીજ સૂચક છે. પચાસ વર્ષ પૂર્વે તેમણે આટલું પણ કહ્યું ન હોત અને પોતાના ધર્મ સિવાયનો બીજો કોઈપણ ધર્મ નથી એમજ તેમણે કહ્યું હોત. આ પ્રકાર કાંઈ ખ્રિસ્તીઓમાંજ રહેલો હોય એમ નથી. લગભગ દરેક ધર્મ અને પંથવાળાઓમાં એ પ્રકાર રહેલો હોય છે. તેઓ એવોજ વિચાર ધરાવે છે કે અન્યોનું કર્તવ્ય માત્ર એટલુંજ છે કે, તેઓ સ્વયં જે કરતા હોય તે તેમણે કરવું. ભિન્નભિન્ન ધર્મોનો અભ્યાસ આપણને આજ ઠેકાણે મોટી સહાય કરે છે. તે અભ્યાસ આપણને દર્શાવી [illegible] છે કે, જે વિચારોને આપણે કેવળ [illegible] જણાવતાં [illegible] ઓએ તે વિચારો અન્ય ધર્મોમાં [illegible] અને [illegible] તો તે આપણી પોતાની ભાષા [illegible] ધિક સાર [illegible] વધિ વર્ષો પૂર્વે વિદ્યમાન [illegible]

ભક્તિની આ બાહ્ય વિધિઓમાંથી પ્રત્યેક મનુષ્યને પસાર થવાનું હોય છે, પરંતુ જો તે સહૃદય હોય છે—જો તે વસ્તુતઃ સત્યનીજ પ્રાપ્તિ કરવા માગતો હોય છે, તો તે આના કરતાં ઉચ્ચતર ભૂમિકામાં સત્વર પહોંચી જાય છે કે જ્યાં એવી વિધિઓ કાંઇજ વિસાતમાં હોતી નથી. પ્રાર્થનામંદિરો અથવા દેવાલયો, ગ્રંથો અને વિધિઓ એ સર્વ બાલમુમુક્ષુઓને ઉચ્ચતર પગથિયાં ચઢવા માટે પૂરતું દૃઢ બનાવનાર કેવળ બાલોદ્યાન છે; અને જો તેને નિરપેક્ષ ધર્મની અપેક્ષા હોય તો આ પ્રથમ પગથિયાં આવશ્યક પણ છેજ. ઇશ્વરતૃષ્ણા—નિરપેક્ષ સત્ય સુખની આકાંક્ષા—એની સાથે સાથેજ સત્ય ભક્તિ આવે છે. આવી અત્યુત્તમ તૃષ્ણા કોનામાં છે? એજ મુખ્ય પ્રશ્ન છે. માત્ર સિદ્ધાંતો, મતો તેમજ બુદ્ધિયુક્ત દલીલોમાંજ કાંઈ બધો ધર્મ આવી જતો નથી; હોવું અને થવું એજ ધર્મ છે; એજ ઇશ્વરસાક્ષાત્કાર છે. આપણે ઘણા માણસોને ઇશ્વર, આત્મા ને વિશ્વના સમસ્ત ભેદો વિષે વાત કરતાં સાંભળીએ છીએ, પરંતુ જો તમે તેમને એક પછી એક પકડો અને પ્રશ્ન કરો કે, "તમે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે? તમારા આત્માને તમે જોયો છે?" તો કેટલા જણ કહેશે કે, તેમણે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે અને તેમ છતાં પણ તેઓ સર્વ એકબીજાની સાથે લડી રહ્યા છે! ભારતવર્ષમાં એક વાર ભિન્નભિન્ન પંથોના પ્રતિનિધિઓ મળ્યા અને વાદવિવાદ કરવા લાગ્યા. એકે કહ્યું કે, દેવ કેવળ શિવજ છે; બીજાએ કહ્યું કે, દેવ કેવળ વિષ્ણુજ છે; ત્રીજાએ બ્રહ્માનેજ દેવ જણાવ્યા. આ પ્રકારે તેમની ચર્ચાનો અંત આવ્યો નહિ. એક સંત ત્યાંથી જતા હતા અને વિવાદ કરનારાઓએ તે બાબતનો નિર્ણય કરવાને તેમને આમંત્રણ કર્યું. જે માણસ શિવને સર્વોત્તમ દેવ જણાવતો હતો તેને પ્રથમ તેણે પૂછ્યું: "તમે શિવનાં દર્શન કર્યાં છે? તમને તેનો સાક્ષાત્ પરિચય

છે? જો તમને તેનો સાક્ષાત્કાર થયેલો ન હોય તો તમે કેવી રીતે જાણો કે તે સર્વોત્તમ દેવ છે?" ત્યાર પછી વિષ્ણુના ભક્ત તરફ ફરીને તેણે પૂછયું: "તમે વિષ્ણુને જોયા છે?" આવા પ્રશ્ન સર્વને પૂછયા. પશ્ચાત્ તેને પ્રતીત થયું કે, તેમાનો એક પણ માણસ ઇશ્વર વિષે કાંઇ પણ ખરેખરૂં જાણતો નહોતો. તેઓ આટલો બધો વાદ-વિવાદ કરતા હતા તેનું કારણ એ અજ્ઞાનજ હતું. જો તેમને વસ્તુતઃ ઇશ્વરનો પરિચય હોત, તો તેમણે એવી બાળક જેવી દલીલજ ન કરી હોત. જગતમાં સર્વત્ર અધૂરા ઘડાઓજ છલકાયા કરે છે અને અવાજ કર્યા કરે છે. જ્યારે તે સંપૂર્ણ ભરાઇ જાય છે ત્યાર પછી તે શાંત-ગંભીર બની રહી, તેમાં અવાજ, હલચલ કે છલકાઇને બીજાને છાંટવાપણું થતું નથી. પંથો પંથો વચ્ચે આજે જે તકરારો અને લડાઇઓ થયા કરે છે, તેજ દર્શાવી આપે છે કે, તેઓ ધર્મનું વાસ્તવ જ્ઞાનજ ધરાવતા નથી. તેમને મન ધર્મ એ કેવળ ગ્રંથોમાં લખવાના ફીણમય શબ્દોનો સમુચ્ચય છે. ધાર્મિક લેખકો જે જે ગ્રંથો મળી આવે તે સર્વમાંથી સામગ્રી ચોરી લઇને અને મૂળ ગ્રંથનો જશ પણ ઉપકાર ન સ્વીકારતાં પોતાનાજ નામથી એકાદ મોટો ગ્રંથ લખવાને તથા તેને જેમ બને તેમ મોટો બનાવવાને મંડી પડે છે; અને એ ગ્રંથને જગતમાં ફેલાવી દઇને સર્વમાન્ય બનાવવાની આશા રાખે છે; પરંતુ આમ કરીને ખરૂં જોતાં તો તે જગતની વિદ્યમાન અવ્યવસ્થામાં એક અપૂર્ણ અને વિવાદગ્રસ્ત વસ્તુનીજ વૃદ્ધિ કરે છે.

જગતમાં પુષ્કળ માણસો નાસ્તિક પણ હોય છે. મને કહેતાં આનંદ થાય છે કે, આધુનિક સમયમાં પાશ્ચાત્ય દેશોમાં નાસ્તિકોનો એક બીજો વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે. આ વર્ગ ભૌતિકવાદીઓનો બનેલો છે. તેઓ સહૃદય નાસ્તિકો છે. ધાર્મિક નાસ્તિકો કે જેઓ સાચા દિલના નથી; જેઓ ધર્મ વિષે વાતો

અને તકરારો કર્યા કરે છે, છતાં તેની કશી પરવા રાખતા નથી; જેઓ તેનો સાક્ષાત્કાર કરવાનો કે તેને સમજવાનો કદી પણ પ્રયત્ન કરતા નથી; તેમના કરતાં ઉપલા નાસ્તિકો હજાર દરજ્જે સારા છે. ક્રાઈસ્ટના આ શબ્દો સ્મરણમાં રાખો કે, " **માગો અને તમને મળશે, શોધો અને તમને જડશે, ઠોકો અને તમારે માટે ઊઘડશે.**" આ શબ્દો વસ્તુતઃ સત્ય છે, એમાં જરા પણ અસત્ય નથી. આ જગતમાં આવેલા ઈશ્વરના મહાનમાં મહાન પુત્રો પૈકી એકના હૃદયના રક્તનુ આ પૂર છે. આ શબ્દો એક એવા માણુસના મુખમાંથી સાક્ષાત્કારના ફળ તરીકે નીકળ્યા હતા કે જેણે સ્વયં ઈશ્વરની પ્રતીતિ અને સાક્ષાત્કાર કર્યો હતો. જેણે ઈશ્વરની સાથે વાત કરી હતી. જે ઈશ્વરની સાથે રહ્યો હતો, જેણે તમે અથવા હું આ મકાનને જોઈએ છીએ તેથી સોગણી વિશેષ તીવ્રતાથી ઈશ્વરદર્શન કર્યાં હતાં. ઈશ્વરની કોને એવી તીવ્ર અપેક્ષા છે? એજ પ્રશ્ન છે. શું તમે એમ ધારો છો કે જગતનો આ સર્વ જનસમુદાય ઈશ્વરની અપેક્ષા રાખે છે અને તે છતાં પણ તેને પ્રાપ્ત કરી શકતો નથી? એમ બનીજ ન શકે. માણુસની એવી કઇ અપેક્ષા છે કે જેનો વિષય આ જગતમાં રહેલો ન હોય? મનુષ્યો શ્વાસ લેવાની અપેક્ષા રાખે છે અને તેમના શ્વાસને માટે હવા તૈયારજ રહેલી છે. મનુષ્યોને ભોજન કરવાની અપેક્ષા હોય છે અને તેમને માટે જગતમાં અન્ન તૈયારજ હોય છે. આ ઇચ્છાઓ શાથી ઉત્પન્ન થાય છે? બાહ્યવસ્તુઓના અસ્તિત્વથીજ. બહારના પ્રકાશથીજ પ્રાણીને આંખો ઉત્પન્ન થઈ છે અને બહારના ધ્વનિથી તેને કર્ણોની ઉત્પત્તિ થઇ છે. તેજ પ્રમાણે માનવપ્રાણીઓની પ્રત્યેક ઇચ્છા બહાર અસ્તિત્વ ધરાવતી કોઇને કોઇ વસ્તુદ્વારાજ ઉત્પન્ન થઈ છે. પૂર્ણતા પ્રાપ્ત કરવાની, લક્ષ્ય પ્રાપ્ત કરવાની, પ્રકૃતિથી

અતીત થવાની મુમુક્ષુની ઇચ્છાને પણ એજ પ્રમાણે જો કોઇ વસ્તુએ ઉત્પન્ન કરી ન હોય અને તેને અભ્યાસદ્વારા મનુષ્યના આત્મામાં ઉતારી દીધી ન હોય તથા તેને ત્યાં જીવંત રાખવામાં આવતી ન હોય, તો તે ત્યાં શી રીતે હોઇ શકે ? માટે જેનામાં આ ઈશ્વરપિપાસા જાગૃત થઇ હોય તેને તેના લક્ષ્યની પ્રાપ્તિ પણ અવશ્ય થશેજ. આપણે સામાન્ય મનુષ્યો ઈશ્વર સિવાયની બીજી પ્રત્યેક વસ્તુની અપેક્ષા રાખીએ છીએ, પરંતુ જે જે વસ્તુસ્થિતિઓને તમે તમારી આસપાસ સર્વત્ર જુઓ છો, તે કાંઇ સત્ય સુખરૂપ ઈશ્વર નથી અને તેની પાછળ દોડયા કરવું એ ધર્મ નથી. એક બાઈના દીવાનખાનામાં જગતના સર્વ ભાગોનું રાચરચીલું છે અને હાલમાં જાપાની વાઝ રાખવાની ફેશન પડેલી હોવાથી તે એક વાઝ ખરીદે છે અને તેને પોતાના ઓરડામાં મૂકે છે. ઘણા માણસો ધર્મના સંબંધમાં આવાજ ભાવથી વર્તતા જણાય છે. તેમની પાસે ઉપભોગને માટે સર્વ પ્રકારની વસ્તુઓ હોય છે અને તેઓ તેમાં લગાર ધર્મનો રસ ન ઉમેરે તો તેમને જીવન યથાવત્ લાગતું નથી. કારણકે સમાજ તેમની ટીકા કરે અને તેમને નાસ્તિક કહે, એટલા માટે તેમની પાસે કાંઈક ધર્મ હોવો જોઇએ એમ તેમને લાગે છે. ઘણાખરા માણસો શરીર પર ધાર્મિક ચિહ્નો ધારણ કરે છે તેમજ દેવાલયોમાં જાય છે તે માત્ર આટલાજ માટે હોય છે. જગતમાં ધર્મની વર્તમાન સ્થિતિ આ છે.

એક શિષ્ય તેના ગુરુની પાસે ગયો અને તેમને કહ્યું: " મહારાજ, મને ધર્મની અપેક્ષા છે. " ગુરુએ શિષ્યપ્રતિ દૃષ્ટિપાત કર્યો અને કાંઇ પણ કહ્યું નહિ, પરંતુ માત્ર સ્મિતજ કર્યું. આ પ્રમાણે તે તરુણ પુરુષ પ્રતિદિન જતો અને આગ્રહપૂર્વક ધર્મની અપેક્ષા જણાવતો. તે વૃદ્ધ મનુષ્ય અનુભવી હતો. એક દિવસ

અતિ સખ્ત તાપ પડતો હતો તે સમયે તેણે તે તરુણ પુરુષને પોતાની સાથે નદીએ તેડી જઈ તેમાં ડૂબકી મારવાને કહ્યું. તે તરુણ પુરુષે ડૂબકી મારી કે તરતજ તે વૃદ્ધ પુરુષે તેનું માથું બળપૂર્વક પાણીમાં પકડી ડુબાવી રાખ્યું. તે તરુણે થોડી વાર સુધી હાથપગ અફાળ્યા; પછી નિરાશ બની જઇ મરણને કાંઠે પોતાને આવેલો જોવા લાગ્યો, ત્યારે વૃદ્ધે તેને છોડી દીધો અને પૂછ્યું: "તું જ્યારે પાણીમાં ડુબેલો હતો, ત્યારે તને સૌથી વિશેષ અપેક્ષા શાની હતી?" શિષ્યે પ્રત્યુત્તર આપ્યો: "હવાની." વૃદ્ધ બોલ્યા: "આ પ્રકારે તું ઈશ્વરની અપેક્ષા બીજી વસ્તુઓ કરતાં વિશેષ રાખે છે? જો તને આ પ્રકારની ઈશ્વરની તીવ્ર અપેક્ષા હોય તો તે તને અવશ્ય પ્રાપ્ત થશે." જ્યાંસુધી તમે પણ આ પ્રકારની પિપાસા ન ધરાવો, જ્યાંસુધી તમે આવી તીવ્ર ઇચ્છા ન ધરાવો ત્યાંસુધી તમે તમારી બુદ્ધિ કે ધનદ્વારા, તમારા ગ્રંથોદ્વારા અથવા તમારી વિધિઓદ્વારા ગમે તેટલો પ્રયત્ન કરો, તોપણ તમને તેની અને તેના માર્ગરૂપી સત્યધર્મ-ની પ્રાપ્તિ થઇ શકે નહિ. જ્યાંસુધી તમારામાં આ પ્રકારની પિપાસા જાગૃત ન થાય ત્યાંસુધી તમે પણ નાસ્તિક કરતાં અધિક સારા નથી. નાસ્તિકમાં અને તમારામાં ફરક માત્ર એટલોજ છે કે તે સહૃદય હોય છે અને તમે સહૃદય હોતા નથી; અર્થાત્ તમે તેના કરતાં પણ નિકૃષ્ટ હો છો.

એક મહાન સંત વારંવાર કહેતા કે, "ધારો કે એક ઓરડામાં એક ચોર છે અને કોઇક રીતે તેના જાણવામાં આવે કે પાસેના ઓરડામાં પુષ્કળ સુવર્ણ છે અને તે બે ઓરડાઓની વચ્ચે માત્ર એક પાતળી દીવાલ છે; તો તે ચોરની શી સ્થિતિ થશે? તેને નિદ્રા આવશે નહિ, તેને ભોજન અથવા બીજું કોઇ પણ કાર્ય કરવાનું ગમશે નહિ અને તેનું સમગ્ર ધ્યાન તે સુવર્ણ પ્રાપ્ત

કરવા પરજ એકાગ્ર થશે. શું તમે એમ કહેવા માગો છો કે, જો આ સર્વ લોકો વસ્તુતઃ એમજ માનતા હોય કે સુખ, આનંદ અને મહત્તાનો ભંડાર અહીંયાં છે, તો તેઓ પોતાની પ્રસ્તુત કૃતિ પ્રમાણે ઇશ્વરને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર્યા વિના રહી શકે ?" "ઇશ્વર છે" એમ જ્યારે માણુસ ખરેખરૂં માનવા લાગે છે કે તરતજ તે તેને પ્રાપ્ત કરવાની તૃષ્ણાથી ઉન્મત્ત બની જાય છે. અન્ય પ્રાણીઓ ભલે પોતપોતાને માર્ગે જાય, પરંતુ એક મનુષ્યને તો તે જે પ્રકારનું જીવન વ્યતીત કરતો હોય, તેના કરતાં બહુ ઉચ્ચતર પ્રકારનું જીવન અસ્તિત્વ ધરાવતું હોવાની ખાતરી થાય કે તરતજ–આ ઇંદ્રિયો અને તેના ભોગો એજ સર્વસ્વ નથી, એવી તેની ખાતરી થાય કે તરતજ–આત્માના અવિનાશી, શાશ્વત અને અમર્યાદ આનંદના પ્રમાણુમાં, આ મર્યાદિત ભૌતિક શરીર અને અન્ય સર્વ વસ્તુસ્થિતિઓ કંઇજ વિસાતમાં નથી, એવી તેને ખાતરી થાય કે તરતજ–તે માણુસ ઉન્મત્ત બની જાય છે; અને તેને તે અનુપમ આનંદ પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી તે ઉન્મત્ત સ્થિતિમાંજ રહે છે. આ ઉન્માદ, આ પિપાસા, આ ઘેલછાજ ખરી ધર્મજાગૃતિ કહેવાય છે; અને તે જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારેજ મનુષ્ય ખરો ધાર્મિક થવા લાગે છે. આવી સત્ય જાગૃતિ આવતાં દીર્ઘ સમય લાગે છે અને તે દરમિયાન આ સમસ્ત બાહ્ય વિધિઓ અને ક્રિયાઓ, આ પ્રાર્થનાઓ અને યાત્રાઓ, આ ગ્રંથો, ઘંટો, મીણુબત્તીઓ અને ધર્માચાર્યો એ સર્વ પ્રાથમિક સાધનો છે; તેઓ જીવાત્માની અનેક અશુદ્ધિઓ દૂર કરવાનાં સાધનો છે. જ્યારે જીવાત્મા વિશુદ્ધ બને છે, ત્યારે તે સ્વાભાવિક રીતેજ સંપૂર્ણ વિશુદ્ધતાના ભંડારરૂપ સ્વયં ઇશ્વરને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે.

જેવી રીતે કટાઇ ગયેલો એક લોઢાનો ટુકડો સેંકડો વર્ષ

સુધી લોહચુંબકની પાસે પડી રહેવા છતાં પણ તેના તરફ આકર્ષાતો નથી અને કાટને સાફ કરવામાં આવે કે તરતજ લોહચુંબક તરફ આકર્ષિત થાય છે, તે પ્રકારે યુગો થયાં અશુદ્ધિઓ, દુષ્ટતાઓ અને પાપકર્મોની ધૂળથી આચ્છાદિત થયેલો માનવ–આત્મા પણ ઘણા જન્મો પશ્ચાત્ જ્યારે ધર્મની બાહ્ય વિધિઓ અને ક્રિયાઓથી, અન્ય પ્રાણીઓ પ્રત્યે પ્રેમ અને સેવા કરવાથી પૂરતો શુદ્ધ થાય છે, ત્યારેજ અનાદિ સિદ્ધ એવું સ્વાભાવિક અને સર્વવ્યાપી આધ્યાત્મિક આકર્ષણ તેને લાગુ થાય છે. આમ થતાં તે જાગૃત થાય છે અને ઈશ્વરપ્રાપ્તિ કરવાને પ્રયત્ન કરે છે.

છતાં આ સર્વ વિધિઓ અને પ્રતીકાઓ એ કેવળ પ્રારંભિક સાધનોજ છે; એ સાચી ઇશ્વરભક્તિ નથી. આપણે સર્વત્ર ભક્તિની વાતો સાંભળીએ છીએ. પ્રત્યેક જણ કહે છે કે, ઇશ્વરભક્તિ કરો; પણ ભક્તિ શું છે તે વાત તે મનુષ્યો પોતેજ જાણતા હોતા નથી. જો તેઓ તે જાણતા હોય તો તેઓ તે વિષે એમ લપલપ બોલે નહિ. પ્રત્યેક જણ કહે છે કે તે ભક્તિ કરી શકે છે, પણ વાસ્તવમાં તેની પ્રકૃતિમાં ભક્તિ હોતી નથી. પ્રત્યેક સ્ત્રી કહે છે કે, તે પ્રેમ કરી શકે છે, પણ અમલ કરવાનું આવતાં અલ્પ સમયમાં તેને પ્રતીત થાય છે કે, તે તેમ કરી શકતી નથી. પ્રેમની વાતોથી જગત પરિપૂર્ણ છે; પરંતુ પ્રેમ ક્યાં છે? તમે કેવી રીતે જાણો કે તમારામાં પ્રેમ છે? પ્રેમની પ્રથમ કસોટી એ છે કે તે સાટું (બદલો લેવાનું) જાણતો નથી. જ્યાંસુધી તમે એક મનુષ્યને બીજાની પાસેથી કાંઇક પ્રાપ્ત કરવાને માટે ચાહતો જુઓ, ત્યાંસુધી તમે જાણો છો કે તે સત્ય પ્રેમ નથી; તે દુકાનદારી છે. જ્યાં જ્યાં ખરીદી અને વેચાણનો કાંઇ પણ પ્રશ્ન હોય છે, ત્યાં ત્યાં ખરો પ્રેમ હોતોજ નથી; માટે એક મનુષ્ય જ્યારે

ઇશ્વરને એવી પ્રાર્થના કરે છે કે, "મને આ આપ અને પેલું આપ." ત્યારે તે ભક્તિ ખરી ભક્તિ નથી. તે ભક્તિ શી રીતે હોઈ શકે ? હું તમને પ્રાર્થના કરું અને તમે મને બદલામાં કાંઈક આપો; આ તો માત્ર દુકાનદારીજ છે.

એક મહાન રાજા અરણ્યમાં મૃગયા રમવાને ગયો અને ત્યાં તેને દૈવયોગે એક સંત મળ્યો. તેણે તેની સાથે કિંચિત્ વાર્તાલાપ કર્યો અને તે તેના પ્રત્યે એટલો પ્રસન્ન થયો કે તેણે તેને તેની પાસેથી એક ભેટ સ્વીકારવાને કહ્યું. યોગી બોલ્યોઃ "ના, હું મારી સ્થિતિથી સંપૂર્ણ સંતુષ્ટ છું. આ વૃક્ષો મને આહારને માટે પૂરતાં ફળો આપે છે; આ સુંદર વિશુદ્ધ નાળાંઓ મને જોઇએ તેટલું પાણી પૂરૂં પાડે છે; આ ગુફાઓમાં હું શયન કરૂં છું. કેવળ આથી વિશેષ મને કોઈ પણ વસ્તુ યા સગવડની જરૂર નથી." સમ્રાટે કહ્યુંઃ "મને શુદ્ધ કરવાને માટે, મને સંતુષ્ટ કરવાને માટે કાંઇક ભેટ ગ્રહણ કરો અને મારી સાથે નગરમાં આવો." અંતે તે યોગી સમ્રાટની સાથે જવાને સંમત થયો અને તેને સમ્રાટના મહાલયમાં લઇ જવામાં આવ્યો. મહાલયમાં સુવર્ણ, રત્નો, સંગેમરમર અને પરમ અદ્‌ભુત વસ્તુઓ હતી. દ્રવ્ય, વૈભવ અને સત્તા પ્રત્યેક સ્થાનમાં દૃષ્ટિગોચર થતાં હતાં. ત્યાં પહોંચ્યા પછી પોતાનો પ્રાર્થનાનો સમય થયેલો હોવાથી પોતે પ્રાર્થના કરે ત્યાંસુધી સમ્રાટે યોગીને દીવાનખાનામાં બેસાડી પોતે એક ખૂણામાં જઇને પ્રાર્થના કરવા માંડી કે, "હે પ્રભો ! મને વિશેષ સંપત્તિ, વિશેષ સંતતિ, વિશેષ ભૂમિ આપ." આટલા શબ્દો સાંભળતાંજ પેલો યોગી તો ઊઠીને ચાલવા લાગ્યો. સમ્રાટે તેને જતાં જોયો અને તેની પૂઠ પકડી તે બોલ્યો કે, "મહારાજ થોભો, આપે હજી મારી ભેટ લીધી નથી અને ચાલ્યા જાઓ છો ?" યોગી બોલ્યોઃ "હું ભિખારીઓનો ભિક્ષુ

નથી. હું તારી પાસેથી કાંઇ પણ લેવા ઇચ્છતો નથી !" આવી પ્રાર્થના એ કાંઇ ભક્તિ નથી. એ ભક્તની દશા નથી. જો તમે ઇશ્વરની પાસે જગતની આ વસ્તુ અને પેલી વસ્તુ માગો તો પછી ભક્તિ અને દુકાનદારી વચ્ચે ભેદ શો ? ભક્તિનું પ્રથમ લક્ષણ એ છે કે, ભક્ત સાટાને ઓળખતો નથી. ભક્ત તો સદા આપ્યાજ કરે છે, તે કદી માગણી કરતો નથી. ભક્તરૂપી પ્રભુનું બાળક તો ઊલટું એમ કહે છે કે, હે પ્રભો ! હું મારી જાત અને મારૂં સર્વસ્વ તારા ચરણમાં અર્પણ કરૂં છું અને મને કોઇ પણ સાંસારિક ઇચ્છા થાઓ નહિ. હું માત્ર એક તનેજ ઇચ્છવા અને ચાહવા માગું છું. તુંજ મારૂં સર્વસ્વ છે.×

બીજી વાત એ છે કે ભક્તિ ભયને ઓળખતી નથી. જ્યાંસુધી મનુષ્ય ઇશ્વરના સંબંધમાં એવો વિચાર ધરાવે છે કે, તે વાદળાંઓની ઉપર એક હાથમાં ઇનામો અને બીજા હાથમાં શિક્ષાઓ લઇને બેઠો છે, ત્યાંસુધી ભક્તિ સંભવી શકેજ નહિ. તમે કોઇના હૃદયમાં ભયથી પ્રેમ ઉત્પન્ન કરી શકો છો? શું ઘેટાનું બચ્ચું સિંહને ચાહે છે? શું ઉંદર બિલાડીને ચાહે છે? શું ગુલામ પોતાના સ્વામીને ચાહે છે? ગુલામો કેટલીક વાર પ્રેમ દર્શાવે છે, પરંતુ શું એ ખરો પ્રેમ હોય છે? ભયમાં તમે કદી પણ સાચો પ્રેમ જુઓ છો? તે હમેશાં અસત્યજ હોય છે. ખરા પ્રેમની સાથે કદી પણ ભયનો વિચાર હોતો નથી. ધારો કે

---

× તેની એજ ભાવના હોય છે કે,

त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव ॥ વળી–

"મેરા મુજમેં કછુ નહિ, જો કછુ હૈ સો તોર;
તેરા તુજકો સોંપતે, ક્યા લાગત હૈ મોર."—ગુરુ નાનકદેવ

મહોલ્લામાં એક તરુણ માતા રહે છે. જતાંઆવતાં જો એકાદ કૂતરો તેના ઉપર ધસી જશે તો તે તરતજ સૌથી નિકટના ઘરમાં નાસી જશે. બીજે દિવસે તે પોતાના બાળકની સાથે મહોલ્લામાંથી પસાર થાય અને ધારો કે એક સિંહ તેના બાળક પર ધસી આવે. આ પ્રસંગે તેની શી સ્થિતિ થશે? તે પોતાના બાળકનું સંરક્ષણ કરતી કરતી સિંહના મુખ આગળ ધસી જશે. તેનો પ્રેમ તેના સમસ્ત ભયને જીતી લે છે. ઇશ્વરભક્તિના સંબંધમાં પણ આમજ છે. ઈશ્વર ઇનામો આપનારો છે કે શિક્ષા કરનારો છે, તે વાતનો ભક્તને વિચારજ હોતો નથી. એક ન્યાયાધીશ ઘેર આવે ત્યારે તેની સ્ત્રી તેનામાં શું જુએ છે? તે તેને એક ન્યાયાધીશ તરીકે, એક ઇનામો આપનાર તરીકે, એક શિક્ષા કરનાર તરીકે જોતી નથી; પરંતુ પોતાના પતિ તરીકે, પોતાના પ્રિયતમ તરીકેજ જુએ છે. તેનાં સંતાનો પણ તેના પ્રત્યે પિતા તરીકેજ જુએ છે; શિક્ષા કરનાર કે ન્યાય આપનાર તરીકે જોતાં નથી. તેજ પ્રકારે ઇશ્વરના ખરા ભક્તો તેને-ઈશ્વરને કદી પણ શિક્ષા કરનાર કિંવા ઇનામો આપનાર તરીકે જોતા નથી. માત્ર જે લોકોએ કદી પણ સાચા પ્રેમનો આસ્વાદ લીધો નથી તેઓજ ભય પામે છે અને કંપે છે. સર્વ ભયનો ત્યાગ કરો. જો કે ઇશ્વર શિક્ષા કરનાર કે ઇનામો આપનાર તરીકે હોવાનો ભયંકર વિચાર જંગલી મસ્તિષ્કો માટે કદાચ ઉપયોગી પણ હશે. કેટલાક સૌથી વિશેષ બુદ્ધિમાન મનુષ્યો પણ અધ્યાત્મજ્ઞાનની બાબતમાં જંગલીજ હોય છે અને આવા વિચારો કદાચ તેમને સહાય કરે એવો સંભવ છે. પરંતુ જે માણસો અધ્યાત્મજ્ઞાનની બાબતમાં આગળ વધેલા હોય છે, જેઓ ધર્મની નિકટ પહોંચી ગયેલા હોય છે, જેમનામાં અધ્યાત્મદૃષ્ટિ જાગૃત થયેલી હોય છે તેમને માટે આ વિચારો કેવળ બાલિશ હોય છે; કેવળ મૂર્ખતાભર્યા

હોય છે. આવા માણુસો તો ભયના સર્વ વિચારોનો ત્યાગજ કરે છે.

ત્રીજી યોગ્યતા એથી પણુ ઉચ્ચતર છે. પ્રેમ એ હમેશાં ઉચ્ચતમ આદર્શ છે. એક માણુસ જ્યારે ઉપલા બે ક્રમોમાંથી પસાર થઇ ગયો હોય, જ્યારે તેણે સમગ્ર દુકાનદારીનો પરિત્યાગ કર્યો હોય અને સર્વ ભયને તિલાંજલિ આપી હોય, ત્યારે તેને પ્રતીત થવા લાગે છે કે, પ્રેમ એ સદા ઉચ્ચતમ આદર્શ છે. આ જગતમાં આપણે કેટલી બધી વાર જોઇએ છીએ કે સુંદર સ્ત્રી કુરૂપ પુરુષને ચાહે છે! આપણે ઘણી વાર જોઇએ છીએ કે સુસ્વરૂપ પુરુષ કુરૂપ સ્ત્રીને ચાહે છે! આમાં શું આકર્ષણુ છે? માત્ર પ્રેક્ષકોજ પુરુષ કે સ્ત્રીની કુરૂપતા જુએ છે; પ્રેમીઓ તેને જોતાં નથી. પ્રેમી સ્ત્રીને પ્રિયતમ અને પ્રેમી પુરુષને પ્રિયા જગતનું સુંદરમાં સુંદર પ્રાણી લાગે છે, આનું કારણ શું છે? જે સ્ત્રી કુરૂપ પુરુષને ચાહે છે તે તેના પોતાના મનમાંના સુંદરતાના આદર્શને ગ્રહણુ કરે છે અને તેને તે કુરૂપ પુરુષ પર આરોપે છે. મતલબ કે તે કુરૂપ પુરુષને પૂજતી કે ચાહતી નથી, પરંતુ તેના પોતાના આદર્શનેજ પૂજે છે અને ચાહે છે. તે પુરુષ તો માત્ર ઓઠુંજ છે અને તે ઓઠા ઉપર તે પોતાનો આદર્શ આરોપે છે તેથી તે તેની આરાધનાનો વિષય બને છે. પ્રેમના એવા દાખલાઓમાં આમજ બને છે. આપણામાંના ઘણાને બહુ સાધારણ દેખાવનાં બંધુ—ભગિની હોય છે છતાં તે આપણાં બંધુ–ભગિની છે એ વિચારજ આપણી દૃષ્ટિમાં તેમને ગુણુવાન અને સૌંદર્યવાન બનાવે છે.

સારાંશ એજ કે પ્રત્યેક જણુ પોતાના અંતરમાંથીજ પોતાનો આદર્શ બનાવે છે—પોતાની કલ્પનાને બીજામાં આરોપે છે અને તેને પૂજે છે: આ બાહ્ય જગત તો કેવળ ઓઠારૂપજ છે. જે જે આપણે જોઇએ છીએ તે સર્વ આપણે આપણા પોતાના મનમાંથીજ બનાવીએ છીએ. રેતીનો એક કણુ કાણુ માછલીની

છીપમાં જાય છે અને તેમાં ચળવળાટ ઉત્પન્ન કરે છે. આ ચળવળાટને લીધે કાળુ માછલીમાંથી એક પ્રકારનો પ્રવાહી પદાર્થ ઝરે છે, જે રેતીના કણને લપેટાઇ-વળે છે અને પરિણામે સુંદર મોતી ઉત્પન્ન થાય છે. આ પ્રકારે બાહ્ય પદાર્થો પણ માત્ર રેતીના કણની પેઠે આપણને સૂચનાજ આપે છે, જેની ઉપર આપણે આપણા પોતાના આદર્શો આરોપી-લપેટી દઇએ છીએ, સ્થિત કરીએ છીએ અને આપણા પદાર્થો બનાવીએ છીએ. દુષ્ટ મનુષ્યો આ જગતને નરક તરીકે જુએ છે અને સદાચારી જનો તેને સ્વર્ગ તરીકે જુએ છે. પ્રેમીઓ આ જગતને પ્રેમથી પરિપૂર્ણ જુએ છે અને ધિક્કારનારાઓ તેને તિરસ્કારથી પરિપૂર્ણ જુએ છે. લડનારાઓ તેમાં લડાઈ વિના બીજુ જોતા નથી અને શાંતિના અભિલાષીઓ તેમાં કેવળ શાંતિજ જુએ છે. એજ પ્રમાણે પૂર્ણભક્ત તેમાં ઈશ્વર વિના બીજું કાંઇ પણ જોતો નથી. તાત્પર્ય એજ કે આપણે સદા આપણા આદર્શનીજ પૂજા કરીએ છીએ. જ્યારે આપણે આદર્શને આદર્શ તરીકેજ ચહાવા લાગીએ છીએ ત્યારે સમસ્ત દલીલો અને શંકાઓ સદાને માટે અદૃશ્ય થઈ જાય છે. આ દશાએ પહોંચેલો ભક્ત ઇશ્વરને પ્રમાણિક કરી શકાય કે ન કરી શકાય તેની સ્પૃહાજ ક્યાં રાખે છે? આપણો આદર્શ કદી પણ નષ્ટ થઇ શકતો નથી, કારણકે તે આપણી પ્રકૃતિનું એક અંગ છે. જ્યારે હું મારા પોતાના અસ્તિત્વ વિષે શંકા ઉઠાવી શકું ત્યારેજ હું મારા આદર્શ વિષે શંકા ઉઠાવી શકું. ઇશ્વર એકજ વખતે સર્વશક્તિમાન અને પૂર્ણ દયાવાન થઈ શકે છે કે નહિ; વળી તે મનુષ્યજાતિને પારિતોષિક આપે છે કે નહિ અને તે આપણા પ્રતિ જુલમગારની દૃષ્ટિથી જુએ છે કે કલ્યાણકર્તા રાજાની દૃષ્ટિથી, તેની કોને પડી છે? ભક્ત આ સમસ્ત વસ્તુઓથી પર થયો છે. તે પારિતોષિકો અને શિક્ષાઓથી, ભયો

અને શંકાઓથી, તેમજ કર્મકાંડો અને તેના વિધિનિષેધોથી અતીત થયો હોય છે. તેને માટે તો માત્ર પ્રેમનો—ભક્તનોજ આદર્શ પૂરતો હોય છે. આ વાત શું સ્વયંસિદ્ધ નથી કે આ વિશ્વ એ માત્ર આ પ્રેમનુંજ પ્રકટીકરણ—વ્યક્તસ્વરૂપ છે? પરમાણુઓને પરમાણુઓની સાથે, અણુઓને અણુઓની સાથે કોણ ભેળવે છે અને ગ્રહોને એકબીજા તરફ કોણ દોડાવે છે? મનુષ્યોને મનુષ્યો પ્રતિ, પુરુષોને સ્ત્રીઓ પ્રતિ, સ્ત્રીઓને પુરુષો પ્રતિ અને પશુઓને પશુઓ પ્રતિ કોણ આકર્ષે છે? અને સમગ્ર વિશ્વને એક કેંદ્ર તરફ કોણ ખેંચે છે? જેને પ્રેમ કહેવામાં આવે છે તેનુંજ એ આકર્ષણ છે. નિકૃષ્ટમાં નિકૃષ્ટ પરમાણુથી લઇને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ પ્રાણી પર્યંત સર્વ વસ્તુઓમાં તે રહેલો છે. તે સર્વશક્તિમાન છે અને સર્વવ્યાપક છે. જે ચેતન પદાર્થોમાં અને જડ પદાર્થોમાં, વ્યષ્ટિમાં અને સમષ્ટિમાં આકર્ષણ સ્વરૂપે પ્રાદુર્ભૂત થાય છે તે એ ઇશ્વર—પ્રેમજ છે. વિશ્વમાં એ એકજ ગતિદાયક શક્તિ છે. એ પ્રેમથી ઉત્તેજિત થઇને ક્રાઇસ્ટ પોતાનું જીવન મનુષ્યજાતિને માટે સમર્પણ કરે છે, બુદ્ધ પશુને માટે પણ જીવન અર્પણ કરે છે, માતા બાળકને માટે જીવન અર્પણ કરે છે અને પતિ પત્નીને માટે તથા પત્ની પતિને માટે પોતાના સર્વસ્વનું બલિદાન આપે છે. આ પ્રેમથીજ ઉત્તેજિત થઇને મનુષ્યો પોતાના દેશને માટે પોતાનાં જીવન અર્પણ કરવાને તત્પર થાય છે. વળી વિચિત્ર વાત તો એ છે કે આજ પ્રેમથી ઉત્તેજિત થઇને ચોર ચોરી અને ખૂની ખૂન કરે છે! આ સર્વ દૃષ્ટાંતોમાં વૃત્તિ એકજ હોય છે, પરંતુ તે ભિન્ન સ્વરૂપે પ્રકટ થાય છે. વિશ્વમાં આજ એક ગતિદાયક શક્તિ છે. ચોર સુવર્ણ પ્રત્યે પ્રેમ ધરાવે છે, એ રીતે તેનામાં પણ પ્રેમ છે; પરંતુ તે અવળે માર્ગે ચડેલો પ્રેમ છે. આ પ્રમાણે સમસ્ત

તેમજ સમસ્ત સત્કર્મોના મૂળમાં તે શાશ્વત પ્રેમજ રહેલો હોય છે. ધારો કે એક માણસ ગરીબોને માટે હજાર ડૉલરનો એક ચેક લખે છે અને તેજ સમયે તેજ ઓરડામાં બીજો એક મનુષ્ય એક મિત્રના નામની ખોટી સહી કરે છે ! આમાં એકજ બત્તીના પ્રકાશદ્વારા તે બેઉ જણુ લખે છે, પરંતુ પ્રત્યેક જણુ તે પ્રકાશનો જેવો ઉપયોગ કરે છે, તેવુંજ પરિણામ તેને આવી મળે છે. પ્રકાશ પોતે કાંઇ એમાં પ્રશંસા કે નિંદાને પાત્ર નથી, પોતે તો અલિપ્તપણેજ પ્રત્યેક વસ્તુમાં પ્રકાશી રહ્યો છે અને તેજ વિશ્વની ગતિદાયક શક્તિ છે. તેના વિના ક્ષણમાંજ આ વિશ્વ છિન્નભિન્ન થઈ જાય. અને આ પ્રેમનુંજ બીજું નામ ઈશ્વર છે.

"હે પ્રિય ! કોઈ પણ સ્ત્રી પતિને પતિ ખાતર ચાહતી નથી, પરંતુ પતિમાં રહેલા આત્માને ખાતરજ ચાહે છે; હે પ્રિય ! કોઇ પણ પુરુષ પત્નીને પત્ની ખાતર ચાહતો નથી, પરંતુ પત્નીમાં રહેલા આત્માને ખાતરજ ચાહે છે. કોઈ માણસ કદી પણ આત્મા સિવાય બીજી કોઈ વસ્તુને માટે કોઈ વસ્તુને ચાહતો નથી." સ્વાર્થપરાયણતા કે જેને આટલી નિંદવામાં આવે છે તે પણ આ પ્રેમનુંજ સ્વરૂપ છે. આ પ્રમાણે પોતપોતાની ભાવનાઓને બીજાઓમાં આરોપી દઇ પ્રેમરૂપ પરમાત્માના પ્રકાશ નીચે અનેક રીતે ભજવાઈ રહેલા આ જગતરૂપી નાટકના મૂળમાં રહેલી અનુપમ એકતાનતાનું શ્રવણ કરો. એમાં ભજવાઈ રહેલાં નામ–રૂપોમાં આસક્ત ન થતાં આ અદ્દભુત દૃશ્યને–આ મહાન નાટકના પ્રવેશોને અનુક્રમે જુઓ અને આશ્ચર્યજનક ઐક્યનાં સંગીત સાંભળો. મસ્ત રહ્યા કરો. આ ચરાચર સર્વ નામ–રૂપો પ્રેમનાંજ છે, સ્વાર્થપરાયણતામાં પણ આત્મા થોડીઘણી વૃદ્ધિ તો પામેજ છે. એક આત્મા–એક મનુષ્ય જ્યારે લગ્ન કરે છે ત્યારે તે

બે આત્મા બને છે; જ્યારે તેને સંતાનપ્રાપ્તિ થાય છે ત્યારે તે ઘણા આત્મા બને છે; અને આ પ્રકારે વિશ્વ પોતાના આત્મારૂપ જણાય-તેને સમગ્ર જગત પોતાના આત્મારૂપ લાગે ત્યાંસુધી તે વિકાસ પામ્યાજ કરે છે. આમ વિકાસ પામીને છેવટે તે સાર્વત્રિક પ્રેમના સમુચ્ચય-અનંત પ્રેમરૂપ-ઈશ્વરજ બની રહે છે.

આ પ્રકારે આપણે જે શ્રેષ્ઠતમ ભક્તિ કહેવાય છે તથા જેમાં વિધિઓ અને પ્રતિમાઓ દૂર થઈ જાય છે, તેની પાસે વિકાસ પામતા પામતા આવીએ છીએ. જેને આ શ્રેષ્ઠતમ ભક્તિ પ્રાપ્ત થઇ હોય, તે કોઈ પણ પંથનો હોઈ શકતો નથી; કારણકે સર્વ પંથો તેનામાં હોય છે. તે કોનો અનુયાયી થશે? કારણકે સમસ્ત દેવાલયો અને મંદિરો તેનામાં હોય છે; તેને માટે પૂરતું મોટું દેવાલયજ ક્યાં છે? આવો મનુષ્ય અમુક મર્યાદિત વિધિઓની સાથે બંધાઈ ન શકે. જે અમર્યાદિત પ્રેમની સાથે તેણે તાદાત્મ્ય પ્રાપ્ત કર્યું છે તેને મર્યાદાજ ક્યાં છે? જે જે ધર્મો આ પ્રેમનો આદર્શ ગ્રહણ કરે છે તે સર્વમાં આપણે તેને પ્રદર્શિત કરવાનો પ્રયત્ન કરવામાં આવતો જોઇએ છીએ. યદ્યપિ આ પ્રેમનો અર્થ શું થાય છે તે આપણે સમજીએ છીએ અને જોઇએ છીએ કે પ્રેમ અને આકર્ષણના આ જગતમાંની પ્રત્યેક વસ્તુ તે અનંત પ્રેમનું સ્વરૂપ છે કે જેનું વર્ણન કરવાનો પ્રયત્ન ભિન્નભિન્ન પ્રજાઓના મહાત્માઓ અને સંતોએ કર્યો છે, તોપણ આપણે તેમને દિવ્યપ્રેમના સંબંધમાં ભાષાની સર્વ શક્તિઓ, રૂપકો તથા સૌથી વિશેષ શૃંગારરસપૂર્ણ ભાષા વાપરતા જોઇએ છીએ.

હિંદુ મહાત્માઓએ તેમજ હિંદના યોગીઓએ આ પ્રકારે ગાન કર્યું હતું: "હે પ્રિય! તારા અધરોનું એક ચુંબન! તારા એ એકજ ચુંબને તારા માટેની પિપાસા મારા અંતરમાં કેટલી બધી વધી જાય છે! સર્વ શોકો તરતજ કેવા નષ્ટ થાય છે!

અમે ભૂત, વર્તમાન અને ભવિષ્યને તે સમયે કેવા ભૂલી જઈએ છીએ અને કેવળ તારૂંજ ચિંતન કર્યા કરીએ છીએ ! ! " આ ભક્તનો ઉન્માદ છે; આ ઉન્માદમાં સમસ્ત ઇચ્છાઓ નષ્ટ થઈ જાય છે. "ઉદ્ધારની સ્પૃહા કોણ રાખે છે ? મુક્તિની દરકાર કોણ કરે છે ? પૂર્ણ થવાની સ્પૃહા પણ કોને છે ? ઉદ્ધાર પામવાની દરકાર પણ કોને છે ? " આ ભક્તના ઉદ્ગાર છે.

" મારે દ્રવ્યની અપેક્ષા નથી; મારે આરોગ્ય જોઇતું નથી; મારે સૌંદર્ય જોઇતું નથી; મારે બુદ્ધિની અપેક્ષા નથી. મને પુનઃ પુનઃ જગતનાં સમસ્ત અનિષ્ટોની વચ્ચે જન્મવા દો; હું ફરિયાદ કરીશ નહિ. મને તમને ચાહવા દો અને તે પણ પ્રેમને ખાતરજ ચાહવા દો." આ ભક્તનો ઉન્માદ છે કે જે આ ગીતોમાં પ્રદર્શિત થાય છે. ઉચ્ચતમ, સૌથી વિશેષ પ્રદર્શિત થતો, દૃઢમાં દૃઢ અને સૌથી વિશેષ આકર્ષક માનવપ્રેમ પુરુષ અને સ્ત્રી વચ્ચેનો પ્રેમ છે અને એટલા માટે ઊંડામાં ઊંડી ભક્તિ પ્રદર્શિત કરવામાં તે પ્રેમનીજ ભાષા વાપરવામાં આવી હતી. આ માનવપ્રેમનો ઉન્માદ સંતોના પ્રેમોન્માદનો મંદમાં મંદ પ્રતિધ્વનિ હતો. સાચા ઈશ્વરભક્તો ઈશ્વરપ્રેમનો નશો કરી ઉન્મત્ત બનવા, "ઈશ્વરોન્મત્ત મનુષ્ય" બનવા માગે છે. પ્રત્યેક ધર્મના સંતો અને યોગીઓએ પ્રેમનો જે પ્યાલો તૈયાર કર્યો છે, જેની અંદર તેમણે હૃદયનું રક્ત રેડ્યું છે અને જેમાં પારિતોષિકની અપેક્ષા રાખ્યા વિના ઇશ્વની ભક્તિ કરનાર—માત્ર ભક્તિને ખાતરજ ભક્તિ કરનાર—માણસોની સર્વ આશાઓ એકત્ર થઈ છે, તે પ્યાલો તેઓ પીવા માગે છે. ભક્તિનું પારિતોષિક ભક્તિજ છે અને તે કેવું સારૂં પારિતોષિક છે ! કેવળ એજ વસ્તુ સર્વ શોકોનું હરણ કરે છે. કેવળ એજ પ્યાલો પીવાથી આ સંસારનો રોગ અદૃશ્ય થઈ જાય છે. ભક્તિથી મનુષ્ય ઉન્મત્ત બની જાય

છે અને તે મનુષ્ય છે એ વાત પણ ભૂલી જાય છે.

અંતે આપણને પ્રતીત થાય છે કે આ સર્વ ભિન્નભિન્ન પંથો અંતમાં તો એકજ સ્થાને મળે છે અને પૂર્ણ એકતા બની રહે છે. આપણે સદા પ્રારંભમાં દ્વૈતવાદીઓ હોઈએ છીએ. ઈશ્વર જુદો અને ઉપાસક પણ જુદો હોય છે. પ્રેમ આ બેઉની વચમાં પુરાય છે અને મનુષ્ય ઈશ્વરની સમીપ જવા લાગે છે તથા ઈશ્વર મનુષ્યની નિકટ આવવા લાગે છે. માનવના સમસ્ત ભિન્ન-ભિન્ન સંબંધો—પિતા, માતા, મિત્ર અથવા પ્રેમાસક્ત તરીકેના સંબંધોને મનુષ્ય પ્રથમ ગ્રહણ કરે છે; અને છેવટે જ્યારે તે પૂજાના વિષય સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરે છે ત્યારે તેને અંતિમ ભૂમિકા પ્રાપ્ત થાય છે. આવો મનુષ્ય કહે છે કે, "હું તમે છું અને તમે હું છો. તમારી પૂજા કરતાં હું મારી જાતની પૂજા કરૂં છું અને મારી જાતની પૂજા કરતાં હું તમારીજ પૂજા કરૂં છું." મનુષ્ય જે સ્થૂલપ્રેમથી પ્રારંભ કરે છે તે પ્રેમનો ઉચ્ચતમ કળશ અહીંયાં આપણા જેવામાં આવે છે. પ્રારંભમાં પોતાની જાત માટેનો પ્રેમ તેનામાં હતો, પરંતુ પોતાની ક્ષુલ્લક જાતના દાવાઓએ પ્રેમને સ્વાર્થી દર્શાવ્યો. અંતમાં સંપૂર્ણ પ્રકાશ પડયો અને પોતાની જાત અનંત બની ગઈ. પ્રથમ જે ઈશ્વર કોઈક સ્થળે રહેલું એક પ્રાણી હતું, તે અનંત પ્રેમરૂપ બની ગયો. સ્વયં મનુષ્ય પણ પરિવર્તિત થઇ ગયો. તે ઇશ્વરની સમીપ ગયો. તે પૂર્વે જે મિથ્યા વાંછનાઓથી પરિપૂર્ણ હતો, એ સર્વનો તેણે ત્યાગ કર્યો. વાંછનાઓની સાથે તેની સ્વાર્થપરાયણતા—સકામતા પણ અદૃશ્ય થઇ ગઇ અને અંતે તેને પ્રતીત થયું કે, પ્રેમ, પ્રેમાસક્ત અને પ્રિયતમ, એ ત્રણે એકજ છે.

---



# વ્યાવહારિક અધ્યાત્મજ્ઞાન વિષે સૂચનાઓ

(કેલિફોર્નિયામા આવેલા લોસ એન્જેલસમાં સત્યમંદિરમાં આ વ્યાખ્યાન આપવામા આવ્યું હતું.)

આજના પ્રાતઃકાળે હું તમારી સમક્ષ પ્રાણાયામ અને અન્ય ક્રિયાઓ વિષે કેટલાક વિચારો રજૂ કરીશ. આપણે એટલા દીર્ઘકાળથી વિચારોની ચર્ચા કરી રહ્યા છીએ કે હવે લગાર આચારની વાત કરવી ઠીક થઇ પડશે. ભારતવર્ષમાં આ વિષય પર ઘણા ગ્રંથો લખાયા છે. જેવી રીતે અમારા લોકો ઘણા વિષયોમા વ્યાવહારિક છે તેવી રીતે લાગે છે કે અમારા લોકો આ વિષયમાં પણ વ્યાવહારિક છે. આ દેશમાં પાંચ માણસો એકત્ર થશે અને કહેશે કે, "આપણે જોઇન્ટસ્ટૉક કંપની સ્થાપિત કરીશું" અને પાંચ મિનિટમાં તેમ થશે. બીજા હાથ પર ભારતવર્ષના લોકો પચાસ વર્ષે પણ તેમ કરી શકશે નહિ; કેમકે આવી બાબતોમાં તેઓ બહુ અવ્યાવહારિક છે. પરંતુ આ વાત સ્મરણમાં રાખજો કે જો ત્યાં એક માણસ એકાદ ધર્મપંથ કાઢે તો તે ગમે તેટલો તરંગી હશે, તોપણ તેને પુષ્કળ અનુયાયીઓ મળી આવશે. ઉદાહરણાર્થ એકાદ પંથ સ્થાપિત કરીને જો ત્યાં એવો ઉપદેશ આપવામાં આવે કે જો એક માણસ બાર વર્ષ પર્યંત રાત્રિદિવસ એક પગ પર ઊભો રહે તો તેને મુક્તિ મળશે, તો

શતાવધિ માણુસો એક પગપર ઊભા રહેવાને તૈયાર થશે.સર્વ વેદના તેઓ શાંતિપૂર્વક સહન કરશે. અત્યારે પણ ત્યાં કેટલાક લોકો ધાર્મિક યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે વર્ષોનાં વર્ષો પર્યંત પોતાના હાથ ઊંચા રાખે છે. આવા શતાવધિ માણુસો મેં જોયા છે અને આ વાત સ્મરણુમાં રાખજો કે આવા સર્વ માણુસો કાંઈ અજ્ઞાની કે મૂર્ખો હોતા નથી; પરંતુ તેમાંના કેટલાક એવા હોય છે કે જેઓ તમને પોતાની બુદ્ધિના ઊંડાણુ અને વિશાળતાથી આશ્ચર્યચકિત કરી દે.

આપણે અન્યોની તુલના કરવામાં એક મોટી ભૂલ એ કર્યા કરીએ છીએ કે, આપણે આપણા નાના સરખા વિશ્વનેજ સમગ્ર જગત તરીકે માનીએ છીએ. આપણે યોગ્ય માનેલી નીતિને અને કર્તવ્યભાવનાને તેમજ ઉપયોગિતા વિષેની આપણી માન્યતાનેજ આપણે સર્વોપરી માનીએ છીએ અને આખા જગતે તેજ પ્રમાણે વર્તવું ઘટે એમ ઇચ્છીએ છીએ. થોડા દિવસ પર યુરોપ જતાં હું માર્સેલ્સમાંથી પસાર થતો હતો ત્યારે ત્યાં એક ગોધાની લડાઈ ચાલતી હતી. ફ્રેંચમેનો તે લડાઇ બહુ રસથી જોતા હતા, પરંતુ સ્ટીમરમાંના સમસ્ત અંગ્રેજો એ લડાઈ જોઇને અત્યંત ઉશ્કેરાઈ ગયા હતા; કેમકે તેઓ એવા તમાશાઓને નિંદ્ય તથા ક્રૂર ગણુતા હતા. હવે હું જ્યારે ઇંગ્લેંડ પહોંચ્યો ત્યારે મારા સાંભળવામાં આવ્યું કે, ઇનામ માટે કુસ્તી કરનારા મનુષ્યોની એક ટોળી ઇંગ્લેંડથી પેરિસ ગઇ હતી અને ફ્રેંચો કે જેઓ એ પ્રકારની કુસ્તીને અતિ પાશવ તમાશો માનતા હતા, તેમણે તેને ઝાડુ આપ્યું હતું. હવે વિચારો કે અંગ્રેજોએ ધિક્કારપાત્ર માનેલી ગોધાઓની કુસ્તી કરતાં મનુષ્યોની કુસ્તી વધારે ખરાબ નથી ?

આપણે જેમ જેમ અધિક જ્ઞાન મેળવતા ચાલીએ છીએ,

તેમ તેમ આપણે સમજતા ચાલીએ છીએ કે આપણે કેટલા અજ્ઞાન છીએ અને મનુષ્યના મનનાં કેટલાં વિવિધ સ્વરૂપો તથા કેટલાં વિવિધ અંગો છે. મારી બાલ્યાવસ્થામાં હું મારા સ્વદેશબાંધવોની યોગક્રિયાઓને નિંદતો; ખુદ અમારા દેશના મહાન આચાર્યોએ પણ તેમના વિરુદ્ધ ટીકા કરી છે અને જગતના મહાનમાં મહાન પુરુષ સ્વયં બુદ્ધે પણ તેમના વિરુદ્ધ ટીકા કરી છે; પરંતુ તે છતાં પણ જેમ જેમ મારી વય વૃદ્ધિંગત થતી ગઈ તેમ તેમ મને લાગતું ચાલ્યું કે મને એ બાબતમાં તુલના કરવાનો અધિકાર નથી. એ ક્રિયાઓ કરનારાઓના સર્વ દોષો જોયા છતાં કેટલીક વાર હું એમજ ઇચ્છું છું કે તેમની કાર્ય કરવાની અને સહન કરવાની શક્તિનો એકાદ અંશ પણ મારામાં હોય તો કેવું સારૂં! કેટલીક વાર મને લાગે છે કે એ ક્રિયાઓની યાતનાને વેઠવાનું અયોગ્ય માનવાને લીધે હું એમના વિરુદ્ધ બોલતો એમ નહોતું; પરંતુ મારામાં રહેલી કાયરતાને લીધે હું તેમ કરી શકતો નથી–તેમ કરવાનું મારામાં સાહસ નથી–તેથીજ હું તેમની તુલના અને ટીકા કરતો હતો. માટે તમે જુઓ છો કે શક્તિ અને સાહસ એ બહુ વિચિત્ર વસ્તુઓ છે. આપણે સાધારણ રીતે અમુક માણસને હિંમતવાન, બહાદુર અને સાહસિક કહીએ છીએ; પરંતુ આ વાત આપણે સ્મરણમાં રાખવી જોઇએ કે સાહસ કિંવા બહાદુરીનો ગુણ જે માણસમાં હોય છે તે માણસ પણ સર્વ પ્રસંગોમાં તે ગુણને દર્શાવી શકતો નથી. આપણે જોઇએ છીએ કે જે મનુષ્ય તોપના મુખ આગળ સપાટાબંધ ધસી જાય છે તે શસ્ત્રવૈદ્યની છરી માત્રથીજ ડરી જાય છે; અને જે માણસ તોપની સામે ઊભા રહેવાની કદી પણ હિંમત કરતો નથી તે માણસ આવશ્યકતા પડે તો કઠિન શસ્ત્રક્રિયા પણ શાંતિપૂર્વક સહન કરે છે! હવે અન્યોની તુલના કરવામાં સાહસ અથવા મહત્તા-

નો આપણે શો અર્થ લેવો ? જે માણસને હું ખરાબ કહીને નિંદું છું તે–જેમાં હું સારો ન હોઉં એવી કેટલીક બાબતોમાં અદ્ભુત રીતે સારો હોય છે.

એક બીજું ઉદાહરણ લો. તમે ઘણી વાર જુઓ છો કે લોકો જ્યારે પુરુષ અને સ્ત્રીનાં કાર્યોની ચર્ચા કરે છે ત્યારે આવીજ ભૂલ કરવામાં આવે છે. તેઓ ધારે છે કે, પુરુષ યુદ્ધ કરી શકે છે અને પ્રચંડ શારીરિક ઉદ્યોગ કરી શકે છે, તેથી તે સ્ત્રી કરતાં ઉચ્ચતર છે; તેના આ ગુણોને આ પ્રમાણે સ્ત્રીના શારીરિક દૌર્બલ્ય અને "યુદ્ધબળની શૂન્યતા"ની સામે મૂકવામાં આવે છે તે અન્યાયજ છે. ખરી વાત એ છે કે સ્ત્રી પણ પુરુષના જેટલીજ સાહસિક છે. બંનેમાંનું પ્રત્યેક જણ તેના પોતાના ક્ષેત્રમાં એક સરખી રીતે સારૂં છે. કયો પુરુષ સ્ત્રીના જેટલાં ધૈર્ય, સહનશીલતા અને પ્રેમથી બાળકને ઉછેરી શકશે ? એકે કાર્યશક્તિનો વિકાસ કર્યો છે તો અન્યે સહનશક્તિનો વિકાસ કર્યો છે. જો સ્ત્રી કાર્ય કરી શકતી નથી તો પુરુષ સહન કરી શકતો નથી. આ પ્રમાણે સમગ્ર વિશ્વમાં પૂર્ણ સમતા રહેલી છે. હું જાણતો નથી, પરંતુ કોઇક દિવસ આપણને આ વાતની પણ અવશ્ય પ્રતીતિ થશે કે ક્ષુલ્લક જંતુમાં પણ કોઇકિ એવી વસ્તુ રહેલી છે કે જે આપણા પુરુષત્વની બરાબરી કરે છે. દુષ્ટમાં દુષ્ટ મનુષ્યમાં પણ કદાચ કોઇ એવા સારા ગુણો રહેલા હશે કે જે મારામાં બિલકુલ નહિ હોય. મારા જીવનમાં પ્રતિદિન હું આવી વસ્તુસ્થિતિ રહેલી જોઉં છું. એકાદ જંગલી મનુષ્ય પ્રતિ દૃષ્ટિપાત કરો. હું ઇચ્છું છું કે મારૂં શરીર તેના જેવું મજબૂત હોય. તે ધરાઇને ખાય છે અને પીએ છે અને કદાચ બિમારી શું છે, તે વાતજ તે જાણતો હોતો નથી. જ્યારે હું સદાકાળ રોગી જેવોજ રહ્યા કરતો હોઉં છું ! કેટલાએ પ્રસંગો મારા પર એવા વીત્યા

હોય કે જ્યારે મેં ખુશીની સાથે તેને મારૂં વિદ્વાન મસ્તિષ્ક અર્પીને તેનું આરોગ્ય શરીર લીધું હોત. મતલબ એજ કે તમારામાં એક મહાન વસ્તુ રહેલી છે તો તમારા પાડોશીમાં બીજી મહાન વસ્તુ રહેલી હોય છે; માટે જ્યારે તમે પુરુષ અને સ્ત્રીની તુલના કરો ત્યારે તેમની પોતપોતાની મહત્તાના ધોરણ-થીજ તુલના કરજો. પુરુષ સ્ત્રીનું કે સ્ત્રી પુરુષનું સ્થાન ગ્રહણ કરી શકે નહિ અને તેથી એકને એમ કહેવાનો અધિકાર નથી કે અન્ય દુષ્ટ છે. "જો આમ કરવામાં આવશે તો જગત પાયમાલ થશે" એમ કહેવું એ પણ એક વહેમજ છે અને "તે પ્રાચીનકાળથી ચાલ્યો આવ્યો છે" એવું કહેનારા અનેક આ જગતમાં ઉત્પન્ન થઇને માટીમાં મળી ગયા છે, છતાં જગત અદ્યાપિ પાયમાલ થયું નથી. આ દેશમાં એક વાર મજબૂતપણે એમ કહેવામાં આવતું હતું કે, જો સીદીઓને મુક્ત કરવામાં આવશે તો દેશની પાયમાલી થશે. પરંતુ શું દેશની પાયમાલી થઇ? વળી એમ કહેવામાં આવતું હતું કે જો સાધારણ જનસમૂહને–દરેકને શિક્ષણ આપવામાં આવશે તો જગતની પાયમાલી થશે; પરંતુ આપણે જોઇએ છીએ કે સાર્વત્રિક શિક્ષણથી જગતની ઉન્નતિજ થઇ છે. કેટલાક વર્ષો પૂર્વે એક ગ્રંથ પ્રકટ થયો હતો. તેમાં ઇંગ્લેંડ પર આવી શકે એવી મહાનમાં મહાન વિપત્તિનું વર્ણન કરવામાં આવ્યું હતું. લેખકે જણાવ્યું હતું કે મજૂરનો પગાર જેમ વધતો જતો હતો તેમ ઇંગ્લેંડનો વેપાર ઘટતો જતો હતો. એવો પોકાર ઉઠાવવામાં આવ્યો કે ઇંગ્લેંડના મજૂરો ભારે માગણી કરતા હતા અને જર્મનો થોડા પગારથી કામ કરતા હતા. આ બાબત-ની તપાસ કરવાને માટે એક કમિશન મોકલવામાં આવ્યું અને તેણે રિપોર્ટ કર્યો કે જર્મન મજૂરોને તો ઉલટો વિશેષ પગાર મળતો હતો! તેનું કારણ સાધારણ જનસમૂહનું શિક્ષણજ હતું.

હવે આપણે આચારના વિષય ઉપર આવીએ. માનસશાસ્ત્રને આચારમાં મૂકવાનો વિષય ભારતવર્ષમાં બહુ પ્રાચીન કાળથી ગ્રહણ કરવામાં આવ્યો છે. ક્રાઈસ્ટ પૂર્વે લગભગ ૧૪૦૦ વર્ષો પર ભારતવર્ષમાં પતંજલિ નામે એક મહાન દાર્શનિક ઋષિ થઈ ગયા. તેમણે માનસશાસ્ત્ર સંબંધી સમસ્ત ઘટનાઓ, પ્રમાણો અને અન્વેષણો એકત્ર કર્યાં અને ભૂતકાળમાં સંગ્રહિત થયેલા સમસ્ત અનુભવોનો લાભ લીધો. અહીંયાં પાશ્ચાત્ય દેશોમાં એમ શીખવવામાં આવે છે કે જગતનો પ્રારંભ ન્યુટેસ્ટામેન્ટની સાથે કેવળ ૧૮૦૦ વર્ષો પૂર્વેજ થયો હતો. પાશ્ચાત્ય દેશોના સંબંધમાં આ વાત સત્ય હશે, પરંતુ સમગ્ર જગતના સંબંધમાં આ વાત સત્ય નથી. હું જ્યારે લંડનમાં વ્યાખ્યાન આપતો હતો, ત્યારે ઘણી વાર મારો એક અતિ બુદ્ધિમાન અને હોશિયાર મિત્ર મારી સાથે વાદવિવાદ કરતો અને એક દિવસ મારી સામેનાં તેનાં સમસ્ત શસ્ત્રો વાપરી રહ્યા પછી તે એકાએક પોકારી ઊઠ્યો કે, "પરંતુ તમારા ઋષિઓ અમને બોધ કરવાને ઈંગ્લેંડ કેમ ના આવ્યા?" મેં પ્રત્યુત્તર આપ્યો: "કારણકે આવવાને ઉત્સાહ આપે એવું ઇંગ્લેંડજ એ વખતે નહોતું એટલે આવીને શું તેઓ પથ્થરોને બોધ આપે?"

ઇન્ગરસૉલે મને કહ્યું હતું કે, "જો પચાસ વર્ષો પૂર્વે તમે આ દેશમાં બોધ આપવાને આવ્યા હોત, તો તમને ફાંસીએજ લટકાવી દેવામાં આવ્યા હોત; જીવતા બાળી મૂકવામાં આવ્યા હોત અથવા તો પથ્થરો મારીને હાંકી કાઢવામાં આવ્યા હોત." માટે ક્રાઈસ્ટ પૂર્વે ૧૪૦૦ વર્ષ પહેલાં પણ સંસ્કૃતિ અસ્તિત્વ ધરાવતી હતી એમ ધારવું એ બુદ્ધિ વિરુદ્ધ નથી. વળી સંસ્કૃતિ સદા નિકૃષ્ટ સ્થિતિમાંથીજ ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થઈ છે એ વાત પણ હજી સુધી નિર્ણિત થઈ નથી. આ પ્રસ્તાવ સિદ્ધ કરવાને જે દલીલો

અને પ્રમાણો આગળ ધરવામાં આવ્યાં છે તેમનો ઉપયોગ એમ પણ સિદ્ધ કરવાને કરી શકાય કે જંગલી મનુષ્ય એ કેવળ પતિત સંસ્કૃત મનુષ્યજ છે. ઉદાહરણાર્થ ચીનના લોકો કદી પણ માની શકશે નહિ કે સંસ્કૃતિનો ઉદ્‌ભવ જંગલી સ્થિતિમાંથી થયો છે કારણકે તેમનો અનુભવ એથી ભિન્ન છે. આ વાત પણ બહુજ ખુલ્લી છે કે ૭૦૦ વર્ષોથી અધોગતિને પ્રાપ્ત થતા આવેલા હિંદુઓ પણ ભૂતકાળમાં ઉચ્ચ સંસ્કૃતિને પ્રાપ્ત થયેલા હતા.

સંસ્કૃતિ આ જગતમાં કોઇ પણ સ્થળે પોતાની મેળેજ ઉદ્‌ભૂત થયાનો એક પણ દાખલો નથી. જ્યાંસુધી જગતની એક પ્રજાને બીજી પ્રજા મળી ન હોય અને તેની સાથે મિશ્રિત થઈ ન હોય ત્યાંસુધી તે સંસ્કૃત થઇ હોય એવો એક પણ દાખલો જગતમાં બન્યો નથી. એક કે બે પ્રજાઓએ સંસ્કૃતિની સ્થાપના કરી હશે, તેમાં પણ તેઓ પરદેશ ગઈ હશે, પોતાના વિચારો ફેલાવ્યા હશે, અન્ય પ્રજાઓની સાથે સંમિશ્રિત થઈ હશે અને આ રીતેજ સંસ્કૃતિ પ્રચલિત થઇ હશે.

વ્યાવહારિક કાર્યોને માટે અમે આધુનિક વિજ્ઞાનની ભાષામાં બોલીશું; પરંતુ તમારે આ વાત લક્ષ્યમાં રાખવી જોઇએ કે જેમ ધર્મના વિષયમાં વહેમ ચાલે છે તેમ વિજ્ઞાનના વિષયમાં પણ વહેમ રહેલાજ છે. કેટલાક ધર્માચાર્યો પોતાના ખાસ કાર્ય તરીકે ધાર્મિક કાર્યને ગ્રહણ કરે છે; તેજ પ્રકારે ભૌતિકશાસ્ત્રના પણ આચાર્યો છે, જેમને વૈજ્ઞાનિકો કહેવામાં આવે છે. જ્યાં ડાર્વિન કિંવા હકસલી સમાન એકાદ મહાન વૈજ્ઞાનિકનું નામ દેવામાં આવે છે કે તરતજ આપણે અંધતાપૂર્વક તેનું અનુકરણ કરીએ છીએ. આવી હાલની પ્રણાલી ▒ અને જેને આજે આપણે ભૌતિકજ્ઞાન કહીએ છીએ તેમાં પણ નવ્વાણું ટકા ભાગ તો કેવળ

તર્કનોજ છે, કે જેમાંના ઘણાખરા તર્કો અનેક મસ્તકો અને હાથોવાળાં ભૂતોના પ્રાચીન વહેમો કરતાં જરા પણ શ્રેષ્ઠતર નથી. ધર્મ અને વિજ્ઞાનમાં ભેદ માત્ર એટલોજ છે કે વિજ્ઞાન મનુષ્યને જડ પદાર્થો અને પાપાણોથી બહુ ભિન્ન ગણુતું નથી. માટે જેવી રીતે આપણે ધર્માચાર્યોથી સાવધ રહેવું જોઇએ તેવી રીતે આપણે વૈજ્ઞાનિકોથી પણ સાવધ રહેવું જોઇએ. અશ્રદ્ધાથી પ્રારંભ કરો. પ્રત્યેક વસ્તુનું અન્વેષણ અને પરીક્ષા કરો. પ્રત્યેક વસ્તુને સિદ્ધ કરો અને પછીજ તેને ગ્રહણ કરો. આધુનિક વિજ્ઞાનની સૌથી વિશેષ પ્રચલિત માન્યતાઓ પૈકીની કેટલીક હજી સુધી સિદ્ધ થઈ નથી. ગણિતશાસ્ત્ર જેવા શાસ્ત્રના પણ પુષ્કળ સિદ્ધાંતો કેવળ કામચલાઉ સિદ્ધાંતો છે અને વિશેષ જ્ઞાન પ્રાપ્ત થતાં તેમને તિલાંજલિ અપાવાનો સંભવ છે.

હવે આપણે મૂળ મુદ્દા પર આવીએ ક્રાઇસ્ટ પૂર્વે ૧૪૦૦ વર્ષો પર મહર્ષિ પતંજલિએ કેટલીક માનસિક ઘટનાઓ વ્યવસ્થિત કરવાનો, તેમનું પૃથક્કરણ કરવાનો અને તેમાંથી સામાન્ય નિયમો તારવી કાઢવાનો પ્રયત્ન કર્યો. અન્ય ઘણા માણસોએ તેનું અનુકરણ કર્યું; તેણે જે શોધ કરી હતી તેના અંશો તેમણે ગ્રહણ કર્યા અને તેમનો વિશિષ્ટ અભ્યાસ કર્યો. સમસ્ત પ્રાચીન પ્રજાઓ પૈકી એકલા હિંદુઓએજ આ પ્રમાણે ખરી આતુરતાથી જ્ઞાનની આ શાખાનો અભ્યાસ ઊંચકી લીધો હતો. હમણાં પણ હું તમને તેજ બાબત સમજાવું છું; પરંતુ તમારામાંના કેટલા થોડાકો તેને આચારમાં મૂકશે ? જ્યારે ભારતવર્ષના લોકો યુગોના યુગો પર્યંત તેમાં આગ્રહી રહેશે. તમે સાંભળીને આશ્ચર્યચકિત થશો કે તેઓ તમારા જેવા વ્યવસ્થિત સાર્વજનિક પ્રાર્થનનાં સ્થાનો ધરાવતા નથી, છતાં પણ તેઓ પ્રતિદિન પ્રાણાયામ કરે છે; મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન

કરે છે અને આ બાબતો તેમની ભક્તિનો મુખ્ય ભાગ હોય છે. પ્રત્યેક હિંદુએ આ ક્રિયાઓ કરવીજ જોઇએ. વિશિષ્ટતા માત્ર એટલીજ છે કે પ્રત્યેક જણની પ્રાણાયામ–પદ્ધતિમાં ફેર હોય છે. ધ્યાનની પણ પ્રત્યેકની વિશિષ્ટ પદ્ધતિ હોય છે અને માણસની જે વિશિષ્ટ પદ્ધતિ હોય છે તે તેની પત્નીને પણ ખબર નથી હોતી; તેમ પુત્રની વિશિષ્ટ પદ્ધતિને પિતા જાણતો નથી. આ પ્રમાણે સર્વને પોતપોતાની ક્રિયાઓ કરવાની હોય છે; છતાં તેના સંબંધમાં ગુપ્તતા જેવું કાંઈ છેજ નહિ. "ગુપ્ત" શબ્દને તેમની સાથે કાંઇ સંબંધજ નથી. ગંગાતટે નિત્ય સહસ્રાવધિ માણસો જરા જરા એકબીજાથી છેટા બેસીને પ્રાણાયામ તથા જપધ્યાન વગેરે પોતપોતાનાં સાધન સાધતા જણાય છે. અમુક ક્રિયાઓ સાધારણ માણસો ન કરી શકે તેનાં બે કારણો હોઇ શકે. એક એ કે આચાર્યો એવો અભિપ્રાય ધરાવે છે કે સાધારણ માણસો તેને માટે લાયક હોતા નથી. આમાં કાંઇક સત્ય હશે, પરંતુ એમ માનવાનું કારણ મુખ્ય કરીને તો તેમનું અભિમાનજ હોય છે. બીજું કારણ સતામણીનો ભય પણ હોય છે. ઉદાહરણાર્થ, આ દેશમાં એક મનુષ્ય ખુલ્લી રીતે પ્રાણાયામ કરવાનું પસંદ કરશે નહિ, કારણકે અહીંયાં પ્રાણાયામ કરવાની પ્રણાલી નથી અને તેને બહુ વિચિત્ર ધારવામાં આવશે. અન્ય પક્ષે ભારતવર્ષમાં જો એક માણસ એમ કહીને પ્રાર્થના કરે કે, "હે પ્રભો ! આજે અમારો નિત્યનો રોટલો આપો" તો લોકો તેનો ઉપહાસજ કરશે. "અમારો સ્વર્ગમાં રહેલો પિતા" એ શબ્દો હિંદુને જેટલા મૂર્ખતાભર્યા લાગે છે તેથી વિશેષ મૂર્ખતાભર્યા શબ્દો તેને મન બીજા કોઈ હોઇ ન શકે. હિંદુ જ્યારે પૂજા કરે છે ત્યારે તે ધારે છે કે ઈશ્વર તેના હૃદયમાં છે.

યોગીઓની માન્યતા પ્રમાણે ત્રણ મુખ્ય નાડીઓ છે; એકને

તેઓ ઇડા કહે છે; બીજીને તેઓ પિંગલા કહે છે અને મધ્યસ્થ નાડીને સુષુમ્ણા કહે છે. આ સર્વ નાડીઓ કરોડની અંદર આવેલી હોય છે. જમણી અને ડાબી બાજુએ આવેલી ઇડા અને પિંગલા તે તે બાજુએ આવેલા જ્ઞાનતંતુઓના સમૂહો છે અને મધ્યસ્થ સુષુમ્ણા પોકળ હોઇને તે જ્ઞાનતંતુઓનો સમૂહ નથી. આ સુષુમ્ણા બંધ હોય છે અને સાધારણ મનુષ્યને માટે લેશ પણ ઉપયોગી નથી, કારણકે તે માત્ર ઇડા અને પિંગલાદ્વારાજ કામ કરે છે. આ જ્ઞાનતંતુઓમાંથી પ્રવાહો નિરંતર આવજા કરે છે અને શરીરના ભિન્નભિન્ન અવયવો તરફ જતા ઇતર જ્ઞાનતંતુઓદ્વારા સમગ્ર શરીર પર આજ્ઞાઓ લઈ જાય છે.

ઇડા અને પિંગલાને નિયમિત અને વ્યવસ્થિત કરવી એ પ્રાણાયામનો મહાન ઉદ્દેશ છે; પરંતુ તે પોતે તો કાંઈજ નથી–એ તો માત્ર ફેફસાંમાં હવા ભરવાની ક્રિયાજ છે; તે માત્ર રક્તશુદ્ધિ કરે છે, તે સિવાય તેનો વિશેષ ઉપયોગ નથી. રક્તશુદ્ધિ કરવા માટે આપણે આપણા શ્વાસ સાથે હવા લઇએ અને તેને પચાવી દઇએ તેમાં કાંઇ પણ ગુપ્તતા નથી. આ ક્રિયા કેવળ એક પ્રકારની ગતિરૂપજ છે. આ ગતિને એવા પ્રકારની બનાવી શકાય છે કે જેને આપણે પ્રાણાયામ કહીએ છીએ અને પ્રત્યેક સ્થળે સેવન થતી આવી જુદાજુદા પ્રકારની ગતિઓ આ પ્રાણનાંજ ભિન્નભિન્ન સ્વરૂપો હોય છે. આ પ્રાણજ વિદ્યુત છે અને આકર્ષણશક્તિ પણ એજ છે. મસ્તિષ્ક એનેજ વિચારના રૂપમાં બહાર ફેંકે છે. સજીવ માણસમાંની પ્રત્યેક વસ્તુ પ્રાણમયજ છે. સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો આ પ્રાણને ગતિ આપે છે.

અમે કહીએ છીએ કે આ વિશ્વમાં જે જે વસ્તુ છે તે સર્વ પ્રાણનાજ આંદોલનથી ઉત્પન્ન થઇ છે. વિચાર પણ એનાંજ આંદોલનનું ઉચ્ચતમ પરિણામ છે. ઇડા અને પિંગલા એ નાડીઓ પણ

પ્રાણદ્વારાજ કાર્ય કરે છે. પ્રાણજ શરીરના પ્રત્યેક ભાગને ગતિ આપે છે અને એના વડેજ ભિન્નભિન્ન બળો બને છે; માટે "ઇશ્વરજ જગતમાંની સર્વ વસ્તુસ્થિતિઓરૂપ પરિણામોને નિપજાવે છે અને પછી તે સિંહાસન પર બેઠો બેઠો તેમના ગુણદોષોનો ન્યાય કરે છે" એ જૂના વિચારને તિલાંજલિ આપો. કામ કરતાં આપણે શ્રમિત થઇએ છીએ તેનું કારણ એ હોય છે કે, આપણે પ્રાણનો કેટલોક ભાગ વાપરી નાખ્યો હોય છે. અમુક પદ્ધતિસર શ્વાસ લેવાની ક્રિયા કે જેને પ્રાણાયામ કહેવામાં આવે છે તે ક્રિયા શ્વાસને નિયમિત અને વ્યવસ્થિત કરે છે અને પ્રાણ જ્યારે વ્યવસ્થાપૂર્વક ક્રિયા કરે છે ત્યારે પ્રત્યેક કાર્ય યોગ્ય રીતે થાય છે. યોગીઓ જ્યારે તેમનાં પોતાનાં શરીરો ઉપર કાબૂ મેળવે છે ત્યારે જો શરીરના કોઇ ભાગમાં કોઇ વ્યાધિ હોય તો તેઓ જાણે છે કે તે ભાગમાં પ્રાણ વ્યવસ્થિત નથી; અને તેથી કરીને પુનઃ વ્યવસ્થા સ્થાપિત થાય ત્યાંસુધી તેઓ વ્યાધિગ્રસ્ત ભાગમાં પ્રાણ મોકલ્યા કરે છે. જેવી રીતે તમે તમારા પોતાના શરીરમાંના પ્રાણનો સંયમ કરી શકો છો તેવી રીતે જો તમે આ વિષયનો પૂર્ણ અભ્યાસ કરીને પૂરતા શક્તિમાન બન્યા હો તો તમે અત્રેથી પણ ભારતવર્ષમાંના અન્ય મનુષ્યના પ્રાણનો સંયમ કરી શકો; કેમકે પ્રાણતત્ત્વ સર્વત્ર એકજ હોવાથી જગતમાંની સર્વ વસ્તુઓ એકબીજાની સાથે સંકળાઇ રહેલી હોઇને શારીરિક દૃષ્ટિથી, માનસિક દૃષ્ટિથી, નૈતિક દૃષ્ટિથી અને આધ્યાત્મિક દૃષ્ટિથી પણ તેઓ સર્વ એકજ છે. મનુષ્યનું જીવન એ પણ કેવળ એક પ્રકારનું આંદોલનજ છે. આ ઇથરના મહાસાગરને જે વસ્તુ આંદોલિત કરે છે તેજ તમને પણ આંદોલિત કરે છે. જેવી રીતે એક સરોવરમાં ભિન્નભિન્ન પ્રકારની ઘનતાવાળાં બરફનાં ભિન્ન સ્તરો રચાય છે અથવા જેવી રીતે વાતાવરણમાં ભિન્નભિન્ન

પ્રકારની ઘનતા હોય છે, તેવીજ પ્રકાર ભૌતિક પદાર્થોના મહાસાગરરૂપ આ વિશ્વમાં હોય છે. આ એક ઇથરનો મહાસાગર છે; જેમાં આપણે સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો અને આપણી જાતને ઘનતાની ભિન્નભિન્ન સ્થિતિઓમાં જોઇએ છીએ; પરંતુ એથી અખંડતાનો ભંગ થતો નથી. સર્વ વસ્તુઓની અંદર અને બહાર-સર્વત્ર એ અખંડતા વ્યાપી રહેલી છે.

જ્યારે આપણે અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરીએ છીએ ત્યારે આપણે જાણીએ છીએ કે સર્વ ચરાચર જગત એકજ વસ્તુમય છે અને આધ્યાત્મિક, ભૌતિક, માનસિક જગતો વાસ્તવમાં એકબીજાથી પૃથક્ નથી. એ સર્વ એકજ છે, છતાં એમને ભિન્નભિન્ન દૃષ્ટિબિંદુઓથી જોવામાં આવે છે અને તેથી ફરીનેજ તેમાં ભેદનો ભાસ થાય છે. જેમકે જ્યારે તમે તમારી જાતને શરીર ધારો છો ત્યારે તમે મન છો એ વાત તમે ભૂલી જાઓ છો અને જ્યારે તમે તમારી જાતને મન ધારો છો ત્યારે તમે શરીરને ભૂલી જાઓ છો. ખરૂં જોતાં તો તમે માત્ર એકજ વસ્તુ છો, પછી જોઇએ તો તમે તેને સ્થૂલ પદાર્થ અથવા શરીર તરીકે જુઓ અથવા તો મન કે આત્મા તરીકે જુઓ; જન્મ, જીવન અને મૃત્યુ એ માત્ર જૂના વહેમો છે. કોઇ માણસ કદી જન્મ્યો પણ નથી અને કોઇ કદી મરણ પણ પામનાર નથી. આપણે માત્ર આપણી સ્થિતિનેજ બદલીએ છીએ-બસ એટલુંજ. પાશ્ચાત્ય દેશોમાં લોકો મૃત્યુને અતિ મહત્ત્વ આપે છે તે જોઇને મને શોક થાય છે; તેઓ નિરંતર આ સ્વલ્પ જેવા જીવનકાળનેજ પકડી રાખવાનો-લંબાવવાનો પ્રયત્ન કર્યા કરે છે. "અમને મૃત્યુ પછી જીવન આપો! જીવન આપો!" એવી પ્રાર્થનાઓ કર્યા કરે છે. જો કોઇ તેમને એમ કહે કે મૃત્યુ પછી તેમને જીવન પ્રાપ્ત થનાર છે તો તે સાંભળીને તેઓ બહુજ પ્રસન્ન થાય છે. પરંતુ મને નવાઈ

લાગે છે કે, મારી પોતાની હયાતી વિષે હું શંકાજ શી રીતે ઉઠાવી શકું? હું એવી કલ્પનાજ શી રીતે કરી શકું કે હું મૃત્યુ પામ્યો છું? તમે મરી જવાના છો એવી માન્યતા રાખ્યા કરવાનું અને તેને તાજી કર્યા કરવાનું પરિણામ માત્ર એટલુંજ આવી શકે કે તમે તમારા પોતાના મૃતશરીરને જોવાને વહેલા શક્તિમાન થાઓ. બાકી તમારૂં જીવન તો એટલી અદ્ભુત સત્યતા છે કે તમે તેને એક ક્ષણ પણ વીસરી કે બંધ કરી શકો નહિ. તમે અસ્તિત્વ ધરાવતા નથી અને તમારી સ્ત્રી વિધવા થઇ છે, એ શંકાના જેવીજ એ શંકા છે! જે વસ્તુસ્થિતિનું કદી પણ અસ્તિત્વજ ન હોય તેની કલ્પનાજ કોણ અને કેવી કરી શકે? આ સૌથી વિશેષ સ્વયંસિદ્ધ સત્ય છે. અમરતાનો વિચારજ મનુષ્ય માટે સ્વાભાવિક હોઇ શકે. જેમાં કાંઈ પણ તર્કને અવકાશજ નથી એવા આ આપણા અમર જીવન વિષે ચર્ચાજ આપણે શી રીતે કરી શકીએ? જે વિષય સ્વયંસિદ્ધ હોય તેની તપાસમાં ઊતરવાની આપણને જરૂરજ શી હોય?

માટે સંપૂર્ણ વિશ્વને તમે ગમે તે દૃષ્ટિબિંદુથી જુઓ, તોપણ તે એકજ અખંડ વસ્તુ છે. હમણાં આપણે આ વિશ્વને પ્રાણ અને આકાશ, ગતિ અને સ્થૂલ પદાર્થના સમૂહ તરીકે જોઇએ છીએ; પરંતુ આ વાત સ્મરણમાં રાખજો કે ઇતર સર્વ ભૂલભરેલી અને નુકસાનકારક માન્યતાઓ અને દૃષ્ટિઓની પેઠે આ દૃષ્ટિ પણ આત્મવિરોધીજ છે; કારણકે "ગતિ" એ શું છે? જે સ્થૂલ પદાર્થને આંદોલિત કરે છે તેનું નામ ગતિ છે. હવે એ સ્થૂલ પદાર્થ શું છે? જે ગતિદ્વારા આંદોલિત થાય છે તેનુંજ નામ સ્થૂલ પદાર્થ, એમ હાલનું ભૌતિકવિજ્ઞાન આપણને કહે છે. હાલના વિજ્ઞાન અને જ્ઞાન વિષે આપણે અભિમાન ધરાવીએ છીએ, તે છતાં આપણી કેટલીક પ્રધાન દલીલો કેવી વિચિત્રમાં

વિચિત્ર છે! સંસ્કૃત વદંતી જણાવે છે તેમ આ આપણે માની લીધેલાં જીવન અને મરણ એ વસ્તુઓ માત્ર "મસ્તક વિનાના મસ્તકશૂળ"ના જેવીજ વાસ્તવમાં છે. આ વસ્તુસ્થિતિનેજ વેદાંતમાં "માયા" કહી છે. એનું અસ્તિત્વ પણ નથી અને અસ્તિત્વશૂન્યતા પણ નથી. એને તમે જીવન અથવા અસ્તિત્વ પણ કહી શકો નહિ, કારણકે અસ્તિત્વ તો માત્ર તેજ વસ્તુ ધરાવે છે કે, જે વસ્તુ સ્થળ અને કાળથી પર છે-અતીત છે અને જે વસ્તુ બીજી કોઇ વસ્તુમાંથી બનેલી નથી, પણ સ્વયંભૂ છે. "વસ્તુ" પણ આપણે ફક્ત એવી વસ્તુનેજ કહી શકીએ. અન્ય સર્વ વસ્તુઓ તે વસ્તુ નહિ, પણ "વસ્તુઆભાસ" છે-પ્રતીતિ માત્રજ છે. એજ પ્રમાણે આ સમગ્ર જગતનું નજરે પડતું અસ્તિત્વ પણ ઉપર આપેલી અસ્તિત્વની વ્યાખ્યા પ્રમાણે ખરેખરૂં અસ્તિત્વ નથી. ખરેખરૂં અસ્તિત્વ-સર્વવ્યાપી ને સ્વયંભૂ અસ્તિત્વ કે જે આ પ્રતીત થતા જગતમાં અને વસ્તુસ્થિતિઓમાં પણ છે, તે પણ તેના પરસ્વરૂપમાં-અવિકૃત-અપરિણામી-સ્વરૂપમાંજ છે. જેમ માટી સિવાય ઘડો હોઇ શકે નહિ; જળ સિવાય સમુદ્ર, નદી, ફીણ, તરંગ, પરપોટા, બરફ એમાંનું કશુંજ હોઇ શકે નહિ, તેમ એ અવિકૃત સત્ય વસ્તુના અસ્તિત્વ સિવાય આ જગત અને તેમાંની કોઇ પણ વસ્તુસ્થિતિ હોઈ શકે નહિ.

આટલા વિવેચનથી સમજાશે કે એ અનંત અને સત્ય અસ્તિત્વજ પ્રત્યેક વસ્તુમાં રહેલો સત્યાંશ છે. જગત અસ્તિત્વજ ધરાવતું નથી એમ નથી; પણ જે જે નામરૂપોના સમૂહ તરીકે આપણે તેને જોઇએ છીએ તે રૂપમાં તે સ્વયંભૂ, અપરિણામી અને ત્રિકાલાબાધિત નહિ હોવાથી તેનું ખરેખરૂં વસ્તુત્વ કે અસ્તિત્વ છે નહિ. એનું અસ્તિત્વ સાપેક્ષ, પરિણામી અને અશાશ્વત છે. ઇંદ્રિયોને તે વિષયો પૂરા પાડે છે ખરૂં, પણ એ ઇંદ્રિયોનું કે

વિષયોનું અને આખા જગતનું પણ સ્વતંત્ર અસ્તિત્વ નથી. દેશ, કાળ અને કારણથી અતીત એવી પૂર્ણ સત્યતાના અસ્તિત્વને લીધેજ એ અસ્તિત્વ ધરાવે છે. હું બહુ દૂર ગયો છું; હવે ચાલો, આપણે આપણા મુખ્ય વિષય પર પાછા આવીએ.

આપણા શરીરની સર્વ ઇચ્છાપૂર્વકની ક્રિયાઓ તેમજ શરીરના આંતરભાગમાં ઇચ્છા કર્યા વિના ચાલતી પાચનાદિ સમગ્ર ક્રિયાઓ, એ સર્વ એ જ્ઞાનતંતુઓદ્વારા થતી પ્રાણનીજ ક્રિયાઓ છે. હવે તમે જુઓ છો કે શરીરમાંની અજ્ઞાત ક્રિયાઓ ઉપર પણ જો આપણને અંકુશ પ્રાપ્ત થાય તો બહુજ સારૂં થાય.

એક પ્રસંગે મેં તમને ઈશ્વર અને મનુષ્યની વ્યાખ્યા કહી હતી તે અહીં ફરીથી કહીશ. મનુષ્ય એક એવું અનંત વર્તુલ છે કે જેનો પરિઘ ક્યાંય પણ નથી; પરંતુ જેનું કેન્દ્ર એકજ સ્થાનમાં છે. વળી ઈશ્વર એક એવું અનંત વર્તુલ છે કે જેનો પરિઘ ક્યાંય પણ નથી, પરંતુ જેનું કેન્દ્ર પ્રત્યેક સ્થળે છે. તે સર્વ હાથોદ્વારા કામ કરે છે; તે સર્વ આંખોદ્વારા જુએ છે; તે સર્વ પગોદ્વારા ચાલે છે; તે સર્વ શરીરોદ્વારા શ્વાસ લે છે; તે સર્વ જગતમાં વસે છે; તે પ્રત્યેક મુખદ્વારા બોલે છે અને તે પ્રત્યેક મસ્તિષ્કદ્વારા વિચાર કરે છે. મનુષ્ય જો પોતાના આત્મચેતનાના કેન્દ્રની પૂરેપૂરી વૃદ્ધિ કરે, તો તે પણ સમગ્ર વિશ્વ પર અંકુશ પ્રાપ્ત કરી શકે અને પરમાત્મપદને પામી શકે; માટે મનુષ્યે પ્રથમ તો તે ચેતનાને સમજવી જોઇએ. ધારો કે અહીંયાં અંધકારમાં એક અનંત રેખા છે, આપણે તે રેખાને જોતા નથી; પરંતુ તેની ઉપર એક પ્રકાશિત બિંદુ છે અને તે બિંદુ તે રેખાની નજીક ફર્યા કરીને અનુક્રમે તેના ભિન્નભિન્ન ભાગોને પ્રકાશિત કરે છે અને રેખાનો જે ભાગ તેનાથી છેટો પડે છે તે પાછો અંધારામાં આવી જવાથી આપણને દેખાતો બંધ પડે છે. આપણી ચેતનાને આ પ્રકાશિત

બિંદુની ઉપમા આપીએ તો તે યુક્ત થઇ પડશે. તેના આગલા-ગત અનુભવોના સ્થાનમાં તેના વર્તમાન અનુભવો સ્થિત થયા છે અને તે ગત અનુભવો અર્ધજાગૃત બની ગયા છે. આપણા-માં એ અનુભવો વિદ્યમાન છે એ વાત આપણને જ્ઞાત નથી, તો-પણ તેઓ આપણામાં છે અને અજ્ઞાત રીતે આપણાં શરીર અને મનને ગતિમાન-પ્રભાવિત કરે છે એ તો નક્કીજ છે. ઇચ્છાની કે મનની સહાય વિના શરીરના અંતરમાં કે બહાર કરવામાં આવતી પ્રત્યેક હિલચાલ, પૂર્વે જ્ઞાન અને ઇચ્છાપૂર્વકજ કરવામાં આવતી હતી અને તે સમયે તેને એટલી બધી ગતિ (ઘડિયાળને ચાવી અપાય તેમ) આપી રાખવામાં આવી છે કે, પછી તેના તરફ લક્ષ કે ઇચ્છા ન રહેવા છતાં તે આપોઆપ કામ કર્યાજ કરે છે.

સમસ્ત નૈતિક પંથોની મહાન ભૂલ એ છે કે, તેઓ જે સાધનોદ્વારા મનુષ્ય દુષ્કૃત્ય કરતાં અટકી શકે તે સાધનો શીખ-વવામાં નિષ્ફળ થયા છે. સમસ્ત નૈતિક પંથો એવોજ ઉપદેશ આપે છે કે, "ચોરી કરશો નહિ!" બહુ સારૂં. પરંતુ મનુષ્ય ચોરી શા માટે કરે છે; કારણકે ચોરી, લૂંટ અને ઇતર દુષ્કર્મો સાધારણ રીતે આપોઆપજ થાય છે. હમેશનો લૂંટારો, ચોર, જૂઠો માણસ, અપ્રમાણિક પુરુષ અને સ્ત્રી એ સર્વ પોતાની ઊંડી ઇચ્છાથી વિરુદ્ધ જઇનેજ શું લૂંટારાં-ચોર આદિ હોય છે? વસ્તુતઃ આ એક પ્રચંડ માનસિક પ્રશ્ન છે અને આપણે એવા મનુષ્યને પરમ ઉદાર દૃષ્ટિથી જોવો જોઇએ. સજ્જન થવું કાંઈ સહેલું નથી. જ્યાંસુધી તમે મુક્ત ન થાઓ ત્યાંસુધી તમે માત્ર યંત્ર નહિ તો કોણ છો? તમે સજ્જન હો એટલા માટે શું તમારે ગર્વિત થવું જોઇએ? નહિજ. તમે સજ્જન છો તેનું કારણ એ છે કે, તમે સજ્જન થયા વિના રહી શકોજ નહિ અને તેજ પ્રમાણે બીજો માણસ ખરાબ હોવાનું કારણ પણ એજ છે કે તેને

ખરાબ થયા વિના છૂટકોજ નથી. જો તમે તેની સ્થિતિમાં હોત તો તમે કેવા થયા હોત, તેની કોને ખબર છે? રસ્તામાં રખડતી ભિખારણ સ્રી અને કારાગૃહમાંનો ચોર એ એકેક ક્રાઈસ્ટ છે અને તમે સજ્જન થઇ શકો એટલા માટે તેનું બલિદાન અપાય છે. સમતાનો આવો નિયમ છે. સમસ્ત ચોરો અને ખૂનીઓ, સર્વ અપ્રમાણિક, નિર્બળમાં નિર્બળ, દુષ્ટમાં દુષ્ટ માણસો, રાક્ષસો, એ સર્વ મારા ક્રાઇસ્ટો છે! દેવ ક્રાઇસ્ટો અને દાનવ ક્રાઇસ્ટો બન્ને મારા આરાધ્ય છે! એ મારો સિદ્ધાંત છે. એનો પ્રચાર કર્યા વિના હું રહી શકતો નથી. સજ્જનો અને સંતોના ચરણને તેમજ દુષ્ટો અને રાક્ષસોના ચરણને પણ મારા નમસ્કાર છે. તેઓ સર્વ મારા આચાર્યો છે, મારા ગુરુઓ છે અને મારા ઉદ્ધારકો છે. હું એક માણસને શાપ દઉં અને તે છતાં તેના દોષોમાંથી લાભ ગ્રહણ કરૂં. હું બીજા માણસને આશીર્વાદ આપું અને તેનાં સત્કર્મોથી લાભ ગ્રહણ કરૂં.

આસુરી મનુષ્યોની સેવા કરીને હું લાભ મેળવી શકું અને મારી સમકક્ષાવાળાઓ (દૈવી મનુષ્યો) નાં સત્કર્મોથી રાજી થઈને તેમજ પરસ્પર મદદની આપલે કરીને લાભ મેળવી શકું. ઇશ્વરી મનુષ્યો (જીવન્મુક્ત–કૃતકૃત્ય મનુષ્યો) ની સેવા તેમજ વંદના કરીને અને તેમનો નિષ્કામ જ્ઞાનદાન તેમજ મૂંગા ચારિત્રદાનનો લાભ લઈને (જે લાભથી વિશેષ લાભ બીજો હોઇ પણ શકે નહિ અને કલ્પી પણ શકાય નહિ એવા) મોક્ષ-રૂપી પરમ લાભને મેળવી શકું છું. હું અત્રે ઊભો છું એ વાત જેટલી સત્ય છે તેટલીજ આ વાત સત્ય છે. મારે રસ્તામાં ચાલતી સ્રી પ્રત્યે ઘૃણા પ્રદર્શિત કરવી પડે છે, કારણકે સમાજ તે માગે છે! પરંતુ તે મારી મોક્ષદાયિની છે, તે માર્ગમાં રખડે છે તેથી અન્ય સ્રીઓ પવિત્રતા જાળવી શકે છે. વિચાર

કરો; પુરુષો અને સ્ત્રીઓ! તમારા મનમાં આ પ્રશ્ન વિષે સારી પેઠે વિચાર કરો. આ સત્ય છે! પ્રકટ, ઉગ્ર સત્ય છે! હું જેમ જગતનું વિશેષ દર્શન કરૂં છું, હું જેમ પુરુષો અને સ્ત્રીઓનું વિશેષ અવલોકન કરૂં છું, તેમ તેમ મારી આ માન્યતા વિશેષ દૃઢીભૂત થાય છે. કોનો દોષ કાઢું અને કોની પ્રશંસા કરૂં? એકજ ઢાલની ઉભય બાજુઓ છે અને નિર્ણય કરવા પૂર્વે તે જોવીજ જોઇએ.

આપણી સમક્ષ મહાભારત કામ પડેલું છે; અને સાથી પૂર્વે અને સૌથી પ્રથમ આપણે આપણા યંત્રરૂપ બની ગયેલા પુષ્કળ વિચારોને અંકુશમાં રાખતાં શીખવું જોઇએ. દુષ્કર્મો ઘણું કરીને જ્ઞાત અવસ્થામાંજ થાય છે, પરંતુ તેને જન્મ આપનારૂં જે ખરેખરૂં કારણ તે તો આપણી જ્ઞાત અવસ્થાથી બહુ દૂર, અજ્ઞાત અને અદૃષ્ટ પ્રદેશમાંજ રહેલું હોય છે અને તેટલા માટે તે વિશેષ બળવાન હોય છે. ટેવ, સ્વભાવ અને જન્મપ્રકૃતિના નામથી આપણે જેને ઓળખીએ છીએ, તે બીજું કંઈજ નહિ, પણ એ અજ્ઞાત અને ઊંડાણ પ્રદેશમાં રહેલા કારણરૂપી મૂળનાંજ ડાળપાંખડાં છે.

વ્યાવહારિક માનસશાસ્ત્રી સૌથી પ્રથમ પોતાની સર્વ શક્તિઓનો પ્રયોગ એ અજ્ઞાત કારણ ઉપર—એ મૂળ અને અદૃષ્ટ કારણ ઉપર કાબૂ મેળવવા માટેજ કરે છે અને આપણે જાણીએ છીએ કે આપણે તેમ કરી શકીએ છીએ. આપણે જાણીએ છીએ કે એ અજ્ઞાતનું કારણ પણ જ્ઞાતજ છે. આપણા સર્વ યાંત્રિક વિચારો, આપણા દૃઢ સ્વભાવો, આપણી પ્રકૃતિમાં જન્મથીજ જડાઇ ગયેલા ગુણદોષો, તેમજ આપણા શરીરના આંતરભાગમાં આપણી ઈચ્છા સિવાય ચાલ્યા કરતી અનેકવિધ ક્રિયાઓ, એ સર્વ બીજું કાંઇજ નહિ, પણ ક્રિયા અને ઇચ્છાના રૂપમાં આવીને દબાઇ

પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્ય મુક્ત, કૃતકૃત્ય અને દિવ્ય બને છે. "મૃત્યુ" એ તેને માટે અમરતા બની જાય છે; "નિર્બળતા" એ તેને માટે અનંતશક્તિ બની જાય છે અને "લોઢાની બેડીઓ" તેને માટે મુક્તિ બની જાય છે. આવી જ્ઞાનાતીત સ્થિતિનો જે *અનંત પ્રદેશ એજ આપણું લક્ષ્ય છે.*

માટે હવે આપણે જોઈએ છીએ કે આપણે બે પ્રકારનું કામ કરવાનું છે. પ્રથમ ઇડા અને પિંગલા કે જે બે વિદ્યમાન સાધારણ નાડીઓ છે તેમના યોગ્ય નિયમદ્વારા અર્ધજ્ઞાત ક્રિયાઓ ઉપર કાબૂ પ્રાપ્ત કરવો; અર્થાત્ તે ક્રિયાઓને આપણા વર્તમાન વિચારોની સત્તા નીચે–આપણા જ્ઞાન અને ઈચ્છાના કાબૂ નીચે લાવવી; અને બીજું કામ એ કે આપણે સર્વ ઇચ્છાઓથી અને જ્ઞાનથી પર થવું–મુક્ત થવું. યોગના ગ્રંથો જણાવે છે કે, યોગી માત્ર તેજ છે કે જેણે ધ્યાનની એકાગ્રતા સાધ્ય કરવાનો પૂરેપૂરો અભ્યાસ કર્યા પશ્ચાત્ આ સત્ય પ્રાપ્ત કર્યું છે. કેટલોક કાળ અભ્યાસ કર્યા પછી સુષુમ્ણા ખૂલે છે અને આ નવીન માર્ગમાં પૂર્વે જેણે કદી પણ પ્રવેશ કર્યો નહોતો એવો એક પ્રવાહ તેમાં પ્રવિષ્ટ થઈને તે ધીમે ધીમે ઊંચે ચઢીને જેને અમે આલંકારિક ભાષામાં ભિન્નભિન્ન કમળકેન્દ્રો કહીએ છીએ તેમાં જાય છે અને અંતે તે મસ્તિષ્કમાં પહોંચે છે. આ પ્રમાણે થાય છે ત્યારેજ યોગીને તે પોતે વસ્તુતઃ કોણ છે તેની પ્રતીતિ–અનુભવ થાય છે; અર્થાત્ તે સ્વયં ઈશ્વર છે એવી તેને પ્રતીતિ થાય છે.

આપણામાંનો પ્રત્યેક જણ ઉપર જણાવેલા હઠયોગના માર્ગદ્વારા પણ ધારે તો એ ઉચ્ચતમ સ્થિતિને પ્રાપ્ત કરી શકે; પરંતુ એ માર્ગમાં શ્રમ અને જોખમ વધુ છે. જો એક માણસ આ સત્યની પ્રાપ્તિ કરવા માગતો હોય તો તેને વ્યાખ્યાનો સાંભળવા ઉપરાંત અને થોડાક પ્રાણાયામો કરવા ઉપરાંત કાંઈક વિશેષ

કરવું પડશે. સર્વ પુરુષાર્થ તૈયારી કરવામાંજ રહેલો છે. તૈયારી થઇ ગઈ એટલે દીપક સળગાવતાં વાર લાગવાની નથી. ભોજન જમવામાં અર્ધો કલાક લાગે છે; પરંતુ રસોઇ બનાવતાં કલાકોના કલાકો નીકળી જાય છે. આપણે એક સેકન્ડમાંજ દીપક પ્રદીપ્ત કરવા માગીએ છીએ, પરંતુ આપણે આ વાત ભૂલી જઈએ છીએ કે મીણબત્તી અને દીવાસળી બનાવવી એજ મુખ્ય કાર્ય છે.

આ પ્રમાણે જો કે ધ્યેયને પ્રાપ્ત કરવું એ શ્રમસાધ્ય છે; તોપણ એને માટે કરવામાં આવતા આપણા નાનામાં નાના પ્રયત્નો પણ નિષ્ફળ થતા નથી. ગીતામાં અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે કે, "જેઓ આ જીવનમાં યોગમાં પૂર્ણતા પ્રાપ્ત કરવામાં નિષ્ફળ થાય છે તેઓ ગ્રીષ્મ ઋતુનાં વાદળોની પેઠે નષ્ટ તો થતા નથી?" શ્રીકૃષ્ણ પ્રત્યુત્તર આપે છે કે, "હે તાત! આ જગતમાં કોઇ પણ વસ્તુ નષ્ટ થતી નથી. એક માણસ જે જે કર્મ કરે છે, તે તે તેનાં પોતાનાં કર્મ તરીકે કાયમજ રહે છે અને જો યોગનું લક્ષ્ય આ જીવનમાં પ્રાપ્ત નથી થતું તો તે જ્યાંથી બાકી રહ્યું હોય ત્યાંથી અન્ય જન્મમાં આગળ વધીને તે પ્રાપ્ત થાય છે. જો આમ ન હોય તો જિસસ, બુદ્ધ અને શંકરની અદ્ભુત બાલ્યાવસ્થાનો ખુલાસો તમે શું આપો?

પ્રાણાયામ, આસન વગેરે હઠયોગનાં અંગો યોગાભ્યાસમાં અવશ્ય સહાયકર્તા છે, પરંતુ તેઓ માત્ર ભૌતિક સહાયોજ છે. મુખ્ય તૈયારીઓ તો માનસિક કરવાની હોય છે.

જો તમે યોગી થવા માગતા હો તો તમારે તમને આખો વખત બીજી બાબતોમાં રોકી રાખનારી બાબતોથી મુક્ત કરવા જોઇએ અને તમારી જાતને એવા સંયોગોમાં મૂકવી જોઇએ કે

જેથી તમે એકલા અને સર્વ બાહ્ય ચિંતનોથી વિમુક્ત રહી શકો. જે મનુષ્યો બહારની સુખસગવડોયુક્ત જીવન ગાળવા ઇચ્છે છે અને તેની સાથેજ આત્માની પ્રતીતિ કરવા માગે છે, એ તો "હરતાંફરતાં રામ કહીં મળે તો મને પણ કહેજો" એના જેવો છે. નદી ઓળંગવા જતાં મગરને ભૂલથી કાષ્ટ ધારીને તેને પકડી લેનારના જેવો પણ તેને કહી શકાય. માટે સર્વ બાહ્ય વસ્તુસ્થિતિઓની આસક્તિઓ અને ઇચ્છાઓ તથા દોડધામોને પડતી મૂકીને પ્રથમ તમે ઇશ્વરનું સામ્રાજ્ય પ્રાપ્ત કરો; એટલે વધારામાં તમને પ્રત્યેક વસ્તુ આપવામાં આવશે. પ્રથમ વસ્તુને મેળવો એટલે છાયા તો એની મેળેજ એની પાછળ ચાલી આવશે. બાહ્ય વસ્તુસ્થિતિઓરૂપી છાયા પાછળ ગમે તેટલાં ફાંફાં મારવા છતાં મૂળ આત્મવસ્તુથી દૂર રહેવાશે ત્યાંસુધી દુઃખ સિવાય બીજું કાંઇજ મળનાર નથી. હા, ઘણું દુઃખ અને સ્વલ્પ સુખ હોવા છતાં પણ જેમને દુઃખમાંજ સુખબુદ્ધિ થઇ ગયેલી હોય તેમને તો અનેક યુગપર્યંતના દુઃખાનુભવોજ જગાડે નહિ ત્યાંસુધી બ્રહ્મા પણ સમજાવી શકે તેમ નથી. અમારૂં કહેવું તો જેઓ સારાસાર વિવેકબુદ્ધિ ધરાવતા હોય તેમને માટે છે આત્મસ્થિતિ પ્રાપ્ત કરવી અને તેને ખાતર બાહ્ય રોકાણો અને ચિંતનોને દૂર કરવાં, એ તેમને માટે એક સર્વથી મહાન અને સર્વથી વધારે જરૂરનું તેમજ સર્વથી પ્રથમ કરવા જેવું કર્તવ્ય છે. એનુંજ નામ મહાન ત્યાગ છે. એક સર્વોત્તમ આદર્શને માટેજ જીવો અને મસ્તિષ્કમાં ઇતર કોઇ વસ્તુને માટે સ્થાનજ રહેવા ન દો! એક વાર પ્રાપ્ત કર્યા પછી જે વસ્તુ કદી પણ ખોવાતી નથી અને જે વસ્તુ આગળ મોટું ચક્રવર્તિ રાજ્ય પણ કોડીજેટલી વિસાત ધરાવતું નથી, એવી આત્મવસ્તુ પ્રાપ્ત કરવાને માટે—આપણી આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત કરવાને માટેજ આપણે આપણી સમસ્ત

શક્તિઓનો પ્રયોગ કરવો જોઇએ. જો એ વસ્તુનો સાક્ષાત્કાર કરવાની ખરી ઇચ્છા આપણે ધરાવતા હોઇએ, તો આપણે પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ અને પ્રયત્નદ્વારા આપણો વિકાસ પણ અવશ્ય થશેજ થશે. એ પ્રયત્ન કરવામાં આપણે ભૂલો કરીશું, તોપણ તે અજ્ઞાત રીતે આપણા દેવદૂતોજ થઈ પડશે.

ધ્યાન એ આધ્યાત્મિક અભ્યાસમાં સૌથી વિશેષ મહત્ત્વની વસ્તુ છે. આદર્શને પહોંચવામાં એ આપણને બહુજ સહાય કરે છે. એના વડે આપણે સમસ્ત ભૌતિક સ્થિતિઓમાંથી મુક્ત થઇ જઇએ છીએ અને આપણને આપણી દૈવીપ્રકૃતિની પ્રતીતિ થાય છે. ધ્યાનમાં આપણે કોઇ બાહ્ય સહાય ઉપર આધાર રાખતા નથી. આત્માનો સંસ્પર્શ ઝાંખાંમાં ઝાંખાં સ્થાનોને પણ પ્રકાશિતમાં પ્રકાશિત કરી શકે છે; ખરાબમાં ખરાબ વસ્તુને એ સુગંધમય બનાવી શકે છે; એ દુષ્ટ મનુષ્યને દિવ્ય મનુષ્ય બનાવી શકે છે. તે સર્વ શત્રુત્વ, સર્વ સ્વાર્થપરાયણતાને દૂર કરે છે. આપણે શરીર અને તેની બાહ્ય સગવડો વિષે જેમ ઓછો વિચાર કરીએ તેમ વધારે સારૂં; કારણકે એ બાબતોજ આપણી અધોગતિ કરે છે. એની આસક્તિ—એનો અનુરાગજ આપણને દુઃખી બનાવે છે અને અનંત જન્મો સુધી ભટકાવ્યા કરે છે. હું આત્મા છું અને શરીર નથી; આ સમગ્ર વિશ્વ, તેના સમસ્ત સંબંધો તથા તેની સમસ્ત ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુઓ એ સર્વ માત્ર ચિત્રોજ છે—એ માત્ર ચિત્રપટ પરનું દૃશ્યજ છે અને તેનો હું દ્રષ્ટા છું; એનું નામજ સર્વશ્રેષ્ઠ વિવેક છે. એ વિવેક જાગ્યા પછી અભ્યાસનો માર્ગ બહુજ ટૂંકો બને છે.

---



# परमात्मामां ऐक्य पामवुं एज धर्मनुं लक्ष्य छे

( ઇ. સ ૧૮૯૬ મા ન્યુયૉર્કમા અપાયલું વ્યાખ્યાન )

ધર્મના વિષયમાં આ જગતમાં અનેક પ્રશ્નો, અનેક બનાવો, અનેક વિધિઓ અને શોધખોળો ચાલી રહેલી છે; પરંતુ વસ્તુતઃ ખરેખરો ધર્મ એ કાંઈ ઇંદ્રિયોનો વિષય બની શકે તેમ નથી. એ તો ઇંદ્રિયાતીત ભૂમિકાનો વિષય છે. એ સર્વ વાદથી પર છે અને બુદ્ધિની ભૂમિકાનો પણ વિષય નથી. એ એક દર્શન છે. એ એક ઈશ્વરી પ્રેરણા છે. ઇંદ્રિયોથી અજ્ઞાત અને અજ્ઞેય એ પરાત્પર પ્રદેશમાં એક ભૂસકો છે, કે જે ભૂસકો અજ્ઞેયનો અનુભવ કરાવે છે; એટલુંજ નહિ પણ એમાં તન્મય–તદ્રૂપ બનાવીને પછી ઉત્થાન દશામાં પણ કૃતકૃત્યતાનાં અને સર્વાત્મભાવનાં તથા પરાત્પરભાવનાં સ્ફુરણો આપ્યા કરે છે. આ પરાત્પર જ્ઞેયને એ સિવાય બીજી કોઈ પણ રીતે જાણી શકાતું નથી મારી માન્યતા પ્રમાણે એની શોધ માનવમસ્તિષ્કમાં છેક માનવજાતિના આરંભકાળથી ચાલી રહી છે. જગતના ઇતિહાસના કોઈ પણ યુગમાં આ પ્રયત્ન વિના, આ અતીતની શોધ વિના માનવવિચાર અને બુદ્ધિ હયાતીમાં પણ હોઈ શક્યાં ન હોત. આપણા આ માનવમસ્તિષ્કરૂપી નાના વિશ્વમાં આપણે એક વિચાર ઉદ્ભવતો જોઈએ છીએ, પરંતુ તે ક્યાંથી ઉદ્ભવે છે તે આપણે જાણતા નથી, તેમજ તે ક્યારે અદૃશ્ય થાય છે અને તે ક્યાં જાય છે તે પણ આપણે

જાણતા નથી. આજ પ્રમાણે સર્વ બાબતોમાં પિંડના જેવીજ સ્થિતિમાં બ્રહ્માંડ પણ છે. તેઓ સમાન ભૂમિકાઓમાંથીજ પસાર થાય છે અને એકજ પ્રકારે આંદોલિત થાય છે.

હું તમારી સમક્ષ એવો હિંદુ સિદ્ધાંત મૂકવાને પ્રયત્ન કરીશ કે, ધર્મોની ઉત્પત્તિ બહારથી થતી નથી, પરંતુ અંદરથીજ થાય છે. મારી એવી માન્યતા છે કે ધર્મનો વિચાર ખુદ મનુષ્યની પ્રકૃતિમાંજ રહેલો છે. તે એટલે સુધી કે તે જ્યાંસુધી પોતાનાં મન અને શરીરનો ત્યાગ કરી શકે નહિ, જ્યાંસુધી તે વિચાર અને જીવનનો ત્યાગ કરી શકે નહિ, ત્યાંસુધી તેને માટે ધર્મનો ત્યાગ થવો અશક્ય છે. જ્યાંસુધી એક માણસ વિચાર કરે છે ત્યાંસુધી આ પ્રયાસ ચાલુજ રહેવો જોઇએ અને ત્યાંસુધી તેનામાં કોઇ ને કોઇ પ્રકારનો ધર્મ હોવો જોઇએ. આપણે ધર્મના ભિન્નભિન્ન પ્રકારો જગતમાં ચાલતા જોઇએ છીએ, તેથી ગૂંચવણમાં પડી જઇએ છીએ; પરંતુ ઘણા માણસો ધારે છે તેમ એ ગૂંચવણ કાંઇ મિથ્યા તર્ક કે ફોગટનો શ્રમ નથી. આ અવ્યવસ્થામાંજ વ્યવસ્થા રહેલી છે. આ બેસૂર અવાજોમાંજ એકસૂરતા રહેલી છે. તેને શ્રવણ કરવાને જે તૈયાર હશે તેને તે સંભળાશેજ.

હાલમાં સમસ્ત પ્રશ્નોમાં મહાન પ્રશ્ન એ ચાલી રહ્યો છે કે, જ્યારે જ્ઞાત ( જણાઈ ચૂકેલું ) અને જ્ઞેય ( જાણવાનું રહેલું ) એ બન્ને બાજુઓએથી મનુષ્ય અજ્ઞેય અને અપાર અજ્ઞાનથી ઘેરાઈ જઇ મર્યાદિત બનેલો છે; તો પછી તે અનંત અજ્ઞાતને જાણવા-મેળવવાને શા માટે પ્રયાસ કરવો જોઇએ? આપણે આપણને જ્ઞાત છે એટલાથીજ શા માટે સંતુષ્ટ ન થઇએ ? આપણે ખાનપાનથી અને થોડીઘણી સમાજસેવા કરવાથીજ શા માટે સંતુષ્ટ ન થઇએ ? આવો વિચાર અત્યારે જ્યાંત્યાં પ્રસરેલો છે. સૌથી વિશેષ જ્ઞાનસંપન્ન અધ્યાપકોથી લઇને લવારો કરતા

શિશુ પર્યંત સૌ કોઈ આપણને જગતની સેવા કરવાને કહે છે. તેઓ જણાવે છે કે, સંપૂર્ણ ધર્મ એમાંજ સમાવિષ્ટ થયેલો છે અને અતીતના પ્રશ્નો વિષે માથફોડ કરવી વ્યર્થજ છે. એટલા બધા લોકોની આવી માન્યતા થઈ ગઈ છે કે તે સત્ય બની ગઈ છે; પરંતુ સદ્ભાગ્યવશાત્ આપણે સમજવાજ માગતા હોઇએ તો આપણને અતીતની તપાસ કરવાની જરૂર ખુલ્લેખુલ્લી સમજાઈ રહે તેમ છે. આપણે આટલું તો હવે સહેલાઇથી સમજી શકીએ છીએ કે, આ દૃશ્યમાન જગત—આ વ્યક્ત જગત એ તો અવ્યક્ત જગતનો માત્ર એકજ ભાગ છે. આ ઇંદ્રિયોનું વિશ્વ તો તે અનંત અને આધ્યાત્મિક વિશ્વનો કેવળ એક નાનોજ ભાગ છે, કેવળ એક ટુકડો છે. જ્યારે એમજ છે, તો પછી એ અતીતને જાણ્યા વિના આ નાના ટુકડાનો વાસ્તવિક ખુલાસો શી રીતે મળી શકે અને શી રીતે સમજી શકાય ?

સોક્રેટિસના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે, એક દિવસ એથેન્સમાં વ્યાખ્યાન આપતી વખતે ગ્રીસની યાત્રાએ આવેલો એક બ્રાહ્મણ મળ્યો અને સોક્રેટિસે તે બ્રાહ્મણને કહ્યું કે, "મનુષ્ય-જાતિને માટે મહાનમાં મહાન અભ્યાસ મનુષ્યનો છે." તે બ્રાહ્મણે તરતજ પ્રત્યુત્તર આપ્યો કે, "**જ્યાંસુધી તમે ઈશ્વરને ન ઓળખો ત્યાંસુધી તમે મનુષ્યને શી રીતે ઓળખી શકશો ?**" ઇશ્વર સદા અજ્ઞેય, અનંત, અનામી અથવા તમને ગમે તે નામ તેને આપો; પરંતુ તેજ એક માત્ર એ જ્ઞાત અને જ્ઞેયનો અને આ વર્તમાન માનવજીવનનો વિવેકયુક્ત ખુલાસો છે. તમારી સામેની કોઈ પણ વસ્તુ લો, ભૌતિકમાં ભૌતિક વસ્તુ લો; રસાયનશાસ્ત્ર અથવા પદાર્થવિજ્ઞાન, ખગોળવિદ્યા અથવા જીવનશાસ્ત્ર જેવાં ભૌતિકમાં ભૌતિક શાસ્ત્રો પૈકી એકને ગ્રહણ કરો. તેનો અભ્યાસ કરો, અભ્યાસ આગળ અને આગળ વધારતા રહો; એટલે પછી

તમારી દૃષ્ટિમાં સર્વ સ્થૂલ સ્વરૂપો પીગળવા અને અધિકાધિક સૂક્ષ્મ થવા લાગશે અને અંતે તેઓ એક એવા સ્થાને આવશે કે જ્યાંથી તમે અવશ્ય આ ભાતિક વસ્તુસ્થિતિઓમાંથી પ્રચંડ કૂદકો મારીને એ અભૌતિક વસ્તુસ્થિતિને અવશ્ય ગ્રહણ કરશો. જ્ઞાનની પ્રત્યેક શાખા એવી છે કે તેમાં એકનિષ્ઠાથી ઊંડા ઊતર્યે જવામાં આવતાં સ્થૂલ પીગળીને સૂક્ષ્મ થાય છે, ભૌતિક પીગળીને આધ્યાત્મિક બને છે.

આ પ્રકારે મનુષ્ય ગમે તેવી જડ વસ્તુઓના શોખમાં અથવા અભ્યાસમાં પડે; પરંતુ તેમાં જો એકનિષ્ઠાથી અને સર્વ શક્તિઓથી તે આગળ ને આગળજ વધ્યો જાય છે, તો છેવટે તે પોતાને અતીતનાજ શોખ અને અભ્યાસમાં હડસેલાઈ ગયેલો જુએ છે. જો આપણે આ પ્રમાણે અતીતને ન ઓળખી શકાય તેમ હોય તો પછી આપણું જીવન છેવટે અરણ્યમયજ બની જાય અને માનવજીવન મિથ્યાજ ઉદ્ભવેલું ગણાય. "દૃશ્યમાન વસ્તુઓથી સંતુષ્ટ થાઓ" એમ કહેવું બહુ સહેલું છે; પરંતુ જો તેજ વાત સાચી હોય તો પછી ગાયો અને શ્વાનો તેથી સંતુષ્ટજ છે અને સર્વ પશુઓ પણ તેથી સંતુષ્ટજ છે ! અને એમ સંતુષ્ટ છે તેથીજ તેઓ પશુ છે. માટે જો મનુષ્ય પણ દૃશ્યમાન પદાર્થોથીજ સંતુષ્ટ રહે અને અતીતની ઇચ્છા તથા શોધને તિલાંજલિ આપે તો પાછું માનવજાતિને પાશવભૂમિકામાંજ જવું પડે; કેમકે અતીતની ખોજરૂપી ધર્મજ મનુષ્ય અને પશુ વચ્ચેનો ભેદ ઉત્પન્ન કરે છે. કોઇએ ઠીકજ કહ્યું છે કે, "મનુષ્ય એજ કેવળ એવું પશુ છે કે જે સ્વાભાવિક રીતેજ ઊંચે જુએ છે અને ઇતર પશુઓ સ્વાભાવિક રીતેજ નીચે જુએ છે." જે વસ્તુને મેળવવાને ખાતર મનુષ્યમાં સ્વભાવથીજ આ ઊંચે જોવાપણું, ઊંચે જવાપણું અને પ્રયત્ન કરવાપણું રહેલું છે, તે વસ્તુનું નામજ મોક્ષ અથવા મુક્તિ

છે, કે જેને મેળવતાં સુધી માનવસ્વભાવ કદી પણ તૃપ્ત થાય કે જંપીને બેસે તેમ નથી. મનુષ્ય જેમ શીઘ્ર ઊંચે જવા લાગે છે તેમ તે આ મુક્તિની તરફ શીઘ્ર પ્રગતિ કરે છે. આ મોક્ષનો પ્રયત્ન કરવારૂપી ધર્મ અથવા સ્વભાવ કાંઈ તમારા દ્રવ્યમાં રહેલો નથી, તેમ તે તમારાં વસ્ત્રોમાં કે તમારા ઘરમાં પણ રહેલો નથી, પરંતુ તમારા મસ્તિષ્કમાંના આધ્યાત્મિક વિચારભંડારમાંજ તે રહેલો છે. એ વિચારભંડારજ પ્રત્યેક માનવની પ્રગતિ કરે છે. સમસ્ત ભૌતિક અને માનસિક પ્રગતિનું તેજ મૂળ છે. તેજ સર્વ વિચારો, ઇચ્છાઓ અને ક્રિયાઓની પાછળ રહેલી ગતિદાયક શક્તિ છે. તેજ માનવજાતિને આગળ ધકેલનારો ઉત્સાહ છે.

એ સત્યધર્મનો નિવાસ રોટલામાં પણ નથી અને મકાનમાં પણ નથી; છતાં વારંવાર તમે આવો વિરોધ પ્રદર્શિત થતો સાંભળો છો કે, "ધર્મ અમને શું લાભ કરી શકે? શું રંકોની દરિદ્રતા નષ્ટ કરી શકે છે?" ધારો કે એ રંકોની દરિદ્રતા દૂર કરી શકતો નથી, તોપણ તેટલા ઉપરથી શું ધર્મની અસત્યતા પ્રમાણિત થશે? ધારો કે જ્યારે તમે એક ખગોળવિદ્યા સંબંધી સિદ્ધાંત સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતા હો ત્યારે એક બાળક ઊભું થઇને કહે કે, "શું એથી બરફી મળશે?" તમે પ્રત્યુત્તર આપો કે, "ના." તો બાળક તરતજ કહેવાનું કે, "ત્યારે તો એ નિરુપયોગી છે," કારણકે સર્વની પેઠે બાળકો પણ તેમના પોતાનાજ દૃષ્ટિબિંદુથી સર્વ બાબતોની તુલના કરે છે. હવે એક બાળક જેમ બરફી મેળવવાના દૃષ્ટિબિંદુથીજ વિશ્વની તુલના કરે છે, તેમ આ જગતમાં અજ્ઞાની મનુષ્યોરૂપી મોટા શરીરવાળાં શિશુઓ પણ તેમજ કરે છે. ખરી વાત એ છે કે, આપણે ઉચ્ચતર વસ્તુઓની તુલના નિકૃષ્ટ દૃષ્ટિબિંદુથી નજ કરવી જોઇએ અને પ્રત્યેક વસ્તુની તુલના તેના પોતાનાજ ધોરણથી કરવી જોઇએ. અનંતતાનાજ

ધોરણથી અનંતની તુલના કરવી જોઇએ મનુષ્યના સંપૂર્ણ જીવનમાં જે ધર્મ વ્યાપ્ત થઈ રહેલો છે, તે કાંઈ માત્ર વર્તમાન-કાળનેજ નહિ, પરંતુ ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળને પણ વ્યાપ્ત કરે છે, અને એટલા માટે એ શાશ્વત આત્મા અને શાશ્વત પરમાત્મા વચ્ચેના શાશ્વત પુલરૂપ છે. માનવજીવનની પાંચ ક્ષુદ્ર–અશાશ્વત મિનિટો ઉપરથી એની કિંમત આંકવી જરા પણ યોગ્ય નથી. આ સર્વ તો નિષેધાત્મક દલીલો થઇ. હવે આ પ્રશ્ન વિચારવાનો રહ્યો કે ધર્મ પોતે વસ્તુતઃ કાંઈ પણ સિદ્ધ કરી શકે છે? હા, તે તેમ કરી શકે છે. તે મનુષ્યને શાશ્વતજીવન આપે છે. તેણેજ મનુષ્યને તેની વર્તમાન સ્થિતિમાં આણ્યો છે અને તેજ આ માનવપશુને દેવ બનાવશે. ધર્મ આટલું બધું કરી શકે છે માનવ–સમાજમાંથી ધર્મને લઈ લો એટલે શું રહેશે ? પશુઓના અરણ્ય સિવાય કાંઈજ નહિ ! ઇંદ્રિયસુખ એ કાંઈ માનવજાતિનું પૂર્ણ તૃપ્તિદાયક અંતિમ લક્ષ્ય નથી. અતીત અજ્ઞેયનું જ્ઞાન એજ માનવજીવનનું પૂર્ણતાદાયક–મોક્ષદાયક લક્ષ્ય છે. આપણે જોઇએ છીએ કે, પશુને ઇંદ્રિયોદ્વારા જે આનંદ થાય છે, તે કરતાં મનુષ્યને બુદ્ધિદ્વારા વિશેષ આનંદ થાય છે અને આપણે જોઇએ છીએ કે, મનુષ્યને ભૌતિક વિષયો કરતાં પણ આધ્યાત્મિક વિષયો-થી અધિક આનંદ થાય છે; માટે આ આધ્યાત્મિક જ્ઞાન એજ ઉચ્ચતમ જ્ઞાન હોવું જોઇએ. મનુષ્યને માત્ર આ જ્ઞાનજ સદાને માટેનો અને સર્વશ્રેષ્ઠ આનંદ આપી શકશે. આ જગતની આ સર્વ વસ્તુસ્થિતિઓ તો એ સચ્ચિદાનંદની છાયા માત્ર છે, એ તો આ સત્ય જ્ઞાન અને આનંદના (ડાંગરનાં ફોતરાં જેવાં) નિઃસત્ત્વ છે અને તેની શતાંશ કિંમત પણ નથી. કોઈ પણ સ્થળેથી સીધી રેષા દોરવાનું કામ લાબો સમય ચાલુ રાખવામાં આવે, તો તે વર્તુળ બને છે; તે આદ્યસ્થાને પાછી આવે છે. જ્યાંથી તમે પ્રારંભ

કર્યો ત્યાંજ તમારો અંત આવવો જોઇએ અને તમે ઈશ્વરમાં પ્રારંભ કર્યો માટે તમે ઇશ્વર પાસેજ પુનઃ જશો. પરંતુ આપણે જેમ આગળ જઇએ તેમ આપણે ધર્મનાં નવાં સત્યો શોધવાનાં છે કે નહિ? હા અને ના. પ્રથમ પક્ષે તો આપણે ધર્મ સંબધી કાંઈ વિશેષ જ્ઞાન મેળવી શકતાજ નથી; કેમકે તે સર્વ પ્રકટ થઈ ચૂકેલું છે. જગતના અનેક ધર્મોમાં તમને એવો દાવો કરેલો પ્રતીત થશે કે, ઇશ્વર અને આપણી વચ્ચે મૂળથીજ એકતા રહેલી છે; અને આપણે ઈશ્વર સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરેલું હોય, તો પછી તે અર્થમાં કાંઇ વિશેષ પ્રગતિ કરવાની હોઇ પણ શકે નહિ અને થઇ પણ શકે નહિ. જ્ઞાનનો અર્થજ એ છે કે, આ એકતાને આપણે શોધી કાઢવી અને અનુભવવી. હું તમને પુરુષો અને સ્ત્રીઓ તરીકે જોઉં છું અને એજ અનેકતા છે. જ્યારે હું તમને એકત્ર કરૂં અને તમને માનવપ્રાણીઓ કહું ત્યારે તે શાસ્ત્રીય-જ્ઞાન બને છે. ઉદાહરણાર્થ રસાયનશાસ્ત્ર લો. રસાયનશાસ્ત્રીઓ સમસ્ત જ્ઞાનતત્ત્વોનાં મૂળતત્ત્વો શોધી કાઢવાનો અને જો બને તો જે એક તત્ત્વમાંથી તે સર્વની ઉત્પત્તિ થઈ હોય તેને શોધી કાઢવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પરિણામે એવો સમય પણ આવશે કે જ્યારે જે એક તત્ત્વ ઇતર સમસ્ત તત્ત્વોનું મૂળ છે તેને તેઓ શોધી કાઢશે અને ત્યાર પછી તેઓ એ વિષયમાં આગળ વધી શકશે નહિ. એ સમયે રસાયનશાસ્ત્ર પૂર્ણ બન્યું હશે. ધર્મ-શાસ્ત્રના સંબંધમાં પણ એમજ છે. જો આપણે આ પૂર્ણ એકતાને શોધી કાઢી શકીએ તો એની આગળ કાંઇજ વિશેષ પ્રગતિ કર-વાની હોઇ શકે નહિ.

હવે પ્રશ્ન એ છે કે, આવી એકતા જડી શી રીતે શકે? ભારત-વર્ષમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનું એકત્ર શાસ્ત્ર બનાવવાનો પ્રયત્ન અતિ પ્રાચીનકાળથી કરવામાં આવ્યો છે; કારણકે પાશ્ચાત્ય-

દેશોની પેઠે હિંદુઓ ધર્મ અને તત્ત્વજ્ઞાનને જુદું ગણતા નથી. અમે ધર્મ અને તત્ત્વજ્ઞાનને એકજ વસ્તુનાં બે અંગો ગણીએ છીએ અને તે ઉભયમાં સદસદ્વિવેકબુદ્ધિ અને શાસ્ત્રીય સત્ય હોવાંજ જોઇએ.

સાંખ્યદર્શન એ ભારતવર્ષમાં તેમજ આખા જગતમાં પ્રાચીનમાં પ્રાચીન દર્શનો પૈકીનું એક છે. તેનો મહાન પ્રણેતા કપિલ સંપૂર્ણ હિંદુ માનસશાસ્ત્રનો પિતા છે અને તેનું એ પ્રાચીન દર્શનજ અદ્યાપિ ભારતવર્ષનાં સમસ્ત માન્ય દર્શનોનો પાયો છે. ભારતવર્ષનાં સર્વ દર્શનો ઇતર બાબતોમાં ગમે તેટલો મતભેદ ધરાવતાં હોય, તોપણ તે સર્વ માનસશાસ્ત્ર તો કપિલનુંજ ગ્રહણ કરે છે.

વેદાંતદર્શન સાંખ્યની યુક્ત ઉત્પત્તિ તરીકે તેના નિર્ણયોને હજી આગળ વધારે છે. વેદાંતનો વિશ્વની ઉત્પત્તિનો સિદ્ધાંત કપિલના તત્સંબંધી સિદ્ધાંતને મળતો આવે છે, પરંતુ વેદાંત દ્વૈતમાં અંત પામીને સંતુષ્ટ નહિ થતાં તે અંતિમ એકતા કે જે વિજ્ઞાનનું પણ લક્ષ્ય છે અને ધર્મનું પણ લક્ષ્ય છે, તેને માટેની પોતાની શોધ ચાલુ રાખે છે.



# वैदिक धर्मना आदर्शो

આપણો સૌથી વિશેષ સંબંધ આત્મા, ઈશ્વર અને ધર્મ સાથે સંબંધ ધરાવતી સર્વ વસ્તુઓ સંબંધી વિચારની સાથે રહેલો છે. ભારતવર્ષમાં વેદસંહિતાઓ એ પ્રાચીનમાં પ્રાચીન આર્યસાહિત્ય છે. સત્ય કહીએ તો જગતનું સૌથી વિશેષ પ્રાચીન સાહિત્ય પણ એજ છે. કદાચ તે કરતાં પણ પ્રાચીન સાહિત્યના કેટલાક ટુકડાઓ અહીંતહીં પડેલા હશે, પરંતુ તે ગ્રંથો અથવા ખરૂં સાહિત્ય નથી. સંગ્રહિત ગ્રંથ તરીકે તો એજ જગતનો પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ છે. તેમાં આર્યોની પ્રારંભિકમાં પ્રારંભિક ભાવના, તેમની આકાંક્ષાઓ, તેમની રીતભાતો અને પ્રણાલીઓ વિષે ઉપસ્થિત થયેલા પ્રશ્નો વગેરેનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. પ્રારંભમાંજ આપણને એક અતિ વિચિત્ર વિચાર એમાં જણાય છે. એમાં આવેલાં સ્તોત્રો ભિન્નભિન્ન દેવો અને પ્રકાશિત વસ્તુઓની સ્તુતિરૂપે ગાવામાં આવેલાં છે. આ દેવો સંખ્યાબંધ છે. ઇંદ્ર, વરુણ, મિત્ર, પર્જન્ય વગેરે કેટલાક પૌરાણિક અને આલંકારિક દેવતાઓને લગતી હકીકત એક પછી એક એમાં આવે છે. ઉદાહરણાર્થ, ગર્જનાનો સ્વામી ઇંદ્ર માનવજાતિને વરસાદથી વંચિત રાખનાર સર્પને મારે છે. તે પોતાનું વજ્રાસ્ર ફેંકે છે, સર્પ મરણ પામે છે અને વરસાદનાં ઝાપટાં પર ઝાપટાં જગતમાં તુટી પડે છે. લોકો પ્રસન્ન થાય છે અને તેઓ

બલિદાનોદ્વારા ઇંદ્રની પૂજા કરે છે. તેઓ ચિતા ખડકે છે, કેટલાંક પશુઓનો વધ કરે છે, તેમનું માંસ સળિયા પર શેકે છે અને તે માંસ ઇંદ્રને અર્પણ કરે છે. તેમનો સોમ નામનો એક લોકપ્રિય છોડ હતો, તે કયો છોડ હતો તે હવે કોઇ જાણતું નથી; પરંતુ ગ્રંથોદ્વારા આપણને પ્રતીત થાય છે કે, તેને છૂંદવાથી એક પ્રકારનો દૂધ જેવો રસ નીકળતો અને તેને ઉકાળવામાં આવતો. વળી એમ પણ પ્રતીત થાય છે કે, આ ઉકાળેલો સોમરસ માદક હતો. એને પણ તેઓ ઇંદ્ર અને ઇતર દેવોને અર્પણ કરતા અને તેઓ સ્વયં પણ તેને પીતા. કેટલીક વાર તેઓ બહુ પીતા અને દેવો પણ તેમ કરતા. કેટલીક વાર ઇંદ્રને નશો ચઢી જતો. કેટલાક શ્લોકોદ્વારા પ્રતીત થાય છે કે, ઇંદ્રે એક વાર આ સોમરસ એટલો પીધો કે તે ચદ્વાતદ્વા બકવા લાગ્યો. વરુણના સંબંધમાં પણ આમજ બન્યું હતું. તે એક બીજો દેવ છે અને ઇંદ્રની પેઠેજ પોતાના ભક્તોનું સંરક્ષણ કરે છે. તેઓ પોતાનાં સોમરસનાં તર્પણ સહિત તેની સ્તુતિ કરે છે. રણદેવતા વગેરે દેવો પણ આવાજ હોય છે. પરંતુ જે લોકમાન્ય વિચાર એ સંહિતાઓની દંતકથાઓને ઇતર સમસ્ત દંતકથાઓથી સંપૂર્ણ જુદી પાડનાર તરીકે આપણું લક્ષ્ય ખેંચે છે તે એ છે કે, આ દેવો પૈકી પ્રત્યેકની સાથે અનંતતાનો વિચાર રહેલો હોય છે. ઉદાહરણાર્થ, ઇંદ્રને લો. કેટલાંક ગ્રંથોમાં તમને પ્રતીત થશે કે, ઇંદ્રને શરીર છે, તે બહુ બળવાન છે, કેટલીક વાર તે સુવર્ણનાં શસ્ત્રો ધારણ કરે છે, આ લોકમાં આવે છે, પોતાના ભક્તોની સાથે રહે છે અને જમે છે, દાનવોની સાથે યુદ્ધ કરે છે, સર્પોની સાથે યુદ્ધ કરે છે વગેરે. વળી બીજા સ્તોત્રમાં ઇંદ્રને અતિ ઉચ્ચ દરજ્જો આપવામાં આવેલો જણાય છે કે તે સર્વવ્યાપક અને સર્વશક્તિમાન છે અને તે પ્રત્યેક

પ્રાણીનું હૃદય જુએ છે. વરુણના સબંધમાં પણ તેમજ છે. આ વરુણ એ જલનો દેવતા છે અને પૂર્વે જેમ ઇંદ્રના તાબામાં વરસાદ હતો તેમ હમણાં તે વરુણના તાબામાં છે અને ત્યાર પછી એકદમ આપણે તેને ઉન્નત થયેલો અને સર્વવ્યાપક, સર્વશક્તિમાન આદિ કહેવાતો જોઇએ છીએ. આ વરુણની ઉચ્ચત્તમ સ્થિતિના વર્ણનવાળા કેટલાક શ્લોકો હું વાંચીશ, એટલે મારા કહેવાનો અર્થ શું છે તે તમે સમજશો. આ શ્લોકોનું અંગ્રેજી કાવ્યમાં ભાષાંતર કરવામાં આવ્યું છે; માટે હું તેને તે સ્વરૂપમાં કહીશ તો વધારે સારૂં થઇ પડશે.

" અર્થાત્ ઉપર રહેલો સમર્થ પ્રભુ જાણે આપણી નિકટ હોય તેમ આપણાં કામો જુએ છે. મનુષ્યો પોતાનાં કર્મો ગુપ્ત રાખવાને ઇચ્છે, તોપણ દેવો મનુષ્યોનાં સર્વ કૃત્યો જાણે છે. જે માણસ ઊભો રહે છે, જે ચાલે છે અથવા જે ગુપ્ત રીતે સ્થાને-સ્થાને ભટકે છે, કિંવા જે ઘરના ગુપ્ત ભોંયરામાં સંતાઈ જાય છે, તે સર્વની હિલચાલો દેવો જાણે છે જ્યાં જ્યાં બે માણસો એકત્ર થઇને ષડ્યંત્ર રચે છે અને એમ ધારે છે કે, તેઓ એકલા-જ છે, ત્યાં ત્યાં પણ મહારાજા વરુણ અવશ્યજ હોય છે, તેથી તેમની સમસ્ત યોજનાઓ જાહેર થઇ જાય છે. આ પૃથ્વી તેની-જ છે. પેલાં વિશાળ અને અમર્યાદ આકાશો તેનાંજ છે. સર્વ સમુદ્રો પણ તેનામાંજ રહેલા છે અને તે છતાં તે પેલા નાના ખાબોચિયામાં પણ રહેલોજ છે. પોતાનો વિચાર કે કામ ગુપ્ત રાખવાને માટે કોઇ માણસ આકાશની પેલી તરફ જવાની ઇચ્છા કરે, તો ત્યાં પણ મહારાજા વરુણના પંજામાંથી તે છૂટી શકશે નહિ. તેના ગુપ્તચરો આકાશમાંથી ઊતરીને આ સમગ્ર જગતમાં ફરી વળે છે. તેનાં સર્વદર્શી સહસ્ર નયનો પૃથ્વીના દૂરમાં દૂર સ્થાનમાં પણ પહોંચી વળે છે "

આ પ્રકારે આપણે ઇતર દેવો વિષે પણ અનેક ઉદાહરણો આપી શકીએ. વેદસંહિતાઓમાં સર્વ દેવો એકજ ભાગ્ય ભોગવવાને એક પછી એક આવે છે–તેઓનો પ્રથમ દેવ તરીકે આરંભ થાય છે અને ત્યાર પછી તેમને ઉન્નત બનાવીને એવા મહાન ધારવામાં આવે છે કે જેમાં સંપૂર્ણ વિશ્વનો સમાવેશ થાય છે. તેઓ પ્રત્યેક હૃદયને જાણે છે અને સમગ્ર વિશ્વના શાસનકર્તા હોય છે. વળી વરુણના સંબંધમાં એક બીજો પણ વિચાર ઉત્પન્ન થયો હતો; પરંતુ આર્યમસ્તિષ્કે તેને તત્કાલ દાબી દીધો હતો; તે ભયનો વિચાર હતો. અન્ય સ્થાનમાં આપણે વાંચીએ છીએ કે, લોકોને એવો ભય ઉત્પન્ન થયો કે તેમણે પાપ કર્યું છે અને તેઓ ક્ષમાને માટે વરુણને પ્રાર્થના કરે છે. આવા વિચારોને ભારતવર્ષની ભૂમિ પર શા માટે વિકાસ પામવા દીધા નહિ, તેનાં કારણો તમે પાછળથી સમજશો, પરંતુ ભયના અને પાપના વિચારનાં બીજો તો ત્યાં અંકુરિત થતાંજ રહ્યાં. આપણે જાણીએ છીએ કે, એકેશ્વરવાદ પણ ભારતવર્ષમાં અતિ પ્રાચીન કાળમાં આવ્યો હતો. સર્વ સંહિતાઓમાં પ્રથમ અને પ્રાચીનમાં પ્રાચીન ભાગમાં આ એકેશ્વરવાદનો વિચાર રહેલો છે; પરંતુ આપણે આગળ ઉપર જોઇશું કે, તે વિચાર આર્યોને માટે પૂરતો સિદ્ધ થયો નહિ. તેમણે તેને અતિ સ્થૂલ પ્રકારનો વિચાર ગણી ફેંકી દીધો અને તેઓ આગળ ચાલ્યા. હિંદુઓનો આવો અભિપ્રાય છે. અલબત, વેદ પર યુરોપિયનોએ લખેલા ગ્રંથો અને ટીકાઓ વાંચતાં હિંદુ જ્યારે એમ વાંચે છે કે, અમારા લેખકોનાં લખાણો માત્ર આ પૂર્વીય શિક્ષણથીજ ભરપૂર હતાં, ત્યારે તેને હાસ્ય ઉત્પન્ન થયા વિના રહેતું નથી. જે પાશ્ચાત્ય માણસોએ પોતાની માતાના દૂધમાંથીજ એવો વિચાર ગ્રહણ કર્યો છે કે સાકાર ઇશ્વરનો વિચારજ ઈશ્વર સંબંધી ઉચ્ચતમ વિચાર છે,

તેમને જ્યારે પ્રતીત થાય છે કે, સંહિતાના જે ભાગમાં એકે-શ્વરવાદ ભરપૂર હતો તે ભાગને પાછળથી આર્યોએ નિરુપયોગી તથા દાર્શનિકો અને વિચારકોને માટે અપાત્ર ગણી કાઢ્યો હતો અને વિશેષ દાર્શનિક તથા સર્વોત્તમ વિચાર શોધી કાઢવા-ને માટે સખ્ત પ્રયત્ન કર્યો હતો, ત્યારે તેઓ સ્વાભાવિક રીતે-જ ભારતવર્ષના આ પ્રાચીન વિચારકોની આગળ વધેલી વિચાર-શૈલી ગ્રહણ કરવાનું સાહસ કરી શકતા નથી. જો કે સંહિતા-ઓમાં તેમણે એકેશ્વરવાદ સંબંધે "સમગ્ર વિશ્વ તેનામાંજ પ્રવર્તે છે" તથા "તું સમસ્ત અંતઃકરણોનો રક્ષક છે" એવાં વર્ણનો આપ્યાં છે; તોપણ પાછળથી તે વિચાર તેમને બહુ માનુષી લાગ્યો હતો. હિંદુઓને માટે આ વાત પરમ માનદાયક છે કે તેમના પોતાના વિચારોના સંબંધમાં પણ તેઓ સાહ-સિક વિચારકો હતા. તેઓ એટલા સાહસિક હતા કે તેમના વિચારનો એક તણખો પણ પશ્ચિમના કહેવાતા સાહસિક વિચા-રકોને ભયભીત કરી નાખે છે આ વિચારકોના સંબંધમાં અધ્યા-પક મૅક્સમૂલરે યોગ્યજ કહ્યું છે કે, "તેઓ એવાં ઉચ્ચ સ્થાને આરૂઢ થયા હતા કે જ્યાં માત્ર તેમનાંજ ફેફસાં શ્વાસ લઈ શકતાં હતાં અને જ્યાં ઇતર પ્રાણીઓનાં ફેફસાં તો ફાટીજ ગયાં હોત." આવા સાહસિક લોકો કિંમતની કદી પણ સ્પૃહા કર્યા વિના, તેમની ઉત્તમોત્તમ માન્યતાઓ પણ છિન્નભિન્ન થઈ જાય તેની પણ દરકાર રાખ્યા વિના અને તેમના વિષે સમાજ શું ધારશે અથવા શું વાત કરશે, તેની પણ જરા સરખી સ્પૃહા રાખ્યા વિના, તેમની બુદ્ધિ તેમને જ્યાં દોરતી ત્યાં જતા અને તેમને જે સત્ય ને વાસ્તવિક લાગતું, તેનોજ તે ઉપદેશ આપતા.

પ્રાચીન વૈદિક ઋષિઓના આ સમસ્ત સિદ્ધાંતોમાં પ્રવેશ [illegible]

ઓનો નિર્દેશ કરીશું. ઉપર જણાવ્યું તેમ દેવોને એક પછી એક ઊંચકીને ઉન્નત અને શ્રેષ્ઠ બનાવવામાં આવ્યા અને અંતે તેમને વિશ્વના અનંત, સાકાર ઇશ્વર બનાવવામાં આવ્યા એ વિશિષ્ટ ઘટનાનું હવે સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે. અધ્યાપક મૅક્સમૂલર તેને માટે એક નવીન સંજ્ઞા ઉત્પન્ન કરે છે, કારણકે તે હિંદુઓની વિશિષ્ટ ઘટના છે એમ તે ધારે છે. તે તેને "હિનોથીઝમ" નામ આપે છે. આના સ્પષ્ટીકરણને માટે આપણે દૂર જવાની જરૂર નથી. જે સ્થાનમાં આપણે એ દેવોને ઉન્નત અને શ્રેષ્ઠ બનાવેલા જોઇએ છીએ, ત્યાંથી થોડાં પગલાં પરજ આપણે એજ ગ્રંથમાં તેનું સ્પષ્ટીકરણ પણ જોઇએ છીએ.

એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ઇતર સમસ્ત પુરાણોથી હિંદુ પુરાણો આટલાં પૃથક્, આટલાં ભિન્ન કેમ ? બૅબિલોનિયન અથવા ગ્રીક પુરાણોમાં આપણે એક દેવને ઉન્નતિને માટે પ્રયત્ન કરતો જોઇએ છીએ. તે એક દરજ્જો પ્રાપ્ત કરે છે અને ત્યાંજ રહે છે, જ્યારે અન્ય દેવો નષ્ટ થાય છે. સમસ્ત મોલૉકોમાં "જેહોવાહ" શ્રેષ્ઠતમ બને છે અને ઇતર મોલૉકોને વીસરી જવામાં આવે છે. તેઓ સદાને માટે નષ્ટ થાય છે અને જેહોવાહ દેવોનો દેવ બને છે તેજ પ્રકારે સમસ્ત ગ્રીક દેવોમાંથી ઝ્યુસ આગળ આવે છે, પરમ ઉન્નતિ પ્રાપ્ત કરે છે વિશ્વનો પ્રભુ બને છે અને ઇતર સમસ્ત દેવો પતિત થઇને ગૌણ દેવદૂતો બને છે. પાછળના સમયમાં બૌદ્ધો ને જૈનોએ પણ તેમના દેવો પૈકી એકને ઉન્નત કરીને ઈશ્વરપદ આપ્યું અને ઈતર સમસ્ત દેવોને બુદ્ધ અથવા જિનના હાથ નીચેના બનાવ્યા હતા. આ પ્રમાણે સમગ્ર જગતમાં આ ક્રિયા પ્રચલિત છે, પરંતુ હિંદુઓના સંબંધમાં આપણે અપવાદ જોઇએ છીએ. એક દેવની સ્તુતિ કરવામાં આવે છે અને તત્કાલને માટે કહેવામાં આવે છે કે, ઇતર સમસ્ત દેવો

તેની આજ્ઞાઓનું પાલન કરે છે અને આ પ્રમાણે જે દેવને વરુણે ઉન્નત કરેલો કહેવામાં આવે છે, તેનેજ બીજા ગ્રંથમાં ઉન્નત કરીને ઉચ્ચતમ સ્થાન આપવામાં આવે છે. આ પ્રમાણે તેઓ અનુક્રમે સાકાર ઇશ્વરનું સ્થાન ગ્રહણ કરે છે પરંતુ એના એ ગ્રંથમાંજ તેનું સ્પષ્ટીકરણ પણ હોય છે અને તે મહાન સ્પષ્ટીકરણ છે. તે એવું સ્પષ્ટીકરણ છે કે, જેણે ભારતવર્ષના સમસ્ત પાછળના વિચારોને વિષય અર્પણ કર્યો છે અને જે સમગ્ર ધાર્મિક જગતનો પણ વિષય બની રહેશે. તે સ્પષ્ટીકરણ આ છે કેઃ– "एकं सत् विप्रा वहुधा वदन्ति।" અર્થાત્ જે અસ્તિત્વ ધરાવે છે તે એકજ છે. વિપ્રો તેને ભિન્નભિન્ન સંજ્ઞા આપે છે." મતલબ કે આ સમસ્ત દેવો વિષે લખેલાં સમસ્ત સ્તોત્રોમાં મૂળ વ્યક્તિ તો એકજ હતી; અને કવિએ એકજ વ્યક્તિની સ્તુતિ ભિન્ન ભાષામાં અને ભિન્ન શબ્દોમાં ગાઇ હતી. ઉપર જણાવેલા સંસ્કૃત વાક્યદ્વારા પ્રચંડ પરિણામો આવ્યાં છે. તમારામાંના કેટલાક કદાચ જાણીને આશ્ચર્યચકિત થશે કે ભારતવર્ષ એ એકજ એવો દેશ છે કે જેમાં કદી પણ ધાર્મિક અત્યાચાર થયો નથી. કોઈ માણસને કદી તેની ધાર્મિક માન્યતાને માટે પીડવામાં આવ્યો નથી. આસ્તિકો અને નાસ્તિકો, અદ્વૈતવાદીઓ અને દ્વૈતવાદીઓ ત્યાં શાંતિપૂર્વક કાળનિર્ગમન કરે છે. ભૌતિકવાદીઓને પણ હિંદુ મંદિરોનાં પગથિયાં પરથી દેવોની વિરુદ્ધ અને સ્વયં ઇશ્વરની વિરુદ્ધ ઉપદેશ આપવા દેતા. તેઓ સમગ્ર દેશમાં એવો ઉપદેશ આપતા ફરતા કે, ઇશ્વરનો વિચાર એ કેવળ વહેમ છે અને દેવો, વેદો તથા ધર્મ એ પણ માત્ર વહેમો છે; અને ધર્માચાર્યોએ તેમના પોતાના લાભને માટેજ તેમને કલ્પનાથી ઉત્પન્ન કર્યાં છે; અને તેમને આ કાર્ય વિનાઅડચણે કરવા દેતા. બુદ્ધ ભગવાન જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં તેઓ હિંદુઓની પ્રત્યેક પ્રાચીન ધાર્મિક

વસ્તુને તોડી પાડીને ધૂળ ભેગી કરવાનો પ્રયત્ન કરતા અને તેઓ પાકી–વૃદ્ધ વયે મરણ પામ્યા હતા. જૈનો કે જેઓ ઇશ્વરના વિચારને હસી કાઢતા હતા, તેમણે પણ તેમજ કર્યું હતું. તેઓ પ્રશ્ન કરતા કે, " ઈશ્વર હોઇજ શી રીતે શકે ? એ તો માત્ર વહેમજ છે." આવાં અસંખ્ય ઉદાહરણો છે. મુસલમાન–તરંગ ભારતવર્ષમાં આવ્યો તે પૂર્વે હિંદુમાં ધાર્મિક અત્યાચાર કોઈ જાણતું નહોતું. વિદેશીઓએ હિંદુઓ ઉપર ધાર્મિક અત્યાચાર કર્યો ત્યારેજ માત્ર તેમને તેનો અનુભવ મળ્યો; છતાં હમણાં પણ ખ્રિસ્તી દેવાલયો બાંધવામાં હિંદુઓએ કેટલી સહાય કરી છે, તે સુપ્રસિદ્ધ વાત છે. જે વિધર્મો ભારતવર્ષની બહાર ફેલાયા છે, તેમની ઉપર પણ તેવીજ અસર થઇ છે. ઉદાહરણાર્થ, બૌદ્ધધર્મ. બૌદ્ધધર્મ કેટલીક બાબતોમાં એક મહાન ધર્મ છે, પરંતુ બૌદ્ધધર્મને વેદાંતની સાથે મિશ્રિત કરી દેવો એ અર્થશૂન્ય વાત છે. ખ્રિસ્તીધર્મ અને મુક્તિફોજ વચ્ચે જે ભેદ છે તે કોઇને પણ સમજાય એવો છે. બૌદ્ધધર્મમાં મહાન અને સારા મુદ્દાઓ છે, પરંતુ આ મહાન મુદ્દાઓ એવા માણસોના હાથમાં પડ્યા કે જેઓ તેમને સુરક્ષિત રાખી શક્યા નહિ. દાર્શનિકો પાસેથી જે રત્નો નીકળ્યાં હતાં તે સાધારણ જનસમૂહના હાથમાં પડ્યાં; અને તેણે તેમના વિચારો ગ્રહણ કર્યાં. તેનામાં ઘણો ઉત્સાહ હતો. કેટલાક અદ્ભુત વિચારો બૌદ્ધધર્મની પાસે હતા. મહાન અને સમભાવયુક્ત વિચારો તેની પાસે હતા. પરંતુ એકંદરે પ્રત્યેક વસ્તુને સુરક્ષિત રાખવાને માટે કોઇક બીજી વસ્તુ–વિચાર અને બુદ્ધિ–આવશ્યક હોય છે. જ્યાં જ્યાં તમે સૌથી વિશેષ સમભાવયુક્ત વિચારોને સાધારણ જનસમૂહના હાથમાં પડતા જુઓ છો, ત્યાં ત્યાં તમને જણાશે કે તેનું પ્રથમ પરિણામ દુરુપયોગમાં અને અધઃપાતમાં આવે છે. જ્ઞાન અને બુદ્ધિજ એવી વસ્તુઓને સદુપયોગમાં રાખી

શકે છે. બૌદ્ધધર્મ પ્રથમ ધર્મપ્રચારક સંસ્થા તરીકે બહાર પડ્યો અને પછી તે સમયના સમસ્ત સંસ્કારી જગતમાં ફરી વળ્યો, તે છતાં તે ધર્મને માટે રક્તનું એક બિંદુ પણ પડયું ન હતું. આપણે વાંચીએ છીએ કે, ચીનમાં બૌદ્ધ ધર્મોપદેશકો પર અત્યાચાર કરવામાં આવ્યો હતો અને બે કે ત્રણ સમ્રાટોએ સહસ્રાવધિ ધર્મપ્રચારકોનો વધ કર્યો હતો. પરંતુ ત્યાર પછી બૌદ્ધોના ઉપર ભાગ્યદેવીની કૃપા થઈ અને એક સમ્રાટ અત્યાચારીઓ ઉપર વેર લેવાને તત્પર થયો; પરંતુ ધર્મપ્રચારકોએ તેને તેમ કરવાની ના કહી. આ સર્વ બાબતો ઉપર જણાવેલા સંસ્કૃત વાક્યનુંજ પરિણામ છે. એટલા માટે તમે તેને અવશ્ય સ્મરણમાં રાખો એમ હું ઇચ્છું છું. "લોકો જેને ઇંદ્ર, મિત્ર, વરુણ વગેરે કહે છે–જે અસ્તિત્વ ધરાવે છે તે એકજ છે. વિપ્રો તેને ભિન્નભિન્ન નામો આપે છે."

એ શ્લોક કયા સમયે લખવામાં આવ્યો તે કોઇ જાણતું નથી. સમસ્ત આધુનિક પંડિતો ગમે તે કહે, પરંતુ એ કમમાં કમ ૮૦૦૦ વર્ષો પૂર્વે લખાયો હશે. કદાચ ૯૦૦૦ વર્ષો પૂર્વે પણ લખાયો હોય. આમાંનો કોઇ પણ ધાર્મિક વિચાર આધુનિક સમયનો નથી; પરંતુ તેઓ લખાયા ત્યારે જેટલા તાજા હતા, તેટલાજ તેઓ આજે તાજા છે અથવા વિશેષ તાજા છે; કારણકે તે દૂરના સમયે માણસો આજના જેટલા સંસ્કારી (?) ન હતા. તેઓ પોતાના માનવબંધુઓ તેમનાથી વિચારમાં જુદા પડયા હોય એટલા માટે તેમનાં ગળાં કાપતાં શીખ્યા નહોતા! તેમણે રક્તમાં જગતને ડુબાડી દીધું નહોતું! તેઓ પોતાના માનવબંધુઓ પ્રત્યે રાક્ષસ બનતા નહોતા. તે સમયે તેઓ મનુષ્યત્વના નામથી પુષ્કળ માણસોનો વધ કરતા નહોતા; એટલા માટે આ શબ્દો આજે આપણને બહુ તાજા પ્રાપ્ત થાય છે. એ

શબ્દો મહાન પ્રોત્સાહક અને ચૈતન્યદાયક છે. તે જ્યારે "જે અસ્તિત્વ ધરાવે છે તે એકજ છે—વિપ્રો તેને વિવિધ નામો આપે છે" એવી રીતે લખાયા ત્યારે જેટલા તાજા હતા, તે કરતાં વિશેષ તાજા તે આજે છે. એ શબ્દો વડે હજી પણ આપણે શીખવાનું છે કે, સમસ્ત ધર્મો—પછી તેમનાં નામ ગમે તે હો—ભલે તે હિંદુ, બૌદ્ધ, મુસલમાન કે ખ્રિસ્તી હો—એકજ ઈશ્વર ધરાવે છે અને જે કોઈ આમાંના કોઈ ધર્મનો ઉપહાસ કરે છે, તે તેના પોતાના ઇશ્વરનોજ ઉપહાસ કરે છે.

આવા નિર્ણય ઉપર પ્રાચીન આર્યો આવ્યા હતા. પરંતુ હું ઉપર કહી ગયો તેમ આ પ્રાચીન એકેશ્વરવાદના વિચારથી હિંદુ મસ્તિષ્ક સંતુષ્ટ થયું નહિ; કેમકે એ વિચાર પૂરતો આગળ જતો નહોતો; તે આ દૃશ્ય જગતનો ખુલાસો આપતો નહોતો. માત્ર જગતના શાસનકર્તાનોજ નિર્દેશ કરવાથી જગતનો ખુલાસો મળતો નથી. વળી તેમાં પણ જગતની બહારના એક શાસનકર્તાનો નિર્દેશ કરવાથી તો તે ખુલાસાનો સંભવ બહુજ ઘટી જાય છે. તે એક નૈતિક નેતા હશે કે વિશ્વની મહાનમાં મહાન સત્તા હશે, એટલુંજ તે પરથી સમજી શકાય; પરંતુ તેથી વિશ્વનો ખુલાસો થતો નથી. હવે આપણે જે પહેલોજ પ્રશ્ન ઉપસ્થિતિ થતો અને મહાન બનતો જોઇએ છીએ, તે વિશ્વ વિષેનોજ પ્રશ્ન છે. "વિશ્વ શામાંથી ઉત્પન્ન થયું?" "તે ક્યારે અને શી રીતે ઉત્પન્ન થયું?" "તે શી રીતે અસ્તિત્વ ધરાવી રહ્યું છે?" આ પ્રશ્ન પર ઘણાં સ્તોત્ર રચાયલાં છે અને નીચેના સ્તોત્રમાં તે પ્રશ્ન જેટલી સુંદર અને અદ્‌ભુત રીતે પ્રદર્શિત થયેલો છે, તેટલી સુંદર અને અદ્‌ભુત રીતે તે ક્યાંય પણ પ્રદર્શિત થયેલો નથી આવાં સ્તોત્રોનો ધ્વનિ મૂળ સંસ્કૃત વાણીમાં તો સંગીતમયજ હોય છે અને અનુવાદ કરવામાં કાવ્યનું ઘણું

સૌંદર્ય નષ્ટ થાય છે.

"ત્યારે સત્ કે અસત્ ન હતાં; તેમજ હવા કે આકાશ ન હતાં; તેમજ કોઈ પણ વસ્તુ ન હતી. શેમાં એ બધાં છુપાઈ રહ્યાં હતાં ? સર્વ કયાં રહેતાં હતાં? ત્યારે મૃત્યુ કે અમરતા ન હતાં કે રાત્રિદિવસનો ફરક ન હતો. તે શ્વાસ જાણે ઇશ્વરના અસ્તિત્વને આવૃત્ત કરીને રહ્યો હતો; પરંતુ તે ચાલવા લાગ્યો નહિ."×

તે ગતિરહિત રહ્યો હતો એ એક વિચાર સ્મરણમાં રાખવો સારો છે, કારણકે આપણને પ્રતીત થશે કે, આ વિચાર પાછળથી સૃષ્ટિરચનાના સિદ્ધાંતમાં પ્રકુરતિ થાય છે અને હિંદુ અધ્યાત્મશાસ્ત્ર તથા તત્ત્વજ્ઞાન અનુસાર આ સંપૂર્ણ વિશ્વ આંદોલનોનો, ગતિનોજ સમુચ્ચય છે; અને કેટલાક પ્રસંગો એવા હોય છે કે જ્યારે ગતિનો આ સંપૂર્ણ સમુચ્ચય નીચે બેસી જાય છે અને અધિકાધિક સૂક્ષ્મ બને છે અને કેટલાક સમયપર્યંત તેજ સ્થિતિમાં રહે છે. તેજ સ્થિતિ ઉપલા સ્તોત્રમાં વર્ણવેલી છે. તે ગતિરહિત આંદોલનરહિત રહ્યો હતો અને જ્યારે તે આંદોલિત થવા લાગ્યો, ત્યારે આ સંપૂર્ણ સૃષ્ટિ તેમાંથી–તે એક શાંત, સ્વાશ્રિત શ્વાસમાંથી–ઉત્પન્ન થઇ. તે સિવાય બીજી કોઇ પણ વસ્તુમાંથી તે ઉત્પન્ન થઇ નહોતી.

"પ્રથમ અંધકાર હતો." તમારામાંના જે કદી પણ ભારતવર્ષમાં અથવા ઉષ્ણકટિબંધમાં આવેલા કોઇ પણ દેશમાં ગયા હશે અને વર્ષાઋતુમાં થતી વરસાદની ઝડીઓ જોઇ હશે, તેઓ આ શબ્દોનું મહત્ત્વ સમજશે. આનું ચિત્ર આલેખવાના ત્રણ કવિઓના પ્રયત્ન મારા સ્મરણમાં છે. મિલ્ટન કહે છે કે, "બિલકુલ પ્રકાશ નથી, પરંતુ અંધકાર જણાય છે." કાલિદાસ જણાવે

× અહીં જે ઉલ્લેખ છે તે "નાસદીય સ્તોત્ર" નામથી વેદમાં પ્રસિદ્ધ છે.

છે કે, "એવો ગાઢ અંધકાર છે કે જેમાં સોય ન ભોંકી શકાય." પરંતુ એમાંનું કોઇ પણ આ વૈદિક વર્ણનને પહોંચતું નથી. "અંધકારમાં અંધકાર છુપાયો છે." પ્રત્યેક વસ્તુ બળીજળી રહી છે, સંપૂર્ણ સૃષ્ટિ પ્રજ્વલિત થઇ રહી છે, દિવસોના દિવસો થયાં આવી સ્થિતિ છે, એવામાં એક દિવસ મધ્યાહ્નકાળે ક્ષિતિજના એક ખૂણામાં એક નાનકડું અભ્ર દૃષ્ટિગોચર થાય છે; અને અર્ધો કલાક કરતાં ઓછા સમયમાં તે સંપૂર્ણ પૃથ્વીમાં પ્રસરી જઇ તેને આવૃત્ત કરી દે છે અભ્રો પર અભ્રો આવે છે અને પછી વરસાદની પ્રચંડ ઝડીઓ શરૂ થાય છે. આ રૂપકમાં એમ જણાવવામાં આવ્યું છે કે, "મન એજ સૃષ્ટિનું કારણ હતું. જે કાંઈ પ્રથમ અસ્તિત્વ ધરાવતું હતું, તે ફેરવાઇને મન થયું અને એ મન ઇચ્છારૂપે વ્યક્ત થવા લાગ્યું કે જે ઇચ્છાજ આપણી સમસ્ત સંપત્તિનું કારણ હતું. મન વિષેનો આ વિચારજ બૌદ્ધ–મત અને વેદાંતમત એ ઉભયનો પાયો છે અને પાછળથી તે જર્મન તત્ત્વજ્ઞાનમાં પ્રવિષ્ટ થયો છે. શોપનહોરના તત્ત્વજ્ઞાનનો આધાર પણ તેજ છે; પરંતુ વેદસંહિતામાંજ સર્વથી પ્રથમ આપણે તેના વિષે સાંભળીએ છીએ.

"હવે ઇચ્છા કે જે મનનું મૂળ બીજ છે, તે પ્રથમ ઉદ્ભુત થઇ. જે સંતો બુદ્ધિદ્વારા પોતાનાં હૃદયોમાં તપાસ કરતા હતા, તેમને સત્ અને અસત્ વચ્ચેની ગ્રંથિ પ્રાપ્ત થઈ."

આ બહુ વિચિત્ર વર્ણન છે અને કવિ અંતે જણાવે છે કે, "કદાચ ઇશ્વર પણ જાણતો નથી." આ સ્તોત્રમાં આપણને તેના કાવ્ય તરીકેના ગુણો ઉપરાંત જણાય છે કે, વિશ્વ વિષેનો આ પ્રશ્ન સંપૂર્ણ નિશ્ચિત થયો ન હતો અને આ ઋષિઓનાં મન ઉન્નત થઇને એવી સ્થિતિને પ્રાપ્ત થયાં હોવાં જોઇએ કે સાધારણ પ્રત્યુત્તરો તેમને સંતોષ આપે નહિ. તેઓ આ ઉપરવાળા શાસક-

થી પણ સંતુષ્ટ થયા નહોતા. એવાં બીજાં ઘણાં સ્તોત્રો છે કે જેમાં આ સર્વની ઉત્પત્તિ શી રીતે થઈ, તત્સંબધે એના એજ વિચાર આવે છે અને આપણે આગળ જોઇ ગયા કે, જ્યારે તેઓ વિશ્વનો શાસક–સાકાર ઈશ્વર શોધી કાઢવાનો પ્રયત્ન કરતા, ત્યારે જેમ તેઓ એક પછી એક દેવને ગ્રહણ કરતા અને તેને તે દરજ્જે ચઢાવતા, તેમ હવે આપણને પ્રતીત થશે કે, ભિન્નભિન્ન સ્તોત્રો-માં એથી આગળ વધીને એક અથવા બીજો વિચાર ગ્રહણ કર-વામાં આવતો, તેનો અનંત વિસ્તાર કરવામાં આવતો અને તે વિચારનેજ વિશ્વમાંની પ્રત્યેક વસ્તુને માટે જવાબદાર ગણવામાં આવતો. એક વિશિષ્ટ વિચાર કે જેમાં પ્રત્યેક વસ્તુ રહેલી હોય એવા આધાર તરીકે ગ્રહણ કરવામાં આવતો અને તે આધારેજ આ સર્વ વસ્તુઓ બની છે એમ જણાવવામાં આવતું. આ પ્રકારે ઘણા વિચારોની સાથે તેમણે આ પ્રણાલી પ્રયુક્ત કરી હતી. પ્રાણની સાથે તેમણે પ્રાણના વિચારનો વિસ્તાર કર્યો અને તે અંતે સર્વવ્યાપક અને અનંત બન્યો. પ્રાણ એજ પ્રત્યેક વસ્તુનો આધાર છે; તે માત્ર માનવશરીરનોજ નહિ, પરંતુ સૂર્ય અને ચંદ્રનો પણ પ્રકાશ છે; તે પ્રત્યેક વસ્તુને ગતિ આપનારી શક્તિ છે; તે વિશ્વની ગતિદાયક શક્તિ છે. આમાંના કેટલાક પ્રયત્નો બહુ સુંદર છે, બહુ રસિક છે અને તેમાંનાં "તે સુંદર પ્રાતઃ-કાળને લાવે છે." એવાં કેટલાંક વર્ણનો અદ્ભુત સંગીતમય છે. આ પ્રમાણે એક જબરજસ્ત સત્તાવાળા ઈશ્વરના વિચારથી સંતુષ્ટ નહિ થતાં પછી ઉપર જણાવ્યું તેમ આ ઇચ્છાનેજ જગ-તના કારણરૂપે માનવામાં આવી. આ ઇચ્છા કે જે પ્રથમ સૃષ્ટિના મૂળ બીજ તરીકે ઉત્પન્ન થઇ હતી, તેજ ધીમે ધીમે વિસ્તાર પામીને આ ચરાચર સમસ્ત વિશ્વના કર્તારૂપે મનાઇ; પરંતુ આ વિચારે પણ મહાન આર્યમસ્તિષ્કોને સંતોષ આપ્યો નહિ.

હવે પાછો જગતના મૂળ વિષેના વિચારને ઉન્નત બનાવવામાં આવે છે અને અંતે તેમાંથી વ્યક્તિત્વને જન્મ મળે છે. "પ્રારંભમાં માત્ર તેજ અસ્તિત્વ ધરાવતો હતો; સર્વનો જે એક પ્રભુ છે તે તેજ છે; તેજ આ વિશ્વનો આધાર છે; તેજ આત્માઓનો સ્રષ્ટા છે, તેજ સામર્થ્યનો સ્રષ્ટા છે તેને સર્વ દેવો આરાધે છે. જીવન પણ તેની છાયા છે અને મૃત્યુ પણ તેની છાયા છે એના વિના આપણે બીજા કોને પૂજીશું ? હિમાલયનાં હિમાચ્છાદિત શિખરો તેનુંજ માહાત્મ્ય પ્રદર્શિત કરે છે અને મહાસાગરો પણ પોતાના સમગ્ર જલથી તેનુજ માહાત્મ્ય પ્રદર્શિત કરે છે." આવાં આવાં એક ઇશ્વર વિષેનાં અને તેજ સર્વનું કારણ હોવાનાં વર્ણનો કરવામાં આવે છે, પરંતુ હું હમણાંજ તમને જણાવી ગયો તેમ આ વિચારે પણ તેમને સંતોષ આપ્યો નહોતો.

અંતે આપણે અતિ વિચિત્ર સ્થિતિ જોઇએ છીએ. અત્યાર સુધી આર્યમસ્તિષ્ક આ પ્રશ્નનો ઉત્તર બહારથી શોધતું હતું અને તેઓ જે જે વસ્તુઓને જોઇ શકતા તે સર્વ વિષે પ્રશ્ન ઉઠાવતા; તેઓ સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રો વિષે પ્રશ્ન ઉઠાવતા અને આ રીત મારફતે તેમને જે જે સમાધાન મળી શકયું, તે સર્વ તેમણે શોધી કાઢયું, પરંતુ એમાંની સમગ્ર પ્રકૃતિ તેમને બહુ બહુ તો એટલોજ બોધ આપી શકતી હતી કે, કોઇ એક સાકાર ઇશ્વર વિશ્વનો શાસક છે. એથી વિશેષ બોધ તે આપી શકતી નહોતી. સક્ષેપમાં બાહ્ય જગતમાંથીજ આપણે તે વિષેનો ખુલાસો શોધવા માગીએ તો તેમાંથી આપણે માત્ર એક સાકાર કર્તાનોજ વિચાર પ્રાપ્ત કરી શકીએ છીએ; આપણે માત્ર આ જગતનો કોઇ કર્તા હોવો જોઇએ એ સિદ્ધાંતનોજ વચાર મેળવી શકીએ છીએ. પરંતુ આપણે સર્વ જાણીએ છીએ તેમ આ કાંઇ બહુ યોગ્ય દલીલ નથી. તેમા કાંઇક બાલિશતા રહેલી છે. છતાં

બાહ્યજગતદ્વારા આપણે ઈશ્વર સંબંધી જે કાંઇ અલ્પ જ્ઞાન મેળવી શકીએ, તે માત્ર એજ છે કે, આ જગતને વિધાતાની આવશ્યકતા હતી; પણ વિશ્વરચનાનો આ ખરો ખુલાસો નથી.

આ જગતની સામગ્રી એ ઇશ્વરની પૂર્વે હતી અને આ ઇશ્વરને આ સર્વ સામગ્રીની આવશ્યકતા હતી, એમ માનવા જતાં મોટામાં મોટો વાંધો એ આવે છે કે તે સામગ્રીથી મર્યાદિત બને છે. જે સામગ્રીથી ઘર બને છે તેના વિના એક ઘર બાંધનાર કદી પણ ઘર બાંધી શકે નહિ. એટલા માટે એવી માન્યતાદ્વારા માનવાનો ઇશ્વર સામગ્રીદ્વારા મર્યાદિત હતો; કેમકે સામગ્રીએ તેને જે કરવાને શક્તિમાન કર્યો તેજ માત્ર તે કરી શક્યો. એટલા માટે આ જગતનો કોઇ કર્તા હોવો જોઇએ એ સિદ્ધાંત, જે ઇશ્વર આપણને આપે છે તે બહુ બહુ તો માત્ર એક વિશ્વનો મર્યાદિત વિધાતા છે. તે સામગ્રીદ્વારા પ્રતિબદ્ધ છે. તે લેશ પણ સ્વતંત્ર નથી. આવા ઇશ્વરની શોધ આર્ય મગજોએ ઘણા પ્રાચીન કાળમાં કરી હતી; અને એમને ઠેકાણે જો બીજા કોઇ હોત તો તેમનાં મગજ એટલાથીજ અટકી ગયાં હોત. ભારતવર્ષ સિવાયના બીજા દેશોમાં તેમજ બન્યું હતું; પરંતુ આર્યમસ્તિષ્ક ત્યાંજ થોભી રહે તેવું ન હતું. ભારતના શોધક, વિચારક, ગ્રાહક મસ્તિષ્કો તો આગળ ને આગળજ વધ્યે જવા માગતાં હતાં. બીજા દેશોનાં જે મગજો પાછળ હતાં, તેમણે એવાં મહાન મગજોને પકડીને તેમને વિકાસ પામવા દીધા નહિ; પરંતુ સદ્‌ભાગ્યવશાત્ આ હિંદુ ઋષિઓ અટકે એવા નહોતા તેઓ છેવટનો નિર્ણય કરવા માગતા હતા. પરિણામે આપણે જોઇએ છીએ કે, તેઓ એ બાહ્યનો ત્યાગ કરીને આંતરિકને ગ્રહણ કરતા હતા. જે મુખ્ય બાબતે પ્રથમ તેમનું લક્ષ્ય ખેંચ્યું તે એ હતી કે, આપણે ચક્ષુઓ અને ઇંદ્રિયોદ્વારા બાહ્ય જગતને જોયા કરીને ધર્મ વિષે કાંઇ પણ

ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકવાના નથી. આ ઋષિઓ પૈકી એક કહે છે કે, "તમે આ વિશ્વનું કારણ જાણતા નથી; તેનું કારણ એ છે કે, તેને જાણવાની રીતમાં તમારી અને મારી વચ્ચે પ્રચંડ ભેદ રહેલો છે. તમે ઇંદ્રિયોના વિષયોદ્વારાજ એ બાબતની શોધ અને વિચાર કરો છો અને ઇંદ્રિયોના વિષયો તથા માત્ર બહારની ધર્મક્રિયાઓથીજ સંતુષ્ટ છો; જ્યારે મેં એથી ઊલટોજ માર્ગ પકડીને ઇંદ્રિયોથી અતીત એવા પુરુષને ઓળખ્યો છે."

આધ્યાત્મિક વિચારોની જે પ્રગતિ તમને દર્શાવવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું, તેની સાથે એ વિકાસના એક બીજા અંગ વિષે પણ હું તમને સહેજ સૂચના કરૂં છું. એ અંગ તે કર્મકાંડનો વિકાસ છે. એ બાબતને આપણા વિષયની સાથે કાંઈ પણ સંબંધ નથી, માટે તે વિષે બહુ બોલવાની મને જરૂર નથી. આધ્યાત્મિક વિચારોએ ગણિતના નિયમે પ્રગતિ કરી, તો કર્મકાંડ સંબંધી વિચારોએ ભૂમિતિશાસ્ત્રના નિયમે પ્રગતિ કરી. જૂના વહેમો ભારતવર્ષમાં આગળ જતાં વિકાસ પામીપામીને ક્રિયાઓના એવા તો પ્રચંડ સમૂહરૂપે બની ગયા કે તે સમૂહે હિંદુજીવનનો લગભગ નાશજ કરી નાખ્યો; અને તે દશા અદ્યાપિ ચાલુ છે. તેણે હિંદુજીવનના પ્રત્યેક ભાગને પકડીને વ્યાપ્ત કર્યો છે અને અમને જન્મથીજ દાસ–ગુલામ બનાવી દીધા છે; છતાં આ વાત પણ ખરી છે કે, કર્મકાંડની આ પ્રગતિની સાથે સાથેજ તેની વિરુદ્ધમાં પણ અતિ પ્રાચીનકાળથી આપણે લડાઈ ચાલતી આવેલી જોઈએ છીએ.

એ લડાઈમાં એક વાંધો એ ઉઠાવવામાં આવ્યો છે કે ક્રિયાઓ પ્રત્યેનો પ્રેમ, અમુક સમયે અમુક વસ્ત્રો પરિધાન કરવાં, અમુક પ્રકારે ભોજન કરવું, ઇત્યાદિ તમાસાઓ તથા આડંબરો એ માત્ર બહાર દેખાડવાનો ધર્મ છે, અને એનો અર્થ એજ કે તમે

બહારના વિષયોમાંજ પડયા રહો છે અને તેની આગળ જવા માગતા નથી. પ્રત્યેક માનવપ્રાણીના સંબંધમાં આ પ્રચંડ મુશ્કેલી છે. એક માણસ તત્ત્વજ્ઞાન, ઈશ્વર અને આધ્યાત્મિક બાબતો વિષેની ચર્ચા સાંભળે છે અને કેટલાક દિવસો સુધી સાંભળ્યા પછી તે પૂછે છે કે, " અંતે એ વસ્તુઓ કેટલું દ્રવ્ય પેદા કરાવશે ? તેઓ કેટલું ઇન્દ્રિય-સુખ અપાવશે ? કારણકે સ્વાભાવિક રીતેજ તેનું સુખ માત્ર ઇંદ્રિયોમાંજ હોય છે. પરંતુ અમારા ઋષિ કહે છે કે " તે ઇંદ્રિયસુખ તો ઊલટું સત્યની અને આપણી વચ્ચે આવરણ ફેલાવનારાં કારણો પૈકીનું એક છે. કર્મકાંડપ્રિયતા અને ઇંદ્રિયસુખની લાલચેજ આપણી અને સત્યની વચ્ચે આવરણ ઊભું કર્યું" છે. આમ હોવાથી આપણે એ આદર્શની આપણે પૂરેપૂરી તપાસ કરવી પડશે, અને પાછળથી એ આદર્શનો વિકાસ થઇને તેમાંથી વેદાંતનો પેલો અદ્ભુત માયાનો સિદ્ધાંત કેવી રીતે બન્યો, આ આવરણમાંથીજ વેદાંતનું સત્ય સ્પષ્ટિકરણ શી રીતે બનશે, સઘળો વખત સત્ય કેવી રીતે વિદ્યમાન હતું અને તે માત્ર આ આવરણદ્વારાજ કેવી રીતે આવૃત્ત હતું તે હવે આપણે જોવું પડશે.

આ રીતે આપણને પ્રતીત થાય છે કે, આ પ્રાચીન આર્ય વિચારકોનાં મસ્તિષ્કોએ હવે એક નવીન વિષયનો આરંભ કર્યો હતો. તેમણે શોધી કાઢ્યું કે, બાહ્યજગતમાં કરેલી કોઇ પણ શોધ તેમના પ્રશ્નનો ઉત્તર આપી શકશે નહિ; ભલે તેઓ યુગોના યુગો પર્યંત બાહ્યજગતમાં તપાસ કર્યા કરે, પરંતુ તેમના પ્રશ્નોનો પ્રત્યુત્તર મળશે નહિ. પરિણામે તેમણે આ બીજી પ્રણાલી ગ્રહણ કરી અને તે દ્વારા તેમને પ્રતીત થયું કે, ઇંદ્રિયસુખો, કર્મકાંડ અને બાહ્ય બાબતો માટેની આ ઇચ્છાઓ, એણેજ તેમની અને સત્યની વચ્ચે આવરણ ઉપસ્થિત કર્યું" છે અને એ

કોઈ પણ ક્રિયાથી દૂર થઇ શકે તેમ નથી. આથી તેમને પોતાનાં મસ્તિષ્કોનો આશ્રય ગ્રહણ કરવાની અને પોતાની અંદરનું સત્ય શોધી કાઢવાને માટે અન્વેષણ કરવાની ફરજ પડી. બાહ્યજગતમાંથી તેમને નિષ્ફળતા મળી એટલે તેઓ આંતરજગત તરફ વળ્યા અને તેમાથી વેદાંતનું સત્ય તત્ત્વજ્ઞાન બન્યું. અત્રેથીજ વેદાંતદર્શનનો આરંભ થાય છે. આપણે જેમ આગળ જઇએ છીએ તેમ આપણને પ્રતીત થાય છે કે, તેમની સર્વ તપાસો આંતરજગતમાંજ ચાલેલી છે. પ્રારંભથીજ તેઓ એમ જણાવતા હતા કે, "સત્યને માટે બીજે કોઈ પણ સ્થળે તપાસ કરશો નહિ. તે અહીંયાં-મહાનમાં મહાન ચમત્કારરૂપ માનવઆત્મામાં-સર્વ જ્ઞાનના ભંડારરૂપ, સર્વ જીવનના નિધિરૂપ માનવઆત્મામાં જે રહેલું છે, તેને અહીયાંજ શોધો. જે અહીયાં નથી તે ત્યાં-બાહ્યજગતમાં હોઇ શકે નહિ." તેમણે ક્રમશઃ શોધી કાઢયું કે જે બહાર છે તે બહુ બહુ તો જે અંદર છે તેનું માત્ર ઝાંખું પ્રતિબિંબજ છે. વિશ્વની બહાર રહેલા વિશ્વના શાસકને લગતા આરંભના પ્રાચીન વિચારને તેમણે કેવી રીતે ગ્રહણ કર્યો અને પછી તેમણે તે શાસકને કેવી રીતે વિશ્વની બહારથી વિશ્વની અંદર મૂકી દીધો; તેમણે તેને બહારથી ઊંચકીને તેમનાં પોતાનાં અંતઃકરણોમાં કેવી રીતે મૂકી દીધો; તે અહીંયાં, મનુષ્યના હૃદયમાં, આપણા આત્મામાંજ છે અને ફક્ત તેજ આપણામાં રહેલી સત્ય વસ્તુ છે, એ સત્ય તેમણે કેવી રીતે શોધ્યું અને અનુભવ્યું, એ વિષય પણ બહુ જાણવા જેવો છે.

પરંતુ વેદાંતદર્શનને યોગ્ય રીતે સમજવાને માટે પ્રથમ કેટલાક મહાન વિચારોને સમજવાની જરૂર છે પ્રથમ તો આપણે કાન્ટ અને હેગલનાં તત્ત્વજ્ઞાન વિષે જે અર્થમાં બોલીએ છીએ, તે અર્થમાં એ વેદાંતજ્ઞાન નથી. એ એક ગ્રંથ નથી અથવા એક

માણસની કૃતિ નથી. વેદાંત એ ભિન્નભિન્ન સમયે લખાયલા અનેક ગ્રંથોની સંજ્ઞા છે આવા એકાદ ગ્રંથમાં કેટલીક વાર ભિન્નભિન્ન પચાસ વાતો આવેલી હોય છે વળી તે ગ્રંથોને યોગ્ય રીતે વ્યવસ્થિત પણ કરેલા નથી; વિચારોને–અંતઃકરણના ભાવોને–માત્ર એમાં નોધીજ લેવામાં આવ્યા છે. છતા એક વાત લક્ષ્યમાં રાખવા યોગ્ય છે કે ઉપનિષદોમાંના આ વિચારો હમેશાં પ્રાગતિક હોય છે. તે સ્થૂલ–પ્રાચીન ભાષામાં પ્રત્યેક ઋષિના મસ્તિષ્કની ક્રિયા જેવી ચાલી તેવીજ એમાં ચિત્રિત થઇ છે. એ વિચારો પ્રથમ બહુ સ્થૂલ દેખાય છે, પછી તેઓ અધિકાધિક સૂક્ષ્મ થતા જાય છે અને અંતે તેઓ વેદાંતનું લક્ષ્ય પ્રાપ્ત કરે છે અને એ લક્ષ્ય દાર્શનિક સંજ્ઞાને ધારણ કરે છે. પ્રથમ દેવોની શોધ કરવામાં આવી, પછી વિશ્વની ઉત્પત્તિની શોધ કરવામાં આવી અને તેજ શોધને અધિક દાર્શનિક, અધિક સ્પષ્ટ બનાવીને તેને માટે કહેવામાં આવ્યું કેઃ–

"જેને જાણવાથી ઈતર પ્રત્યેક વસ્તુ જણાઈ રહે છે અને મનુષ્ય (દુઃખ માત્રની આત્યંતિક નિવૃત્તિપૂર્વક પરમાનંદની નિત્ય પ્રાપ્તિરૂપી) મોક્ષનો ભોગી બની કૃતકૃત્ય થાય છે."

કેવી અદ્ભુત શોધ કે જે શોધને જાણવાથી "જેના જેવું નિર્વિશેષ સુખ અને હિત આ સમસ્ત બ્રહ્માંડમાં બીજું કાંઇજ નથી" એવા પરમપદની પ્રાપ્તિ થાય છે!





# भारतवर्षीय धर्म संबंधी विचार

( અમેરિકાના બ્રુકલિન નગરમાં આ વ્યાખ્યાન અપાયું હતું. )

ભારતવર્ષનું કદ જો કે યુનાઇટેડ સ્ટેટ્સના કદનો અર્ધભાગજ છે, તોપણ તેની વસ્તી ત્રીસ કરોડ કરતાં અધિક છે; અને તેમાં મુસલમાન, બૌદ્ધ તથા હિંદુ ધર્મ પ્રચલિત છે. તત્ત્વજ્ઞાન અને નૈતિક ઉપદેશ એ હિંદુ ધર્મનાં પ્રધાન અંગો છે. આ જગતરૂપે– વિવિધ ભૌતિક વસ્તુસ્થિતિઓરૂપે આત્માની શક્તિનાં અસંખ્ય પ્રદર્શનો થયાં છે, અથવા તો સાંતના આકારમાં અનંતની શક્તિનાં અસંખ્ય પ્રદર્શનો થયાં છે, થાય છે અને થયા કરશે; પરંતુ અનંત આત્મા પોતે તો સ્વયંભૂ છે, શાશ્વત છે અને અપરિવર્તનીય છે. કાળનું ક્રમણ અનંતતાનાં શંકુયંત્ર પર કાંઇ પણ ચિહ્ન મૂકી જતું નથી. માનવબુદ્ધિને અગમ્ય એવા તેના ઇંદ્રિયાતીત પ્રદેશમાં ભૂતકાળ પણ નથી અને ભવિષ્યકાળ પણ નથી. વેદો એવો બોધ આપે છે કે, મનુષ્યનો આત્મા અમર છે અને માત્ર શરીરજ જન્મ અને મરણના નિયમને આધીન છે. જેનો જન્મ થાય છે, તેનું અવશ્ય મરણ થાય છે; પરંતુ અંતરાત્મા તો તે અનંત અને શાશ્વત પરમાત્માની સાથે જોડાયેલો છે. તેનો કદી આદિ પણ હતો નહિ અને અંત પણ થશે નહિ. હિંદુ અને ખ્રિસ્તીધર્મની વચ્ચે જે મુખ્ય ભેદો છે તે પૈકી એક એ છે કે, ખ્રિસ્તીધર્મ એવો બોધ આપે છે કે, પ્રત્યેક માનવ-

આત્મા આ જગતમાં જન્મે છે ત્યારથીજ તેની હયાતીનો આરંભ થાય છે; જ્યારે હિંદુ ધર્મ જણાવે છે કે, મનુષ્યનો આત્મા શાશ્વત પરમાત્માનું સ્વરૂપ છે અને જેમ પરમાત્માનો આરંભ નથી તેમ તેનો પણ આરંભ નથી. આત્મિક વિકાસના મહાન નિયમને આધીન હોઇ તેનાં અનેક સ્વરૂપો થયાં છે અને અનેક થશે, પણ અંતે તે પૂર્ણતાને પ્રાપ્ત થઇ તેનામાં કાંઇ પણ પરિવર્તન થશે નહિ.

ઘણી વાર એવો પ્રશ્ન પૂછવામાં આવ્યો છે કે, જો વસ્તુસ્થિતિ આવી હોય તો આપણાં ગત જીવનોની કોઈ પણ વાતનું આપણને સ્મરણ કેમ રહેતું નથી? અમારો ખુલાસો આ છેઃ "સ્મૃતિ એ તો માત્ર આપણા માનસિક મહાસાગરની સપાટીનુંજ નામ છે; અને તેના ગર્ભની અંદરજ આપણા સમસ્ત સુખ અને દુઃખમય અનુભવો સંચિત થયેલા છે. કોઇક સ્થાયી—અવિનાશી—વસ્તુને શોધી કાઢવી એજ માનવઆત્માની મુખ્ય ઇચ્છા હોય છે. મન, શરીર અને સત્ય કહીએ તો ભિન્નભિન્ન સમસ્ત પ્રાકૃતિક વસ્તુઓ નિરંતર પરિવર્તિત થયા કરે છે; પરંતુ જે પરિવર્તિત ન થાય અને જે શાશ્વત પૂર્ણતાને પ્રાપ્ત થઇ હોય એવી કોઇક વસ્તુને શોધી કાઢવી તે મનુષ્યની મહાનમાં મહાન આકાંક્ષા હોય છે. મતલબ કે અનંતનેજ શોધી કાઢવાની માનવમાત્રની સ્પષ્ટ કે અસ્પષ્ટ આકાંક્ષા હોય છે. આપણો નૈતિક અને માનસિક વિકાસ જેમ જેમ આગળ વધવા માંડે છે, તેમ તેમ શાશ્વત પરમાત્મા કે જે પરિવર્તનને પ્રાપ્ત થતો નથી, તેને પ્રાપ્ત કરવાની આપણી આકાંક્ષા અધિક દૃઢ અને સ્પષ્ટ થતી ચાલે છે.

આધુનિક બૌદ્ધો એવો બોધ આપે છે કે, પંચેંદ્રિયોદ્વારા જાણી ન શકાય એવી પ્રત્યેક વસ્તુ અસ્તિત્વ ધરાવતી નથી અને મનુષ્ય સ્વતંત્ર વ્યક્તિ છે, એમ ધારવું એ ભ્રમ છે. અન્ય પક્ષે

विचारवादीओ ( आईडियालिस्ट्स ) એવો દાવો કરે છે કે, પ્રત્યેક મનુષ્ય સ્વતંત્ર વ્યક્તિ છે અને બાહ્યજગત તેની મનઃકલ્પનાની બહાર અસ્તિત્વજ ધરાવતું નથી. પરંતુ આ પ્રશ્નનો નિશ્ચયાત્મક નિર્ણય એ છે કે, પ્રકૃતિ એ સ્વતંત્રતા અને પરતંત્રતાનું–સત્યતા અને તરંગનું મિશ્રણ છે. આપણાં મન અને શરીરો બાહ્યજગત ઉપર અવલંબિત છે અને આ અવલંબન તેની સાથેના તેના સંબંધના પ્રકાર અનુસાર ભિન્નભિન્ન છે. પરંતુ અંતરાત્મા તો જેવી રીતે ઇશ્વર સ્વતંત્ર છે, તેવીજ રીતે સ્વતંત્ર છે અને આપણાં મન તથા શરીરોની હિલચાલોને તેમના વિકાસના પ્રમાણમાં ઘણે કે થોડે અંશે દોરવાને શક્તિમાન છે.

મૃત્યુ એ તો માત્ર સ્થિતિનો ફેરફારજ છે. આપણે સર્વ એકજ વિશ્વમાં રહીએ છીએ અને પૂર્વના નિયમોનેજ આધીન હોઇએ છીએ. જેઓ જીવન્મુક્ત થયા છે અને જેઓ સૌંદર્ય તથા બુદ્ધિમાં વિકાસની ઉચ્ચ ભૂમિકાઓને પ્રાપ્ત થયા છે, તેઓ માત્ર તેમનું અનુસરણ કરતી સાર્વજનિક સેનાની મોખરાની–આગલી–પલટણ છે. જેમ એક મોટા સૈન્યમાંના નાના મોટા સર્વ સૈનિકો એકબીજાની સાથે જોડાયલા હોય છે, તેમ નિકૃષ્ટમાં નિકૃષ્ટ પ્રાણીનો આત્મા પણ ઉત્તમમાં ઉત્તમ પ્રાણીના આત્માની સાથે જોડાયલો છે અને અનંત પરિપૂર્ણતાનું બીજ તે સર્વમાં રહેલું છે. આપણે આશામય સ્વભાવનો વિકાસ કરવો જોઇએ અને પ્રત્યેક વસ્તુમાં રહેલું ઇષ્ટ જોવાનો પ્રયત્ન કરવો જોઈએ. જો આપણે માથે હાથ દઇને બેસીએ અને આપણાં શરીરો તથા મનોની અપૂર્ણતા વિષે વિલાપ કર્યાં કરીએ, તો આપણને કાંઈ પણ લાભ ન થાય. પ્રતિકૂળ સંયોગોને જીતી લેવાનો પરાક્રમી પ્રયત્નજ આપણા આત્માને ઉન્નત કરે છે.

આત્મિક પ્રગતિના નિયમો જાણવા એ પણ આપણું મુખ્ય

કર્તવ્ય છે તમારાં બાળકોનાં મન પર આ વાત ઠસાવો કે, સત્ય ધર્મ નિશ્ચયાત્મક છે, નિષેધાત્મક નથી. માત્ર અનિષ્ટનો ત્યાગ કરવામાંજ તે સમાઇ જતો નથી, પરંતુ નિરંતર સત્કર્મો કરવામાં તે રહેલો છે. સત્યધર્મ યાને ખરી ઉન્નતિ મનુષ્યોના બોધદ્વારા કે પુસ્તકોના વાચનદ્વારાજ પ્રાપ્ત થતી નથી; પરંતુ તેને અનુસરતાં શુદ્ધ અને સાહસિક કર્મ કર્યા પશ્ચાત્ આપણામાં આત્માની જે જાગ્રતિ થાય છે તે એ છે. જગતમાં જન્મેલું પ્રત્યેક બાળક પોતાની સાથે પૂર્વજન્મોનો કેટલોક સંચિત અનુભવ લાવે છે અને આ અનુભવની છાપ તેના મન અને શરીરની રચનામાં બચપણથીજ ઓતપ્રોત થયેલી જણાય છે; પરંતુ સ્વતંત્રતાની લાગણી કે જે સર્વ જણમાં રહેલી છે, તે દર્શાવે છે કે આપણામાં મન અને શરીર સિવાય કોઇક વસ્તુ રહેલી છે. જે આત્માનું સામ્રાજ્ય સર્વ વસ્તુસ્થિતિઓની અંદર ચાલી રહ્યું છે તે આત્માજ માત્ર સ્વતંત્ર છે અને તેજ પ્રાણીમાત્રમાં સ્વતંત્રતા માટેની ઇચ્છા ઉત્પન્ન કરે છે. જો આપણે સ્વતંત્ર ન હોઇએ તો આપણે આપણી જાતને કે જગતને અધિક સારૂં બનાવવાની આશાજ શી રીતે રાખી શકીએ? અમે તો એવો અભિપ્રાય ધરાવીએ છીએ કે માનવ-પ્રગતિ એ માનવઆત્માની પ્રગતિદાયક અસરનુંજ પરિણામ છે. જગત અને આપણે પોતે અત્યારે જે સ્થિતિમાં છીએ તે આત્માની સ્વતંત્રતાપ્રેરક અસરોનુંજ પરિણામ છે.

ઈશ્વર કે જે આપણો સર્વનો પિતા છે, જે સર્વવ્યાપક છે, જે સર્વ શક્તિમાન છે અને જે અનંત પ્રેમથી પોતાનાં સંતાનોને માર્ગ દર્શાવે છે તથા તેમનું સંરક્ષણ કરે છે તેને પણ અમે માનીએ છીએ; અર્થાત્ ખ્રિસ્તીઓની પેઠે સાકાર ઇશ્વરને પણ અમે માનીએ છીએ. પરંતુ અમે તેથી આગળ જઇને એમ પણ

માનીએ છીએ કે, "અમે ઇશ્વર છીએ!" અમે માનીએ છીએ કે તેનુંજ વ્યક્તિત્વ અમારામાં વ્યક્ત થયેલું છે; ઇશ્વર અમારામાં રહેલો છે અને અમે ઇશ્વરમાં રહેલા છીએ. અમે માનીએ છીએ કે સર્વ ધર્મોમાં સત્યનું બીજ રહેલું છે અને હિંદુ તે સર્વને નમસ્કાર કરે છે. આ જગતમાં સત્ય કાંઈ બાદબાકીમાંથી પ્રાપ્ત થતું નથી, પરંતુ સરવાળામાંથીજ થાય છે. અમે સમસ્ત ભિન્નભિન્ન ધર્મોમાં રહેલાં સુંદરમાં સુંદર પુષ્પોની માળા પ્રભુને સમર્પણ કરીએ છીએ. આપણે ભક્તિને ખાતરજ ઇશ્વરની ભક્તિ કરવી જોઇએ, બદલાની આશાથી ભક્તિ ન કરવી જોઇએ. આપણે પારિતોષિકની આશાથી નહિ, પરંતુ કર્તવ્યને ખાતરજ આપણું કર્તવ્ય બજાવવું જોઈએ. આપણે પારિતોષિકની આશાથી નહિ, પરંતુ સૌંદર્યને ખાતરજ સુંદરની પૂજા કરવી જોઈએ. આ પ્રકારે આપણાં હૃદય વિશુદ્ધ થતાં આપણે ઇશ્વરદર્શન અવશ્ય કરીશું. બદલો મેળવવાના હેતુથી થતા યજ્ઞો, દંડવત્ પ્રણામો અને મંત્રોચ્ચારો એ ધર્મ નથી, પણ વ્યાપાર છે. જો તેઓ નિષ્કામ ભાવે કરાય અને આપણને સાહસપૂર્વક સારાં અને પરાક્રમી કાર્યો કરવાને ઉત્તેજિત કરે તથા આપણા વિચારોને ઉન્નત કરીને આપણને પૂર્ણબ્રહ્મનું જ્ઞાન મેળવવાને શક્તિમાન કરે તોજ માત્ર તેઓ ધર્મરૂપ છે અને લાભદાયક છે.

જો આપણે આપણી પ્રાર્થનાઓમાં એવો સ્વીકાર કરીએ કે ઇશ્વર આપણો સર્વનો પિતા છે અને બીજા હાથ પર આપણા નિત્યજીવનમાં પ્રત્યેક મનુષ્યની સાથે બંધુ તરીકે ન વર્તીએ તો તે શા કામનું! ગ્રંથોની રચના માત્ર એટલાજ માટે થઈ કે તેઓ ઉચ્ચતર જીવનનો માર્ગ પ્રદર્શિત કરે; પરંતુ તે માર્ગનું અનુસરણ દૃઢતાપૂર્વક કરવામાં ન આવે તો સારાં ફળો નજ મળે. પ્રત્યેક માનવ વ્યક્તિને એકજ ઝુંમરમાં ગોઠવેલા કાચના જુદા

જુદા ગ્લોબ યાને ચીમનીઓની ઉપમા આપી શકાય. એ સર્વના કેંદ્રમાં રહેલો જે શુદ્ધ શ્વેત વિદ્યુત પ્રકાશ તે તો એકજ છે. તેમ સર્વ પ્રાણીઓમાં અને વસ્તુસ્થિતિઓમાં જે કાંઈ પ્રકાશ રહેલો છે તે એ પરમાત્માનોજ પ્રકાશ છે. કાચના રંગોમાં અને જાડાઈમાં ભેદ હોવાથી કિરણો બહાર આવતાં ભિન્નભિન્ન સ્વરૂપો ધારણ કરે છે; છતાં કેંદ્રમાં તો પ્રત્યેક જ્યોતિનું કદ, બળ, પ્રકાશ અને સૌંદર્ય સમાનજ હોય છે. બહાર જે અસમાનતા દેખાય છે તે કેવળ તેની ઉપાધિઓની ભૌતિક અપૂર્ણતામાંજ રહેલી હોય છે. આપણો આત્મા જેમ જેમ ઉચ્ચતર બનતો જાય છે તેમ તેમ તે ઔપાધિક અપૂર્ણતા ઘટતી ચાલીને તેમા અધિકાધિક સ્વચ્છતા તથા ચળકાટ આવતાં જાય છે.



# થિયૉસૉફી વિષે થોડાંક વિચારો

થિયૉસૉફિસ્ટો આ વર્ષે બહુ આનંદોત્સવ કરી રહ્યા છે અને ગત પચીસ વર્ષો દરમ્યાન તેમણે કરેલાં કામો અને પ્રવૃત્તિ સંબંધી કેટલાંક વર્તમાનપત્રોમાં આવેલાં વિવેચનો અમારી સમક્ષ પડેલાં છે.

હવે કોઇ પણ વ્યક્તિને એમ કહેવાનો જરાયે અધિકાર નથી કે હિંદુઓ દીક્ષિત થતાં સુધી ઉદાર રહી શકતા નથી. અમેરિકન પ્રેતવિદ્યાના આ વિજાતીય છોડનો અને માહાત્મિક ગોળીબારના કડાકાધડાકાનો પણ કેટલાક તરુણ હિંદુઓ હવે સત્કાર કરતા જણાયા છે.

થિયૉસૉફિસ્ટો વિશ્વનું મૂળ દૈવીજ્ઞાન ધરાવવાનો દાવો કરે છે. એ વાત સાંભળીને અમે હર્ષ પામ્યા અને તેઓ તેને દૃઢ રીતે ગુપ્ત રાખવા માગે છે એ જાણીને અધિક હર્ષિત થયા; કેમકે જો આ સર્વ જ્ઞાન એકદમ આપણી ઉપર વરસાવી દેવામાં આવે તો મર્ત્યલોકના રંક હિંદુઓના પૂરા સોગ મળે! મિસિસ બિસેન્ટ એ આધુનિક થિયૉસૉફીનો અવતાર છે. બ્લૅવૅટસ્કીમત અને ઓલકૉટમત હવે પાછળ હઠેલા જણાય છે. નિદાન મિસિસ બિસેન્ટનો હેતુ શુભ છે અને કોઈ પણ તેનાં ખંત તથા ઉત્સાહની અવગણના કરી શકે એમ નથી. અલબત, કેટલાક ટીકાકારો નિષ્પ્રયોજન ટીકા કરે છે. અમે પોતે તો થિયૉસૉફીમાં લાભ સિવાય

બીજું કાંઈ પણ જોતા નથી. જે પ્રત્યક્ષ લાભકારક હોય છે તેમાં પણ અમે લાભ જોઇએ છીએ અને લોકો જેને હાનિકારક કહે છે તેમાં પણ પરોક્ષ રીતે અમે લાભજ રહેલો જોઇએ છીએ થિયૉસૉફિસ્ટો ભિન્નભિન્ન સ્વર્ગો અને અન્ય સ્થાનો ક્યાં આવેલાં છે તેનું તથા ત્યાંના નાગરિકોનું જે સુક્ષ્મ જ્ઞાન ધરાવે છે તથા દશ્ય ભૂમિકા પર અંગુલિ વતી જે ચતુરાઈભર્યું કામ થાય છે તથા જીવંત થિયૉસૉફિસ્ટોની સાથે પ્રેતો જે સંવાદ કરે છે તે સર્વનો વિચાર કરતાં થિયૉસૉફી અમને લાભદાયકજ જણાય છે. થિયૉસૉફી અમારા પરિચયની એક ઉત્તમોત્તમ ઔષધિ છે કે જેનો પિચકારીદ્વારા પ્રવેશ થતાં, બુદ્ધિમાન તરીકે પસાર થવાનો પ્રયત્ન કરનારાં કેટલાંક મસ્તિષ્કોમાં વિચિત્ર જંતુઓનો વિકાસ થયા વિના રહેતો નથી !

થિયૉસૉફિકલ અથવા કોઈ ઇતર મંડળના સત્કાર્યને ઉતારી પાડવાની અમને બિલકુલ ઇચ્છા નથી, છતાં અતિશયોક્તિ તો ભૂતકાળમાં આપણી પ્રજાનો શાપજ નીવડ્યો છે અને લખનૌના "ઍડવોકેટ" પત્રમાં પ્રસિદ્ધ થયેલા થિયૉસૉફિકલ સોસાયટીના કાર્ય સંબંધી કેટલાક લેખોને જો આપણે લખનૌના લોકોની સાધારણ તુલના તરીકે ગ્રહણ કરીએ, તો સંક્ષેપમાં અમારે એટલુંજ કહેવાનું છે કે, તે જે લોકોનો પ્રતિનિધિ છે તેમને માટે અમે દિલગીર છીએ. મૂર્ખતાભરેલી નિંદા અવશ્ય ખરાબ છે, પણ અતિશયોક્તિભરેલી સ્તુતિયે તેટલીજ તિરસ્કરણીય છે.

"થિયૉસૉફી" એ અમેરિકન પ્રેતવિદ્યાનું ભારતવર્ષમાં આવેલું વૃક્ષજ છે. ફરક માત્ર એટલોજ છે કે, પ્રેતવિદ્યાની પરિભાષાના સ્થાનમાં થોડાક સંસ્કૃત શબ્દોનો પ્રયોગ કરવામાં આવે છે. પ્રેતોના પ્રહારના સ્થાનમાં મહાત્માઓ ગોળીબાર કરે છે અને પ્રેતોને બદલે મહાત્માઓ વળગે છે !

"એડવોકેટ "માં આવેલા આ લેખોનો લેખક આ સર્વનું જ્ઞાન ધરાવે છે એમ અમે કહી શકતા નથી; પરંતુ તેણે પોતાની જાતને તથા થિયૉસૉફિસ્ટોને મહાન હિંદુ પ્રજાની સાથે ભેળવી નાખવા ન જોઈએ. હિંદુ પ્રજાના મોટા ભાગે આરંભથીજ થિયૉસૉફિકલ તમાશાઓનું પાણી સ્પષ્ટ રીતે માપી લીધું છે અને બ્લૅવૅટસ્કીમતને આપેલો આશ્રય પાછો ખેંચી લેનાર મહાન સ્વામી દયાનંદ સરસ્વતીનું અનુકરણ કરીને તટસ્થતા ધારણ કરી છે.

વળી પ્રસ્તુત લેખક ગમે તેવો પક્ષપાત ધરાવતો હોય, તોપણ આ કળિયુગમાં પણ હિંદુઓ પૂરતું ધાર્મિક શિક્ષણ અને ધર્માચાર્યો ધરાવે છે અને તેમને રશિયનો તથા અમેરિકનોનાં પ્રેતોની આવશ્યકતા નથી.

પ્રસ્તુત લેખોમાં હિંદુઓ અને તેમના ધર્મની બદનક્ષી કરવામાં આવી છે. પ્રસ્તુત લેખોના લેખક જેવાએ હમેશને માટે જાણી લેવું જોઈએ કે, અમો હિંદુઓને પશ્ચિમમાથી ધર્મને આયાત કરવાની જરા પણ આવશ્યકતા નથી અને ઇચ્છા પણ નથી. વસ્તુઓ બહારથી આણવાથી અમારી અધોગતિ થઈ છે.

અમે ખાતરીપૂર્વક માનીએ છીએ કે, ઘણે અંશે પશ્ચિમને બહારથી ધર્મ આણવાની આવશ્યકતા છે અને અમારૂં કાર્ય સદા તે માર્ગે થઇ રહ્યું છે. થિયૉસૉફિસ્ટોએ પશ્ચિમમાં હિંદુધર્મને જો કાંઈ પણ સહાય કરી હોય, તો તે તૈયાર ક્ષેત્રદ્વારા નહિ, પરંતુ હાથચાલાકીભરેલી પ્રણાલીઓથી વર્ષો સુધી અતિ શ્રમભરેલું કાર્ય કરવાની ફરજ પાડીને કરી છે. મૅક્સમૂલર સમાન પંડિતો અને એડવિન આર્નોલ્ડ સમાન કવિઓના પલ્લવો પકડીને થિયૉસૉફિસ્ટો પાશ્ચાત્ય સમાજના હૃદયમાં પ્રવેશ કરવા

માગતા હતા, છતાં તેઓ ખુદ આ માણસોની નિંદા કરતા હતા અને "સંપૂર્ણ જ્ઞાનના કેવળ ભંડાર અમેજ છીએ" એવો દાવો કરતા હતા ! અને આ અદ્ભુત જ્ઞાન ગુપ્ત રાખવામાં આવે છે એ જાણીને આપણે સંતોષના ઉદ્ગાર કાઢીએ છીએ ! ભારતીય વિચાર, અર્ધદગ્ધ જ્ઞાન અને મદારીના આંબા ઉગાડવાના ખેલો એ સર્વ એકજ છે, એમ પાશ્ચમના શિક્ષિત લોકો માનતા હતા અને થિયૉસૉફિસ્ટોએ હિંદુધર્મને માત્ર આ પ્રમાણેનીજ સહાય કરી હતી !

અમે જોઇ શકીએ છીએ ત્યાંસુધી પ્રત્યેક દેશમાં થિયૉસૉફીની તાત્કાલિક મહાન દેખાતી સારી અસર એ થઇ છે કે, ક્ષયગ્રસ્તોનાં ફેફસામાં પિચકારીદ્વારા ગયેલી પ્રૉફેસર કૉકની ઔષધિની પેઠે થિયૉસૉફીએ સારા, આધ્યાત્મિક, સક્રિય અને સ્વદેશાભિમાની પુરુષોને અધ્યાત્મજ્ઞાની હોવાનો દાવો કરનાર મૂર્ખ, અર્ધદગ્ધ અને પતિત જનોથી જુદા પાડી આપ્યા છે.



# रामायण

(પાસાડેના–કેલિફોર્નિયાની "શેક્સપિયર ક્લબ"માં ૩૧મી જાન્યુઆરી, ૧૯૦૦ને દિને સ્વામીજીએ આ વ્યાખ્યાન આપ્યું હતું.)

સંસ્કૃત ભાષામાં બે મહાન વીરરસપ્રધાન કાવ્યો અતિ પ્રાચીન છે. બીજાં પણ શતાવધિ વીરરસ પ્રધાનકાવ્યો સંસ્કૃતમાં છે; પરંતુ આ બે કાવ્યો તેમાં વધારે મહત્ત્વનાં હોવાથી મુખ્ય ગણાય છે. સંસ્કૃત ભાષા યદ્યપિ બે હજાર કરતાં વિશેષ વર્ષોથી બોલાતી બંધ થઈ છે, તથાપિ તે ભાષા અને તેનું સાહિત્ય આજ પર્યંત ભારતવર્ષમાં જળવાઈ રહ્યાં છે. હમણાં હું તમારી સમક્ષ રામાયણ અને મહાભારત નામનાં બે સૌથી પ્રાચીન વીરરસપ્રધાન કાવ્યો સંબંધી વિવેચન કરવાનો છું. એ કાવ્યોમાં પ્રાચીનકાળના ભારતવાસીઓના રીતરિવાજો, સામાજિક સ્થિતિ, સંસ્કૃતિ આદિનું વર્ણન છે. આ કાવ્યો પૈકી જે સૌથી પ્રાચીન છે તે રામાયણ–રામનું જીવનવૃત્તાંત–કહેવાય છે. એની પૂર્વે કેટલુંક પદ્યસાહિત્ય અસ્તિત્વ ધરાવતું હતું. હિંદુઓના મુખ્ય ધાર્મિક ગ્રંથો જે વેદો, તેનો મોટો ભાગ પણ એક પ્રકારના કાવ્યમાંજ લખાયેલો છે; પરંતુ પ્રસ્તુત ગ્રંથ ભારતવર્ષમાં સર્વની સંમતિથી કાવ્યનો આદ્ય ગ્રંથ ગણાય છે.

એના પ્રણેતા કવિ કિંવા ઋષિનું નામ વાલ્મીકિ હતું. પાછળથી પુષ્કળ પદ્યમય વાર્તાઓના કર્તા તરીકે તેમને ઠોકી બે-

સાડવામાં આવ્યા અને તેમનાં રચેલાં નહિ એવાં પુષ્કળ કાવ્યો-નું કર્તૃત્વ તેમને આરોપિત કરવાનો વ્યવહાર બહુ સાધારણ થઇ પડ્યો. એજ પ્રમાણે ખુદ રામાયણમાં પણ એ કવિએ રચ્યો ન હોય એવો કેટલોક ભાગ ઘૂસી ગયો હશે; પરંતુ તે છતાં પણ એ મહાન કાવ્યના સૌંદર્યમાં કશીજ ન્યૂનતા ન આવતાં જગતમાં જેનો જોટો મળતો નથી, એવા અનન્ય સાહિત્યગ્રંથ તરીકે તે આપણને પ્રાપ્ત થાય છે.

પ્રાચીનકાળમાં પૂર્વકાળે એક તરુણ પુરુષ બીજા કોઇ પ્રકારે પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવી શકતો નહોતો; તેથી કરીને અંતે તે લૂંટફાટનો ધંધો કરવા લાગ્યો. શરીરે તે સુદૃઢ અને બળવાન હતો અને માર્ગમાં વટેમાર્ગુઓ પર હુમલો કરવાથી મળતા દ્રવ્ય વડે તે પોતાનાં પિતા, માતા, પત્ની અને સંતાનોનું પોષણ કરતો. એક દિવસ મહામુનિ નારદ જતા હતા. તેમની ઉપર તે લૂંટારાએ આક્રમણ કર્યું. ઋષિએ લૂંટારાને કહ્યું કે, "તું મને શા માટે લૂંટે છે? મનુષ્યપ્રાણીઓને લૂંટવાં અને તેમને મારી નાખવાં એ મહાપાપ છે. આ સર્વ પાપ તું શા માટે કરે છે?" લૂંટારો બોલ્યોઃ "આ દ્રવ્યદ્વારા હું મારા કુટુંબનું પોષણ કરવા માગું છું." ઋષિએ કહ્યું: "શું તું એમ ધારે છે કે, તારા કુટુંબનાં માણસો તારા પાપમાં પણ ભાગ લે છે?" લૂંટારો બોલ્યોઃ "મારા પાપમાં તેઓ અવશ્ય ભાગ લે છે." ઋષિએ કહ્યું: "ઠીક, મને અહીંયાં બાંધી રાખી મારા સંબંધમાં તું નિશ્ચિંત થા અને ઘેર જઇ તારાં સ્વજનોને પૂછ કે, જેવી રીતે તમે મારા રળેલા પૈસામાં ભાગ લો છો, તેવી રીતે તમે મારા પાપમાં પણ ભાગ લેશો?" ઋષિના કહેવા પ્રમાણે લૂંટારો પોતાના પિતાની પાસે ગયો અને તેને પૂછ્યું: "પિતાજી, હું તમારૂં પોષણ કેવી રીતે કરૂં છું તે તમે જાણો છો?" તેણે

પ્રત્યુત્તર આપ્યોઃ "ના, તે હું જાણતો નથી." પુત્રે કહ્યુંઃ "હું લૂંટારો છું, હું લોકોને મારી નાખું છું અને તેમને લૂટી લઉં છું." આ સાંભળીને પિતાએ કહ્યુંઃ "પુત્ર, શું તું એમ કરે છે? નીકળ અહીંથી, ચાંડાલ!" ત્યાર પછી તે પોતાની માતાની પાસે ગયો અને તેને પૂછયુઃ "માતા, હું તમારૂં પોષણ કેવી રીતે કરૂં છું તે તમે જાણો છો?" તેણે પ્રત્યુત્તર આપ્યોઃ "ના." પુત્રે કહ્યુંઃ "લૂંટ અને ખૂનદ્વારા હું તમારૂં પોષણ કરૂં છું." માતા પોકારી ઊઠીઃ "કેટલું ભયંકર કૃત્ય!" પુત્રે કહ્યુંઃ "પરંતુ તમે મારા પાપમાં પણ ભાગ લેશો કે નહિ?" માતાએ પ્રત્યુત્તર આપ્યોઃ "તારા પાપમાં મારે શા માટે ભાગ લેવો જોઇએ? મેં કદી પણ લૂંટ કરી નથી." ત્યાર પછી તેણે પોતાની પત્નીની પાસે જઇને એજ પ્રમાણે પ્રશ્ન કર્યો. પત્નીએ પણ એજ ઉત્તર આપ્યો કે, "તમારા પાપમાં ભાગ લેવાને હું કોઇ પણ પ્રકારે તૈયાર નથી; તમે મારા પતિ છો એ દૃષ્ટિએ અને મારૂં પોષણ કરવું એ તમારૂં કર્તવ્ય છે."

હવે લૂંટારાની આંખ ઊઘડી કે, જેમને માટે હું આ લૂંટફાટનો ધંધો લઇ બેઠો છું, તેઓ સુધ્ધાં મારા પાપમાં ભાગ લેવાને રાજી નથી. જે સ્થળે તેણે ઋષિને બાંધ્યા હતા તે સ્થળે તે પાછો આવ્યો, તેમને છૂટા કર્યા અને તેમને ચરણે પડી પ્રત્યેક વાત કહીને બોલ્યોઃ "મહારાજ! મારો ઉદ્ધાર કરો. હવે મારે શું કરવું તે કહો." ઋષિએ કહ્યુંઃ "તારા હાલના જીવનક્રમનો ત્યાગ કર. તું જુએ છે કે તારા કુટુંબનું કોઇ પણ માણસ વસ્તુતઃ તને ચાહતું નથી, માટે આ સર્વ ભ્રમોનો ત્યાગ કર. તારાં સ્વજનો તારી સમૃદ્ધિમાં ભાગ લેશે; પરંતુ જે ક્ષણે તું સંપત્તિશૂન્ય બન્યો, તે ક્ષણેજ તેઓ તારો ત્યાગ કરશે. કોઈ પણ માણસ તારા પાપમાં ભાગ નહિ લે, પરંતુ સર્વ માણસો

તારી સંપત્તિમાં ભાગ લેશે. માટે આપણે સત્કર્મ કરીએ કે દુ-ષ્કર્મ કરીએ, તોપણ જે પરમાત્મા આપણી બાજુમાં ઊભો રહે છે તેનીજ આરાધના કર. તે કદી પણ આપણો ત્યાગ કરતો નથી, કારણકે પ્રેમ કદી પણ પતિત થતો નથી; તે બદલાને કે સ્વાર્થ-પરાયણતાને ઓળખતો નથી."

ત્યાર પછી તે ઋષિએ તેને આરાધના કેવી રીતે કરવી તે શીખવ્યું. પછી આ માણસ બીજી સર્વ બાબતોનો ત્યાગ કરી અરણ્યમાં ગયો. ત્યાં આરાધનામાં મશગૂલ બની તે પોતાની જાતને એટલી બધી ભૂલી ગયો કે, કીડીઓએ આવીને તેના શરીર પર માટીનાં દર બાંધ્યાં, તે વાતની પણ તેને ખબર પડી નહિ! ઘણાં વર્ષો વ્યતીત થયા બાદ એક દિવસે એકાએક એવી દેવવાણી તેને સંભળાઇ કે, "હે ઋષિ! જાગૃત થાઓ." આ ધ્વનિ સાંભળતાંજ તે જાગૃત થઇને બોલી ઊઠયો કે, "ઋષિ? હું તો લૂંટારો છું!" ધ્વનિએ પ્રત્યુત્તર વાળ્યોઃ "હવે તમે લૂંટારા રહ્યા નથી. તમે શુદ્ધ થયેલા ઋષિ છો, તમારૂં જૂનું નામ લુપ્ત થયું. તમે પરમાત્મધ્યાનમાં એટલા બધા નિમગ્ન થયા હતા કે તમારી આસપાસ કીડીઓએ જે રાફડા કર્યા હતા, તે પણ તમે જોયા નહિ; એટલા માટે હવેથી તમે વાલ્મીકિના નામથી-'કીડીએ એ કરેલા રાફડા યાને વલ્મીકમાથી પાકેલો સિદ્ધ'-એ નામથી ઓળખાશો." આ પ્રકારે તે લૂંટારો એક ઋષિ બન્યો.

આ રીતે તે કવિ-ઋષિ બન્યો એક દિવસ આ વાલ્મીકિ ઋષિ પવિત્ર ગંગા નદીમા સ્નાન કરવા જતા હતા, તે વખતે તેમણે બે કબૂતરોને કૂંડાળામાં ફરતાં અને એકબીજાને ચુંબન કરતાં જોયાં ઋષિ આ દશ્ય જોઇને સુપ્રસન્ન થયા, પરંતુ તેજ ક્ષણે એક તીર શીઘ્ર ગતિથી તેની નિકટ થઇને ગયું અને તેણે નર-કબૂતરનો પ્રાણ હર્યો. નર ભૂમિ પર પડ્યો એટલે માદા

. શોકાતુર થઇ પોતાના સાથીના મૃતશરીરની આસપાસ આક્રંદ કરતી ભ્રમણ કરવા લાગી. આ હૃદયદ્રાવક પ્રસંગ જોઇને આ કવિ શોકાતુર થયા. આસપાસ જોતાં તેમને શિકારી દેખાયો. તે ઉચ્ચ સ્વરે તેના પ્રત્યે એવી મતલબનો શ્લોક બોલ્યા કે, "તું દુષ્ટ મનુષ્ય છે, તારામાં લેશ પણ દયા નથી. તારો ખૂની હાથ પ્રેમને ખાતર પણ ન અટકયો ! " કવિએ પોતાના મનમાં વિચાર કર્યો કે, "આ શું ? હું શું બોલું છું ? હું પૂર્વે કદી પણ આ પ્રકારે બોલ્યો નથી." ત્યાર પછી એક ધ્વનિ થયો: "ગભરાશો નહિ; આ તો તમારા મુખમાંથી કાવ્ય નીકળે છે. જગતના કલ્યાણને માટે કાવ્યમાં રામનું જીવન લખો." આ પ્રકારે કાવ્યનો પ્રથમ સૂત્રપાત થયો. આદ્ય કવિ વાલ્મીકિના મુખમાંથી પ્રથમ કવિતા કરુણાને લીધે બહાર પડી. ત્યાર પછી તેમણે સુંદર રામાયણ-રામનું જીવનવૃત્તાંત-લખ્યું. હવે એ રામાયણનો સારાંશ તમને કહું છું.

અયોધ્યા નામનું ભારતનું એક પ્રાચીન નગર હતું અને તે વર્તમાન સમયમાં પણ અસ્તિત્વ ધરાવે છે. જે પ્રાંતમાં તે અદ્યાપિ સ્થિત છે, તેનું નામ પણ અયોધ્યા કહેવાય છે; અને તમારામાંના ઘણાએ તેને ભારતવર્ષના નકશામાં જોયું હશે. ત્યાં પ્રાચીનકાળમાં દશરથ નામના એક રાજા રાજ્ય કરતા હતા. તેને ત્રણ રાણીઓ હતી, પરંતુ રાજાને તેમનાદ્વારા કાંઇ સંતાનપ્રાપ્તિ થઈ નહોતી. શ્રેષ્ઠ હિંદુઓની રીતિ પ્રમાણે સંતાનપ્રાપ્તિને માટે રાજા અને રાણીઓએ અનેક પ્રકારના ઉપાય કર્યા. રાણીઓને પેટે ચાર પુત્રોનો જન્મ થયો; તેમાં સૌથી જ્યેષ્ઠ કુમારનું નામ રામ હતું.

હવે નિયમ પ્રમાણે આ ચાર બંધુઓને સર્વ પ્રકારની વિદ્યાઓ શીખવવામાં આવી. ભાવી કલહોથી મુક્ત રહેવાને માટે

ભારતવર્ષમાં પ્રાચીનકાળમાં એવો રિવાજ હતો કે, રાજા પોતાના જીવનકાળમાંજ પોતાના જ્યેષ્ઠ કુમારને રાજ્યાભિષેક કરતા અને રાજાના ઉત્તરાધિકારી તરીકે તેને "યુવરાજ" યાને યુવાન રાજાના નામથી ઓળખતા. એજ સમયે ભારતવર્ષમાં જનક નામે એક બીજા રાજા હતા અને તેને સીતા નામે એક સુંદર કન્યા હતી. આ સીતા તેને એક ખેતરમાંથી મળી આવી હતી. તે ભૂમિની પુત્રી હતી અને માતાપિતા વિનાજ તેનો જન્મ થયો હતો. પ્રાચીન સંસ્કૃતમાં "સીતા" શબ્દનો અર્થ હળદ્વારા પાડેલો ચાસ થાય છે. ભારતવર્ષનાં પ્રાચીન પુરાણોમાં તમને એવાં માણસો પ્રાપ્ત થશે કે જે માત્ર પુરુષ વા સ્ત્રીમાંના એકથીજ જન્મ્યાં હતાં, કિંવા જેમનાં માતાપિતા હતાંજ નહિ અથવા જે યજ્ઞના અગ્નિમાંથી તેમજ ખેતર આદિમાંથી જન્મ્યાં હતાં–જાણે આકાશમાંથીજ પડ્યાં ન હોય! આ સર્વ પ્રકારના ચમત્કારિક જન્મો ભારતવર્ષના પૌરાણિક સાહિત્યમાં સામાન્ય હતા.

સીતા ભૂમિની પુત્રી હોવાથી વિશુદ્ધ અને નિષ્કલંક હતી. તેને જનક રાજાએ ઊછેરી હતી. તે જ્યારે મોટી થઇ ત્યારે રાજા તેને માટે યોગ્ય વરની તપાસ કરવા લાગ્યા.

ભારતવર્ષમાં પૂર્વે "સ્વયંવર"નો પ્રચાર હતો; જેદ્વારા રાજકુમારીઓ વર પસંદ કરતી. દેશના ભિન્નભિન્ન ભાગોમાંથી સંખ્યાબંધ રાજકુમારોને નિમંત્રણ કરવામાં આવતું અને રાજકુમારી સોળે શૃંગાર સજી, હસ્તમાં પુષ્પહાર લઈ એક સેવકજન સહિત સભાસ્થાનમાં આવતી. એકત્રિત થયેલા રાજકુમારોની મધ્યેથી પસાર થતી વખતે ઉક્ત સેવક તેને પરણવાના અભિલાષી એવા પ્રત્યેક રાજકુમારના વિશિષ્ટ ગુણોનું વર્ણન કરતો અને તે પોતાને જે રાજકુમાર પસંદ પડે, તેના ગળામાં પુષ્પહાર પહેરાવીને તેને પોતાના પતિ તરીકે પસંદ કરતી. ત્યાર પછી ભારે

આડંબર અને ઠાઠમાઠ સહિત તેમનું લગ્ન કરવામાં આવતું.

પુષ્કળ રાજકુમારો સીતાના હસ્તની અભિલાષા રાખતા હતા. આ પ્રસંગે હર–ધનુ નામનું પ્રચંડ ધનુષ્ય તોડવાની ખાસ પરીક્ષા મુકરર કરવામાં આવી હતી. આ કાર્ય સિદ્ધ કરવાને માટે સર્વ રાજકુમારોએ પોતાનું સર્વ બળ વાપર્યું; પરંતુ તેઓ નિષ્ફળ થયા. અંતે રામે તે પ્રચંડ ધનુષ્યને પોતાના હાથમાં લીધું અને સરળતાથી તેના બે ટુકડા કરી નાખ્યા. આ પ્રકારે સીતાએ રાજા દશરથના પુત્ર રામને પોતાના પતિ તરીકે ચૂંટી કાઢયા અને પરમ ઉત્સવ સહિત તેમનું લગ્ન કરવામાં આવ્યું. ત્યાર પછી રામ પોતાની પત્નીને પોતાને ઘેર લઈ ગયા અને તેમના વૃદ્ધ પિતાને લાગ્યું કે, હવે તેમને માટે વાનપ્રસ્થ થવાનો અને રામને રાજ્ય સોંપી દેવાનો સમય આવી પહોંચ્યો છે. પરિણામે રામને યુવરાજપદ આપવાની ક્રિયા કરવા માટે પ્રત્યેક તૈયારી કરવામાં આવી અને સમગ્ર પ્રજામાં ઘણીજ ખુશાલી ફેલાઈ રહી. એવામાં સૌથી નાની રાણી કૈકેયીનો વિચાર ફરી ગયો; કેમકે તેની એક દાસીએ, રાજાએ તેને દીર્ઘકાળ પૂર્વે આપેલાં બે વચનોનું સ્મરણ કરાવ્યું. એક પ્રસંગે યુદ્ધમાં રથની ધરી ભાગી જતાં રાણીએ તે જગાએ પોતાનો હાથ રાખીને જે મદદ કરી હતી, તેથી રાજાએ અતિશય પ્રસન્ન થઇને કહ્યું હતું કે, " મારી સત્તામાં હોય એવી કોઈ પણ બે વસ્તુઓ તું માગ અને હું તે તને આપીશ. " પરંતુ તેણે એ સમયે કાંઈ માગણી કરી નહોતી અને તે વાત એ સર્વથા ભૂલી પણ ગઈ હતી; પરંતુ હાલને પ્રસંગે તેની દુષ્ટ દાસી રામના રાજ્યાભિષેકના સંબંધમાં તેની ઈર્ષ્યા ઉત્તેજિત કરવા લાગી. તે બોલી: " જો આપનો પુત્ર રાજાનો ઉત્તરાધિકારી બને તો કેવું સારૂં ! " અંતે રાણી ઈર્ષ્યાગ્નિથી પ્રાયઃ ઉન્મત્ત બની ગઇ. ત્યાર પછી દાસીએ તેને વચન-

બદ્ધ રાજા પાસે બે માગણીઓ કરવાની સૂચના કરી. એક એ કે, ભરતને રાજ્ય મળે અને બીજી એ કે, રામ ચૌદ વરસ વનવાસ ભોગવે.

હવે રામ વૃદ્ધ રાજાનું જીવન અને પ્રાણ હતા અને જ્યારે તેમની પાસે આ દુષ્ટ માગણી કરવામાં આવી ત્યારે એક રાજા તરીકે તેમને લાગ્યું કે, તેઓ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી શકે નહિ. હવે શું કરવું તેની તેમને સમજ પડી નહિ. પરંતુ રામ તેમનો બચાવ કરવાને આવ્યા અને પોતાના પિતાને પ્રતિજ્ઞાભંગનો દોષ ન લાગે એટલા માટે રાજ્યનો ત્યાગ કરવાને અને વનવાસ ભોગવવાને ખુશીથી તૈયાર થયા. આ પ્રકારે રામ પોતાની પ્રેમાળ પત્ની સીતા અને પોતાના ભક્તબંધુ લક્ષ્મણ કે જેઓ કોઈ પણ પ્રકારે તેમનાથી દૂર રહેવા માગતા નહોતા, તેમની સાથે ચૌદ વર્ષપર્યંત વનવાસ ભોગવવાને અરણ્યમાં જઈને રહ્યા. આ ગીચ જંગલોમાં એ સમયે અનાર્ય જાતિની વસ્તી હતી; પરંતુ આર્યોને તેમના વિષે વધારે માહિતી હતી નહિ. એ જંગલી જાતિઓમાંની એકને તેઓ "વાનર" નામથી ઓળખતા અને બીજા એક જાતિના લોકો જેઓ અસાધારણ બળ અને કૌશલ્ય ધરાવતા હતા તેઓ "રાક્ષસ" કહેવાતા હતા.

આ રીતે રાક્ષસો અને વાનરોથી વસાયલા અરણ્યમાં રામ, લક્ષ્મણ અને સીતા ગયાં. સીતા જ્યારે રામની સાથે જવાને તૈયાર થયાં, ત્યારે રામે કહ્યું હતું કે, "તમે કે જે એક રાજકુમારી છો તે સંકટો સહન કરીને અજ્ઞાત ભયોથી પરિપૂર્ણ એવા અરણ્યમાં મારી સાથે શી રીતે આવી શકશો ?" પરંતુ સીતાએ પ્રત્યુત્તર આપ્યો કે, "જ્યાં રામ જશે ત્યાં સીતા પણ જશે. શરીરની છાયા કાંઈ શરીરથી છેટી થોડીજ રહી શકશે?" સીતાજીના અત્યંત પ્રેમ અને આગ્રહને રામ રોકી શક્યા નહિ અને

કનિષ્ઠબંધુ લક્ષ્મણ પણ તેમની સાથે ગયા. તેઓ ત્રણે અરણ્યમાં ઘણે દૂર નીકળી જઈ યમુના નદી આગળ આવી પહોંચ્યાં. નદીના તટ પર તેમણે નાની પર્ણકુટિ બાંધી. રામ તથા લક્ષ્મણ મૃગોનો શિકાર તથા ફળોનો સંચય કરતા. આ પ્રકારે તેઓ કેટલાક સમય પર્યંત રહ્યા પછી એક દિવસ એક રાક્ષસી એ સ્થળે આવી. તે લંકા (સિંહલદ્વીપ) ના રાક્ષસ રાજાની બહેન હતી. તે સ્વચ્છંદતાપૂર્વક અરણ્યમાં ભટકતી ભટકતી રામની પાસે આવી અને તેમનું પરમ સુંદર સ્વરૂપ જોઈને તેમના પર આસક્ત બની ગઈ. પરંતુ રામ પવિત્રમાં પવિત્ર પુરુષ હતા અને વળી વિવાહિત પણ હતા, એટલે તેઓ તેના પ્રેમનો સ્વીકાર કરવાને અશક્ત હતા. આ અપમાનથી બળતી તે પોતાના બંધુ રાક્ષસરાજાની પાસે ગઈ અને રામનાં પત્ની સીતાના અલૌકિક રૂપલાવણ્ય સંબંધી સર્વ હકીકત તેને નિવેદન કરી. રામ સર્વ મનુષ્યોથી બળવાન હતા. રાક્ષસો કે દૈત્યો કે ઈતર કોઈ વ્યક્તિ તેમને જીતવાનું સામર્થ્ય ધરાવતી નહોતી. આથી રાક્ષસરાજાને પ્રપંચનો આશ્રય ગ્રહણ કરવો પડ્યો. બીજો એક રાક્ષસ કે જે ઐંદ્રજાલિક હતો, તેને તેણે સહાયમાં લીધો. આ રાક્ષસ એક સુંદર સોનેરી બાલવાળા હરિણનું રૂપ ધારણ કરીને રામ જ્યાં રહેતા હતા ત્યાં આમતેમ કૂદકા મારતો ફરવા લાગ્યો. અંતે સીતા તેનું સૌંદર્ય જોઈને મોહિત થયાં અને રામને કહ્યું કે, "આ મૃગ મને પકડી આપો." રામ સીતાના રક્ષણનો ભાર લક્ષ્મણને સોંપીને મૃગને પકડવા અરણ્યમાં ગયા. ત્યાર પછી લક્ષ્મણે પર્ણકુટિની આસપાસ મંત્રબળથી અગ્નિનું એક વર્તુલ દોર્યું અને સીતાને કહ્યું: "આજે આપણા પર કાંઈ વિપત્તિ આવી પડે એમ મને લાગે છે અને એટલા માટે હું આપને આ ઐંદ્રજાલિક વર્તુલની બહાર પગ નહિ મૂકવાની પ્રાર્થના કરું છું. જો

તમે એથી વિરુદ્ધ વર્તશો તો તમારા પર જરૂર કાંઇક સંકટ આવી પડશે." દરમ્યાન રામે પોતાના બાણ વતી ઐંદ્રજાલિક મૃગને વીંધી નાખ્યો અને તરતજ તે મૃગ મનુષ્યના રૂપમાં ફેરવાઇ જઇને મરણ પામ્યો.

એજ ક્ષણે પર્ણકુટિ આગળ રામનો ધ્વનિ આ પ્રમાણે સંભળાયોઃ "હે લક્ષ્મણ, મારી વારે ધા!" ત્યારે સીતાએ કહ્યુંઃ "લક્ષ્મણજી! રામને સહાય કરવાને એકદમ અરણ્યમાં જાઓ." લક્ષ્મણે આ સામે વિરોધ પ્રદર્શિત કરી કહ્યુંઃ "એ રામનો સ્વર નથી." પરંતુ સીતાની વિનંતીથી અને અતિ આગ્રહથી લક્ષ્મણને રામની શોધ કરવાને જવું પડ્યું. લક્ષ્મણ ગયા કે તરતજ રાક્ષસ રાજા રાવણ યાચક સાધુના રૂપમાં દ્વાર આગળ આવીને ઊભો રહ્યો અને ભિક્ષા માગવા લાગ્યો. સીતાએ કહ્યુંઃ "થોડી વાર થોભો, મારા સ્વામી આવે એટલે હું તમને ભિક્ષા આપી સંતુષ્ટ કરીશ." તે બોલ્યોઃ "સન્નારિ, હું થોભી શકતો નથી, હું અતિ ક્ષુધાતુર છું, તમારી પાસે જે કાંઇ તૈયાર હોય તે મને આપો." આ સાંભળી સીતા પર્ણકુટિમાં થોડાંક ફળો હતાં તે લઈ આવ્યાં. યાચક સાધુએ તેમને સમજાવીને શ્રદ્ધા બેસાડી કે તે પવિત્ર વ્યક્તિ છે; માટે તેમને ભીતિ રાખવાની કાંઇ પણ આવશ્યકતા નથી અને એ રીતે તેમને ફળો હાથોહાથ આપવાને ઉદ્યુક્ત કર્યાં. આ પ્રકારે સીતા ઐંદ્રજાલિક વર્તુલની બહાર આવ્યાં એટલે સાધુવેષધારી રાક્ષસે તત્ક્ષણ પોતાનું રાક્ષસશરીર ધારણ કરી તેમને ઊંચકી લીધાં અને પછી થોડે દૂર ઊભા રાખેલા રથમાં નાખી રોતાં સીતાની સાથે પલાયન કરી ગયો. રંક સીતા! તે હવે છેક્જ નિરાધાર હતાં. ત્યાં તેમની વહારે ધાય એવું કોઈ પણ નહોતું. રાક્ષસ તેમને લઇ જતો હતો ત્યારે તેમણે પોતાની પાસે જે થોડાક અલંકારો હતા, તે એક પછી એક કાઢીને થોડે થોડે અંતરે

ભૂમિ પર નાખતાં ગયાં.

રાવણ તેમને પોતાના રાજ્યમાં–સિંહલદ્વીપમાં લઇ ગયો ને તેમની પાસે પોતાની રાણી બનવાની માગણી કરી. તે માગણીનો સ્વીકાર કરવાને તેમને ઘણી રીતે લલચાવ્યાં, પરંતુ સીતા પવિત્રતાનો અવતાર હતાં. તેઓ તો તે રાક્ષસની સાથે બોલતાં સુધ્ધાં નહિ. રાવણે તેમને શિક્ષા કરવાને માટે જ્યાંસુધી તેઓ તેની રાણી થવાને સંમત ન થાય, ત્યાંસુધી રાત્રિદિવસ એક વૃક્ષની નીચે રહેવાની ફરજ પાડી.

જ્યારે રામ અને લક્ષ્મણ પર્ણકુટિમાં પાછા આવ્યા અને સીતાને ત્યાં ન જોયાં, ત્યારે તેમના શોકનો પાર રહ્યો નહિ. સીતાનું શું થયું, તેનો તેઓ નિર્ણય કરી શક્યા નહિ. ઉભય બંધુઓ સીતાની શોધ કરતા પ્રત્યેક સ્થળે ફરવા લાગ્યા; પરંતુ તેમને તેનો કાંઇ પણ પત્તો લાગ્યો નહિ દીર્ઘકાળ પર્યંત શોધ કર્યા પછી તેઓ "વાનરો"ના એક ટોળા પાસે આવ્યા કે જેની વચ્ચે "વાનરદેવ" હનુમાન હતા. વાનરોના રાજા હનુમાન રામના પરમ વિશ્વાસુ સેવક બન્યા અને આપણે જેમ પાછળથી જોઈશું તેમ તેમણે તેમને સીતાને મેળવવામાં સહાય કરી. રામ પ્રત્યે તેઓ એટલી અપૂર્વ ભક્તિ ધરાવતા હતા કે હિંદુઓ અદ્યાપિ તેમને પ્રભુના સેવકના સત્ય આદર્શ તરીકે પૂજે છે. તમે જાણો છો કે, "વાનરો" અને "રાક્ષસો"નો અર્થ દક્ષિણ-ભારતના જંગલી લોકો છે.

આ પ્રકારે રામે અંતે આ "વાનરો" ની સાથે મિત્રતા કરી. વાનરોએ તેમને જણાવ્યું કે, "અમે આકાશમાં એક રથ-વિમાન–ઊડતો જતો જોયો હતો. તેમાં એક 'રાક્ષસ' બેઠેલો હતો, જે એક પરમ સુંદર સ્ત્રીને લઇ જતો હતો. તે સ્ત્રી બહુ આક્રંદ કરતી હતી અને રથ જ્યારે અમારાં મસ્તકો પર થઈને

ગયો ત્યારે તેણે અમારું ધ્યાન આકર્ષિત કરવાને માટે પોતાનો એક અલંકાર નાખ્યો હતો." ત્યાર પછી તેમણે રામને તે અલં- કાર બતાવ્યો. લક્ષ્મણે તે અલંકાર લઈને કહ્યું: "આ અલંકાર કોનો છે તે હું જાણતો નથી." રામે તે અલંકાર તેમના હાથમાંથી લીધો અને તેને એકદમ ઓળખીને કહ્યુઃ "હા, એ સીતાનોજ છે!" લક્ષ્મણ તે અલંકારને ઓળખી શક્યો નહિ, તેનું કારણ એ હતું કે, ભારતવર્ષમાં જ્યેષ્ઠબંધુની પત્નીને એટલી પૂજ્ય ગણવામાં આવતી હતી કે, તેણે કદી પણ સીતાના પગ સિવાય અન્ય અવયવ તરફ દૃષ્ટિપાત કર્યો નહોતો અને તે ગળાની માળા હોવાથી તે કોની હતી, તે એ જાણી શક્યો નહિ. આ વાર્તામાં આર્યોની એક અગત્યની પ્રાચીન રીતિનું નિદર્શન રહેલું છે. ત્યાર પછી વાનરોએ એ રાક્ષસરાજા કોણ હતો અને તે ક્યાં રહેતો હતો તે રામને કહ્યું અને પછી તેની શોધ કરવાને બંધુ લક્ષ્મણ સાથે તે નીકળી પડ્યા.

હવે વાનરરાજા વાલી અને તેનો બંધુ સુગ્રીવ એ તે સમયે રાજ્યને માટે માંહોમાંહે લડતા હતા. કનિષ્ઠબંધુ સુગ્રીવને રામે સહાય આપી અને વાલી કે જેણે તેને હાંકી કાઢ્યો હતો તેની પાસેથી તેણે પુનઃ રાજ્ય પ્રાપ્ત કર્યું; બદલામાં તેણે રામને સહાય કરવાનું વચન આપ્યું.તેઓ આસપાસનો સમસ્ત પ્રદેશ ખોળી વળ્યા, પરંતુ સીતાનો કાંઈ પત્તો લાગ્યો નહિ. અંતે હનુમાન ભારતના તટથી એક કૂદકો મારી સિંહલદ્વીપમાં ગયા અને સમગ્ર લંકામાં સીતાની તપાસ કરી. પરંતુ ક્યાંય તેઓ તેમને જડ્યાં નહિ.

લંકાના રાક્ષસ રાજાએ દેવો, પુરુષો, સ્ત્રીઓ અને સમગ્ર જગતને જીત્યું હતું અને તેણે પુષ્કળ સૌદર્યવાન સ્ત્રીઓને પોતાની રખાત બનાવી હતી હનુમાને પોતાના મનમાં વિચાર

કર્યો કે, " સીતાજી તેમની સાથે મહાલયમાં તો હોઈ શકેજ નહિ; તેઓ તો એવા સ્થાનમાં રહેવાને બદલે મરણજ પામે." આવો વિચાર કરી હનુમાન તેમની ખોજ કરવાને માટે અન્યત્ર ગયા. અંતે તેમણે સીતાને એક વૃક્ષની નીચે બેઠેલાં જોયાં. ક્ષિતિજમાં જણાતા બીજના ચદ્રમાની પેઠે તેઓ નિસ્તેજ અને કૃશ થઈ ગયાં હતાં! હવે હનુમાન એક નાના કીટનું રૂપ લઇને વૃક્ષ પર ચઢીને બેઠા અને સીતાની પાસે રાવણની મોકલેલી રાક્ષસીઓ આવીને સીતાને ભયથી વશ કરવાનો કેવો પ્રયત્ન કરી રહી હતી અને તેમ છતાં સીતા રાક્ષસરાજાનું નામ સુધ્ધાં સાંભળતાં નહિ તે જોયું.

ત્યાર પછી હનુમાન સીતાની વધુ નિકટ આવ્યા અને તેમને કહ્યું: " હું રામનો દૂત છું; તેમણે મને આપની શોધ કરવાને મોકલ્યો છે." પછી રામે તેમને ચિહ્‌ન તરીકે જે એક મુદ્રિકા આપી હતી તે તેમણે સીતાને બતાવી વળી તેમણે સીતાજીને એમ પણ જણાવ્યું કે તેઓ ક્યાં છે તે રામના જાણવામાં આવશે કે તરતજ તેઓ સેના સહિત આવશે, રાક્ષસોને પરાજિત કરશે અને તેમને લઇ જશે. પછી તે બોલ્યાઃ "છતાં જો આપની ઇચ્છા હોય તો હું આપને મારા સ્કંધ પર બેસાડીને લઈ જાઉં અને એક કૂદકા વતી સમુદ્ર ઓળંગીને રામ કને પહોંચી જાઉં." પરંતુ સીતા એ વિચારમાં સંમત થઇ શક્યાં નહિ, કારણકે તેઓ પવિત્રતાનો અવતાર હતાં અને પોતાના સ્વામી સિવાય કોઈ પણ પર પુરુષના શરીરને સ્પર્શ કરી શકતાં નહોતાં. આથી તેઓ ત્યાંજ રહ્યાં; પરંતુ તેમણે રામને આપવાને પોતાના વાળમાંથી એક અલંકાર કાઢીને આપ્યો અને તે લઇને હનુમાન રામ પાસે પાછા ફર્યા.

હનુમાન પાસેથી સર્વ હકીકત સાંભળીને રામે સેના એકત્ર

કરી અને ભારતના દક્ષિણ છેડા તરફ કૂચ કરી. ત્યાં રામના વાનરોએ ભારતને સિંહલદ્વીપ સાથે જોડનારો સેતુબંધ નામનો પ્રચંડ પુલ બાંધ્યો. હમણાં પણ જ્યારે પાણી બહુ થોડું હોય છે ત્યારે ત્યાંના રેતીના ઢગલાઓ પર થઇને ભારતવર્ષથી સિંહલદ્વીપ જઇ શકાય છે.

હિંદુઓની માન્યતા પ્રમાણે રામ ઇશ્વરાવતાર હતા. ભારતવાસીઓ તેમને ઇશ્વરનો સાતમો અવતાર માને છે.

રાક્ષસો અને વાનરોએ આખા ડુંગરોના ડુંગરો ખોદી કાઢીને સમુદ્રમાં નાખ્યા અને તેના ઉપર પાષાણો અને વૃક્ષોના ઢગ કરીને લંકા જવાનો માર્ગ તૈયાર કર્યો. કહે છે કે એક નાની ખિસકોલી રેતીમાં આળોટતી અને પુલ ઉપર આવીને રેતીને ખંખેરી નાખતી. આ પ્રકારે તે તેની અલ્પશક્તિથી પુલ બાંધવામાં સહાય કરતી. વાનરો પુલને માટે સમગ્ર પર્વતો, આખાં જંગલો અને રેતીના પ્રચંડ ઢગ લાવતા, તેથી તેઓ રેતીમાં આળોટીને રેતી ખંખેરતી આ નાની ખિસકોલીનો ઉપહાસ કરતા; પરંતુ રામ તે જોઇને બોલ્યા: "આ નાની ખિસકોલીનું કલ્યાણ થાઓ! એ પોતાનાથી બની શકતું વિશેષમાં વિશેષ કાર્ય કરે છે અને એટલા માટે એ પણ તમારા જેટલીજ ધન્યવાદને પાત્ર છે." ત્યાર પછી તેમણે તે ખિસકોલીની પીઠ ધીમેથી થાબડી અને કહેવાય છે કે, એજ કારણથી ગરદનથી પૂંછડી તરફ જતાં અંગુલિઓનાં ચિહ્નો આજે પણ ખિસકોલીની પીઠ પર જોવામાં આવે છે.

પુલ બંધાઇ રહ્યો એટલે "વાનરો"નું સમગ્ર સૈન્ય રામ અને તેમના બંધુની આગેવાની નીચે લંકામાં દાખલ થયું; ત્યાર પછી કેટલાક માસ પર્યંત પ્રચંડ યુદ્ધ અને અત્યંત રક્તપાત થતાં રહ્યાં. અંતે રાક્ષસ રાજા રાવણને પરાસ્ત કરીને તેનો વધ

કરવામાં આવ્યો અને તેનું પાટનગર તથા ધન, સુવર્ણથી બનેલા મહાલયો અને સર્વ વસ્તુઓ હસ્તગત કરવામાં આવી. ભારતવર્ષના અંતસ્થ ભાગમાં આવેલાં દૂરનાં ગામોમાં હું જ્યારે લોકોને કહું છું કે, હું લંકામાં જઈ આવ્યો છું ત્યારે તે સરળ હૃદયનાં મનુષ્યો પૂછે છે કે, "આપણા ગ્રંથોમાં જણાવ્યું છે તે પ્રમાણે ત્યા શું સુવર્ણનાં ઘરો છે?" આ પ્રકારે આ સમસ્ત સુવર્ણમય ઘરો રામના હાથમાં આવ્યાં. રાવણના કનિષ્ઠ બંધુ વિભીષણે યુદ્ધ દરમ્યાન તેમની જે કિંમતી સેવા કરી હતી તેના બદલા તરીકે તેમણે આ સર્વ તેને સમર્પણ કર્યું અને તેના બંધુના સ્થાનમાં તેને રાજગાદીએ બેસાડ્યો.

ત્યાર પછી રામે સીતા અને પોતાના અનુયાયીઓ સહિત લંકાનો ત્યાગ કર્યો. વનવાસની મુદત પૂર્ણ થયા પશ્ચાત્ કનિષ્ઠ બંધુ ભરતે આવીને રામને સિંહાસન ગ્રહણ કરવાની ઘણીજ આજીજીપૂર્વક પ્રાર્થના કરી. રામના અરણ્યવાસ દરમ્યાન પણ ભરતે રાજ્યગાદી ન સ્વીકારતાં રામની બે ચાખડીઓ ગાદી પર પ્રતિષ્ઠિત કરીને તેમના સેવક તરીકેજ રાજ્યવહીવટ ચલાવ્યો હતો. પછી રામ પોતાના પાટનગરમાં પાછા આવ્યા અને પોતાની પ્રજાની સામાન્ય સંમતિથી અયોધ્યાના રાજા બન્યા. અલ્પ સમય પછી તેમની પ્રજામાં ગણગણાટ શરૂ થયો કે, "સીતાજી લંકામાં સંપૂર્ણ નિષ્કલંક રહ્યાં હતાં એ વાતની ખાતરી શી?" રામે કહ્યું: "સીતા વિશુદ્ધ છે. એ પવિત્રતાનો અવતાર છે." પણ લોકોએ આગ્રહ કર્યો કે, "તે છતાં અમે કસોટી માગીએ છીએ." ત્યાર પછી એક પ્રચંડ ચિતા ખડકવામાં આવી, જેમાં સીતાને ભૂસકો મારવાનો હતો. સીતા મરણ પામશે એવી ચિંતાથી રામ શોકાતુર બની ગયા; પરંતુ સીતા ચિતામાં પ્રવેશ્યાં કે તરતજ અગ્નિદેવ પોતેજ સિંહાસન પર સીતાને લઈને હાજર

થયા. હવે સમગ્ર રાજ્યમાં અત્યંત હર્ષ ફેલાઇ રહ્યો અને પ્રત્યેક જણને સંતોષ થયો.

પ્રાચીનકાળમાં રાજાને પોતાની પ્રજાના કલ્યાણને માટે જે પ્રતિજ્ઞાઓ લેવી પડતી હતી તે આવશ્યક પ્રતિજ્ઞાઓ રાજ્યગાદીએ બેઠા પછી રામે લીધી. એ સમયમાં રાજાએ પોતાની પ્રજાના અભિપ્રાયને માન આપીને વર્તવું પડતું અને તેઓ પોતાને પ્રજાના સેવક સમજતા હતા. રામે સીતાની સાથે થોડાં વર્ષો સુખમાં વ્યતીત કર્યાં. એવામાં લોકો વળી પાછા ગણગણાટ કરવા લાગ્યા કે, "સીતાને એક રાક્ષસ હરી ગયો હતો અને સમુદ્રપાર લઇ ગયો હતો, છતાં તેમને મહેલમાં રાખ્યા છે, તો રામે તેનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ."

લોકોને સંતોષવાને માટે સીતાને હદપાર કરવામાં આવ્યાં. જે અરણ્યમાં ઋષિ-કવિ વાલ્મીકિનો આશ્રમ હતો તે અરણ્યમાં તેમને મૂકી આવવામાં આવ્યાં. ઋષિએ રંક સીતાને રોતાં અને એકલાં જોયાં અને તેમની દુઃખમય વાર્તા સાંભળીને તેમને પોતાના આશ્રમમાં આશ્રય આપ્યો. સીતાનો પ્રસૂતિકાળ નિકટ આવ્યો હતો અને તેમણે બે જોડિયા પુત્રોને જન્મ આપ્યો. કવિએ તે કુમારોને તેઓ કોણ હતા તે કદી પણ કહ્યું નહિ. તેમણે તેમને બ્રહ્મચારી તરીકે ઉછેર્યા. ત્યાર પછી તેમણે રામાયણના નામથી પ્રસિદ્ધ થયેલું કાવ્ય રચ્યું અને તેને સંગીતમાં તેમજ નાટકમાં પણ ઉતાર્યું.

ભારતવર્ષમાં નાટક અને સંગીત એ બંને કળાઓને અત્યંત મહત્ત્વ અપાયલું છે. સંગીતને તો પંચમવેદનીજ ઉપમા આપેલી છે. કોઇ પણ પ્રભુપ્રેમના ગીતને માણસ જો તેના બરાબર અર્થમાં તલ્લીન બનીને ગાય, તો તે મુક્તિ પ્રાપ્ત કરે છે; અને તેને જપતપાદિ અન્ય સાધનો સાધવાં પડતાં નથી. વ્યાસાદિ-

સાધનો વડે જે મેળવવાનું છે તેજ સાધ્ય સંગીતથી પણ પ્રાપ્ત થાય છે એવી અમારી માન્યતા છે; માટે વાલ્મીકિએ રામાયણની કથા નાટકમાં તૈયાર કર્યા પછી તે કેવી રીતે ગાવું તે રામના બેઉ પુત્રોને શીખવ્યું.

હવે આ તરફ અયોધ્યામાં રામે પ્રાચીનકાળના અન્ય પરાક્રમી રાજાઓની પેઠે એક મહાયજ્ઞ કરવાનો વિચાર કર્યો; પરંતુ ભારતવર્ષમાં કોઈ પણ ધર્મક્રિયા પોતાની પત્ની વિના થઇ શકતી નથી. તેની સાથે તેની પત્ની–સહધર્મિણી–ધર્મમાં સહકાર કરનારી હોવીજ જોઇએ. હિંદુ ગૃહસ્થને શતાવધિ ધર્મક્રિયાઓ કરવાની હોય છે; પરંતુ તેની સાથે પૂરક તરીકે તેની પત્ની ન હોય તો શાસ્ત્રાનુસાર કોઇ પણ ક્રિયા વિધિ અનુસાર થયેલી ગણાતી નથી.

હવે તે સમયે રામનાં પત્ની દેશપાર હતાં. આથી લોકોએ તેમને પુનઃ લગ્ન કરવાને કહ્યું. પરંતુ આ પ્રસ્તાવ થતાં રામ પોતાના જીવનમાં પહેલીજ વાર લોકોની ઇચ્છાની સામે થયા. તેમણે કહ્યું કે, "એમ બની શકે નહિ. સીતા સિવાય અન્ય પત્નીને આ જીવનમાં હું ગ્રહણ કરી શકીશ નહિ." આથી યજ્ઞક્રિયા કરી શકાય એટલા માટે સીતાના સ્થાનમાં સ્થાપિત કરવાને તેમનું એક સુવર્ણમય પૂતળું તૈયાર કરવામાં આવ્યું. આ મહાન ઉત્સવમાં ધાર્મિક લાગણીની વૃદ્ધિ કરવા માટે નાટ્યપ્રયોગની પણ વ્યવસ્થા કરવામાં આવી હતી. મહાન ઋષિ–કવિ વાલ્મીકિ પણ પોતાના શિષ્યો તેમજ (રામના અજ્ઞાત પુત્રો) લવ તથા કુશ સહિત યજ્ઞમાં પધાર્યા. રંગભૂમિ તૈયાર કરવામાં આવી હતી અને નાટ્યપ્રયોગને માટે પ્રત્યેક તૈયારી કરી હતી. રામ, તેમના બંધુઓ, તેમના સમસ્ત ઉમરાવો અને પ્રજાજનોના આવવાથી પ્રેક્ષકમંડળ બહુ મોટું થયું હતું. વાલ્મીકિના નેતૃત્વ નીચે

લવ અને કુશે રામનું જીવનચરિત્ર ગાયું ; તેમણે પોતાના મોહક રાગ અને દેખાવથી સમગ્ર મંડળને મોહિત કરી દીધું. રંક રામ તો પ્રાયઃ ઉન્મત્ત બની ગયા અને નાટકમાં જ્યારે સીતાના દેશનિકાલનો પ્રવેશ આવ્યો ત્યારે શું કરવું તેની તેમને સૂઝ પડી નહિ, ત્યારે ઋષિએ તેમને કહ્યું: " શોક કરશો મા, હું આપને સીતા બતાવીશ." ત્યાર પછી સીતાને રંગભૂમિ પર આણવામાં આવ્યાં અને રામે દોડી જઈને તેમને આલિંગન કર્યું. હવે એકદમ પેલો જૂનો ગણગણાટ પાછો ઉપસ્થિત થયો:"કસોટી, કસોટી." પોતાની કીર્તિ પર વારંવાર જે ક્રૂર કલંક લગાડવામાં આવતું હતું, તેને રંક સીતા હવે સહન કરી શક્યાં નહિ. તેમણે પોતાની નિર્દોષતા પ્રમાણિત કરવાને દેવોને પ્રાર્થના કરી અને તરતજ પૃથ્વી ફાટી. સીતા " આ રહી 'કસોટી' " એવા ઉદ્ગાર સહિત ભૂગર્ભમાં એકદમ અદૃશ્ય થઇ ગયાં. આવો શોકમય અંત જોઇ ત્યાં બેઠેલા સૌ કોઇ લોકો ચોંકી ઊઠયા અને રામના શોકનો તો પારજ ન રહ્યો.

સીતાજી સમાઇ ગયા પછી થોડા દિવસે એક દૂત રામની પાસે આવ્યો અને જણાવ્યું કે, " પૃથ્વી પરનું આપનું કાર્ય સમાપ્ત થયું છે અને હવે આપ સ્વધામમાં પધારો. " આ સમાચાર સાંભળતાંજ તેમને પોતાના સત્ય સ્વરૂપની પ્રતીતિ થઇ અને તેમણે પોતાના શરીરને પાટનગરની પાસે થઇને વહેતી સરયુ નદીના જલમાં સદાને માટે જળસમાધિ આપી.

આ પ્રમાણે ભારતવર્ષના આ સર્વથી મહાન, પ્રાચીન અને વીરરસપ્રધાન કાવ્યનો સાર છે. રામ અને સીતા એ ભારતીય પ્રજાના આદર્શો છે. સમસ્ત બાળકો, ખાસ કરીને છોકરીઓ સીતાને પૂજે છે. સીતા સમાન પવિત્ર, સ્વામીભક્ત અને સહનશીલતાનો અવતાર બનવું એ આર્ય સ્ત્રીઓની મહત્ત્વાકાંક્ષાનો

કલશ છે ! રામાયણ વાંચીને તમે આ પાત્રોનો વિગતવાર અભ્યાસ કરો ત્યારેજ ભારતવર્ષનો આદર્શ પશ્ચિમના આદર્શથી કેટલો બધો ભિન્ન છે તે તમે સમજી શકો તેમ છો. પ્રજાને માટે સીતા સહનશીલતાનો આદર્શ છે પશ્ચિમ કહે છેઃ “ કાર્ય કરો, કાર્યદ્વારા તમારી શક્તિ પ્રદર્શિત કરો.” ભારતવર્ષ કહે છેઃ “ સહનશીલતાદ્વારા તમારૂં સામર્થ્ય પ્રદર્શિત કરો.” મનુષ્યની પાસે કેટલું વિશેષ હોઇ શકે એ પ્રશ્નનો નિર્ણય પશ્ચિમે કર્યો છે; અને મનુષ્યની પાસે કેટલુ થોડું હોઇ શકે એ પ્રશ્નનો નિર્ણય ભારતવર્ષે કર્યો છે; એ બે છેડાઓ છે. સીતા એ ભારતવર્ષનો આદર્શ છે. તેઓ જગતમાં કદી જન્મ્યાં હતાં કે નહિ, આ વાત ઐતિહાસિક છે વા નહિ, એ પ્રશ્ન અહીં નથી; પરંતુ આપણે એટલું તો ચોક્કસ જાણીએ છીએ કે તેઓ આદર્શ છે. સીતાનો આ આદર્શ સમગ્ર ભારતીય પ્રજામાં એટલો બધો વ્યાપ્ત થઇ ગયો છે, સ્વયં પ્રજાના જીવનમાં એટલો બધો પ્રવિષ્ટ થઇ ગયો છે અને તેના રુધિરના પ્રત્યેક બિંદુમાં એટલો બધો મિશ્રિત થઇ ગયો છે કે, એ બાબતમાં ઇતર કોઇ પણ પૌરાણિક વાર્તા તેની સ્પર્ધા કરી શકે એમ નથી. ભારતવર્ષમાં પ્રત્યેક સારી, વિશુદ્ધ અને પવિત્ર વસ્તુને માટે અને સ્ત્રીના સંપૂર્ણ સ્ત્રીત્વને માટે સીતાની ઉપમા પ્રચલિત છે. જો કોઇ ધર્માચાર્ય એક સ્ત્રીને આશીર્વાદ આપતો હશે, તો તે પણ એમજ કહેશે કે, “ સીતા જેવી થાઓ ! ” જો તે એક બાલિકાને આશીર્વાદ આપતો હોય, તોપણ તે એજ કહેશે કે, “ સીતા સમાન થજે ! ” સર્વ હિંદુકન્યાઓ અને સ્ત્રીઓ સીતાનાંજ સંતાનો છે અને સીતા બનવાને–ધૈર્યશીલ, સહનશીલ, સદા સ્વામીભક્ત અને ચિરવિશુદ્ધ પત્ની બનવાને–પ્રયત્ન કરે છે, કેમકે સીતા સર્વ સંકટ સહન કર્યા છતાં રામની વિરુદ્ધ એક પણ સખ્ત શબ્દ

બોલતાં નહોતાં; સ્વામીની આજ્ઞાનું પાલન કરવું એને તેઓ પોતાનો મુખ્ય ધર્મ માનતાં અને તે ધર્મ બજાવતાં. તેમને દેશપાર કરી અરણ્યમાં મોકલવામાં કેટલો ભયંકર અન્યાય કરવામાં આવ્યો હતો! પરંતુ સીતા કટુતાને ઓળખતાંજ નહોતાં. એ ખરો ભારતીય આદર્શ છે. પ્રાચીનકાળમાં થઈ ગયેલા બુદ્ધ ભગવાન કહે છે કે, "ઈજા કરનાર માણસને સામી ઈજા કરવાથી કાંઇ તમારી ઈજા કમી થતી નથી, ઊલટું એથી તો જગતમાં દુષ્ટતાની વૃદ્ધિજ થશે." સીતા સ્વભાવથીજ સાચાં ભારતીય સન્નારી હતાં. તેઓ કદી પણ ઈજાનો બદલો ઈજાથી લેતાં નહિ. એમાંથી વધારે સાચો આદર્શ કયો છે તે કોણ જાણે છે? પશ્ચિમમાં મનાતો બહારની સત્તા અને સામર્થ્યનો, કે પૂર્વનો હિંમતપૂર્વક દુઃખ સહન કરવાનો?

પશ્ચિમ કહે છે કે, અમે અનિષ્ટને તેની સામા થઇને ન્યૂન કરીએ છીએ; અને ભારતવર્ષ કહે છે કે, અમે અનિષ્ટને સહનશીલતાથી નષ્ટ કરીએ છીએ આ ઉભય મહાન આદર્શો છે; પરંતુ એમાંથી આગળ જતાં કોનો વિજય થશે તેની કોને ખબર છે? એમાંની કયી વૃત્તિ વસ્તુતઃ માનવજાતિને સૌથી વિશેષ લાભ કરશે તે કોને જ્ઞાત છે? કયી વૃત્તિ પશુતાને જીતશે તેની કોને માહિતી છે? સહનશીલતા તેમ કરશે કે કર્તૃત્વ તેમ કરશે? આ પ્રશ્નનો નિર્ણય આવે ત્યારે ખરો; પરંતુ ત્યાંસુધી આપણે એકબીજાના આદર્શોનો વિધ્વંસ કરવાનો પ્રયત્ન તો નજ કરવો જોઇએ. આપણે બંને પક્ષવાળા અનિષ્ટના નાશનું એકજ કાર્ય કરવાનો ઉદ્દેશ ધરાવીએ છીએ. તમે તમારી પદ્ધતિ ગ્રહણ કરો અને અમને અમારી પ્રણાલી ગ્રહણ કરવા દો. આપણે આદર્શનો વિધ્વંસ ન કરવો જોઇએ. હું પશ્ચિમને એમ નથી કહેતો કે, અમારી પદ્ધતિ ગ્રહણ કરો.

ધ્યેય એકજ છે, પરંતુ તેને પ્રાપ્ત કરવાની પ્રણાલીઓ સર્વ કોઇ માટે કદી પણ એક હોઇ શકે નહિ. એટલા માટે હું આશા રાખું છું કે, ભારતવર્ષના આદર્શો શ્રવણ કર્યા પછી તમે પણ એમજ કહેશો કે, "અમે જાણીએ છીએ કે ધ્યેય-આદર્શ આપણ ઉભયને માટે એકજ છે. તમે તમારા માર્ગને-તમને યોગ્ય લાગે તે પ્રણાલીને સુખેથી અનુસરો, ઈશ્વર તમને સહાય કરો." આપણા આદર્શ ગમે તેટલા ભિન્ન અને વિરોધી જણાય, તોપણ ઉભયનુ ધ્યેય એકજ છે એવી પ્રતીતિ કરો. એવો સંદેશ પૂર્વ અને પશ્ચિમને પહોંચાડવાનું કાર્ય મારે જીવનના અંત સુધી કરવાનુ છે. આપણે જીવનની આ ગૂઢ ખીણમાંથી પસાર થતી વખતે એકબીજાને "પ્રભુ તમને સહાય કરો." એમજ કહેવું જોઇએ.





# મહાભારત

( આ વ્યાખ્યાન ૧ લી ફેબ્રુઆરી ૧૯૦૦ને દિને પાસાડેના-કેલિફોર્નિયાની "શેક્સપિયર ક્લબ"માં અપાયું હતું.)

બીજા જે વીરરસપ્રધાન કાવ્યના સંબંધમાં હું અત્યારે આપની સમક્ષ વિવેચન કરવાનો છું, તે મહાભારતના નામથી ઓળખાય છે. તેમાં રાજા ભરત કે જે દુષ્યંત અને શકુંતલાનો પુત્ર હતો, તેના કેટલાક વંશજોના વૃત્તાંતનો સમાવેશ થાય છે. મહા એટલે મહાન અને ભારત એટલે ભરત કે જેનાદ્વારા હિંદને ભારત નામ પ્રાપ્ત થયું છે તેના વંશજો. મહાભારત એટલે મહાન ભારતવર્ષ અથવા ભરતના મહાન વંશજોનો વૃત્તાંત. આ વીરરસપ્રધાન કાવ્યનું ક્ષેત્ર કુરુઓનું પ્રાચીન રાજ્ય છે અને કૌરવો તથા પાંડવોની વચ્ચે થયેલું મહાન યુદ્ધ એ આ વૃત્તાંતનો મુખ્ય વિષય છે. આ યુદ્ધસ્થળનો વિસ્તાર બહુ મોટો નથી. આ વીરરસપ્રધાન કાવ્ય ભારતવર્ષમાં અત્યંત લોકપ્રિય છે; અને હોમરનાં કાવ્યો ગ્રીકો પર જેટલી સત્તા ધરાવે છે, તેટલીજ સત્તા તે ભારતવર્ષમાં ધરાવે છે. જેમ જેમ સમય જતો ગયો, તેમ તેમ અધિકાધિક લખાણ તેમાં ઉમેરાતું ગયું અને અંતે તે કાવ્ય પ્રાયઃ એક લક્ષ શ્લોકોનો પ્રચંડ ગ્રંથ બની ગયો છે. સર્વ પ્રકારની વાર્તાઓ, દંતકથાઓ અને કલ્પિત કથાઓ, દાર્શનિક નિબંધો ઇતિહાસના ટુકડાઓ અને વિવિધ પ્રકારની ચર્ચાઓ વખતોવખત

યોદ્ધા દ્રોણના હાથ નીચે વિદ્યાભ્યાસ કરવાને મૂકવામાં આવ્યા અને તેમને રાજકુમારોને યોગ્ય એવી ભિન્નભિન્ન યુદ્ધવિષયક કલાઓ તથા વિજ્ઞાનોનુ શિક્ષણ સારી રીતે આપવામાં આવ્યું. રાજકુમારોનુ શિક્ષણ સમાપ્ત થતાં ધૃતરાષ્ટ્રે પાંડુના જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિરને તેના પિતાના સિંહાસન પર અધિષ્ઠિત કર્યો. યુધિષ્ઠિરના ચુસ્ત સદ્ગુણો અને તેના બંધુઓની વીરતા તથા એકનિષ્ઠા જોઈ અંધ રાજાના પુત્રોના હૃદયમાં ઈર્ષા ઉત્પન્ન થઈ અને તેમાંના સૌથી મોટા દુર્યોધનની સમજાવટથી પાડવબંધુઓ વારણાવતનો ધાર્મિક મહોત્સવ જોવા જવાને તત્પર થયા. ત્યાં દુર્યોધનની સૂચના પ્રમાણે શણ, લાખ અને ઇતર જ્વાલાગ્રાહી પદાર્થોના બનાવેલા એક મહાલયમાં તેમને ઉતારો આપવામાં આવ્યો અને પાછળથી ગુપ્ત રીતે એ મહાલયને આગ લગાડવામાં આવી. પરંતુ ધૃતરાષ્ટ્રના સાવકા બંધુ, ભલા વિદુરને દુર્યોધન અને તેના પક્ષના દુષ્ટ ઇરાદાની ખબર પડેલી હોવાથી તેમણે એ ષડ્યંત્ર વિષે પાડવોને ચેતાવ્યા હતા અને તેઓ કોઈને પણ જાણ પડવા દીધા સિવાય ત્યાંથી નાસી છૂટવાને શક્તિમાન થયા. કૌરવોએ જ્યારે જોયું કે ઘર બળીને ભસ્મીભૂત થયું છે ત્યારે તેમણે સંતોષનો દમ ખેંચ્યો અને ધાર્યું કે, હવે તેમના માર્ગમાંથી સમસ્ત વિઘ્નો દૂર થઈ ગયાં છે ત્યાર પછી ધૃતરાષ્ટ્રના પુત્રોએ રાજ્ય હસ્તગત કર્યું. પાંચ પાંડવબંધુઓ પોતાની માતા કુંતી સહિત અરણ્યમાં નાસી ગયાં. ત્યાં તેમણે ભિક્ષાદ્વારા નિર્વાહ ચલાવ્યો અને પોતે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ છે એમ કહી ગુપ્ત વેશમાં આમતેમ ફરતા રહ્યા ગીચ અરણ્યોમાં તેમના પર બહુ સંકટો પડયાં અને તેમને બહુ સાહસો કરવાં પડયાં; પરંતુ પોતાનાં મનોબળ, સામર્થ્ય અને વીરતાથી તેમણે સર્વ ભયો જીતી લીધા. એક નિકટના દેશની રાજકુમારીના નજીક

તેમાં ઉમેરવામાં આવી છે અને અંતે તે સાહિત્યનો એક અતિ વિશાળ, પ્રચંડ સમુચ્ચય બની ગયો છે છતાં તે સર્વની વચમાં થઈને મહાભારતનો મૂળ વૃત્તાંત જેવા ને તેવા રૂપમાં વહે છે.

ભારતવર્ષના રાજ્યને માટે બે સગા ભાઈઓ વચ્ચે-બે કુટુંબો એક કૌરવોનું કુટુંબ અને બીજું પાંડવોનું કુટુંબ વચ્ચે-થયેલું યુદ્ધ એ મહાભારતનો મુખ્ય વિષય છે.

આર્યો ભારતવર્ષમાં પ્રથમ નાનાં નાનાં ટોળાંઓમાં આવ્યા હતા અને ધીમે ધીમે તેમનો વિસ્તાર વધતો જઈ અંતે તેઓ ભારતવર્ષના શાસક બન્યા. ત્યાર પછી વર્ચસ્વ પ્રાપ્ત કરવા માટે એકજ કુટુંબની બે શાખાઓ વચ્ચે આ યુદ્ધ ઉપસ્થિત થયું. તમારા પૈકી જેમણે ગીતાનો અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે, તે ગ્રંથનો પ્રારંભ જેમાં બે સેનાઓ સામસામી ગોઠવાઈ ગઈ છે એવા સમરાંગણના વર્ણનથી થાય છે; એજ આ મહાભારતનું યુદ્ધ છે.

એકજ સમ્રાટના બંને પુત્રો હતા. જ્યેષ્ઠ બંધુનું નામ ધૃતરાષ્ટ્ર હતું અને બીજાનું નામ પાંડુ હતું. જ્યેષ્ઠ બંધુ ધૃતરાષ્ટ્ર જન્મથી અંધ હતો અને ભારતવર્ષના કાયદા પ્રમાણે કોઈ પણ અંધ, લંગડા, પાંગળા, ક્ષયપીડિત અથવા ઇતર કોઈ શારીરિક વ્યાધિ ધરાવનાર મનુષ્યને રાજ્યગાદીનો વારસો મળી શકતો નથી. તેને માત્ર નિર્વાહ પૂરતું મળી શકે છે. તેથી ધૃતરાષ્ટ્ર જ્યેષ્ઠ પુત્ર હોવા છતાં પણ સિંહાસન પર આરૂઢ થઈ શક્યો નહિ અને પાંડુ સમ્રાટ બન્યો.

ધૃતરાષ્ટ્રને સો પુત્રો હતા અને પાંડુને માત્ર પાંચ હતા. નાની વયમા પાંડુનું મરણ થયા પશ્ચાત્ ધૃતરાષ્ટ્ર કુરુવંશનો રાજા બન્યો અને તેણે પાંડુના પુત્રોને તેનાં પોતાનાં સંતાનોની સાથે ઉછેર્યા. જ્યારે તેઓ મોટા થયા ત્યારે તેમને મહાન ધર્માચાર્ય

યોદ્ધા દ્રોણના હાથ નીચે વિદ્યાભ્યાસ કરવાને મૂકવામાં આવ્યા અને તેમને રાજકુમારોને યોગ્ય એવી ભિન્નભિન્ન યુદ્ધવિષયક કલાએ તથા વિજ્ઞાનોનું શિક્ષણ સારી રીતે આપવામાં આવ્યું. રાજકુમારોનું શિક્ષણ સમાપ્ત થતાં ધૃતરાષ્ટ્રે પાંડુના જયેષ્ઠ પુત્ર યુધિષ્ઠિરને તેના પિતાના સિંહાસન પર અધિષ્ઠિત કર્યો. યુધિષ્ઠિરના ચુસ્ત સદ્‌ગુણો અને તેના બંધુઓની વીરતા તથા એકનિષ્ઠા જોઈ અંધ રાજાના પુત્રોના હૃદયમાં ઈર્ષા ઉત્પન્ન થઈ અને તેમાંના સૌથી મોટા દુર્યોધનની સમજાવટથી પાંડવબંધુઓ વારણાવતનો ધાર્મિક મહોત્સવ જેવા જવાને તત્પર થયા. ત્યાં દુર્યોધનની સૂચના પ્રમાણે શણુ, લાખ અને ઇતર જ્વાલાગ્રાહી પદાર્થોના બનાવેલા એક મહાલયમાં તેમને ઉતારો આપવામાં આવ્યો અને પાછળથી ગુપ્ત રીતે એ મહાલયને આગ લગાડવામાં આવી. પરંતુ ધૃતરાષ્ટ્રના સાવકા બંધુ, ભલા વિદુરને દુર્યોધન અને તેના પક્ષના દુષ્ટ ઇરાદાની ખબર પડેલી હોવાથી તેમણે એ ષડ્યંત્ર વિષે પાંડવોને ચેતાવ્યા હતા અને તેઓ કોઈને પણ જાણ પડવા દીધા સિવાય ત્યાંથી નાસી છૂટવાને શક્તિમાન થયા. કૌરવોએ જ્યારે જેયું કે ઘર બળીને ભસ્મીભૂત થયું છે ત્યારે તેમણે સંતોષનો દમ ખેંચ્યો અને ધાર્યું કે, હવે તેમના માર્ગમાંથી સમસ્ત વિઘ્નો દૂર થઈ ગયાં છે. ત્યાર પછી ધૃતરાષ્ટ્રના પુત્રોએ રાજ્ય હસ્તગત કર્યું. પાંચ પાંડવબંધુએ પોતાની માતા કુંતી સહિત અરણ્યમાં નાસી ગયાં. ત્યાં તેમણે ભિક્ષાદ્વારા નિર્વાહ ચલાવ્યો અને પોતે બ્રાહ્મણ વિદ્યાર્થીએ છે એમ કહી ગુપ્ત વેશમાં આમતેમ ફરતા રહ્યા. ગીચ અરણ્યોમાં તેમના પર બહુ સંકટો પડયાં અને તેમને બહુ સાહસો કરવાં પડયાં; પરંતુ પોતાનાં મનોબળ, સામર્થ્ય અને વીરતાથી તેમણે સર્વ ભયો જીતી લીધા. એક નિકટના દેશની રાજકુમારીના નજીક

તેમાં ઉમેરવામાં આવી છે અને અંતે તે સાહિત્યનો એક અતિ વિશાળ, પ્રચંડ સમુચ્ચય બની ગયો છે છતાં તે સર્વની વચમાં થઈને મહાભારતનો મૂળ વૃત્તાંત જેવા ને તેવા રૂપમાં વહે છે.

ભારતવર્ષના રાજ્યને માટે બે સગા ભાઈઓ વચ્ચે–બે કુટુંબો એક કૌરવોનું કુટુંબ અને બીજું પાંડવોનું કુટુંબ વચ્ચે–થયેલું યુદ્ધ એ મહાભારતનો મુખ્ય વિષય છે.

આર્યો ભારતવર્ષમાં પ્રથમ નાનાં નાનાં ટોળાંઓમાં આવ્યા હતા અને ધીમે ધીમે તેમનો વિસ્તાર વધતો જઈ અંતે તેઓ ભારતવર્ષના શાસક બન્યા. ત્યાર પછી વર્ચસ્વ પ્રાપ્ત કરવા માટે એકજ કુટુંબની બે શાખાઓ વચ્ચે આ યુદ્ધ ઉપસ્થિત થયું. તમારા પૈકી જેમણે ગીતાનો અભ્યાસ કર્યો છે તેઓ જાણે છે કે, તે ગ્રંથનો પ્રારંભ જેમાં બે સેનાઓ સામસામી ગોઠવાઈ ગઈ છે એવા સમરાંગણના વર્ણનથી થાય છે; એજ આ મહાભારતનું યુદ્ધ છે.

એકજ સમ્રાટના બંને પુત્રો હતા. જ્યેષ્ઠ બંધુનું નામ ધૃતરાષ્ટ્ર હતું અને બીજાનું નામ પાંડુ હતું. જ્યેષ્ઠ બંધુ ધૃતરાષ્ટ્ર જન્મથી અંધ હતો અને ભારતવર્ષના કાયદા પ્રમાણે કોઈ પણ અંધ, લંગડા, પાંગળા, ક્ષયપીડિત અથવા ઇતર કોઈ શારીરિક વ્યાધિ ધરાવનાર મનુષ્યને રાજ્યગાદીનો વારસો મળી શકતો નથી. તેને માત્ર નિર્વાહ પૂરતું મળી શકે છે. તેથી ધૃતરાષ્ટ્ર જ્યેષ્ઠ પુત્ર હોવા છતાં પણ સિંહાસન પર આરૂઢ થઈ શક્યો નહિ અને પાંડુ સમ્રાટ બન્યો.

ધૃતરાષ્ટ્રને સો પુત્રો હતા અને પાંડુને માત્ર પાંચ હતા. નાની વયમા પાંડુનું મરણ થયા પશ્ચાત્ ધૃતરાષ્ટ્ર કુરુવંશનો રાજા બન્યો અને તેણે પાંડુના પુત્રોને તેનાં પોતાનાં સંતાનોની સાથે ઉછેર્યા. જ્યારે તેઓ મોટા થયા ત્યારે તેમને મહાન ધર્માચાર્ય

યોદ્ધા દ્રોણના હાથ નીચે વિદ્યાભ્યાસ કરવાને મૂકવામાં આવ્યા અને તેમને રાજકુમારોને યોગ્ય એવી ભિન્નભિન્ન યુદ્ધવિષયક કલાઓ તથા વિજ્ઞાનોનું શિક્ષણ સારી રીતે આપવામાં આવ્યું. રાજકુમારોનું શિક્ષણ સમાપ્ત થતાં ધૃતરાષ્ટ્રે પાંડુના જ્યેષ્ઠ પુત્ર યુધિષ્ઠિરને તેના પિતાના સિંહાસન પર અધિષ્ઠિત કર્યો. યુધિષ્ઠિરના ચુસ્ત સદ્દગુણો અને તેના બંધુઓની વીરતા તથા એકનિષ્ઠા જોઈ અંધ રાજાના પુત્રોના હૃદયમાં ઈર્ષા ઉત્પન્ન થઈ અને તેમાંના સૌથી મોટા દુર્યોધનની સમજાવટથી પાંડવબંધુઓ વારણાવતનો ધાર્મિક મહોત્સવ જોવા જવાને તત્પર થયા. ત્યાં દુર્યોધનની સૂચના પ્રમાણે શણ, લાખ અને ઇતર જ્વાલાગ્રાહી પદાર્થોના બનાવેલા એક મહાલયમાં તેમને ઉતારો આપવામાં આવ્યો અને પાછળથી ગુપ્ત રીતે એ મહાલયને આગ લગાડવામાં આવી. પરંતુ ધૃતરાષ્ટ્રના સાવકા બંધુ, ભલા વિદુરને દુર્યોધન અને તેના પક્ષના દુષ્ટ ઇરાદાની ખબર પડેલી હોવાથી તેમણે એ ષડ્યંત્ર વિષે પાંડવોને ચેતાવ્યા હતા અને તેઓ કોઈને પણ જાણ પડવા દીધા સિવાય ત્યાંથી નાસી છૂટવાને શક્તિમાન થયા. કૌરવોએ જ્યારે જોયું કે ઘર બળીને ભસ્મીભૂત થયું છે ત્યારે તેમણે સંતોષનો દમ ખેંચ્યો અને ધાર્યું કે, હવે તેમના માર્ગમાંથી સમસ્ત વિઘ્નો દૂર થઈ ગયાં છે. ત્યાર પછી ધૃતરાષ્ટ્રના પુત્રોએ રાજ્ય હસ્તગત કર્યું. પાંચ પાંડવબંધુઓ પોતાની માતા કુંતી સહિત અરણ્યમાં નાસી ગયાં. ત્યાં તેમણે ભિક્ષાદ્વારા નિર્વાહ ચલાવ્યો અને પોતે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ છે એમ કહી ગુપ્ત વેશમાં આમતેમ ફરતા રહ્યા. ગીચ અરણ્યોમાં તેમના પર બહુ સંકટો પડયાં અને તેમને બહુ સાહસો કરવાં પડયાં; પરંતુ પોતાનાં મનોબળ, સામર્થ્ય અને વીરતાથી તેમણે સર્વ ભયો જીતી લીધા. એક નિકટના દેશની રાજકુમારીના નજીક

આવતા લગ્નની વાત તેમના સાંભળવામાં આવી ત્યાંસુધી આ પ્રમાણે ચાલ્યું.

ગઇ રાત્રે હું આપને પ્રાચીન ભારતીય લગ્નની એક વિશિષ્ટ પ્રણાલી વિષે કહી ગયો છું. તે પ્રણાલી સ્વયંવરના નામથી ઓળખાતી. રાજકુમારો અને ઉમરાવોનો એક મોટો સમૂહ એકત્ર થતો અને તેમાંથી રાજકુમારી પોતાનો પતિ ચૂંટી કાઢવાની હતી. પોતાના ભાટો અને નકીબદારોની પાછળ પોતાના હાથમાં એક પુષ્પમાળા લઇને તે આવવાની હતી. તેના હસ્તના પ્રત્યેક ઉમેદવારના સિંહાસનની આગળ નકીબદારો તે રાજકુમારની પ્રશંસા કરવાના હતા અને તેણે સમરાંગણમાં કરેલાં સમસ્ત પરાક્રમો જાહેર કરવાના હતા. રાજકુમારી જ્યારે પોતાના પતિનો નિશ્ચય કરે, ત્યારે તે તેના ગળામાં લગ્નનો હાર નાખીને એ વાત પ્રસિદ્ધ કરવાની હતી. ત્યાર પછી લગ્ન થવાનું હતું. પાંચાલોનો રાજા દ્રુપદ એક મહાન રાજા હતો અને તેની પુત્રી દ્રૌપદી કે જે તેના સૌંદર્ય અને વિદ્યાકળાસંપન્નતાને માટે દૂર-દૂર સુધી પ્રસિદ્ધ હતી, તે આવા સ્વયંવરદ્વારા એક વીરપુરુષને પોતાના પતિ તરીકે પસંદ કરવાની હતી. સ્વયંવર પ્રસંગે કેટલીક વાર ઉમેદવારોના યુદ્ધકૌશલ્યની ખાસ પરીક્ષા થતી અથવા એવું બીજું કાંઇક થતું. આ પ્રસંગે મત્સ્યના આકારનું એક નિશાન આકાશમાં ઊંચે રાખવામાં આવ્યું હતું. મત્સ્યની નીચે એક ચક્ર હતું જે નિરંતર ફર્યા કરતું હતું અને તેની મધ્યમાં એક બાકું હતું, નીચે જળનું એક પીપ હતું. ઉમેદવારે મત્સ્યનું પ્રતિબિંબ જળના પીપમાં જોઇ, ઊંચે બાણ ફેંકી, ચક્રમાંથી બાણ મોકલી, મત્સ્યની આંખનો વેધ કરવાનો હતો અને તે કાર્યમાં જેને સફળતા મળે, તેનું લગ્ન રાજકુમારીની સાથે થવાનું હતું. હવે ભારતવર્ષના ભિન્નભિન્ન ભાગોમાંથી રાજાઓ અને

રાજકુમારો ત્યાં આવ્યા હતા. સર્વ રાજકુમારીનો હસ્ત જીતવાને આતુર હતા અને તેમણે એક પછી એક બહાર પડી પોતાનું કૌશલ્ય અજમાવ્યું; પણ તેમાંનો પ્રત્યેક જણ મત્સ્યવેધ કરવામાં નિષ્ફળ થયો.

તમે જાણો છો કે, ભારતવર્ષમાં ચાર વર્ણ છે. એમાં વંશ-પરંપરાગત ધર્માચાર્યનું કાર્ય કરનાર બ્રાહ્મણની વર્ણ સર્વથી ઉચ્ચ છે. ત્યાર પછી ક્ષત્રિયની વર્ણ છે; જે રાજાઓ અને યોદ્ધાઓની બનેલી છે. ત્યાર પછી વૈશ્યો અર્થાત્ ખેડૂતો, વ્યાપારીઓ અને ધંધાદારીઓ છે અને ત્યાર પછી શૂદ્રો અર્થાત્ મજૂરો વા દાસો છે. આ રાજકુમારી એમાંની ક્ષત્રિય વર્ણની હતી.

જ્યારે સમસ્ત રાજકુમારો લક્ષ્યનો વેધ કરવામાં નિષ્ફળ થયા, ત્યારે રાજા દ્રુપદનો પુત્ર દરબાર મધ્યે ઊભો થયો અને બોલ્યોઃ "ક્ષત્રિય અર્થાત્ રાજવી-વર્ણ નિષ્ફળ થઈ છે! હવે સ્પર્ધા અન્ય વર્ણને માટે ખુલ્લી થઈ છે. બ્રાહ્મણજ નહિ; પરંતુ શૂદ્ર પણ એમાં ભાગ લેશે તો હરકત નથી. જે કોઇ લક્ષ્યવેધ કરશે, તેજ દ્રૌપદીને પરણશે."

બ્રાહ્મણો મધ્યે પાંચ પાંડવબંધુઓ બેઠેલા હતા, એમાં તૃતીય બંધુ અર્જુન ધનુર્વિદ્યામાં પારંગત હતો. તે ઊઠીને ઊભો થયો અને આગળ ધસ્યો. હવે બ્રાહ્મણોની જ્ઞાતિ બહુ શાંત અને કાંઈક ભીરુ હોય છે; વર્ણાશ્રમ ધર્માનુસાર તેમનાથી શસ્ત્રને સ્પર્શ કરી શકાય નહિ, અસિ ધારણ કરી શકાય નહિ, કોઇ પણ ભયકારક સાહસ માથે લઇ શકાય નહિ. ચિંતન કરવું, અભ્યાસ કરવો અને અંતસ્થ પ્રકૃતિને અંકુશમાં રાખવી, એજ તેમનું જીવનકાર્ય હોય છે. આ ઉપરથી એ જ્ઞાતિ કેવી નિરુપદ્રવી અને શાંતિપ્રિય હોય છે તેની તુલના કરો. બ્રાહ્મણોએ જ્યારે આ માણસને ઊઠતાં જોયો, ત્યારે તેમને લાગ્યું કે, એને લીધે ક્ષત્રિયો

તેમની ઉપર ખફા થશે અને તે સર્વનો વધ કરવામાં આવશે. તેથી તેમણે અર્જુનને સમજાવીને બેસાડી દેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ અર્જુને તેમની વાત પર ધ્યાન આપ્યું નહિ; કારણકે તે ક્ષત્રિય હતો. તેણે પોતાના હાથમાં ધનુષ્ય લીધું, સરળતાપૂર્વક તે પર દોરી ચડાવી અને તેને ખેંચીને બરાબર ચક્રના મધ્ય ભાગમાંથી બાણુ મોકલી મત્સ્યની આંખનો વેધ કર્યો.

સભામાં હવે આનંદ પ્રસરી રહ્યો. રાજકુમારી દ્રૌપદી અર્જુનની પાસે આવી અને તેના ગળામાં સુંદર પુષ્પહાર નાખ્યો; પરંતુ રાજકુમારોમાં મહાન પોકાર ઊઠ્યો. રાજાઓ અને રાજકુમારોના આ પ્રચંડ સમૂહમાંથી આ સુંદર ક્ષત્રિય રાજકુમારીને એક રંક બ્રાહ્મણ જીતી જાય, એ વિચાર તેમનાથી સહન થઈ શક્યો નહિ. અર્જુનની સાથે યુદ્ધ કરવું અને તેને બળપ્રયોગથી ઝૂંટવી લેવી, એ તેમની વાંછના હતી. પાંડવબંધુઓને ક્ષત્રિયોની સાથે પ્રચંડ યુદ્ધ કરવું પડ્યું, પરંતુ વિજય તેમને મળ્યો અને તેઓ કન્યાને લઇ ગયા.

પાંચ બંધુઓ હવે રાજકુમારી સહિત કુંતીની પાસે આવ્યા. બ્રાહ્મણોને ભિક્ષાદ્વારા નિર્વાહ ચલાવવો પડે છે. આથી જે માણસો બ્રાહ્મણો તરીકે જીવનનિર્વાહ કરતા તેઓ બહાર જતા અને તેમને યાચનાદ્વારા જે પ્રાપ્ત થતું, તે તેઓ ઘેર લાવતા અને માતા તે તેમને વહેંચી આપતી. આ રીતે પાંચ બંધુઓ રાજકુમારી સહિત જે પર્ણકુટિમાં માતાનો નિવાસ હતો, ત્યાં આવ્યા. તેઓ વિનોદમાં પોકારી ઊઠ્યાઃ "માતા! આજે અમે ઘેર એક પરમ આશ્ચર્યકારક ભિક્ષા લાવ્યા છીએ." માતાએ પ્રત્યુત્તર આપ્યોઃ "પુત્રો! તમે સર્વ તેનો સમાન ભાગે ઉપભોગ લો." પરંતુ રાજકુમારીને જોતાંજ માતાના મુખમાંથી "હાય! હાય! મેં આ શો દાટ વાળ્યો! આ તો કન્યા છે!" એવા ઉદ્ગાર

નીકળી પડ્યા. પરંતુ હવે શું કરી શકાય? માતાના પણ ઉલ્લંઘન થઇ શકે નહિ. માતાના વચનનું પ જોઇએ. તેના મુખમાંથી કદી પણ મિથ્યા વેણ નીકળ્યું નહોતું; માટે તેને વચન ફેરવવાની ફરજ પાડી શકાય નહિ. આથી દ્રૌપદી પાચે બંધુઓની સામાન્ય પત્ની બની રહી.

હવે આપ જાણો છો કે, પ્રત્યેક સમાજમાં વિકાસના ક્રમો હોય છે. આ વીરરસપ્રધાન કાવ્યની પાછળ પ્રાચીન ઐતિહાસિક સમયનું દશ્ય રહેલું છે પાંચ બંધુઓ એકજ સ્ત્રીને પરણ્યા એ વાત કાવ્યનો પ્રણેતા દર્શાવે છે, પરંતુ બીજાઓ તેના પર ઢાળ ચઢાવવાનો અને આવા કાર્યને માટે નિમિત્ત અને કારણ શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે જેમકે, માતાની આજ્ઞા હતી અને માતાએ આ વિચિત્ર લગ્નને સંમતિ આપી હતી ઇત્યાદિ. આપ જાણો છો કે, પ્રત્યેક પ્રજામાં એક એવી ભૂમિકા આવી ગઇ છે કે જેમા સ્ત્રીને એકજ કાળે અનેક પતિઓ પરણવાની પરવાનગી આપવામાં આવતી હતી. એકજ કુટુંબના સમસ્ત બંધુઓ એક સામાન્ય પત્ની પરણી શકતા હતા. હવે આ પ્રણાલી નષ્ટ થવા આવી હતી અને આ બનાવ તે પ્રણાલીના આખરી બનાવના અવશેષરૂપજ હતો.

દરમ્યાન રાજકુમારીનો બંધુ પોતાના મનમાં ગૂંચવાયો અને તેણે વિચાર્યું કે, "આ લોકો કોણ છે? મારી ભગિની જે પુરુષને પરણવાની છે તે કોણ છે? એમની પાસે કાંઇ રથ, અશ્વ કે કોઇ પણ વસ્તુ નથી. એ લોકો પગેજ શા માટે ચાલે છે?" આવો વિચાર કરી તે થોડા અંતર પર્યંત તેમની પાછળ ગયો. રાત્રે તેમનો વાર્તાલાપ સાંભળ્યો અને તેને સંપૂર્ણ ખાતરી થઇ કે, તેઓ વસ્તુતઃ ક્ષત્રિય હતા. ત્યાર પછી તેઓ કોણ હતા તે રાજા દ્રુપદના જાણવામાં આવ્યું અને તેને પરમ આનંદ

ત્યાર પછી પાંડવોએ કેટલોક સમય સુખશાંતિમાં અને પ્રતિદિન અધિકાધિક સામર્થ્યવાન બનતા ગયા. દુર્યોધન અને તેના પક્ષે તેમનો વિધ્વંસ કરવાને નવીન પ રચ્યાં હતાં, છતાં વૃદ્ધ જનોએ બુદ્ધિયુક્ત સલાહ આપી રાષ્ટ્રને પાંડવોની સાથે સુલેહ કરવાને સમજાવ્યો હતો. તેણે તેમને લોકોના આનંદોત્સવની વચ્ચે આમંત્રણ કર્યુ તેમને અર્ધું રાજ્ય આપ્યું. ત્યાર પછી પાંચ બંધુઓએ માટે ઇંદ્રપ્રસ્થ નામનું સુંદર નગર બંધાવ્યું અને ઘણા જીતીને પોતાના રાજ્યની વૃદ્ધિ કરી. ત્યાર પછી વડા યુ પ્રાચીન ભારતના સમસ્ત રાજાઓના ચક્રવર્તી તરીકે જાહેર કરવા માટે રાજસૂય યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. અ માં જિતાયલા રાજાઓને ખંડણી લઈને આવવું પડતું, ય રાજા તરીકે પ્રતિજ્ઞા લેવી પડતી અને અંગત સેવાથી યજ્ઞ માં સહાય કરવી પડતી. શ્રીકૃષ્ણ કે જેઓ તેમના મિત્ર આપ્ત બન્યા હતા, તેઓ તેમની કને આવ્યા અને તેમ વિચારને સંમતિ આપી. પરંતુ યજ્ઞની સિદ્ધિમાં એક વિઘ્ન

હતું, તે સર્વ તેમણે એ મહાયજ્ઞના ખર્ચને પહોંચી પોતાના જ્યેષ્ઠબંધુના ચરણ આગળ સાદર કર્યું.

આ રીતે આ રાજસૂય યજ્ઞમાં મુક્ત થયેલા સમસ્ત રાજાઓ તથા પાંડવબંધુઓએ જીતેલા બીજા સર્વ રાજાઓ આ યજ્ઞમાં આવ્યા અને તેમણે યુધિષ્ઠિરને નમન કર્યું. રાજા ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રોને પણ આવીને યજ્ઞકાર્યમાં ભાગ લેવાને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. યજ્ઞની પૂર્ણાહુતિ થતાં યુધિષ્ઠિરનો ચક્રવર્તી તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને તેમને ચક્રવર્તિ તરીકે જાહેર કરવામાં આવ્યા. ભાવી કલહનું આ બીજારોપણ હતું. દુર્યોધન યુધિષ્ઠિર પ્રત્યેની ઇર્ષ્યાથી પરિપૂર્ણ થઇને યજ્ઞમાથી પાછો ફર્યો; કારણકે તેમનું ચક્રવર્તિત્વ તેમનો, વિશાળ આડંબર અને તેમનું દ્રવ્ય તેનાથો દેખી ખમાતું નહોતું. તેણે પ્રપંચથી તેમનો અધઃપાત કરવા માટે ષડ્યંત્રો રચ્યાં; કારણકે તે જાણતો હતો કે, તેમને બળપ્રયોગથી જીતવાનું સામર્થ્ય તેનામાં નહોતું. આ યુધિષ્ઠિર રાજા દ્યૂત રમવાનો શોખ ધરાવતા હતા અને એક અશુભ મુહૂર્તમાં શકુનિ કે જે દ્યૂત રમવામાં પ્રપંચ વાપરતો હતો અને જે દુર્યોધનનો દુષ્ટ સલાહકાર હતો, તેની સાથે દ્યૂત રમવાને તેમને કહેવામાં આવ્યું. ભારતવર્ષમાં પ્રાચીનકાળમાં ક્ષત્રિય વર્ણના એક માણસને યુદ્ધ માટે આહ્વાન કરવામાં આવતું, તો તેને પોતાનું માન જાળવાને માટે ગમે તે ભોગે તે આહ્વાન સ્વીકારવું પડતું. તેજ પ્રમાણે જો તેને દ્યૂત રમવાને આહ્વાન કરવામાં આવતુ તો દ્યૂત રમવામાં પણ માન અને નહિ રમવામાં અપમાન ગણાતું. મહાભારતમાં જણાવ્યા પ્રમાણે રાજા યુધિષ્ઠિર સર્વ સદ્ગુણોના અવતાર હતા. તેઓ મહાજ્ઞાની રાજા હોવા છતાં તેમને પણ ઉપરોક્ત આહ્વાન સ્વીકારવું પડયું. શકુનિ અને તેના પક્ષે ખોટા પાસા

ત્યાર પછી પાંડવોએ કેટલોક સમય સુખશાંતિમાં ગાળ્યો અને પ્રતિદિન અધિકાધિક સામર્થ્યવાન બનતા ગયા જો કે દુર્યોધન અને તેના પક્ષે તેમનો વિધ્વંસ કરવાને નવીન ષડ્યંત્રો રચ્યા હતા, છતાં વૃદ્ધ જનોએ બુદ્ધિયુક્ત સલાહ આપી, ધૃતરાષ્ટ્રને પાંડવોની સાથે સુલેહ કરવાને સમજાવ્યો હતો આથી તેણે તેમને લોકોના આનંદોત્સવની વચ્ચે આમંત્રણ કર્યું અને તેમને અર્ધું રાજ્ય આપ્યું ત્યાર પછી પાંચ બંધુઓએ પોતાને માટે ઇંદ્રપ્રસ્થ નામનું સુંદર નગર બંધાવ્યું અને ઘણા લોકોને જીતીને પોતાના રાજ્યની વૃદ્ધિ કરી ત્યાર પછી વડા યુધિષ્ઠિરે પ્રાચીન ભારતના સમસ્ત રાજાઓના ચક્રવર્તી તરીકે પોતાને જાહેર કરવા માટે રાજસૂય યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો આ યજ્ઞમાં જિતાયલા રાજાઓને ખંડણી લઇને આવવું પડતું, ખંડિયા રાજા તરીકે પ્રતિજ્ઞા લેવી પડતી અને અંગત સેવાથી યજ્ઞકાર્યમાં મદદ કરવી પડતી શ્રીકૃષ્ણ કે જેઓ તેમના મિત્ર અને આપ્ત બન્યા હતા, તેઓ તેમની કને આવ્યા અને તેમણે આ વિચારને સંમતિ આપી પરંતુ યજ્ઞની સિદ્ધિમાં એક વિઘ્ન હતું જરાસંધ નામનો એક રાજા સો રાજાઓનો બલિ આપવાનો ઇરાદો ધરાવતો હતો અને તેણે છાસી રાજાઓને તો બંદીવાન પણ બનાવ્યા હતા શ્રીકૃષ્ણે જરાસંધ પર આક્રમણ કરવાની સલાહ આપી અને ભીમ તથા અર્જુને તેના ઉપર આક્રમણ કર્યું. રાજા સામે થયો અને ભીમે નિરંતર ચૌદ દિવસ પર્યંત યુદ્ધ કરીને અંતે તેને મારી નાખ્યો અને બંદીવાન રાજાઓને મુક્ત કરવામાં આવ્યા ત્યાર પછી ચાર કનિષ્ઠ બંધુઓ સેનાઓ લઇને દિગ્વિજય કરવાને નીકળ્યા પ્રત્યેક ભિન્નભિન્ન દિશામાં ગયો અને તેમણે સમસ્ત રાજાઓને યુધિષ્ઠિરની સત્તા નીચે આણ્યા. પાછા ફર્યાં પછી તેમણે જે પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું

હતું, તે સર્વ તેમણે એ મહાયજ્ઞના ખર્ચને પહોંચી પોતાના જ્યેષ્ઠબંધુના ચરણ આગળ સાદર કર્યું.

આ રીતે આ રાજસૂય યજ્ઞમાં મુક્ત થયેલા સમસ્ત રાજાઓ તથા પાંડવબંધુઓએ જીતેલા બીજા સર્વ રાજાઓ આ યજ્ઞમાં આવ્યા અને તેમણે યુધિષ્ઠિરને નમન કર્યું. રાજા ધૃતરાષ્ટ્ર અને તેના પુત્રોને પણ આવીને યજ્ઞકાર્યમાં ભાગ લેવાને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. યજ્ઞની પૂર્ણાહુતિ થતાં યુધિષ્ઠિરનો ચક્રવર્તી તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને તેમને ચક્રવર્તિ તરીકે જાહેર કરવામાં આવ્યા. ભાવી કલહનું આ બીજારોપણ હતું. દુર્યોધન યુધિષ્ઠિર પ્રત્યેની ઇર્ષ્યાથી પરિપૂર્ણ થઇને યજ્ઞમાંથી પાછો ફર્યો; કારણકે તેમનું ચક્રવર્તિત્વ તેમનો, વિશાળ આડંબર અને તેમનું દ્રવ્ય તેનાથી દેખી ખમાતું નહોતું. તેણે પ્રપંચથી તેમનો અધઃપાત કરવા માટે ષડ્યંત્રો રચ્યાં; કારણકે તે જાણતો હતો કે, તેમને બળપ્રયોગથી જીતવાનું સામર્થ્ય તેનામાં નહોતું. આ યુધિષ્ઠિર રાજા દ્યૂત રમવાનો શોખ ધરાવતા હતા અને એક અશુભ મુહૂર્તમાં શકુનિ કે જે દ્યૂત રમવામાં પ્રપંચ વાપરતો હતો અને જે દુર્યોધનનો દુષ્ટ સલાહકાર હતો, તેની સાથે દ્યૂત રમવાને તેમને કહેવામાં આવ્યું. ભારતવર્ષમાં પ્રાચીનકાળમાં ક્ષત્રિય વર્ણના એક માણસને યુદ્ધ માટે આહ્‌વાન કરવામાં આવતું, તો તેને પોતાનું માન જાળવાને માટે ગમે તે ભોગે તે આહ્‌વાન સ્વીકારવું પડતું. તેજ પ્રમાણે જો તેને દ્યૂત રમવાને આહ્‌વાન કરવામાં આવતું તો દ્યૂત રમવામાં પણ માન અને નહિ રમવામાં અપમાન ગણાતું. મહાભારતમાં જણાવ્યા પ્રમાણે રાજા યુધિષ્ઠિર સર્વ સદ્‌ગુણોના અવતાર હતા. તેઓ મહાજ્ઞાની રાજા હોવા છતાં તેમને પણ ઉપરોક્ત આહ્‌વાન સ્વીકારવું પડયું. શકુનિ અને તેના પક્ષે ખોટા પાસા

બનાવ્યા હતા, આથી યુધિષ્ઠિર એક પછી એક દાવ હારતા ગયા અને હારથી ઉશ્કેરાઈ પોતાની સર્વ સંપત્તિ બાજીમાં મૂકી નાશકારક દ્યૂત ખેલતા ગયા. પરિણામે તેમની સર્વ સંપત્તિ, તેમનું રાજ્ય અને તેમની પ્રત્યેક વસ્તુ ગુમાઈ ગઈ. અંતે તેમને પુનઃ આહ્‌વાન કરવામાં આવ્યું ત્યારે તેમની પાસે અન્ય કાંઈ સાધન નહિ હોવાથી તેમણે પોતાના બંધુઓને બાજીમાં મૂક્યા. પછી પોતાની જાતને અને અંતે સુંદર દ્રૌપદીને પણ બાજીમાં મૂકી અને તે સર્વને તેઓ ગુમાવી બેઠા. હવે તેઓ સંપૂર્ણતઃ કૌરવોની દયા પર આવી પડ્યા. તેમણે તેમનું અપમાન કરવામાં કાંઈ ત્રુટી રાખી નહિ અને દ્રૌપદી પ્રત્યે અત્યંત અમાનુષી વર્તન ચલાવ્યું. અંતે અંધ રાજાની મધ્યસ્થતાથી તેમને સ્વતંત્રતા મળી અને તેમને ઘેર જઈ પોતાનું રાજ્ય સંભાળી લેવાનું કહેવામાં આવ્યું; પરંતુ દુર્યોધને આમાં ભય રહેલો જોયો અને તેણે પોતાના પિતાને એક વિશેષ દાવ ખેલવાની પરવાનગી આપવાની ફરજ પાડી. આ દાવમાં એવી શરત રાખી કે, જે પક્ષ હારે તેણે બાર વર્ષ પર્યંત અરણ્યનિવાસ કરવો અને ત્યાર પછી એક વર્ષ પર્યંત એક નગરમાં અજ્ઞાતવાસ કરવો; પરંતુ જો તે પકડાઈ જાય તો પુનઃ તેણે તેટલો સમય દેશનિકાલ ભોગવવો અને ત્યાર પછીજ તેને રાજ્ય સોંપવું. યુધિષ્ઠિર આ અંતિમ દાવ પણ હારી ગયા અને પાંચ પાંડવ–બંધુઓ દ્રૌપદી સહિત દેશનિકાલ થયેલા ઘરબાર વિનાના માણસો તરીકે અરણ્યમાં ગયા. તેઓ જંગલો અને પર્વતોમાં બાર વર્ષ પર્યંત રહ્યા. ત્યાં તેમણે ઘણાં સત્કાર્યો અને પરાક્રમો કર્યાં. વારંવાર તેઓ યાત્રા કરતા અને ઘણાં પવિત્ર ધામોની મુલાકાત લેતા. કાવ્યનો આ ભાગ બહુ રસિક અને બોધદાયક છે અને ગ્રંથનો આ ભાગ અનેક ઘટનાઓ, વાર્તાઓ તથા દંતકથા-

ઓથી પરિપૂર્ણ છે. તેમાં પ્રાચીન ભારતની ધાર્મિક તથા દાર્શનિક રૂપકની સુંદર અને ઉત્તમ વાર્તાઓ છે. મોટા મોટા ઋષિઓ પાંડવોને અરણ્યમાં મળવાને આવતા અને તેઓ દેશનિકાલનો બોજો સહેલાઇથી સહન કરી શકે એટલા માટે તેમને પ્રાચીન ભારતની ઘણી અસરકારક વાતો સંભળાવતા. તેમાંની માત્ર એકજ વાત હું અત્રે કરીશ.

અશ્વપતિ નામનો એક રાજા હતો. એ રાજાને એક પુત્રી હતી. તે એટલી ભલી અને સુંદર હતી કે, તેને સાવિત્રી નામ આપવામાં આવ્યું હતું કે જે હિંદુઓના એક પવિત્ર મંત્રનું નામ છે. સાવિત્રી જ્યારે મોટી થઇ ત્યારે તેના પિતાએ તેને વર પસંદ કરવાને કહ્યું. પ્રાચીન ભારતની રાજકુમારીઓ બહુ સ્વતંત્ર હતી અને પોતાના પતિઓ પોતેજ પસંદ કરતી હતી.

સાવિત્રીએ પિતાની આજ્ઞા માથે ચઢાવી અને પિતાએ સાથે મોકલેલા સંરક્ષકો તથા વૃદ્ધ દરબારીઓ સહિત સુવર્ણમય રથમાં બેસી દૂર દૂરના પ્રદેશોમાં પ્રવાસ કર્યો. તે ભિન્નભિન્ન દરબારોમાં ગઇ અને ભિન્નભિન્ન રાજકુમારો જોયા; પરંતુ તેમાંનો એક પણ તેનું હૃદય જીતી શક્યો નહિ. અંતે તે એક પવિત્ર ઋષિના આશ્રમમાં આવી. આ આશ્રમ એક એવા અરણ્યમાં આવેલો હતો કે, જે પ્રાચીન ભારતમાં કેવળ પશુઓનેજ માટે રાખવામાં આવતો હતો અને જેમાં પશુવધ થવા દેવામાં આવતો નહોતો. એ પશુઓ પણ મનુષ્યથી ડરતાં નહોતાં અને સરોવરમાંની માછલીઓ પણ મનુષ્યના હાથમાંથી ખોરાક લેતી હતી. સહસ્રાવધિ વર્ષોથી ત્યાં કોઇએ કોઈ પણ પ્રાણીનો વધ કર્યો નહોતો. ઋષિઓ અને વૃદ્ધો ત્યાં મૃગો અને પક્ષીઓની વચ્ચે રહેવાને જતા. અપરાધીઓ સુધ્ધા ત્યાં સુરક્ષિત હતા. એક માણસ જ્યારે જીવનથી ઉપરામ થતો, ત્યારે તે અરણ્યમાં જતો

અને ઋષિઓની સંગતમાં ધર્મચર્ચા તથા ધર્મધ્યાન કરતાં પોતાનું શેષ જીવન વ્યતીત કરતો.

હવે દ્યુમત્સેન નામનો એક રાજા જ્યારે વૃદ્ધ થયો અને અંધ બન્યો ત્યારે તેના શત્રુઓએ તેનો પરાભવ કર્યો અને તેનું રાજ્ય લઈ લીધું. આ રંક, વૃદ્ધ, અંધ રાજાએ પોતાની રાણી અને પુત્ર સહિત ઉપલાજ અરણ્યમાં નિવાસ કર્યો હતો. તેઓ સખ્ત તપશ્ચર્યામાં પોતાનું જીવન વ્યતીત કરતાં હતાં. તેના પુત્રનું નામ સત્યવાન હતું.

હવે એમ બન્યું કે, સમસ્ત ભિન્નભિન્ન રાજદરબારોની મુલાકાત લીધા પછી સાવિત્રી અંતે આ પવિત્ર ઋષિઆશ્રમમાં આવી. મહાનમાં મહાન્ રાજા પણ આવા આશ્રમોની પાસેથી તેમાં વસતા ઋષિઓને નમન કર્યા વિના જતો નહિ; કારણકે એ પવિત્ર પુરુષોને પરમપૂજ્ય અને સન્માન્ય ગણવામાં આવતા. ભારતવર્ષનો મહાનમાં મહાન સમ્રાટ પણ ઘણી ખુશીથી પોતાને એકાદ અરણ્યનિવાસી, કંદમૂળ અને ફળોદ્વારા નિર્વાહ ચલાવનાર ઋષિનો વંશજ જણાવવામાં ગૌરવ લેતો; કેમકે અમે સર્વ ભારતવાસીઓ ઋષિનાંજ સંતાનો છીએ. ધર્મને આ પ્રકારનું માન આપવામાં આવતું હોવાથી રાજાઓ પણ જ્યારે ઋષિ-આશ્રમોની પાસેથી જાય ત્યારે તેઓ તેમાં જઇ ઋષિઓને નમન કરવામાં માન સમજે છે. જો તેઓ અશ્વારૂઢ હોય તો તેઓ આશ્રમની પાસે આવતાં નીચે ઉતરીને ચાલે છે. જો તેઓ રથમાં બેસીને આવે તો રથ અને શસ્ત્રાસ્ત્ર બહાર રાખીનેજ આશ્રમમાં પ્રવેશ કરે છે. જે યોદ્ધો આ પ્રમાણે ધાર્મિક, શાંત અને નમ્ર મનુષ્ય તરીકે આવતો નથી તે ઋષિઆશ્રમમાં પ્રવેશ કરી શકતો નથી.

સાવિત્રી આ આશ્રમમાં આવી અને ત્યાં તેણે ઋષિજીવન

ગાળતા રાજાના પુત્ર સત્યવાનને જોયો અને તેનું હૃદય જિતાઇ ગયું. મહાલયો અને દરબારોના સમસ્ત રાજકુમારો તેની ઉપર પ્રભાવ પાડી શક્યા નહોતા; પરંતુ અહીંયાં રાજા દ્યુમત્સેનના અરણ્યના આશ્રમમાં તેના પુત્ર સત્યવાને તેનું હૃદય જીતી લીધું.

સાવિત્રી જ્યારે પિતૃગૃહે પાછી ફરી ત્યારે તેના પિતાએ તેને પૂછ્યું કે, "તું જેને પરણવાનું પસંદ કરે એવો કોઇ માણસ તારા જોવામાં આવ્યો?" ત્યારે મૃદુતાથી શરમાતાં શરમાતાં સાવિત્રી બોલીઃ "હા, પિતાજી." તે રાજકુમારનું નામ શું?" "તે રાજકુમાર નથી; પરંતુ રાજા દ્યુમત્સેન કે જેણે પોતાનું રાજ્ય ગુમાવ્યું છે, તેનો તે પુત્ર છે—તે વારસા વિનાનો રાજકુમાર છે તે અરણ્યમાં રહી કંદમૂળ તથા વનસ્પતિ એકત્ર કરીને તેના પર્ણકુટિનિવાસી વૃદ્ધ માતપિતાનું પોષણ કરે છે તથા તેમની સેવાચાકરી કરે છે."

આ વાત સાંભળી પિતાએ નારદ ઋષિ કે જેઓ દૈવયોગે ત્યાં આવી ચઢ્યા હતા, તેમની સલાહ લીધી. તેમણે જણાવ્યું કે, આ પસંદગી સૌથી વિશેષ અમાંગલિક હતી. રાજાએ તેમને તેનું સ્પષ્ટીકરણ પૂછતાં નારદે કહ્યું કે, "આજથી બાર મહિનાની અંદર એ તરુણ મરણ પામશે." આ સાંભળી રાજા ભયથી ચોંકી ઊઠ્યો અને બોલ્યોઃ "સાવિત્રિ! એ તરુણ બાર માસની અંદર મૃત્યુ પામવાનો છે અને તું વિધવા બનશે. માટે પુત્રિ! તારી એ પસંદગી રદ કર." સાવિત્રી બોલીઃ "પિતાજી, કાંઇ ચિંતા નહિ. અન્ય પુરુષને પરણી મનની પવિત્રતાનો ભોગ આપવાને મને કહેશો મા; હું તો વીર સત્યવાનનેજ ચાહું છું અને મનથી હું તેમનેજ વરી ચૂકી છું. એક કુમારિકા માત્ર એકજ વાર વર પસંદ કરે છે અને તે કદી પણ પોતાની શ્રદ્ધાયુક્ત કરેલી પસંદગીને તિલાંજલિ આપતી નથી." રાજાને જ્યારે પ્રતીત થયું કે, સાવિત્રી મન અને

હૃદયથી દઢ નિશ્ચયવાન હતી, ત્યારે તે સંમત થયો. પછી સાવિત્રી રાજકુમાર સત્યવાનને પરણી અને તે પોતાના પસંદ કરેલા પતિની સાથે રહેવાને અને પોતાના પતિના માતપિતાને સહાય કરવાને શાંતિપૂર્વક પોતાના પિતાના મહાલયનો ત્યાગ કરી અરણ્યમાં ગઈ. સાવિત્રી જો કે સત્યવાનના મૃત્યુની ચોક્કસ તિથિ જાણતી હતી, તોપણ તેણે તે તેનાથી ગુપ્ત રાખી. સત્યવાન નિત્ય ગીચ અરણ્યમાં જતો, ફળો અને પુષ્પો તથા બળતણ એકઠાં કરતો અને પછી તે પર્ણકુટિમાં પાછો આવતો. સાવિત્રી આશ્રમમાં રસોઈ કરતી અને વૃદ્ધોની સેવા કરતી. જ્યારે અમાંગલિક દિવસ નિકટ આવ્યો અને માત્ર ત્રણ દિવસોજ બાકી રહ્યા, ત્યાં સુધી આ પ્રકારે તેમનો જીવનક્રમ ચાલ્યો. સાવિત્રીએ એ ત્રણે દિવસ તપશ્ચર્યા અને ઉપવાસ કરવાનું કપરૂં વ્રત લીધું અને સખત તપાસ રાખી. તેણે તે રાત્રિઓ ઊંઘ લીધા સિવાય ગાળી અને અંતઃકરણપૂર્વક પ્રાર્થનાઓ કરી તથા પુષ્કળ ગુપ્ત અશ્રુ પાડ્યાં. અંતે સર્વનાશકારી પ્રાતઃકાળ આવ્યો! તે દિવસે સાવિત્રી પોતાનો પતિ એક ક્ષણ પણ પોતાની દૃષ્ટિ બહાર રહે એ સહન કરી શકતી નહોતી. જ્યારે તે નિત્યનિયમ પ્રમાણે કંદમૂળ અને કાષ્ટ સંચિત કરવાને ગયો, ત્યારે સાવિત્રીએ તેના માતપિતા પાસે પોતાના પતિની સાથે જવાની પરવાનગી માગી અને તેમની સંમતિ મળતાં તે તેની સાથે ગઈ. અરણ્યમાં એકાએક તેના પતિએ ભાગ્યાતૂટ્યા શબ્દથી કહ્યું "હું બેભાન થાઉં છું! બેભાન થાઉં છું! પ્રિય સાવિત્રિ મારૂં મસ્તક ભમે છે અને મારી વૃત્તિઓ દોડાદોડ કરી રહી છે. મારી ઉપર નિદ્રાનો પંજો પડેલો હું જોઉં છું, થોડો સમય હવે મારે વિશ્રાંતિ લેવી છે." ભયથી કંપાયમાન થઈ સાવિત્રીએ કહ્યું કે, "મારા પરમ પ્રિય પ્રભુ, આવો અને મારા ખોળામાં આપનું મસ્તક મૂકી આરામ

કરો.” તેણે પોતાનું ગરમ મસ્તક પોતાની પત્નીના ખોળામાં મૂક્યું અને અલ્પ સમયમાંજ છેવટનો શ્વાસ ચાલવા લાગ્યો. સાવિત્રી તેને બાથમાં લઇ અશ્રુ સારતી ઉજ્જડ અરણ્યમાં બેઠી. અંતે મૃત્યુના દૂતો સત્યવાનના પ્રાણને લઈ જવાને આવ્યા; પરંતુ જ્યાં સાવિત્રી પોતાના પતિના શરીરને પોતાના ખોળામાં લઇને બેઠી હતી તે સ્થાનની નિકટ તેઓ આવી શક્યા નહિ. તેની આસપાસ ચોતરફ તેના પાતિવ્રત્ય ધર્મજન્ય અગ્નિનો પ્રદેશ હોવાથી મૃત્યુના દૂતો પૈકી એક પણ તેની અંદર આવી શક્યો નહિ. તે સર્વ ત્યાંથી પાછા મૃત્યુના દેવ યમરાજાની પાસે ગયા અને આ માણસના પ્રાણ શા માટે મેળવી ન શક્યા તે વિદિત કર્યું.

ત્યાર પછી મૃત્યુનો દેવ અને મૃતોનો ન્યાયાધીશ યમ આવ્યો. તે પૃથ્વી પર મૃત્યુ પામેલાં સર્વ માણસોમાં પ્રથમ હતો અને તેથી તે સર્વ મૃતોનો દેવ બન્યો હતો. એક માણસ મૃત્યુ પામ્યા પશ્ચાત્ તેને શિક્ષા કરવી કે પારિતોષિક આપવું તેની તુલના તે કરે છે. આ પ્રસંગે તે સ્વયં આવ્યો. અલબત, તે દેવ હોવાથી એ પ્રતિબાધિત વર્તુલમાં જઈ શકતો હતો. સાવિત્રીની પાસે જઇને તે બોલ્યોઃ “પુત્રિ, હવે આ મૃતશરીરનો ત્યાગ કર; કારણકે મર્ત્યલોકનાં સમસ્ત મનુષ્યો મૃત્યુને આધીન છે અને તેવાં માણસો પૈકી હું સૌથી પ્રથમ મરણ પામ્યો હતો, ત્યાર પછી પ્રત્યેક જણને મરવું પડ્યું છે. માણસમાત્ર મરણને વશ છે.” તેના આ શબ્દો સાંભળી સાવિત્રી વર્તુલમાંથી બહાર નીકળી અને યમે પ્રાણને કબજે કર્યા યમ તે તરુણના પ્રાણ લઇને થોડે દૂર ગયો. એવામાં તેણે શુષ્ક પત્રો પર પગલાં સાંભળ્યાં. તે પાછો ફર્યો અને બોલ્યોઃ “પુત્રી સાવિત્રિ, તું મારી પાછળ શા માટે આવે છે? મર્ત્યલોકનાં સમસ્ત માનવીઓની આજ દશા થવાની છે.” સાવિત્રીએ પ્રત્યુત્તર આપ્યોઃ “પિતાજી,

હું આપની પાછળ આવતી નથી; પરંતુ મારી પણ આજ સ્થિતિ થવાની છે. મારો પ્રેમ જ્યાં મને લઇ જાય છે ત્યાં હું જાઉં છું અને જગતનો અચળ નિયમ પ્રેમી પતિ અને પતિવ્રતા પત્નીને પૃથક્ કરતો નથી." ત્યારે યમરાજા તેના ઉત્તરથી ખુશ થઇને બોલ્યો: "તારા પતિના જીવન વ્યતિરિક્ત કોઇ પણ વરદાન માગ." સાવિત્રી બોલી: "હે મૃત્યુદેવ! જો આપ પ્રસન્ન થઇ વરદાન આપતા હો, તો હું યાચું છું કે, મારા સસરાની અંધતા નિવૃત્ત કરો અને તેમને સુખી બનાવો." યમરાજાએ કહ્યું: "હે ધર્મ-પરાયણ પુત્રિ, તારી પવિત્ર ઇચ્છા પૂર્ણ થાઓ." ત્યાર પછી મૃત્યુનો દેવ સત્યવાનના જીવનની સાથે આગળ વધ્યો. પુનઃ પાછળથી માણસનાં પગલાં સંભળાયાં. તેણે ફરીને જોયું અને તે બોલ્યો: "મમ પુત્રી સાવિત્રિ! હજી પણ તું મારી પાછળજ ચાલી આવે છે?" સાવિત્રીએ કહ્યું: "હા પિતાજી, હું તેમ કર્યા વિના રહી શકતી નથી મારૂં સમગ્ર ધ્યાન મારા પતિમાં છે અને તેથી દેહ પણ તેનેજ અનુસરે છે. મારા પ્રાણ પણ ક્યારના જતા રહ્યા છે; કારણકે પતિના શરીરમાંના પ્રાણ પણ મારાજ છે અને આપ જ્યારે પ્રાણને લઇ જાઓ ત્યારે શરીર પાછળજ આવે ખરૂંને?" "સુંદર સાવિત્રિ, તારા શબ્દો સાંભળી હું પ્રસન્ન થયો છું. મારી પાસે બીજું વરદાન માગ; પરંતુ તે તારા પતિનું જીવન ન હોવું જોઇએ." "પિતાજી, જો આપ પ્રસન્ન થઇ બીજું વરદાન આપવા માગતા હો, તો મારા સસરાને તેમનું ગુમાઈ ગયેલું દ્રવ્ય અને રાજ્ય પાછું આપો." યમે પ્રત્યુત્તર આપ્યો: "પ્રેમાળ પુત્રિ! હું એ વરદાન આપું છું; પરંતુ હવે તું ઘેર પાછી જા; કારણકે મર્ત્યલોકનું જીવંત માનવી યમરાજાની સાથે જઇ શકતું નથી." ત્યાર પછી યમ પોતાને માર્ગે ગયો; પરંતુ નમ્ર અને પતિવ્રતા સાવિત્રી પોતાના મૃતપતિનું અનુસરણ કરતીજ

રહી. યમ પુનઃ પાછો ફરી બોલ્યોઃ " કુલીન સાવિત્રિ, નિરાશા અને દુઃખમય સ્થિતિમાં મારી પાછળ ન આવ." "આપ જ્યાં મારા પ્રિય પતિને લઇ જાઓ છો ત્યાં આવ્યા વિના મારૂં ગત્યંતર નથી." "ત્યારે સાવિત્રિ, ધાર કે તારો સ્વામી પાપી છે અને તેનો વાસ નરકમાં થવાનો છે અને જો એમ હોય તોપણ શું તું તારા પ્રિયતમની સાથે જશે?" "તેઓ જીવનની ભૂમિમાં જવાના હો, કે મૃત્યુની ભૂમિમાં જવાના હો, સ્વર્ગમાં જવાના હો કે નરકમાં જવાના હો, પરંતુ હું ખુશીથી તેમનું અનુસરણ કરીશ." "મમ પુત્રિ, તારા શબ્દો કલ્યાણમય છે. હું તારાથી પ્રસન્ન થયો છું. હજી બીજું પણ કાંઇ વરદાન માગ; પરંતુ મૃત પુનઃ જીવંત થતાં નથી." "જ્યારે આપ મને વરદાન માગવાનું કહો છો ત્યારે હું યાચું છું કે, મારા સસરાનું રાજકુલ નષ્ટ થવા ન દો. તેનું રાજ્ય સત્યવાનના પુત્રોને મળો." મૃત્યુદેવ સસ્મિત બોલ્યોઃ " મમ પુત્રિ, તારી ઇચ્છા પરિપૂર્ણ થશે. આ રહ્યા તારા પતિના પ્રાણ; એને પુનઃ જીવન પ્રાપ્ત થશે. એ જીવીને પિતા બનશે અને તારાં સંતાનો પણ યોગ્ય સમયે રાજ્ય કરશે. હવે ઘેર પાછી ફર. પ્રેમે મૃત્યુ પર વિજય મેળવ્યો છે! કોઇ પણ સ્ત્રીએ કદી પણ તારા જેવો પ્રેમ કર્યો નથી અને તું આ વાતનું પ્રમાણ છે કે મૃત્યુનો દેવ એવો હું પણ સત્ય પ્રેમના સામર્થ્યની આગળ બલહીન છું!"

આ પ્રમાણે સાવિત્રીની વાર્તા છે અને સાવિત્રી કે જેના પ્રેમને મૃત્યુ પણ જીતી ન શક્યું અને જે આ અગાધ પ્રેમદ્વારા યમની પાસેથી પણ પોતાના પતિના પ્રાણને ઝૂંટવી લાવી તેના સમાન થવું એ ભારતવર્ષની પ્રત્યેક બાલાની મહત્ત્વાકાંક્ષા હોય છે.

પ્રસ્તુત ગ્રંથ આના જેવી શતાવધિ સુંદર વાર્તાઓથી પરિપૂર્ણ છે. હું આરંભમાંજ જણાવી ગયો કે, મહાભારત એ જગત-

ના મહાનમાં મહાન ગ્રંથો પૈકી એક છે અને તેમાં અઢાર પર્વો તથા પ્રાયઃ એક લાખ શ્લોકોનો સમાવેશ છે.

હવે આપણે આપણી મુખ્ય વાર્તા તરફ પાછા આવીશું. આપણે પાંડવ બંધુઓને દેશનિકાલની સ્થિતિમાં મૂકી બીજી વાત પર ગયા હતા. એ દશામાં પણ તેઓ દુર્યોધનનાં દુષ્ટ ષડ્યંત્રોથી મુક્ત નહોતા; પરંતુ તેનાં સર્વ ષડ્યંત્રો નિષ્ફળ થયાં.

અત્રે હું તેમના અરણ્યજીવનની એક વાત કહીશ. એક દિવસ પાંડવ બંધુઓ અરણ્યમાં તૃષાતુર થયા. યુધિષ્ઠિરે પોતાના બંધુ નકુલને જળ લઇ આવવાની આજ્ઞા કરી. તે અલ્પ સમયમાં એક નિર્મળ જલથી ભરેલા સરોવર આગળ આવી પહોંચ્યો અને તેમાંથી પાણી પીવા જતો હતો, એવામાં "હે બાળક, થોભ! પ્રથમ મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી આ પાણી પી." એ શબ્દો તેના સાંભળવામાં આવ્યા; પરંતુ નકુલ અત્યંત તૃષાતુર હોઇ તેણે એ શબ્દોને ગણકાર્યા નહિ અને પાણી પીધું, અને તે પીધા પછી તરતજ મુડદું થઇ જમીન પર પડ્યો! નકુલ પાછો ન ફર્યો તેથી રાજા યુધિષ્ઠિરે સહદેવને નકુલને શોધી કાઢવાની અને આવતી વખત પાણી લઈ આ[illegible] આજ્ઞા કરી. આથી સહદેવ સરોવરની નિકટ ગયો અ[illegible] પોતાના

ર્ફ્યો નહિ. ત્યાર પછી યુધિષ્ઠિર પોતાના બંધુઓની તપાસ કરવા જવાને ઊઠ્યા. અંતે તેઓ ઉક્ત સુંદર સરોવરની નિકટ આવી પહોંચ્યા અને તેમણે પોતાના બંધુઓને મૃતદશામાં પડેલા જોયા. તે દૃશ્ય જોઇ તેમનું હૃદય શોકથી પરિપૂર્ણ થઇ ગયું અને તેઓ આક્રંદ કરવા લાગ્યા. અચાનક તેમણે આ શબ્દો સાંભળ્યાઃ "હે બાળક! ઉદ્ધતપણું વાપરીશ નહિ. હું યક્ષ છું અને બગલાના સ્વરૂપમાં નાનાં નાનાં મત્સ્યોના આહારથી નિર્વાહ ચલાવું છું. મેં તારા કનિષ્ઠ બંધુઓને યમરાજની સત્તા નીચે આણ્યા છે. હે રાજા, જો તું મારા પ્રશ્નોના ઉત્તર નહિ આપે, તો તું પણ પાંચમું શબ બનશે. હે કુંતીપુત્ર! તું પ્રથમ મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી જેટલું જોઇએ તેટલું પાણી પી અને લઇ જા." યુધિષ્ઠિરે પ્રત્યુત્તર આપ્યોઃ "હું મારી બુદ્ધિ અનુસાર તારા પ્રશ્નોના ઉત્તર આપીશ, માટે પૂછ" ત્યાર પછી યક્ષે તેમને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને તેમણે તે સર્વના સંતોષકારક ઉત્તર આપ્યા. યક્ષે એક પ્રશ્ન આ પ્રમાણે પૂછ્યો હતો કે, "જગતમાં સૌથી આશ્ચર્યકારક બાબત શી છે?" યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે, દરરોજ અનેક માણસોને મૃત્યુ પામતા જોવા છતાં, જેઓ પાછળ રહે છે તેઓ એમ ધારે છે કે તેઓ કદી પણ મરશે નહિ! આ સૌથી વિચિત્ર બાબત છે. બીજો એક પ્રશ્ન એવો પૂછ્યો હતો કે, "ધર્મનો મર્મ જાણવાનો માર્ગ કયો?" યુધિષ્ઠિરે પ્રત્યુત્તર આપ્યો હતો કે, વાદવિવાદથી કાંઈ પણ અર્થ નક્કી થતો નથી. સિદ્ધાંતો ઘણા છે. શાસ્ત્રો અને ઋષિઓ અનેક હોઈ એકબીજામાં મતભેદ દેખાય છે. આથી ધર્મનો મર્મ જાણે અંધકારમય ગુફામાં દટાઈ ગયો હોય એવું છે. માટે મહાન પુરુષો જે પથે ગયા હોય તેજ પંથનું અનુસરણ કરવું." ત્યાર પછી યક્ષે કહ્યું: "હું પ્રસન્ન થયો છું. બગલાના રૂપમાં હું ધર્મ—ન્યાય દેવતા—છું. હું તારી કસોટી

ના મહાનમાં મહાન ગ્રંથો પૈકી એક છે અને તેમાં અઢાર પર્વો તથા પ્રાયઃ એક લાખ શ્લોકોનો સમાવેશ છે.

હવે આપણે આપણી મુખ્ય વાર્તા તરફ પાછા આવીશું. આપણે પાંડવ બંધુઓને દેશનિકાલની સ્થિતિમાં મૂકી બીજી વાત પર ગયા હતા. એ દશામાં પણ તેઓ દુર્યોધનનાં દુષ્ટ ષડ્યંત્રોથી મુક્ત નહોતા; પરંતુ તેનાં સર્વ ષડ્યંત્રો નિષ્ફળ થયાં.

અત્રે હું તેમના અરણ્યજીવનની એક વાત કહીશ. એક દિવસ પાંડવ બંધુઓ અરણ્યમાં તૃષાતુર થયા. યુધિષ્ઠિરે પોતાના બંધુ નકુલને જળ લઇ આવવાની આજ્ઞા કરી. તે અલ્પ સમયમાં એક નિર્મળ જલથી ભરેલા સરોવર આગળ આવી પહોંચ્યો અને તેમાંથી પાણી પીવા જતો હતો, એવામાં "હે બાળક, થોભ! પ્રથમ મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી આ પાણી પી." એ શબ્દો તેના સાંભળવામાં આવ્યા; પરંતુ નકુલ અત્યંત તૃષાતુર હોઇ તેણે એ શબ્દોને ગણકાર્યા નહિ અને પાણી પીધું, અને તે પીધા પછી તરતજ મુડદું થઇ જમીન પર પડ્યો! નકુલ પાછો ન ફર્યો તેથી રાજા યુધિષ્ઠિરે સહદેવને નકુલને શોધી કાઢવાની અને આવતી વખત પાણી લઈ આવવાની આજ્ઞા કરી. આથી સહદેવ સરોવરની નિકટ ગયો અને ત્યાં તેણે પોતાના બંધુને મૃતદશામાં પડેલો જોયો. બંધુના મૃત્યુથી દુઃખી તથા સખ્ત તૃષાથી પીડિત થઇ તે જળ તરફ ગયો. એટલામાં ઉપલાજ શબ્દો તેના સાંભળવામાં આવ્યાઃ "હે બાળક! પ્રથમ મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી પાણી પી." તેણે પણ આ શબ્દોનો અનાદર કર્યો અને પોતાની પિપાસા તૃપ્ત કર્યા પછી ભૂમિ પર પડીને મરણ પામ્યો. ત્યાર પછી અનુક્રમે અર્જુન અને ભીમને પાછા નહિ ફરેલા બંધુઓની ખોજ કરવાને મોકલવામાં આવ્યા; પરંતુ તેઓ પણ સરોવરનું જલ પી મરણ પામ્યા અને પાછા

ફર્યા નહિ. ત્યાર પછી યુધિષ્ઠિર પોતાના બંધુઓની તપાસ કરવા જવાને ઉઠ્યા. અંતે તેઓ ઉક્ત સુંદર સરોવરની નિકટ આવી પહોંચ્યા અને તેમણે પોતાના બંધુઓને મૃતદશામાં પડેલા જોયા. તે દૃશ્ય જોઇ તેમનું હૃદય શોકથી પરિપૂર્ણ થઇ ગયું અને તેઓ આક્રંદ કરવા લાગ્યા. અચાનક તેમણે આ શબ્દો સાંભળ્યા: " હે બાળક ! ઉદ્ધતપણું વાપરીશ નહિ. હું યક્ષ છું અને બગલાના સ્વરૂપમાં નાનાં નાનાં મત્સ્યોના આહારથી નિર્વાહ ચલાવું છું. મેં તારા કનિષ્ઠ બંધુઓને યમરાજની સત્તા નીચે આણ્યા છે. હે રાજા, જો તું મારા પ્રશ્નોના ઉત્તર નહિ આપે, તો તું પણ પાંચમું શબ બનશે. હે કુંતીપુત્ર ! તું પ્રથમ મારા પ્રશ્નોના ઉત્તર આપ અને પછી જેટલું જોઇએ તેટલું પાણી પી અને લઇ જા." યુધિષ્ઠિરે પ્રત્યુત્તર આપ્યો: " હું મારી બુદ્ધિ અનુસાર તારા પ્રશ્નોના ઉત્તર આપીશ, માટે પૂછ " ત્યાર પછી યક્ષે તેમને કેટલાક પ્રશ્નો પૂછ્યા અને તેમણે તે સર્વના સંતોષકારક ઉત્તર આપ્યા. યક્ષે એક પ્રશ્ન આ પ્રમાણે પૂછ્યો હતો કે, " જગતમાં સૌથી આશ્ચર્યકારક બાબત શી છે ?" યુધિષ્ઠિરે ઉત્તર આપ્યો કે, દરરોજ અનેક માણસોને મૃત્યુ પામતા જોવા છતાં, જેઓ પાછળ રહે છે તેઓ એમ ધારે છે કે તેઓ કદી પણ મરશે નહિ ! આ સૌથી વિચિત્ર બાબત છે. બીજો એક પ્રશ્ન એવો પૂછ્યો હતો કે, " ધર્મનો મર્મ જાણવાનો માર્ગ કયો ?" યુધિષ્ઠિરે પ્રત્યુત્તર આપ્યો હતો કે, વાદવિવાદથી કાંઇ પણ અર્થ નક્કી થતો નથી. સિદ્ધાંતો ઘણા છે. શાસ્ત્રો અને ઋષિઓ અનેક હોઈ એકબીજામાં મતભેદ દેખાય છે. આથી ધર્મનો મર્મ જાણે અંધકારમય ગુફામાં દટાઇ ગયો હોય એવું છે. માટે મહાન પુરુષો જે પંથે ગયા હોય તેજ પંથનું અનુસરણ કરવું." ત્યાર પછી યક્ષે કહ્યું: " હું પ્રસન્ન થયો છું. બગલાના રૂપમાં હું ધર્મ—ન્યાય દેવતા—છું. હું તારી કસોટી

કરવાને આવ્યો હતો. જો, તારો એક પણ બંધુ મરણ પામ્યો નથી. એ સર્વ મારી ઇંદ્રજાલ છે. હે ભારત કેસરિ! તું અહિંસાને લાભ અને ભોગવિલાસ એ ઉભય કરતાં ઉચ્ચતર ગણે છે, એટલા માટે મારૂં વરદાન છે કે તારા ચારે બંધુઓ જીવતા થાઓ." યક્ષના મુખમાંથી આ શબ્દો બહાર પડતાંજ પાંડવો ઊઠીને ઊભા થયા.

અત્રે રાજા યુધિષ્ઠિરના સ્વભાવની ઝાંખી થાય છે તેમના પ્રત્યુત્તરોદ્વારા આપણને પ્રતીત થાય છે કે, તેઓ રાજા હતા તે કરતાં અધિકાંશે દાર્શનિક અને યોગી હતા.

પાંડવોને હવે દેશનિકાલનું તેરમું વર્ષ નિકટ આવ્યું હતું; તેથી યક્ષે તેમને વિરાટના રાજ્યમાં જઇ પોતાને યોગ્ય લાગે તેવા ગુપ્ત વેષમાં રહેવાની આજ્ઞા કરી.

દેશનિકાલનાં બાર વર્ષ પૂર્ણ થયા પછી તેઓ શેષ એક વર્ષ ગુપ્તદશામાં વ્યતીત કરવાને માટે ગુપ્ત વેષમાં વિરાટના રાજ્યમાં ગયા અને રાજગૃહની હલકી નોકરીમાં દાખલ થયા. યુધિષ્ઠિર દ્યૂતપ્રવીણ બ્રાહ્મણ દરબારી બન્યા, ભીમ રસોઇયો બન્યો, અર્જુન વ્યંઢળનો સ્વાંગ લઇ રાજકુમારી ઉત્તરાનો નૃત્ય અને સંગીતનો શિક્ષક બની રાજાના અંતઃપુરમાં રહ્યા, નકુલ રાજાની અશ્વશાળાનો અધ્યક્ષ બન્યો, સહદેવ ગાયોનો સંરક્ષક થયો અને દ્રૌપદીએ દાસીનો વેષ લીધેલો હોઈ તેને પણ રાણીની દાસી તરીકે રાખવામાં આવી. આ પ્રકારે પાંડવોએ ગુપ્ત અને સુરક્ષિત રહી એક વર્ષ ગાળ્યું અને દુર્યોધને તેમને શોધી કાઢવાનો કરેલો પ્રયત્ન નિષ્ફળ થયો. જ્યારે વર્ષ પૂર્ણ થયું ત્યારેજ તેઓ પોતાના સત્ય સ્વરૂપમાં પ્રકટ થયા.

ત્યાર પછી યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રની પાસે એક પ્રતિનિધિ મોકલ્યો અને એવી માગણી કરી કે, તેમના ભાગનું અર્ધું રાજ્ય તેમને સોંપવું; પરંતુ દુર્યોધન પોતાના પિત્રાઇઓને ધિક્કારતો હતો. તે

તેમની યોગ્ય માગણી સ્વીકારવાને સંમત થયો નહિ પાંડવો માત્ર એકજ પ્રાંત બલકે પાંચ ગામો સ્વીકારવાને સુધ્ધાં ખુશી હતા; પરંતુ ઉદ્ધત દુર્યોધને જાહેર કર્યું કે, તે યુદ્ધ વિના તો એક સોયની અણી પર રહે એટલી ભૂમિ પણ નહિ આપે. ધૃતરાષ્ટ્રે વારંવાર સુલેહ કરવાનો બોધ આપ્યો, પરંતુ તે પથ્થર પર પાણી જેવો નીવડ્યો. શ્રીકૃષ્ણ પણ ગયા અને તેમણે માથે ઝઝૂમી રહેલું યુદ્ધ અને આપ્તોનાં મૃત્યુ અટકાવવાનો પ્રયત્ન કર્યો. દરબારના બુદ્ધિમાન વૃદ્ધોએ પણ તેવો પ્રયાસ કર્યો. પરંતુ રાજ્યના શાંતિમય વિભાગ માટેની સમસ્ત મસલતો નિષ્ફળ થઇ. અંતે ઉભય પક્ષે યુદ્ધની તૈયારી કરી અને સમસ્ત સૈનિક જાતિઓએ તેમાં ભાગ લીધો.

ભારતીય ક્ષત્રિયોની પ્રાચીન રીતિઓ પ્રમાણે યુદ્ધનો આરંભ થયો. એક તરફ દુર્યોધનનો પક્ષ હતો અને બીજી તરફ યુધિષ્ઠિરનો પક્ષ હતો. યુધિષ્ઠિરે આસપાસના સમસ્ત રાજાઓ પાસે પોતાના દૂતો મોકલીને તેમની મિત્રતાની યાચના કરી ક્ષત્રિયોની રૂઢિ એવી હતી કે, બે પક્ષમાંથી જે પ્રથમ તેમની પાસે પહોચે તેની માગણી સ્વીકારે. આ રીતે સર્વ ભાગોના યોદ્ધાઓ જેણુ પ્રથમ માગણી કરી તેની માગણી સ્વીકારીને કોઇ પાંડવોને તો કોઇ કૌરવોને સહાય કરવાને એકત્ર થયા. આ પ્રકારે એક બંધુ આ પક્ષમાં જોડાયો તો બીજો બંધુ પેલા પક્ષમાં ભળ્યો, પિતા એક પક્ષમાં રહ્યો અને પુત્ર બીજા પક્ષમા રહ્યો તે સમયની યુદ્ધનીતિ હાલના કરતાં જુદાજ પ્રકારની હતી. દિવસ પૂરો થઇ સાયંકાળ થતો કે તરતજ યુદ્ધ બંધ પડતું અને રાત્રે વિરોધી પણ સન્મિત્રો બની જતા અને એકબીજાના તંબૂઓમાં પણ જતા. પ્રાતઃકાળ થતાંજ પાછા પુનઃ તેઓ એકબીજાની સામે લડવાને કટિબદ્ધ થતા. આ વિચિત્ર ગુણ હિંદુઓમાં મુસલમાન—આક્રમ-

ણુના સમય પર્યંત રહ્યો હતો. વળી અશ્વારોહીને પદાતિ પર પ્રહાર કરવાની આજ્ઞા નહોતી; કોઇને વિષમય શસ્ત્રાસ્ત્ર બનાવવાની આજ્ઞા નહોતી; કોઇએ શત્રુને અસમાન યુદ્ધમાં પરાસ્ત કરવો નહિ અથવા અપ્રમાણિકતાથી પરાસ્ત કરવો નહિ અને કદી પણ સામાની ખગળ અવસ્થાનો અયોગ્ય લાભ લેવો નહિ; આવી આવી આજ્ઞાઓ હતી જો કોઇ આ નિયમોનો ભંગ કરતો તો તે માનભંગ થતો અને તેનો ત્યાગ કરવામાં આવતો. ક્ષત્રિયોને આ પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું. જયારે મધ્યએશિયામાંથી આક્રમણ થયું ત્યારે હિંદુઓએ આક્રમણકારીઓ પ્રત્યે તેજ પ્રકારનુ વર્તન કર્યું હતું. તેમણે તેમને અનેક વાર પરાસ્ત કર્યા અને દરેક વખતે ભેટ આદિ આપીને તેમની માતૃભૂમિમાં પાછા વિદાય કર્યા હતા. નિયમ એવો રાખેલો હતો કે, તેમણે કોઇનો દેશ ખૂંચવી લેવો ન જોઇએ અને એક માણુસને જયારે પરાસ્ત કરવામાં આવે ત્યારે તેને તેની પ્રતિષ્ઠા અનુસાર માનપૂર્વક તેના દેશમાં પાછો વિદાય કરવો જોઇએ. મુસલમાન વિજેતાઓએ હિંદુ રાજાઓ પ્રત્યે આથી ઊલટું વર્તન ચલાવ્યું અને જો એક વાર તેમના કબજામાં તેઓ આવ્યા તો તેઓ લેશ પણ સંકોચ કર્યા વિના તેમનો વધ કરતા.

આ વાત ધ્યાનમાં રાખજો કે તે સમયમાં–આપણી વાર્તાના સમયમાં–શસ્ત્રાસ્ત્રશાસ્ત્રની પૂર્ણતા કેવળ ધનુષ્ય અને બાણુના પ્રયોગમાંજ આવીને અટકતી નહોતી; પરંતુ તેમાં મંત્રો, ધ્યાન પ્રભૃતિના બાહુલ્યવાળી ગુપ્ત બાણુવિદ્યાનો પણ સમાવેશ થતો હતો. એ વિદ્યા વડે એક મનુષ્ય લક્ષાવધિ મનુષ્યોની સાથે યુદ્ધ કરી શકતો. તે એક બાણુ છોડતો તો તેમાંથી સહસ્રાવધિ શરોની વૃષ્ટિ અને ગર્જના પણ થતી. તે કોઇ પણ વસ્તુને બાળીને ભસ્મીભૂત કરી શકતો. તે આવાં આવાં અનેક કાર્યો કરી શકતો અને

તે સર્વ દિવ્ય ગુપ્ત વિદ્યાનું પરિણામ હતું. આ ઉભય કાવ્યોમાં રામાયણ અને મહાભારતમાં એક ઘટના સૌથી વિચિત્ર છે અને તે એ છે કે, તમે આ ગુપ્ત બાણો ઇત્યાદિની સાથે તોપનો પણ ઉપયોગ થતો જુઓ છો. હિંદુઓ અને ચીનાઓ અતિ પ્રાચીન-કાળથી તોપનો ઉપયોગ કરતા આવ્યા છે. નગરોના કોટો પર લોઢાની નળીઓનાં બનાવેલાં શતાવધિ વિચિત્ર હથિયારો રાખવામાં આવતાં હતાં અને તેમાંનાં છિદ્રમાં જામગરી (એક છેડા તરફથી સળગી રહેલી દોરડી) લગાડવામાં આવતાંજ તેમાંનો ગોળો ભયંકર અવાજ સહિત નીકળતો અને ઘણા લોકોને મારી નાખતો.

'તે પ્રાચીન સમયમાં ચાર પ્રકારની સેના રહેતી. તેમની પાયદલ પલટણો 'પદાતિ'ના નામથી ઓળખાતી અને અશ્વારોહી પલટણો 'તુરંગ'ના નામથી ઓળખાતી. અન્ય જે બે પ્રકારની શ્રેણીઓનો આધુનિક સમયના લોકોએ ત્યાગ કર્યો છે તેમાંની એક હાથીઓની શ્રેણી હતી. પીઠ પર માણસો બેઠા હોય એવા શતાવધિ હાથીઓની એ શ્રેણી બનાવવામાં આવતી. રક્ષણને માટે લોઢાનું બખ્તર પહેરાવીને શત્રુ પક્ષ પર તેમનો ધસારો લઈ જવામાં આવતો. ચોથી રથોની શ્રેણી હતી.

ભારતીય યુદ્ધમાંના બંને પક્ષો શ્રીકૃષ્ણની મિત્રતા સંપાદન કરવાની ઇચ્છા રાખતા હતા; પરંતુ તેમણે આ યુદ્ધમાં સક્રિય ભાગ લેવાની અને લડવાની ના પાડી. છેવટે અર્જુનની ઇચ્છા પ્રમાણે તેના સારથિ અને પાંડવોના મિત્ર તથા સલાહકાર તરીકે કામ કરવાને તેઓ સંમત થયા અને દુર્યોધનને તેની ઇચ્છા પ્રમાણે તેમણે પોતાની બળવાન સેના આપી.

ત્યાર પછી કુરુક્ષેત્રના વિશાળ મેદાનમાં મહાન યુદ્ધ ચાલુ થયું; જેમાં ભીષ્મ, દ્રોણ, કર્ણ, દુર્યોધનના બંધુઓ, ઉભય પક્ષના

આસો અને ઈતર સહસ્રાવધિ વીર પુરુષો મરણ પામ્યા. યુદ્ધ અઢાર દિવસ પર્યંત ચાલ્યું. અઢાર અક્ષૌહિણી યોદ્ધાઓમાંથી ઘણા થોડાજ બચ્યા. દુર્યોધનનું મરણ થતાં યુદ્ધનો અંત આવ્યો અને પાંડવોનો વિજય થયો. ત્યાર પછી મહારાણી ગાંધારી અને વિધવા થયેલી સ્ત્રીઓની રડાપીટ શરૂ થઇ અને મૃત યોદ્ધાઓની અંત્યેષ્ટિક્રિયા કરવામાં આવી.

યુદ્ધની મહાનમાં મહાન ઘટના પૈકી અદ્ભુત અને અમર ગીતાનું કાવ્ય સ્વર્ગીય ગીત છે. એ ભારતવર્ષનું સાર્વજનિક શાસ્ત્ર છે અને એમાં સર્વોચ્ચ ઉપદેશનો સમાવેશ થયેલો છે. એમાં કુરુક્ષેત્રના સમરાંગણમાં યુદ્ધારંભ થયો તે પૂર્વે અર્જુન અને શ્રીકૃષ્ણ વચ્ચે થયેલો સંવાદ આવેલો છે. તમારામાંના જેમણે એ ગ્રંથ વાચ્યો ન હોય તેમને હું તે વાંચવાની સલાહ આપું છું. એનો પ્રભાવ તમારા દેશમાં પણ કેટલો બધો પડ્યો છે તે જો તમે જાણો તો આશ્ચર્ય પામો. જો તમે એમર્સનના પ્રબોધનું મૂળ જાણવા માગતા હો તો તે આ 'ગીતા' છે. તે કાર્લાઈલને મળવા ગયો હતો અને કાર્લાઈલે તેને ગીતા ભેટ આપી હતી. તે લઘુ ગ્રંથજ કૉન્કોર્ડ આંદોલનનો જન્મદાતા છે. અમેરિકાનાં સમસ્ત મહાન આંદોલનો એક વા બીજા પ્રકારે કૉન્કૉર્ડ પત્રનેજ આભારી છે.

ગીતાનું પ્રધાનપાત્ર શ્રીકૃષ્ણ છે. જેવી રીતે તમે નઝરેથવાળા જિસસને ઇશ્વરાવતાર તરીકે આરાધો છો, તેવી રીતે હિંદુઓ ઘણા ઇશ્વરાવતારોને પૂજે છે તેઓ માને છે કે, ધર્મનું રક્ષણ અને અધર્મનો નાશ કરવાને માટે માત્ર એક કે એજ ઇશ્વરાવતારો થયા નથી; પરંતુ લાંબા સમય દરમ્યાન ઘણા ઈશ્વરાવતારો થયા છે. ઈશ્વરે જગતની આવશ્યકતા અનુસાર વખતોવખત અવતાર ધારણ કર્યાં છે. ભારતવર્ષમાંનો પ્રત્યેક પંથ એકાદ

ઇશ્વરાવતારને માને છે અને આવા ઇશ્વરાવતારો પૈકી કૃષ્ણ એક છે. ભારત વર્ષમાં કદાચ ઇતર કોઇ પણ ઇશ્વરાવતાર કરતાં કૃષ્ણના અનુયાયીઓ અધિક છે. તેના અનુયાયીઓ માને છે કે તે સૌથી વિશેષ પૂર્ણ ઇશ્વરાવતાર હતા. એમ માનવાનું કારણ તેઓ જણાવે છે "બુદ્ધ વગેરે ઇતર ઇશ્વરાવતારો માત્ર સંન્યાસી હતા; પરંતુ કૃષ્ણે સંસારમાંજ રહીને પુત્ર, રાજા, પતિ, ભાઈ, પિતા, મિત્ર, ઇત્યાદિ તરીકે તેમણે પોતાના સમગ્ર જીવનમાં પોતાના અદ્ભુત વિચારોને આચારમાં મૂકયા હતા." "જે કર્મમાં અકર્મને અને અકર્મમાં કર્મને રહેલું જુએ છે તેજ મનુષ્યોમાં ખરો બુદ્ધિમાન છે અને તેજ યોગી છે." કૃષ્ણ આ કર્મયોગને સિદ્ધ કરવાનો માર્ગ દર્શાવે છે–અનાસક્તિદ્વારા આ કાર્ય સિદ્ધ થાય છે. પ્રત્યેક કાર્ય કરો, પરંતુ તેમાં ફળની આકાંક્ષા રાખો નહિ તમે સદા સર્વદા વિશુદ્ધ, વિમુક્ત આત્મા છો; તમે સાક્ષી છો. કાર્ય એ આપણા દુઃખનું કારણ નથી; પરંતુ ફળની આસક્તિજ દુઃખનું કારણ છે કૃષ્ણ કહે છે કે તમને દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તે પ્રાપ્ત કરો; પરંતુ તેના પર મોહ ન રાખો. સંતતિ, પત્ની, પતિ, આપ–લે, કીર્તિ અને પ્રત્યેક વસ્તુના સંબંધમાં પણ આમજ સમજવું. તમારે તેમનો ત્યાગજ કરવો જોઇએ એમ નથી; પરંતુ તેમના પર આસક્તિ ન રાખો. આસક્તિ તો માત્ર એકજ ઠેકાણે રાખવાની છે અને તે અન્ય કોઇ પ્રત્યે નહિ; પરંતુ પ્રભુ પ્રત્યેજ રાખવાની છે. સંતતિ, પત્ની, મિત્ર, દેશ, સમાજ આદિને માટે કાર્ય કરો, તેમને ચાહો, તેમનું કલ્યાણ કરો અને આવશ્યકતા હોય તો તેમને માટે તમારૂં બલિદાન પણ આપો; પરંતુ તેમના પર મોહ ન રાખો અને બદલાની આશા તેમજ જયાજયની આસક્તિ ન રાખો. શ્રીકૃષ્ણનું પોતાનું જીવન આનું સંપૂર્ણ ઉદાહરણ હતું.

સ્મરણમાં રાખજો કે જે ગ્રંથમાં કૃષ્ણનું જીવનચરિત્ર આપેલું છે, તે કેટલાંક હજાર વર્ષનો જૂનો છે અને તેમના જીવનના કેટલાક અંશો નઝરેથવાળા જિસસના જીવનના કેટલાક અંશોને બહુ મળતા આવે છે. કૃષ્ણ રાજકુલમાં ઉત્પન્ન થયા હતા. કંસ નામનો એક જુલમી રાજા હતો અને એવું ભવિષ્ય-કથન પ્રચલિત થયું હતું કે, અમુક કુટુંબમાં એક એવા બાળકનો જન્મ થશે કે જે તેનો વધ કરશે. આથી કંસે તે કુટુંબમાથી પુરુષજાતિનાં સમસ્ત બાળકોનો વધ કરાવ્યો. રાજા કંસે કૃષ્ણનાં માતપિતાને કારાગ્રહમાં નાખ્યાં, જ્યાં કૃષ્ણનો જન્મ થયો. કારાગૃહમાં અચાનક પ્રકાશ થયો અને બાળક વદ્યોઃ "હું જગતની જ્યોતિ છું અને જગતના કલ્યાણ માટેજ જન્મ્યો છું." વળી કૃષ્ણ ગાયો ચારતા હતા એમ સાંકેતિક રીતે જણાવેલું છે. તે "મહાન ગોવાળ" કહેવાય છે. ઋષિઓને ખાતરી થઈ કે સ્વયં પરમાત્માએ જન્મ લીધો છે અને તેઓ તેને નમન કરવાને ગયા. આ વાર્તાના આ પછીના ભાગો ખ્રિસ્ત-ની વારતા સાથે સમાનતા ધરાવતા નથી. શ્રીકૃષ્ણે આ જુલમી કંસને જીતી લીધો, પરંતુ તેમણે રાજગાદીએ બેસવાનો તો વિચાર સરખોયે કર્યો નહિ. તેમણે પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું અને ત્યાંજ તે બાબતનો અંત આવ્યો હતો.

કુરુક્ષેત્રના યુદ્ધની સમાપ્તિ થયા પછી મહાન સૈનિક અને પૂજ્ય વડીલ ભીષ્મ કે જેઓ અઢાર દિવસના યુદ્ધમાં દશ દિવસ લડ્યા હતા અને જેઓ અદ્યાપિ મૃત્યુ શય્યા પર હતા, તેમણે યુધિષ્ઠિરને રાજાનાં કર્તવ્યો, ચાર જ્ઞાતિઓનાં કર્તવ્યો, જીવનના ચાર આશ્રમો, લગ્ન, દાન, ઈત્યાદિ સંબંધી નિયમો, એવા એવા ભિન્નભિન્ન વિષયો પર પ્રાચીન ઋષિઓના ઉપદેશોના આધારે બોધ આપ્યો. તેમણે સાંખ્યદર્શન અને યોગદર્શનનું સ્પષ્ટીક-

રણ કર્યું અને સંતો, દેવો તથા રાજાઓ સંબંધી સંખ્યાબંધ વાર્તાઓ તથા દંતકથાઓ કહી. આ ઉપદેશો મહાભારતના સમગ્ર ગ્રંથનો લગભગ ચોથો ભાગ રોકે છે અને તેમાં આર્યોના જુદી જુદી બાબતોને લગતા કાયદાઓ, નૈતિક નિયમો, ઇત્યાદિના અમૂલ્ય ભંડારનો સમાવેશ થાય છે એ પછી યુધિષ્ઠિરનો રાજા તરીકે અભિષેક કરવામાં આવ્યો; પરંતુ ભયંકર રક્તપાત તથા શ્રેષ્ઠ અને આપ્ત જનોના વિધ્વંસથી તેમને ભારે ખેદ થયો; અને ત્યાર પછી વ્યાસની સલાહથી તેમણે અશ્વમેધ યજ્ઞ કર્યો.

યુદ્ધ પછી પંદર વર્ષ પર્યંત ધૃતરાષ્ટ્ર શાંતિ અને માનપૂર્વક રહ્યો. યુધિષ્ઠિર અને તેમના બંધુઓ તેની આજ્ઞાનું પાલન કરતા. ત્યાર પછી તે વૃદ્ધ રાજા પોતાના અંતિમ દિવસો તપશ્ચર્યામાં વ્યતીત કરવાને માટે યુધિષ્ઠિરને રાજ્ય સોંપીને પોતાની પતિવ્રતા પત્ની અને પાંડવોની માતા કુંતી સહિત અરણ્યમાં ચાલ્યો ગયો.

યુધિષ્ઠિરને રાજ્ય મળ્યાને છત્રીસ વર્ષો થયાં ત્યાર પછી તેમને એવા સમાચાર મળ્યા કે, શ્રીકૃષ્ણ આ લોકનો ત્યાગ કરી ગયા છે તેમના ઋષિ, તેમના મિત્ર, તેમના માર્ગદર્શક અને તેમના સલાહકાર શ્રીકૃષ્ણ પંચત્વને પ્રાપ્ત થયા. અર્જુન તરતજ દ્વારકા તરફ ઊપડી ગયો અને પાછા આવીને તેણે કૃષ્ણ તથા સર્વ યાદવોના શોકસમાચાર સત્ય છે એમ જણાવ્યું. ત્યાર પછી રાજા અને તેમના બંધુઓએ શોકને વશ થઇ જાહેર કર્યું કે, તેમનો પણ જવાનો સમય હવે આવી પહોંચ્યો છે. તેમણે રાજ્યનો ભાર ફેંકી દીધો. અર્જુનના પૌત્ર પરીક્ષિતને તેમણે રાજ્યાસન પર આરૂઢ કર્યો અને મહાપ્રસ્થાન કરવાને હિમાલય પર ગયા. આ એક વિશિષ્ટ પ્રકારનો સંન્યાસ હતો; જે 'વીરસંન્યાસ' ના નામથી ઓળખાય છે. વૃદ્ધ રાજાઓએ પણ સંન્યસ્ત ગ્રહણ કરવું એવી રીત ભારતવર્ષમાં પ્રચલિત હતી. ભારતવર્ષમાં પ્રાચીનકાળમાં

માણસો જ્યારે બહુ વૃદ્ધ થતાં ત્યારે તેઓ પ્રત્યેક વસ્તુનો ત્યાગ કરતાં. રાજાઓ પણ તેમ કરતા. તેમાં પણ જે માણસ વિશેષ જીવવા માગતો ન હોય તે અન્નજલનો ત્યાગ કરી હિમાલયતરફ જતો અને શરીર પડે ત્યાંસુધી ચાલવાની ક્રિયા ચાલુ રાખતો. તે સઘળો વખત પ્રભુનું ધ્યાન ધરતો અને તે પ્રાણરહિત બની જાય ત્યાંસુધી ચાલ્યાજ કરતો. વીરસંન્યાસની વિધિ આવી છે.

પછી દેવો અને મહાત્માઓ આવ્યા અને તેમણે રાજા યુધિષ્ઠિરને જણાવ્યું કે, આપે સ્વર્ગ પ્રાપ્ત કરવું જોઇએ. સ્વર્ગમાં જવાને માટે માણસોએ હિમાલયનાં ઉચ્ચતમ શિખરો ઓળંગવાં જોઈએ; હિમાલય ઓળગી ગયા પછી મેરુ પર્વત આવે છે. મેરુ પર્વતના શિખર ઉપર સ્વર્ગ સ્થિત છે. કોઈ માણસ કદી પણ સદેહે ત્યાં ગયો નહોતો. ત્યાં દેવોનો નિવાસ છે અને યુધિષ્ઠિરને દેવોએ ત્યાં આવવાને નિમંત્રણ કર્યું હતું.

આથી પાંચ બંધુઓ અને તેમની પત્નીએ વલ્કલ ધારણ કર્યાં અને તેઓ પ્રવાસ કરવાને નીકળ્યાં. માર્ગમાંથી એક શ્વાન તેમની પાછળ ચાલવા લાગ્યો. તેઓ આગળ અને આગળ ચાલ્યાં અને ઉત્તર દિશા કે જ્યાં હિમાલયનાં ઉન્નત શિખરો આવી રહ્યાં છે તે તરફ શ્રમપૂર્વક પ્રયાણ કર્યું. અંતે તેમણે પોતાની સામે પ્રચંડ મેરુ પર્વત આવી રહેલો જોયો. મૌનપૂર્વક તેઓ હિમમાં થઈ આગળ ચાલ્યાં, એવામાં એકાએક રાણી ભૂમિ પર પડી ગઈ અને પુનઃ ઊભી ન થઈ. યુધિષ્ઠિર કે જેઓ સૌથી આગળ ચાલતા હતા તેમને તેમના બંધુ ભીમે કહ્યું કે, "હે રાજન્, જુઓ, રાણી પડ્યાં." રાજાએ અશ્રુપાત કર્યો; પરંતુ પાછળ દૃષ્ટિપાત ન કર્યો. તેઓ બોલ્યાઃ "આપણે કૃષ્ણને મળવા જઈએ છીએ; પાછળ દૃષ્ટિપાત કરવાનો સમય નથી. પ્રયાણ ચાલુ રાખો." અલ્પકાળ પશ્ચાત્ પુનઃ ભીમે કહ્યું: "જુઓ, આપણો બંધુ સહદેવ

પડ્યો." રાજાએ અશ્રુપાત કર્યો; પરંતુ તેઓ થોભ્યા નહિ. તેઓ ઉચ્ચ સ્વરે બોલ્યા: "પ્રયાણ ચાલુ રાખો."

•ચાર બંધુઓ અનુક્રમે ઠંડી અને હિમમાં ભૂમિશાયી થયા; પરંતુ રાજા એકલા હોવા છતાં લેશ પણ ચલિત થયા વિના આગળ અને આગળ ચાલતા રહ્યા. પાછળ દૃષ્ટિપાત કરતાં તેમણે જોયું કે, નિમકહલાલ કૂતરો અદ્યાપિ તેમનુ અનુસરણ કરી રહ્યો હતો. રાજા અને કૂતરો હિમ અને બરફમય પહાડ અને ખીણમાં થઈ આગળ ચાલતાં ઊંચે અને ઊંચે ચઢતા ગયા. અંતે તેઓ મેરુ પર્વત પર પહોંચ્યા ત્યાં તેમને સ્વર્ગનું સંગીત કર્ણગોચર થવા લાગ્યું અને દેવોએ સદાચારી રાજા ઉપર સ્વર્ગીય પુષ્પોની વૃષ્ટિ કરી ત્યાર પછી દેવોનો રથ નીચે ઊતર્યો અને ઇંદ્રે તેમને પ્રાર્થના કરી કે, "મર્ત્યલોકના સૌથી મહાન પુરુષ! આ રથમાં આરૂઢ થાઓ. માત્ર આપને એકલાનેજ પાર્થિવ શરીર બદલ્યા સિવાય સ્વર્ગમાં પ્રવેશ કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે." પરંતુ ના, યુધિષ્ઠિર પોતાના એ કનિષ્ઠ બંધુઓ અને પોતાની રાણી સિવાય સ્વર્ગમાં જવાને રાજી નહોતા. ત્યારે ઇંદ્રે ખુલાસો કર્યો કે, તેમના બંધુઓ તેમની પૂર્વે સ્વર્ગમાં જઇ ચૂક્યા હતા.

પછી યુધિષ્ઠિરે આસપાસ જોયું અને પોતાના શ્વાનને કહ્યું: "બેટા, રથ પર ચઢી જા" આ શબ્દો સાંભળી ઇંદ્ર તો દિગ્મૂઢ જ બની ગયો. તે બોલ્યો: "શું કૂતરો પણ આવશે? આપ આ કૂતરાનો ત્યાગ કરો! કૂતરાથી સ્વર્ગમાં ન અવાય! મહારાજા, માનવજાતિમાં સૌથી વિશેષ સદાચારી એવા માત્ર આપજ સદેહે સ્વર્ગમાં જઇ શકશો" યુધિષ્ઠિરે કહ્યું: "પરંતુ બરફ અને હિમમાં એ મારો એકનિષ્ઠ સાથી રહ્યો છે જ્યારે મારા સમસ્ત બંધુઓ મરણ પામ્યા—મારી રાણી મૃત્યુ પામી ત્યારે એણે એકલાએ કદી પણ મારો ત્યાગ ન કર્યો. હવે હું એનો ત્યાગ શી રીતે

કરી શકું ?" ઇંદ્રે કહ્યું: "સ્વર્ગમાં જેમની પાસે કૂતરા હોય એવા માણસોને સ્થાન નથી. એને પાછળ મૂકવો પડશે. આમાં કાંઇ અન્યાય નથી." રાજાએ ઉત્તર આપ્યો: કૂતરા વિના હું સ્વર્ગમાં જનાર નથી જેણે મારો આશ્રય ગ્રહણ કર્યો છે તેનો જ્યાંસુધી મારા પોતાના જીવનનો અંત ન આવે, ત્યાંસુધી હું કદી પણ ત્યાગ કરીશ નહિ. સ્વર્ગના આનંદોને માટે કે એકાદ દેવની વિનતીથી પણ હું કદી ધર્મથી ચ્યુત થઇશ નહિ." ઇંદ્રે કહ્યું: "ત્યારે એક શરતે આપ શ્વાનને સ્વર્ગમાં લઇ શકશો. આપ મર્ત્યલોકનાં માનવીઓમાં સૌથી વિશેષ સદાચારી છો અને એ પશુઓનો વધ તથા આહાર કરનાર કૂતરો છે. એણે પાપકર્મ કર્યાં છે, એણે અન્ય જીવોનો શિકાર કર્યો છે, અન્ય જીવોનો નાશ કર્યો છે, આપ એને આપને બદલે સ્વર્ગમાં મોકલી શકશો" રાજા વદ્યા: "આપની શરત મને માન્ય છે. કૂતરાને સ્વર્ગમાં લઇ જાઓ અને તેને બદલે મને નરકમાં લઇ જાઓ."

હવે એકદમ દૃશ્ય બદલાઇ ગયું. યુધિષ્ઠિરના આ ઉદાત્ત શબ્દો સાંભળી કૂતરો ધર્મના સ્વરૂપમાં પરિવર્તિત થઈ ગયો. કૂતરો અન્ય કોઇ નહિ; પરંતુ ખુદ યમ, મૃત્યુ અને ન્યાયનો દેવતા હતો. તે બોલ્યો: "હે રાજા, કદી કોઇ પણ માણસ આપના જેવો નિઃસ્વાર્થ નહોતો. આપ એક ક્ષુલ્લક કૂતરાને આપને બદલે સ્વર્ગમાં મોકલવાને અને તેને ખાતર પોતે નરકમાં પણ જવાને તૈયાર થયા છો; માટે હે રાજાઓના રાજા ! આપ કુલીન છો. હે ભારત ! આપ સર્વ પ્રાણીઓ પ્રત્યે આત્મભાવ રાખો છો અને તેનું આ ઉજ્જવલ ઉદાહરણ છે; માટે આ સર્વ શાશ્વત સ્વર્ગીય સુખના પ્રદેશો આપનાજ છે હે રાજા ! આપે તેમને જીતી લીધા છે અને આપનું લક્ષ્ય અતિશય ઉચ્ચ છે."

ત્યાર પછી યુધિષ્ઠિર ઇંદ્ર, ધર્મ તથા અન્ય દેવો સહિત એક

સ્વર્ગીય રથમા બેસી સ્વર્ગ તરફ ગયા ત્યા તેમણે સ્વર્ગગગામા સ્નાન કર્યું અને સ્વર્ગીય શરીર ધારણ કર્યું તેમના બધુઓ કે જેઓ હવે અમર થયા હતા તેમને તેઓ મળ્યા અને સર્વ આનદમા નિમગ્ન થયા

સત્યનો જય અને પાપનો ક્ષય દર્શાવનાર જગતમાના સર્વોત્તમ કાવ્ય મહાભારતની વાતો આ રીતે સમાપ્ત થાય છે

મહાભારતમા વ્યાસની સમર્થ બુદ્ધિએ જે અનત મહા વીરોના ભવ્ય અને તેજસ્વી પાત્રો વર્ણવ્યા છે, તે સર્વ આપની સમક્ષ સાદર કરવા એ મારે માટે કેવળ અશક્ય છે ઇશ્વરની ભીતિ રાખનાર છતા અશક્ત, વૃદ્ધ અને અધ એવા રાજા ધૃતરાષ્ટ્રના મનમા સત્ય અને પુત્રપ્રેમ વચ્ચે ચાલતા આતરિક યુદ્ધો, વડીલ ભીષ્મનુ ભવ્ય પાત્ર, રાજા યુધિષ્ઠિરનો ઉદાત્ત અને સદાચારી સ્વભાવ, તેમજ મહાવીર, એકનિષ્ઠ તથા રાજનિષ્ઠ એવા તેમના ચાર બધુઓનો તેવોજ સ્વભાવ, જગતમા સૌથી બુદ્ધિમાન અને અનાસક્ત એવા શ્રીકૃષ્ણનુ અનન્ય પાત્ર, અને પુરુષ પાત્રોથી લેશ પણ ઓછા ઉજ્જ્વલ નહિ એવા સ્રીપાત્રો મહાન રાણી ગાધારી, પ્રેમાળ માતા કુતી, સદા એકનિષ્ઠ અને સર્વ સકટો સહન કરનારી દ્રૌપદી, આ વીરરસ પ્રધાન કાવ્યના આ અને ઇતર શતાવધિ પાત્રો તથા રામાયણના પાત્રો, એ છેટલા કેટલાક સહસ્ર વર્ષોથી ચાલ્યો આવતો સમગ્ર હિદુ પ્રજાનો પ્રિય વારસો છે અને છેજ–તેમના વિચારો તથા તેમની નૈતિક કલ્પનાઓનો પાયો છે વસ્તુત રામાયણ તથા મહાભારત એ પ્રાચીન આર્યજીવન તથા આર્યબુદ્ધિ વિષે માહિતી આપનાર બે જ્ઞાનકોશો છે અને તેમા એવી આદર્શભૂત સસ્કૃતિ આલેખી છે કે, જેને માટે માનવજાતિને હવે પછી આકાક્ષા ઉત્પન્ન થશે



# જડભરતની વાર્તા

( કેલિફોર્નિયામાં આ વ્યાખ્યાન અપાયું હતું. )

ભરત નામનો એક મહાન રાજા હતો. આ રાજાના નામ ઉપરથીજ હિંદુસ્તાનનું "ભારત" એવું નામ પડેલું છે. ભારતવર્ષમાં પ્રત્યેક હિંદુને ત્યાંના ધર્મશાસ્ત્રનું ફરમાન છે કે, શરીર વૃદ્ધાવસ્થા તરફ વળવા માંડે એટલે તેમણે સમસ્ત સાંસારિક કાર્યોનો પરિત્યાગ કરીને—જગતની જંજાળો, દ્રવ્ય, સુખ, ઉપભોગો એ સર્વ પુત્રને સોંપી દઇને—નિર્જન પ્રદેશમાં જઈ રહેવું અને ત્યાં આત્મા કે જે એકલોજ માત્ર તેનામાં રહેલી સત્ય વસ્તુ છે, તેનું ધ્યાન ધરીને સંસારબંધનનો સદાને માટે નાશ કરવો; કારણકે ગૃહસ્થાશ્રમનાં સમસ્ત કર્તવ્યો–પુત્ર, બંધુ, પતિ, પિતા, પત્ની, પુત્રી, માતા, ભગિની એ સર્વ પ્રત્યેનાં કર્તવ્યો એ માત્ર ભૌતિક બંધનોને બંધનરૂપે સમજાવનારૂં અને જગતની સર્વ વસ્તુસ્થિતિઓની અસારતા અને નિરસતાનું દૃઢ ભાન કરાવી સત્ય વસ્તુ તરફ વાળનારૂં પગથિયુંજ છે.

મહારાજા ભરતે પણ વૃદ્ધાવસ્થા આવતાંજ પોતાનું રાજ્ય પુત્રને સોંપ્યું અને તેઓ અરણ્યમાં ગયા. જેણે કોટ્યવધિ માણસો પર રાજ્ય ચલાવ્યું હતું, જે સોનારૂપાથી મઢેલા સંગેમરમરના મહાલયોમાં રહેતા હતા, જેણે રત્નજડિત પ્યાલાથી પાણી પીધું હતું અને જેણે સર્વ રાજામહારાજાઓને પોતાના અપાર બળપરાક્રમથી નમાવ્યા હતા; એવા આ રાજાએ હિમાલયના અરણ્યમય પ્રદેશમાં એક નદીના તટ પર બરૂ અને ઘાસની

એક નાની પર્ણકુટિ પોતાના હાથથી બાંધી. ત્યાં તેઓ પોતાની જાતેજ કંદમૂળ વગેરે લઇ આવી, ઉદરપોષણ કરતા અને મનુષ્યના આત્મામાં સદા વસનાર પરમાત્મદેવનું નિરંતર ચિંતન કરતા.

એવામાં એક દિવસ જ્યાં તે રાજર્ષિ ધ્યાન ધરતા હતા ત્યાં આગળ એક હરિણી જળપાન કરવાને આવી અને બીજી તરફ તેજ ક્ષણે થોડે દૂર એક સિંહે ગર્જના કરી. આ ગર્જના સાંભળી હરિણી એટલી બધી ભયભીત બની ગઇ કે, તેણે પાણી પીધા વિનાજ નદી કૂદી જવાને માટે એક મોટો કૂદકો માર્યો તે હરિણી સગર્ભા હતી અને આ અત્યંત પરિશ્રમ તથા આકસ્મિક ભયને લીધે તેણે એક બચ્ચાને જન્મ આપી દીધો અને ત્યાર પછી તરતજ તે મરણ પામી બચ્ચું પાણીમાં પડીને તણાઈ જતું હતું, એવામાંજ રાજાની દૃષ્ટિ તેની ઉપર પડી રાજા ધ્યાન છોડીને ઊઠ્યો અને હરિણીના બચ્ચાને જંગલમાંથી બચાવી, પોતાની પર્ણકુટિમાં લઈ આવ્યો અને શેક વગેરે ઉપચારો કરીને તેનામાં ચૈતન્ય આણ્યું. ત્યાર પછી તે માયાળુ ઋષિએ એ બચ્ચાને નિરાધાર સમજીને પોતાની પાસે રાખ્યું અને તેને મૃદુ ઘાસ તથા ફળો ખવરાવી ઊછેરવા માંડ્યું. આમ એ બચ્ચું નિવૃત્તિપરાયણ રાજાની સંભાળ નીચે મોટું થયું અને સુંદર હરિણ બન્યું. જેણે સત્તા, પ્રતિષ્ઠા અને કુટુંબ પ્રત્યેની આખા જીવનની આસક્તિનો ત્યાગ કર્યો હતો, એવા આ વિરક્ત પુરુષનો પ્રેમ સ્વહસ્તે બચાવેલા આ મૃગ પ્રત્યે જેમ જેમ વધતો ગયો, તેમ તેમ તે ઈશ્વર ઉપર પોતાનું મન ઓછું અને ઓછું એકાગ્ર કરી શક્યો. મૃગને ચરીને પાછા ફરતાં મોડું થતું તો રાજર્ષિનું મન ચિંતાતુર થતું.

આ પ્રકારે કેટલાંક વર્ષો વીત્યા પછી એક દિવસ રાજર્ષિનો અંતકાળ આવ્યો; પરંતુ તેમનું મન ઇશ્વરનું ચિંતન કરવાને બદલે મૃગ વિષેજ ચિંતન કરતું હતું અને એવામાંજ તેમના

પ્રાણ નીકળી ગયા. આના પરિણામે તેઓ બીજે જન્મે મૃગ તરીકે જન્મ્યા; પરંતુ કોઇ પણ કર્મ નિષ્ફળ થતું નથી અને તેમણે રાજા તથા ઋષિ તરીકે જે મહાન સત્કર્મો કર્યાં હતાં તે સર્વ ફળીભૂત થયાં આ મૃગને જો કે વાચા નહોતી અને તે પશુના શરીરમાં હતો, તોપણ તેને પોતાના ગત જન્મનું સ્મરણ હતું. તે સદા પોતાના સાથીઓનો ત્યાગ કરી જતો અને ઋષિઆશ્રમો કે જ્યાં બલિદાનો આપવામાં આવતાં અને ઉપનિષદોનાં પ્રવચનો થતાં, તે તરફજ તે ચરવા જતો. મૃગનું સામાન્ય આયુષ્ય ભોગવ્યા પછી તે મરણ પામ્યો; અને ત્યાર પછી તે એક શ્રીમંત બ્રાહ્મણના સર્વથી નાના પુત્ર તરીકે જન્મ્યો. તે જીવનમાં પણ તેને તેના સર્વ ગત જન્મોનું સ્મરણ રહ્યું અને તેણે પોતાની બાલ્યાવસ્થાથીજ જીવનના ઇષ્ટાનિષ્ટમાં ફરીથી કદી નહિ ફસાવાનો નિશ્ચય કર્યો. તે છોકરો જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ સુદૃઢ અને નીરોગી બનતો ગયો; પરંતુ તે એક શબ્દ પણ બોલતો નહિ અને સાંસારિક કાર્યોમાં ગૂંચવાઇ પડવાના ભયથી, જડ તથા ઉન્મત્ત મનુષ્યની પેઠે રહેતો. તે નિરંતર અનંતનુંજ ચિંતન કરતો અને પોતાનું પ્રારબ્ધ ખુટાડી નાખવાના આશયથીજ જીવતો. વખત જતાં પિતા મરણ પામ્યો, એટલે પુત્રોએ સંપત્તિ માંહોમાંહે વહેંચી લીધી અને પોતાના કનિષ્ઠ બંધુને મૂક તથા સત્ત્વરહિત ધારીને તેમણે તેનો ભાગ પણ લઇ લીધો. તેમણે માત્ર એટલી ઉદારતા દર્શાવી કે, તેને જીવનનિર્વાહને માટે પૂરતું અન્ન પૂરૂં પાડ્યું. તેના બંધુઓની પત્નીઓ ઘણી વાર તેના પ્રત્યે બહુ કઠોર વર્તન કરતી અને તેની પાસે સઘળાં કઠિન કામ કરાવતી; અને જો તેમનાં સોંપેલાં સર્વ કામ કરી નહિ શકતો, તો તેઓ તેના પ્રત્યે બહુ ક્રૂર રીતે વર્તતી. તે ચીડ કે ભય દર્શાવતો નહિ અને કાંઇ બોલતો પણ

નહિ. જ્યારે તેઓ બહુ અત્યાચાર કરતી, ત્યારે તે તત્કાળને માટે ઘર બહાર નીકળી એક વૃક્ષની નીચે બેસતો અને જ્યારે તેમનો ક્રોધ શાંત થતો ત્યારે પાછો મૂંગો મૂંગો ઘરમાં આવતો.

એક દિવસ જ્યારે તેના બંધુઓની સ્ત્રીઓએ તેના પ્રત્યે હમેશ કરતાં અધિક કઠોર વર્તન ચલાવ્યું, ત્યારે તે ઘરમાંથી બહાર નીકળ્યો અને એક વૃક્ષની છાયામાં બેસીને વિશ્રાંતિ લીધી. હવે એવામાંજ એવી ઘટના બની કે, ત્યાં આગળથી એક પાલખી નીકળી. દેશનો રાજા 'રહૂગણ' પાલખીમાં બેઠો હતો અને ભોઇઓ તેને ઊંચકીને જતા હતા. આ રાજા કપિલ મુનિની પાસે અધ્યાત્મવિદ્યા શ્રવણ કરવા સારૂ જતો હતો. એવામાં એકાએક એક ભોઇ માંદો પડ્યો અને તેથી તેઓ વૃક્ષ નીચે બેઠેલા ભરતની પાસે આવ્યા અને તે સુદૃઢ તથા તરુણ છે, એવું જોઇ તેમણે તેને રાજાની પાલખી ઊંચકવામાં એ બિમાર માણસની જગ્યા પૂરશે કે કેમ, એવો પ્રશ્ન કર્યો; પરંતુ ભરતે ઉત્તર ન આપ્યો. તેનું સશક્ત શરીર જોઇ રાજાના સેવકોએ તેને પકડ્યો અને પાલખીનો દાંડો તેના સ્કંધ ઉપર મૂકયો. એક પણ શબ્દ બોલ્યા વિના ભરત ચાલવા લાગ્યો; પણ એવો ભાર ઊંચકી ચાલવાનો તેને મહાવરો નહિ હોવાથી, અલ્પ સમયમાંજ રાજાને લાગ્યું કે, પાલખી સરળ રીતે ચાલતી નથી. પાલખી બહાર દૃષ્ટિ કરીને તેણે આ નવીન વાહકને કહ્યું કે, "અલ્યા મૂર્ખ! જો તારી ખાંધ દુખતી હોય, તો થોડી વાર વિશ્રાંતિ લે." ત્યાર પછી ભરતે પાલખીનો દાંડો નીચે મૂકી દઇને પોતાના જીવનમાં પહેલીજ વાર ઉચ્ચાર કરીને કહ્યું કે, "હે રાજા! તું કોને મૂર્ખ કહે છે? પાલખી નીચે મૂકવાનું તું કોને કહે છે? તું શ્રમિત કોને કહે છે? તું 'તું' કહીને કોને બોલાવે છે? હે રાજા! તું 'તું' શબ્દનો અર્થ જો આ માંસનો લોચો કરતો હોય, તો

તારું માંસ જે પદાર્થનું બનેલું છે, તેજ પદાર્થનો એ બનેલો છે એ જડ છે અને એ શ્રમને ઓળખતો નથી, એ દુઃખને જાણતે નથી. જો 'તું' શબ્દનો અર્થ તું મન કરનો હોય, તો મારૂં મન અને તારૂં મન બંને એકજ વસ્તુનાં છે અને જો 'તું' શબ્દનો અર્થ તું શરીર ને મનથી પર એવી કોઇક વસ્તુ કરતો હોય તો તે આત્મા પણ જેમ મારામાં છે તેમ તારામાં પણ છે. વિશ્વમાં કેવળ તેજ એક વસ્તુ છે, પરંતુ હે રાજા! શું તું એમ કહેવા માગે છે કે, એ આત્મા કદી પણ શ્રમિત થઈ શકે છે? તે કદી પણ થાકી શકે છે? તેને કદી પણ ઇજા થઇ શકે છે? હે રાજા! માર્ગમાં ફરી રહેલાં અનેક રંક જીવજંતુઓ રસ્તામાં ચાલતે ચાલતે પગ નીચે ચગદાઇ જાય, એટલા માટે હું વારંવાર ચાલવામાં ખચકાતો અને તેથી પાલખીને આંચકા લાગતા હતા, એ વાત ખરી; પરંતુ આત્મા તો એથી જરા પણ શ્રમિત કે દુર્બળ થયો નહોતો અને તેણે કદી પણ પાલખીનો ભાર વહન કર્યો નહોતો; કારણકે તે તો સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છે." આ પ્રકારે તેણે આત્માનું સ્વરૂપ, ઉચ્ચતમ જ્ઞાન વગેરે વિષે સારી રીતે વિવેચન કર્યું. એ સાંભળીને રાજા કે જે પોતાની વિદ્યા, જ્ઞાન અને તત્ત્વજ્ઞાન વિષે અભિમાન ધરાવતો હતો, તે તરતજ પાલખીમાંથી નીચે ઊતર્યો અને ભરતને ચરણે પડીને બોલ્યોઃ "હે સમર્થ પુરુષ! હું આપની ક્ષમા યાચું છું. જ્યારે આપે મારી પાલખી ઊંચકી, ત્યારે હું જાણતો નહોતો કે, આપ મહાત્મા છો." ભરતે તેને આશીર્વાદ આપી ઘર તરફ પ્રયાણ કર્યું. ત્યાર પછી તેણે પૂર્વવત્ સમતાવાળું જીવન ગાળવા માંડ્યું અને આયુષ્ય પૂર્ણ થતાં, પંચત્વને પામી સદાને માટે જન્મમરણના બંધનમાંથી મુક્ત થઇ પરમાનંદપદને પ્રાપ્ત થયો.



# प्रह्लादनी वार्ता

(આ વ્યાખ્યાન કેલિફોર્નિયામાં આપ્યુ હતું)

ભારતવર્ષમાં પૂર્વકાળે હિરણ્યકશિપુ નામે દૈત્યોનો એક રાજા હતો. દૈત્યો અને દેવો જો કે એકજ કુળના હતા, તોપણ તેઓ સદા પરસ્પર લડતા રહેતા હતા દૈત્યો માનવજાતિનાં બલિદાનોમાં કિંવા જગતના શાસનમાં કે તેના સંચાલનમાં કાંઇ પણ ભાગ લેતા નહોતા; પરંતુ કોઈ કોઇ વાર તેઓ બળવાન બનતા અને સ્વર્ગમાંથી સમસ્ત દેવોને હાંકી કાઢતા અને દેવોનું સિંહાસન હસ્તગત કરી થોડો વખત શાસન કરતા ત્યાર પછી દેવો વિષ્ણુને-વિશ્વના સર્વવ્યાપક પ્રભુને પ્રાર્થના કરતા અને તેઓ દૈત્યોને હાંકી કાઢી પુનઃ દેવોનું રાજ્ય સ્થાપિત કરતા દૈત્યોનો રાજા હિરણ્યકશિપુ પોતાના પિત્રાઇ દેવોને હરાવીને ત્રણે ભુવનનું (મનુષ્યો અને પશુઓથી વસાયેલુ મધ્ય ભુવન, દેવો અને દેવ સમાન પ્રાણીઓથી વસાયેલુ સ્વર્ગ અને દૈત્યોથી વસાયેલુ પાતાળ) રાજ્ય કરવા લાગ્યો. હવે હિરણ્યકશિપુએ એમ જાહેર કર્યું કે, તે પોતેજ સમગ્ર વિશ્વનો ઇશ્વર છે અને તેના સિવાય બીજો કોઈ ઇશ્વર નથી. તેણે સખ્ત આજ્ઞા ફરમાવી કે, સર્વવ્યાપક વિષ્ણુની કોઇએ કોઈ પણ સ્થળે પૂજા કરવી નહિ અને હવે પછી માત્ર તેનીજ સર્વ જણે પૂજા કરવી.

હિરણ્યકશિપુને પ્રહ્લાદ નામનો પુત્ર હતો. આ પ્રહ્લાદે

તેની બાલ્યાવસ્થાથીજ ઇશ્વરભક્તિનાં ચિહ્નો દર્શાવવા માંડ્યાં હતાં. દૈત્યોના રાજાએ પોતે જગતમાંથી જે અનિષ્ટને દૂર કરવા માગે છે, તે રખેને તેના પોતાના કુટુંબમાંજ ઊગી નીકળે, એવા ભયથી પોતાના પુત્રને અતિ સખ્ત નિયમવાળા 'શંડ' તથા 'અમકર્યા' નામના બે શિક્ષકોના હાથમાં સોંપ્યો અને તેમને સખ્ત આજ્ઞા કરી કે, "પ્રહ્લાદને કદી વિષ્ણુનું નામ પણ સાંભળવા દેવું નહિ." આ શિક્ષકો રાજકુમારને પોતાને ઘેર લઈ ગયા અને તેને તેની વયનાં ઇતર બાળકોની સાથે અભ્યાસ કરાવવા માંડ્યો; પરંતુ બાળક પ્રહ્લાદ ગ્રંથોમાંથી અભ્યાસ કરવાને બદલે સઘળો વખત અન્ય છોકરાઓને વિષ્ણુની પૂજા કરતાં શીખવવામાં રોકાયા. શિક્ષકોને જ્યારે આ વાતની ખબર પડી, ત્યારે તેઓ ગભરાયા; કારણકે તેમને મહાન રાજા હિરણ્યકશિપુનો ભય હતો. તેમણે તે બાળકને એવું શિક્ષણ આપતાં અટકાવવાનો પોતાનાથી બનતો સઘળો પ્રયત્ન કર્યો; પરંતુ જેમ પ્રહ્લાદ શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ કરી શકતો નહોતો, તેમ તે પોતાનું શિક્ષણકાર્ય અને વિષ્ણુપૂજા પણ બંધ કરી શકતો નહોતો. પોતે દોષમુક્ત થવાને માટે શિક્ષકોએ એ વાત રાજાને જણાવી દીધી. તેમણે કહ્યું: "આપનો રાજકુમાર સ્વયં વિષ્ણુની પૂજા કરે છે, એટલુંજ નહિ પરંતુ તે અન્ય બાળકોને પણ વિષ્ણુપૂજા કરતાં શીખવીને ભ્રષ્ટ કરે છે."

રાજાએ જ્યારે આ વાત સાંભળી, ત્યારે તે અત્યંત ગુસ્સે થયો અને છોકરાને પોતાની સમક્ષ બોલાવ્યો. તેણે પ્રહ્લાદને મૃદુ શબ્દોથી સમજાવી તેની પાસે વિષ્ણુપૂજા છોડાવવા પ્રયત્ન કર્યો અને તેને બોધ આપ્યો કે, "હુંજ માત્ર આરાધ્ય દેવ છું." પરંતુ તેનો પ્રયત્ન નિષ્ફળ થયો. તે બાળકે વારંવાર જાહેર કર્યું કે, "વિશ્વના પ્રભુ સર્વવ્યાપક વિષ્ણુનીજ માત્ર પૂજા કરવી જોઈએ;

કારણકે આપ પણ જ્યાંસુધી વિષ્ણુની ઇચ્છા હોય ત્યાં સુધીજ રાજ્ય કરી શકો છો." પ્રહ્‌લાદના આ શબ્દો સાંભળી રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ અને તેણે તેનો તત્ક્ષણ વધ કરવાની આજ્ઞા કરી. આથી દૈત્યોએ તેના પર તીક્ષ્ણ ધારવાળાં શસ્ત્રોથી પ્રહાર કર્યા; પરંતુ પ્રહ્‌લાદનું ધ્યાન વિષ્ણુમાં એટલું નિમગ્ન થઈ ગયું હતું કે તે દ્વારા તેને કાંઇ પણ વેદના થઈ નહિ.

તેના પિતાએ જ્યારે આ સ્થિતિ જોઇ, ત્યારે તે ભયભીત બન્યો; પરંતુ તેનામાં દૈત્યની દુષ્ટમાં દુષ્ટ વૃત્તિઓ જાગૃત થઈ અને તેણે તે છોકરાના પ્રાણ લેવાને અનેક રાક્ષસી ઉપાયો યોજ્યા. તેણે તેને હાથીના પગ તળે છુંદાવી નાખવાની આજ્ઞા કરી. ગાંડો કરેલો હાથી જેમ એક લોઢાના ચોસલાને છૂંદી શકે નહિ, તેમ તે પ્રહ્‌લાદના શરીરને પણ છૂંદી શક્યો નહિ, તેથી આ યોજના પણ નિષ્ફળ ગઇ. ત્યાર પછી રાજાએ તે બાળકને ડુંગરપરથી ફેંકી દેવાની આજ્ઞા કરી અને આ આજ્ઞાનું પણ પાલન કરવામાં આવ્યું; પરંતુ વિષ્ણુ પ્રહ્‌લાદના હૃદયમાં વસતા હતા તેથી એક પુષ્પ જેવી રીતે ઘાસ પર પડે તેવી રીતે, ધીમેથી તે પૃથ્વી પર પડ્યો. ત્યાર પછી તે બાળકની ઉપર અનુક્રમે વિષ, અગ્નિ, અનાહાર, કૂવામાં નાખવું, મંત્ર આદિ પ્રયોગો અજમાવવામાં આવ્યા; પરંતુ તે પણ સફળ થયા નહિ. તેના હૃદયમાં વિષ્ણુનો વાસ હતો અને તેથી તેને કોઇ પણ વસ્તુ ઇજા કરી શકી નહિ.

અંતે રાજાએ તે છોકરાને પાતાળમાંથી આણેલા પ્રચંડ સાપો વતી બાંધી સમુદ્રને તળિયે નાખવાની આજ્ઞા કરી. તદાનુસાર તેને સમુદ્રમાં નાખી, તેની ઉપર પ્રચંડ પર્વતો લાદવામાં આવ્યા, કે જેથી તે તત્ક્ષણ નહિ તો વખત જતાં મરણ પામે. તેને તેજ સ્થિતિમાં રાખવામાં આવ્યો. જો કે તેની સાથે આ પ્રકારનું વર્તન ચલાવવામાં આવ્યું, તોપણ તે બાળક પોતાના

પ્રિય વિષ્ણુને આ પ્રકારે પ્રાર્થના કરવા લાગ્યો કે, " હે વિશ્વના પ્રભો ! હે સુંદર વિષ્ણુ ! આપને મારા પ્રણામ છે." આ પ્રકારે વિષ્ણુનું ચિંતન કરતા અને ધ્યાન ધરતાં તેને પ્રતીત થવા લાગ્યું કે, વિષ્ણુ તેની નિકટ હતા. કિંબહુના. તેઓ તેના પોતાના આત્મામાંજ હતા. અંતે તેને પ્રતીત થવા લાગ્યું કે, તે સ્વયં વિષ્ણુ હતો અને પ્રત્યેક સ્થાન તેનાથી પરિપૂર્ણ હતું.

તેને આવી પ્રતીતિ થતાંજ સમસ્ત સર્પબંધનો છિન્ન-ભિન્ન થઈ ગયાં, પર્વતો પીગળી ગયા, સમુદ્રમાં ભરતી આવી; તે ધીમેથી તરંગો પર ઊંચકાઇ આવ્યો અને સુરક્ષિત રીતે કિનારે પહોંચ્યો. પ્રહ્‌લાદ જ્યારે સમુદ્ર તટ પર ઊભો, ત્યારે તે દૈત્ય હતો અને તેનું ભૌતિક શરીર હતું, એ વાતનું તેને સ્મરણ નહોતું. તેને પ્રતીત થયું કે, તે વિશ્વ હતો અને વિશ્વની સમસ્ત શક્તિઓ તેનામાંથી નીકળતી હતી. પ્રકૃતિમાં એવી કોઈ પણ વસ્તુ નથી કે જે તેને ઇજા કરી શકે. તે સ્વયં પ્રકૃતિનો શાસક હતો. આ પ્રકારે અખંડ આનંદમાં તેનો સમય વ્યતીત થયો. અંતે ધીમે ધીમે તેને સ્મરણ થવા લાગ્યું કે, તેને શરીર હતું અને તે પ્રહ્‌લાદ હતો. તેને પુનઃ શરીરની પ્રતીતિ થઈ કે તરતજ તેણે જોયું કે ઈશ્વર અંદર પણ હતો અને બહાર પણ હતો અને પ્રત્યેક વસ્તુ તેને વિષ્ણુરૂપે જણાઈ.

રાજા હિરણ્યકશિપુએ જ્યારે ભય વચ્ચે જોયું કે, પોતાના શત્રુ વિષ્ણુના પૂર્ણભક્ત એવા પ્રહ્‌લાદનું કાસળ કાઢવાના સમસ્ત લૌકિક ઉપાયો નિષ્ફળ નીવડ્યા છે, ત્યારે તે કર્તવ્યવિમૂઢ બની ગયો. રાજાએ તે બાળકને પુનઃ પોતાની સમક્ષ તેડાવ્યો અને તેને નમ્રતાપૂર્વક પુનઃ સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ પ્રહ્‌લાદે તેનો તેજ ઉત્તર વાળ્યો; છતાં બાળકના આ બાલિશ તરંગો વયની વૃદ્ધિ થતાં તથા વિશેષ શિક્ષણ મળતાં નષ્ટ થઈ

જશે, એમ ધારી તેણે તેને પુનઃ શંડ અને અમકર્ય શિક્ષકોના કબજામાં સોંપ્યો અને તેને રાજાનાં કર્તવ્યોનું શિક્ષણ આપવાની તેમને આજ્ઞા કરી; પરંતુ તે શિક્ષણ પર પણ પ્રહ્લાદનું ચિત્ત ચોટયું નહિ અને તેણે તો પોતાનો સમય પોતાના સહાધ્યાયીઓને વિષ્ણુભક્તિનો માર્ગ દર્શાવવામાંજ વ્યતીત કર્યો.

તેના પિતાએ જ્યારે આ વાત જાણી, ત્યારે વળી પાછો તેને અત્યંત ક્રોધ ચઢ્યો અને બાળકને પોતાની પાસે બોલાવીને તેનો વધ કરવાની ધમકી આપી, તેમજ વિષ્ણુને ખરાબમાં ખરાબ ગાળો દીધી; પરંતુ પ્રહ્લાદે પુનઃ આગ્રહપૂર્વક જણાવ્યું કે, "વિષ્ણુજ વિશ્વનો પ્રભુ છે. તે અનાદિ, અનંત, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છે અને તેથી માત્ર તેનીજ પૂજા કરવી જોઇએ." રાજા ક્રોધથી ગર્જના કરીને બોલ્યો: "દુષ્ટ, જો તારો વિષ્ણુ સર્વવ્યાપક હોય, તો તે પેલા સ્તંભમાં કેમ નથી?" પ્રહ્લાદે નમ્રતાપૂર્વક કહ્યું કે, "તેમાં પણ તે અવશ્ય છે." રાજા ઉચ્ચ સ્વરે બોલ્યો: "જો તેમ હોય તો તે તારૂં રક્ષણ કરશે. હું તારો આ તલવારથી વધ કરીશ." એમ કહીને રાજા હાથમાં તલવાર લઈ તેની તરફ ધસ્યો અને તેના પર એક ભયંકર પ્રહાર કર્યો. તત્ક્ષણ એક મહાગર્જના સંભળાઇ અને સ્તંભમાથી વિષ્ણુ પોતાના નૃસિંહસ્વરૂપમાં—અર્ધ સિંહ—અર્ધ મનુષ્ય એવા સ્વરૂપમાં બહાર નીકળ્યા. દૈત્યો ભય પામીને પલાયન કરી ગયા, પરંતુ હિરણ્યકશિપુ જીવ પર આવીને તેમની સાથે લડ્યો. અંતે વિષ્ણુએ તેનો પરાભવ કરી વધ કર્યો.

ત્યાર પછી દેવો સ્વર્ગમાંથી ઊતર્યા અને વિષ્ણુની સ્તુતિ કરી તેમજ પ્રહ્લાદ પણ તેમને ચરણે પડ્યો અને ઉત્તમોત્તમ સ્તોત્રોદ્વારા તેમની સ્તુતિ તથા ગુણાનુવાદ ગાવા લાગ્યો. પ્રભુનાં આ વચનો તેના સાભળવામાં આવ્યાં: "પ્રહ્લાદ! જે વસ્તુની તને

ઇચ્છા હોય તે તું માગ; તું મારો માનીતો પુત્ર છે, માટે જે વસ્તુની તને કામના હોય તે માગ." પ્રહ્લાદે લાગણીઓથી રૂંધાયેલા સ્વરે પ્રત્યુત્તર આપ્યો: "હે પ્રભો! મેં આપનાં દર્શન કર્યાં. બીજું હું શું માગી શકું? ઇહલૌકિક વા પારલૌકિક કોઈ પણ સુખોથી હવે મને પ્રલોભિત કરશો મા." પુનઃ પ્રભુનો સ્વર સંભળાયો: "છતાં પુત્ર! કાંઈક માગ." ત્યારે પ્રહ્લાદે કહ્યું: "હે પ્રભો! અજ્ઞાન માણસો પાર્થિવ વસ્તુઓ પ્રત્યે જે ગાઢ પ્રેમ ધરાવે છે, તેવો ગાઢ પ્રેમ મારો આપના પર હો; અને તે માત્ર પ્રેમને ખાતર હો!"

ત્યારે પ્રભુએ કહ્યું: "પ્રહ્લાદ, યદ્યપિ મારા પરમભક્તો ઇહલોકમાં વા પરલોકમાં કોઈ પણ વસ્તુની વાંછના રાખતા નથી, તથાપિ મારી આજ્ઞાથી તું ઇહલોકનાં સુખો વર્તમાનયુગના અંત પર્યંત ભોગવ અને અંતઃકરણપૂર્વક મારામાં ધ્યાન રાખી ધાર્મિક કાર્યો કર. એમ કરવાથી વખત જતાં તારા દેહનો નાશ થયા પશ્ચાત્ તું મનેજ પ્રાપ્ત થશે." પ્રહ્લાદને આવો આશીર્વાદ આપી વિષ્ણુભગવાન અદૃશ્ય થઈ ગયા. તત્પશ્ચાત્ બ્રહ્માના નેતૃત્વ નીચે દેવોએ પ્રહ્લાદને દૈત્યોના સિંહાસન પર અધિષ્ઠિત કર્યો અને પછી પોતપોતાનાં સ્થાનમાં ચાલ્યા ગયા.





# જગતના મહાન આચાર્યો

(આ વ્યાખ્યાન પાસેડાના-કેલિફોર્નિયાની શેક્સપિયર ક્લબમાં અપાયું હતું)

હિંદુઓના સિદ્ધાંત અનુસાર આ વિશ્વ ભરતી અને ઓટના નિયમની પેઠે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ચક્રમાં ફર્યાજ કરે છે. તે ઉદિત થાય છે, તેના શિખરે પહોંચે છે, પછી નીચે પડે છે અને જાણે કેટલાક સમય પર્યંત શૂન્યમાં રહે છે; વળી પાછું ઉદિત થાય છે અને અન્ય ક્રિયાઓ કરે છે. જેવું વિશ્વના સંબંધમાં બને છે, તેવુંજ તેના પ્રત્યેક ભાગના સંબંધમાં પણ બને છે. માનવજીવનના સંબંધમાં પણ એજ નિયમ પ્રવર્તી રહ્યો છે. પ્રજાઓનો ઇતિહાસ પણ આવોજ હોય છે. તેમનો અભ્યુદય થાય છે અને અધઃપાત થાય છે. ઉદયની પછી અસ્ત આવે છે અને અસ્તમાંથી પુનઃ વિશેષ બળ સહિત ઉદય થાય છે; આ ક્રિયા નિરંતર ચાલ્યા કરે છે. ધાર્મિક જગતમાં પણ આવુંજ ધોરણ અસ્તિત્વ ધરાવે છે. પ્રજાનું આધ્યાત્મિક જીવન નષ્ટ થતાં બીજી દરેક બાબતમાં તેનું પતન થાય છે. ત્યાર પછી પુનઃ તે આધ્યાત્મિક સામર્થ્ય પ્રાપ્ત કરે છે અને તેનો ઉદય થવા માંડે છે. ઉન્નતિનો જ્યારે સર્વથી પ્રચંડ તરંગ એક પ્રજામાં ફરી વળે છે, ત્યારે તે મોજાના શિખર ઉપર એક પ્રકાશિત આત્મા-પયગંબર હોય છે. તે સ્રષ્ટા પણ હોય છે અને સૃષ્ટ પણ હોય છે.

રાષ્ટ્ર તેને સરજે છે અને તે રાષ્ટ્રનો ઉદય કરે છે. સમાજ તેને ઉત્પન્ન કરે છે અને તે સમાજને પોતાની પ્રચંડ શક્તિ સમર્પણ કરે છે અને સમાજ પાછો તેને પોષે છે. આવા પુરુષોજ આ જગતના મહાન વિચારકો હોય છે; આ જગતના પયગંબરો હોય છે; જીવનના દિવ્ય સંદેશવાહકો હોય છે. ઇશ્વરાવતાર પણ તેમનેજ કહેવામાં આવે છે. મનુષ્ય એવો વિચાર ધરાવે છે કે, જગતમાં ધર્મ તો માત્ર એકજ હોઇ શકે. પયગંબર માત્ર એકજ હોઇ શકે અને ઇશ્વિરાવતાર પણ માત્ર એકજ હોઈ શકે; પરંતુ આ વિચાર સત્ય નથી. જગતમાં થઇ ગયેલા સમસ્ત મહાન દિવ્ય સંદેશવાહકોનાં જીવનચરિત્રોનો અભ્યાસ કરવાથી આપણને પ્રતીત થાય છે કે, તેમાંનો પ્રત્યેક જણ અમુક અમુક ભાગ ભજવવાને સરજાયો હતો; અને તેમના સૂરની એકતા કોઈ એકજ રાગમાં નહિ, પરંતુ સમસ્ત રાગોના સરવાળામાં રહેલી હોય છે. પ્રજાઓનું જીવન તપાસીશું, તો આપણને પ્રતીત થશે કે, કોઇ પ્રજા એકલીજ જગતનો ઉપભોગ લેવાને જન્મેલી હોતી નથી. પ્રત્યેક પ્રજાને પ્રજાઓના આ દિવ્ય સૂરૈક્યમાં ભાગ ભજવવાનો હોય છે. પ્રત્યેક પ્રજાને તેનું પોતાનું કાર્ય કરવાનું હોય છે.

માટે આ પયગંબરો પૈકી કોઇ એક જગત પર સદા શાસન ચલાવવાને જન્મેલો હોતો નથી. આપણામાંના ઘણા જણ જન્મથીજ એક વા બીજા પયગંબરને માનનારા હોય છે. આપણો પ્રત્યેક વિચાર, પ્રત્યેક આંદોલન અને પ્રત્યેક કાર્ય દર્શાવે છે કે, આપણને કોઇ પણ સિદ્ધાંત જ્યારે એક વ્યક્તિદ્વારા પ્રાપ્ત થાય છે, ત્યારેજ માત્ર આપણે તેને સમજી શકીએ છીએ. એક વિચાર આપણને જ્યારે પંચભૂતોની બનેલી એક આદર્શભૂત વ્યક્તિદ્વારા પ્રાપ્ત થાય છે, ત્યારેજ આપણે તેને ગ્રહણ કરી શકીએ છીએ. આપણે ઉદાહરણદ્વારાજ ઉપદેશ સમજી શકીએ છીએ.

હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે, સર્વ જણનો એટલો વિકાસ થાઓ કે આપણને એવી કોઇ વ્યક્તિની આવશ્યકતા રહે નહિ. પરંતુ હજી આપણો તેટલો વિકાસ થયો નથી અને તેથી સ્વાભાવિક રીતેજ પુષ્કળ માણસોએ પોતાના આત્મા આ અસાધારણ વ્યક્તિઓ, આ પયગંબરો, આ ઇશ્વરાવતારો-ખ્રિસ્તીઓ, બૌદ્ધો તથા હિંદુઓદ્વારા પૂજાતા ઈશ્વરાવતારોના ચરણ આગળ મૂક્યા છે. મુસલમાનો પ્રારંભથીજ આવી કોઇ પૂજાની સામે થયા. તેઓ પયગંબરો અથવા દિવ્ય સંદેશવાહકોને પૂજતા નથી અથવા તેમને નમન કરતા નથી; પરંતુ વસ્તુતઃ તેઓ તરફથી પણ એક પયગંબરને બદલે સહસ્ત્રાવધિ સંતોને પૂજવામાં આવે છે. આપણે આ સત્ય ઘટનાનો અનાદર નજ કરી શકીએ કે આપણને વ્યક્તિઓને આરાધવાની ફરજ પડે છે અને તે યથોચિત છે. "હે પ્રભો! અમને પિતા બતાવો." એ યાચનાના પ્રત્યુત્તરમાં તમારા મહાન પયગંબરે કહેલાં પેલાં વચનોનું સ્મરણ કરોઃ "જેણે મને જોયો છે તેણે પિતાને જોયો છે." આપણે માત્ર મનુષ્યોમાં અને મનુષ્યોદ્વારાજ તેનું દર્શન કરી શકીએ તેમ છીએ. પ્રકાશનું આંદોલન આ ઓરડામાં પ્રત્યેક સ્થળે છે; પરંતુ આપણે તે પ્રત્યેક સ્થળે કેમ જોઈ શકતા નથી? તમારે તેને માત્ર પેલા દીપકમાંજ જોવાનું છે. ઈશ્વર સર્વવ્યાપક છે-તે સર્વત્ર છે; પરંતુ હમણાં આપણું બંધારણજ એવા પ્રકારનું છે કે, આપણે માત્ર એક માનવઈશ્વરદ્વારાજ તેનું દર્શન કરી શકીએ તેમ છીએ. આ જગતમાં આવા મહાન પુરુષો આપણા કરતાં જુદાજ પ્રકારે આવે છે. આપણે અહીં ભિક્ષુક તરીકે આવીએ છીએ અને તેઓ સમ્રાટ તરીકે આવે છે. અનાથ બાળકો તરીકે અને ભૂલા પડી ગયેલા અજ્ઞાન માણસો તરીકે આપણે અત્રે આવીએ છીએ. આપણે શું કરવાનું છે, આપણા જીવનનો

મર્મ શું છે, તે આપણે જાણતા નથી; તેથી આજે આપણે એક કાર્ય કરીએ છીએ તો કાલે અન્ય કાર્ય કરીએ છીએ. આપણે જળમાં આમતેમ અથડાતાં નાનાં તણખલાં સમાન છીએ. આપણે વાવાઝોડામાં આમતેમ ઊડતાં પીછાં સમાન છીએ. પરંતુ માનવજાતિના ઇતિહાસમાં તમને પ્રતીત થશે કે, આ દિવ્ય સંદેશવાહકોનું કાર્ય જન્મથીજ નિયત અને નિશ્ચિત હોય છે. સંપૂર્ણ યોજના ઘડાયલી હોય છે અને તમે તેમને તેનાથી લેશ પણ ચ્યુત થતા જોતા નથી. તેઓ કાર્ય સહિત આવે છે, એ કારણથી તેઓ સંદેશ સહિત પણ આવે છે. તેઓ દલીલ કરવા માગતા નથી. આ મહાન આચાર્યો કિંવા પયગંબરોના સંબંધમાં તમે કદી પણ સાંભળ્યું કે વાંચ્યું છે કે, તેમણે દલીલદ્વારા ઉપદેશ આપ્યો હતો? ના, તેમનામાંના એકે પણ તેમ કર્યું નહોતું. તેઓ સરળતાપૂર્વક બોલે છે. તેમણે દલીલ શા માટે કરવી જોઇએ? તેઓ સત્યને જુએ છે; જુએ છે એટલુંજ નહિ, પરંતુ તેઓ તેને પ્રદર્શિત પણ કરે છે. જો તમે મને એવો પ્રશ્ન કરો કે, "ઈશ્વર છે?" અને હું "હા" કહું તો તમે મને તરતજ તેમ કહેવાનાં મારાં કારણો પૂછશો અને તે વાત સમજાવવાને માટે મારે મારી સમસ્ત શક્તિઓનો પ્રયોગ કરવો પડશે. જો તમે ક્રાઇસ્ટની પાસે આવ્યા હોત અને કહ્યું હોત કે, "ઈશ્વર છે?" તો તેણે "હા" કહી હોત; અને જો તમે પૂછ્યું હોત કે, "તેનું કાંઇ પ્રમાણ છે?" તો તેણે પ્રત્યુત્તર આપ્યો હોત કે, "આ રહ્યો, આંખો ઉઘાડીને જોઇ લો." આ રીતે તમે જુઓ છો કે, એ પ્રત્યક્ષ દર્શન છે અને લેશ પણ દલીલની વાત નથી. એ અંધકારમાં અથડાવાની વાત નથી, પરંતુ પ્રત્યક્ષ દર્શન છે. હું આ મેજને જોઉં છું; ગમે તેટલી દલીલ પણ મારી એ શ્રદ્ધાને નષ્ટ કરી શકે એમ નથી. એ પ્રત્યક્ષ દર્શન છે. તેમની

શ્રદ્ધા આવી હોય છે, તેમને તેમના આદર્શો પર આવી શ્રદ્ધા હોય છે, તેમના કાર્ય પર આવી શ્રદ્ધા હોય છે, અને સૌથી વિશેષ તેમની જાત ઉપર આવી શ્રદ્ધા હોય છે. મહાન પ્રકાશિત પુરુષોને અન્ય કોઈને કદી પણ ન હોય તેટલી શ્રદ્ધા પોતાની જાત ઉપર હોય છે. લોકો કહે છે કે, "તમે ઈશ્વરને માનો છો? તમે પુનર્જન્મને માનો છો? તમે આ સિદ્ધાંતને માનો છો? તમે પેલા મતને માનો છો?" પરંતુ આ પ્રશ્નમાં પાયોજ નથી. જે માણસ પોતાની જાતનેજ માની શકતો નથી, તે ઇતર કોઈ વસ્તુને માને છે, એવી આશાજ શી રીતે રાખી શકાય? એક ક્ષણે હું ધારું છું કે હું અસ્તિત્વ ધરાવું છું અને કોઇ પણ વસ્તુ મારો નાશ કરી શકે એમ નથી; બીજી ક્ષણે હું મૃત્યુના ભયથી થરથર કંપાયમાન થાઉં છું, ને તે વખતે હું કોણ છું, કિંવા ક્યાં છું; હું જીવંત છું કે મૃત છું, તેનું પણ મને ભાન રહેતું નથી!

આ મહાન આચાર્યોમાં તમે હમેશાં આ ચિહ્ન જોશો. તેઓ પોતાની જાત ઉપર પરમ શ્રદ્ધા ધરાવે છે. આ દૃઢ શ્રદ્ધા અનન્ય હોય છે અને આપણે તેને સમજી શકતા નથી. આ આચાર્યો પોતાના સંબંધમાં જે બોલે છે, તેનું ભિન્નભિન્ન પ્રકારે સ્પષ્ટીકરણ કરવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ, તેનું કારણ આજ હોય છે. તેઓ પોતાના સાક્ષાત્કારના સંબંધમાં જે કહે છે, તેનું સ્પષ્ટીકરણ કરવાને લોકો વીસ હજાર સિદ્ધાંતો શોધી કાઢે છે. આપણે આપણી જાતના સંબંધમાં તેમના જેવા હોતા નથી અને તેથી સ્વાભાવિક રીતેજ આપણે તેમને સમજતા નથી.

વળી જ્યારે તેઓ બોલે છે ત્યારે જગતને તેમનો ઉપદેશ સાંભળવાની ફરજ પડે છે. જ્યારે તેઓ બોલે છે ત્યારે પ્રત્યેક શબ્દ સરળ હોય છે. તે બૉંબની પેઠે પડે છે. તેમના શબ્દમાં જો શક્તિ ન હોય તો શું હોય? તમે ગમે તે ભાષા બોલતા હો

અથવા-તમારી વાકયરચના ગમે તેવી હોય તેની શી સ્પૃહા? તમારૂં વ્યાકરણ શુદ્ધ ન હોય અથવા તમારી ભાષા સુંદર વકતૃત્વયુક્ત ન હોય તેની શી દરકાર? તમારી ભાષા આલંકારિક હોય વા ન હોય તેની શી સ્પૃહા? પ્રશ્ન એ છે કે, તમારી પાસે કાંઈ ખરેખરૂં આપવાનું છે કે નહિ? એ તો આપવા અને લેવાનોજ પ્રશ્ન છે, સાંભળવાનો પ્રશ્ન નથી. તમારી પાસે કાંઈ આપવાનું છે? એ પ્રથમ પ્રશ્ન છે. જો તમારી પાસે આપવાનું હોય તો આપો. શબ્દો એ તો માત્ર દાન આપવાનું સાધન છે દાન આપવાનાં જે ઘણાં સાધનો છે, તે પૈકી એ એક છે કેટલીક વાર આવા દાતાઓ લેશ પણ બોલતા નથી, તોપણ તેઓ ઘણામાં ઘણું આપી દે છે. એક પ્રાચીન સંસ્કૃત શ્લોક આ પ્રમાણે છેઃ "મેં આચાર્યને વૃક્ષ નીચે બેઠેલા જોયા. તેઓ સોળ વર્ષના તરુણ હતા અને શિષ્ય એંસી વર્ષનો વૃદ્ધ મનુષ્ય હતો મૌન એ આચાર્યનો ઉપદેશ હતો અને તે ઉપદેશથી શંકાશીલની સર્વ શંકાઓ નષ્ટ થઇ ગઈ."

કેટલીક વાર તેઓ લેશ પણ બોલતા નથી અને તે છતાં તેઓ એક મસ્તિષ્કેથી બીજા મસ્તિષ્કે સત્ય પહોચાડે છે. તેઓ આપવાને માટે આવે છે. તેઓ આજ્ઞા કરે છે. તેઓ દિવ્ય સંદેશવાહકો હોય છે અને તમારે આજ્ઞા શિરોમાન્ય કરવાની હોય છે. તમારા પોતાના ધર્મશાસ્ત્રમાં ક્રાઇસ્ટ જે સત્તાથી બોલે છે, તેનું શું તમને સ્મરણ નથી? "તમે જાઓ અને સમસ્ત પ્રજાઓને ઉપદેશ આપો. મેં તમને જે જે કાર્યની આજ્ઞા કરી છે, તે સર્વ કરવાનું તેમને શિક્ષણ આપો." તેના પોતાના સંદેશા પરનો તેનો પ્રચંડ વિશ્વાસ તેનાં સમસ્ત ભાષણોમાં ઓતપ્રોત રહેલો છે. જેમને જગત પોતાના પયગંબરો તરીકે આગધે છે, તે સર્વ સમર્થ પુરુષોના જીવનમાં આવો વિશ્વાસ તમને પ્રતીત થશે.

આવા મહાન આચાર્યો આ પૃથ્વી પરના જીવંત ઈશ્વરો છે. આપણે બીજા કોને પૂજવા જોઈએ ? હું મારા મનમાં ઈશ્વરની કલ્પના કરવાનો પ્રયત્ન કરૂં છું અને મને પ્રતીતિ થાય છે કે, હું એક ખોટી ક્ષુલ્લક વસ્તુનીજ કલ્પના કરૂં છું; પરંતુ જ્યારે હું મારી આંખ ઉઘાડું છું અને જગતના આ મહાપુરુષોના પ્રત્યક્ષ જીવન પ્રતિ દૃષ્ટિપાત કરૂં છું, ત્યારે જોઉં છું કે, હું ઇશ્વરની કોઇ પણ કલ્પના કરી શકું તે કરતાં તેઓ ઉચ્ચતર હોય છે. એક માણસ જો મારૂં કાંઇક ચોરી જાય તો તેની પાછળ હું દોડું અને તેને જેલમાં મોકલું. આવો માણસ તે દયાની શી કલ્પના કરી શકે ? અને ક્ષમાની મારી ઉચ્ચમાં ઉચ્ચ કલ્પના શી હોઈ શકે ? મારી જાતથી ઉચ્ચતર એવી કોઇ કલ્પના તો મને હોયજ નહિ. તમારામાંનું કોણ કૂદીને તેના પોતાના શરીરની બહાર નીકળી શકે તેમ છે ? તમારામાંનું કોણ કૂદીને તેના પોતાના મનની બહાર નીકળી શકે તેમ છે ? એક પણ જણ તેમ કરી શકે નહિ. તમારામાં વસ્તુતઃ જે પ્રેમ હોય તે અતિરિક્ત દિવ્ય પ્રેમની બીજી શી કલ્પના તમે કરી શકો ? જે વસ્તુનો આપણને કદી અનુભવજ મળ્યો નથી, તેની કાઇ પણ કલ્પના આપણે ન કરી શકીએ; માટે ઈશ્વરની કલ્પના કરવાના મારા ઉત્તમોત્તમ પ્રયત્નો પણ નિષ્ફળ થશે. પરંતુ મહાન આચાર્યો અને પયગંબરોમાં તો સ્પષ્ટ ઘટના હોય છે. તરંગ નથી હોતા. પ્રેમ, દયા અને પવિત્રતા કે જેની હું કલ્પના સુધ્ધાં કરી શકતો નથી, તેની પ્રત્યક્ષ ઘટના હોય છે. આવી સ્થિતિમાં હું આ મનુષ્યોને ચરણે પડું અને તેમને ઈશ્વર તરીકે આરાધું તેમાં શું આશ્ચર્ય ? અને કોઇ પણ માણસ બીજું શું કરી શકે ? જે માણસ બીજું કાંઈ કરી શકે તેમ હોય—પછી તે વાત ગમે તેટલી કરતો હોય તેનું મારે કામ નથી—તેને હું જોવા માગું છું. વાત કરવી એ કાંઈ સાક્ષાત્ કાર્ય

નથી. ઇશ્વરની વાત કરવી અને નિરાકાર ઇશ્વરની વાત કરવી અને આ તથા પેલી વાત કરવી એ સૌ સારી વાત છે, પરંતુ આ માનવ-પ્રભુઓ તો સમસ્ત રાષ્ટ્રો અને સમસ્ત પ્રજાઓના ખરા ઇશ્વર હોય છે. આ દિવ્ય પુરુષો પૂજાયા છે અને મનુષ્ય જ્યાંસુધી મનુષ્ય છે ત્યાંસુધી તેઓ પૂજાશે.

મારે જે કહેવાનું છે તેનો ઉદ્દેશ અને હેતુ એ છે કે મારા જીવનમાં મને તે સર્વની પૂજા કરવાનું અને જે અદ્યાપિ આવવાના છે તે સર્વને માટે તૈયાર થઈ રહેવાનું શક્ય જણાયું છે. એક માતાની સમક્ષ તેનો પુત્ર ગમે તેવો પોષાક પહેરીને આવે, તોપણ તે તેને ઓળખશે અને તે જો તેને ઓળખે નહિ તો મને ખાતરી છે કે તે મ ણુસની તે માતા નથી. હવે જેઓ એમ ધારે છે કે જગતમાં માત્ર એકજ પયગંબરમાં સત્ય, દિવ્યતા અને પ્રભુતા રહેલાં છે અને અન્ય કોઈમાં તે રહેલાં નથી, તો તેનો અર્થ એજ કે તે પ્રભુના અસ્તિત્વને સમજતાજ નથી; તેણે માત્ર અમુક પક્ષના શબ્દોજ સાંભળેલા છે. આવા માણસો રાજ-પ્રકરણી માણસોની પેઠે એક અમુક પક્ષને પકડી બેઠેલા હોય છે; પરંતુ એ બિલકુલ ધર્મ નથી. આ જગતમાં કેટલાક એવા મૂર્ખ માણસો હોય છે કે જેઓ નજીકમાં ઉત્તમ મીઠું પાણી હોવા છતાં ખારૂં પાણી વાપરે છે; કારણમાં તેઓ જણાવે છે કે, "આ ખારા પાણીનો કૂવો અમારા બાપે ખોદાવ્યો હતો!" ધર્મ પર જોરજુલમનો દોષારોપ કરવામાં આવે છે; પરંતુ ધર્મનો એમાં લેશ પણ દોષ નથી. ધર્મે કદી પણ માણસો પર અત્યાચાર કર્યો નથી, ધર્મે કદી પણ સ્ત્રીઓને ડાકણો ઠરાવીને બાળી મૂકી નથી કે બીજા ધર્મવાળાઓને દુષ્ટ કહીને મારી નાખ્યા નથી; તો પછી આવાં કાર્યો કરવાને લોકોને કયી વસ્તુએ ઉત્તેજિત કર્યા હતા? માત્ર રાજકારણેજ અને ધર્મે કદી પણ નહિ. જો આ પ્રમાણે

રાજકારણ ધર્મનું નામ ગ્રહણ કરે તો તેમાં દોષ કોનો? માટે જ્યારે કોઈ પણ મનુષ્ય એમ કહે કે, "મારોજ ધર્મ અથવા પયગંબર સાચો છે," ત્યારે તે સત્ય કહેતો નથી–તે ધર્મના મૂળાક્ષર પણ હજી જાણતો નથી. ધર્મ એ વિવાદ પણ નથી, સિદ્ધાંત પણ નથી, કિંવા માનસિક સંમતિ પણ નથી. એ તો આપણા હૃદયના ઊંડા ભાગમાં થયેલો સાક્ષાત્કાર છે, એ તો ઇશ્વરનો સંસ્પર્શ છે. તે એક એવી પ્રતીતિ, એવો સાક્ષાત્કાર છે કે હું નિત્યશુદ્ધ આત્મા છું અને પરમાત્મા તથા તેનાં સમસ્ત વ્યક્ત સ્વરૂપોની સાથે મને સંબંધ છે. જો તમે તમારા પિતાના ગૃહમાં પ્રવેશ કર્યો હોય, તો તમે તેનાં સંતાનોને જોયા છતાં તેમને ઓળખો નહિ એ શી રીતે બની શકે? જો તમે તેમને ઓળખતા ન હો તો તમે પિતાના ગૃહમાં પ્રવેશજ કર્યો નથી. પ્રત્યેક યુગ અને પ્રત્યેક દેશનાં સમસ્ત મહાન આધ્યાત્મિક સ્ત્રી-પુરુષોને ઓળખો અને એવી પ્રતીતિ કરો કે તેઓ વસ્તુતઃ એક-બીજાથી ભિન્ન નથી. જ્યાં જ્યાં ખરો ધર્મ રહ્યો છે–ઇશ્વરનો સાક્ષાત્કાર થયો છે–આત્મા ઇશ્વરની સાથે પ્રત્યક્ષ અનુભવયુક્ત સંસર્ગમાં આવ્યો છે–ત્યાં ત્યાં હમેશાં મન વિશાળ થયું છે અને તેવો મનુષ્ય પ્રત્યેક સ્થળે પ્રકાશનું દર્શન કરવાને શક્તિમાન થયો છે હવે આ બાબતમાં મુસલમાનો સૌથી વિશેષ સ્વમતાગ્રહી છે. "ઇશ્વર એક છે અને મહમદ તેનો પયગંબર છે" એ તેમનો મૂળમંત્ર છે. જે કોઇ આ મતને અક્ષરશઃ ન માને એવા પ્રત્યેક પુરુષ વા સ્ત્રીનો તત્કાળ વધ કરવો જોઇએ. આ પંથમાં જેનો સમાવેશ ન થતો હોય એવી પ્રત્યેક વસ્તુનો તત્કાળ નાશ કરવો જોઇએ. એ સિવાયનું બીજું શિક્ષણ આપનાર પ્રત્યેક ગ્રંથને બાળી મૂકવો જોઇએ. આવા મતાગ્રહને લીધે પાંચસો વર્ષો સુધી પાસિફિકથી આટલાંટિક પર્યંત સર્વત્ર રક્તપાત થયો. છતાં

મુસલમાનોમાં જ્યાં જ્યાં તત્ત્વજ્ઞાની પુરુષો હતા ત્યાં ત્યાં તેમણે અવશ્ય આ ક્રૂરતાઓની વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો હતો. દીવાલ પ્રત્યે દૃષ્ટિ કરો. દીવાલે કદી અસત્ય વચન ઉચ્ચાર્યું હતું? છતાં દીવાલ તે હમેશાં દીવાલજ રહે છે. મનુષ્ય અસત્ય વિચારે છે અને વદે છે, તોપણ તેને માટે દેવ બનવાનો અવકાશ રહેલો છે. માત્ર જૂનીજ વાતો બોલ્યા કરી સુસ્ત રહેવા કરતાં કાંઈ પણ નવું નવું શોધવું, વિચારવું અને કરવું એજ અધિક સારૂં છે. પછી ભલેને તે ખોટું નીવડે; પણ કાંઇ નહિ કરવા કરતાં તેજ અધિક સારૂં છે ગાય કદી અસત્ય વદતી નથી કે વિચારતી નથી તોપણ હમેશા તે ગાયજ રહે છે. માટે કાઇક શોધ કરો; કાંઇક વિચાર કરો. મારા પૂર્વજોએ આ પ્રકારે શોધ કે વિચાર ન કર્યો એટલા માટે શું મારે પણ સ્વસ્થ બેસી રહેવું અને ધીમે ધીમે મારી લાગણી અને મારી વિચાર કરવાની શક્તિને સમૂળગી ગુમાવી દેવી? એમ કરવા કરતાં તો હું મરી જાઉં તે શું ખોટું? જો આપણે ચૈતન્યયુક્ત વિચારો ન ધરાવતા હોઇએ, આપણે ધર્મ સંબંધી સ્વતંત્ર દૃઢ માન્યતાઓ ધરાવતા ન હોઇએ, તો પછી આ જીવનની કિંમતજ શી? નાસ્તિકોને માટે તો કાંઇ પણ આશા છે, કારણકે તેઓ અન્યથી ભિન્ન મત ધરાવે છે, તોપણ તેઓ સ્વતંત્ર વિચાર કરે છે. જે લોકો કદી કાંઈ પણ સ્વતંત્ર વિચાર કરતા નથી તેઓ હજી ધર્મની ભૂમિકામાં દાખલજ થયા નથી; તેઓ હજી કેવળ ભૌતિકજ જીવન ગાળે છે અને તેમને ધર્મની સ્પૃહાજ નથી; જ્યારે નાસ્તિકો ધર્મની સ્પૃહા કરે છે અને તે માટે પ્રયત્ન કરે છે. કાંઇક શોધ કરો, કાંઇક વિચાર કરો. ઇશ્વર પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરો. તમે ભૂલો કરો તેની દરકાર ન રાખો. તમે એકાદ વિચિત્ર સિદ્ધાંતને પકડી લો, તેની સ્પૃહા ન કરો. જો તમે વિચિત્રની સંજ્ઞાથી ઓળખાતાં ડરતા હો તો તે

સિદ્ધાંતને તમારા પોતાના મનમાં રાખો. તમારે જઇને અન્યોને તેનો બોધ આપવાની આવશ્યકતા નથી; પરંતુ કાંઇક કરો! ઈશ્વર તરફ જવાને પ્રયાસ કરો! છેવટે પ્રકાશ તમને પ્રાપ્ત થશેજ. જો કોઇ બીજો માણસ પ્રતિદિન મને ખવરાવ્યા કરશે અને મારા હાથથી મારે કરવાનાં સઘળાં કામો તે કર્યા કરશે, તો તો પછી દીર્ઘકાળે મારા હાથ નકામાજ થઇ પડશે. આધ્યાત્મિક મૃત્યુ એ મેંઢાના ટોળાની પેઠે એકબીજાનું અનુકરણ કરવાનુંજ પરિણામ છે. માટે પ્રવૃત્તિશાળી બનો અને જ્યાં જ્યાં પ્રવૃત્તિ હોય ત્યાં ત્યાં ભિન્નતા તો હોવાનીજ. ભિન્નતા એ તો જીવનની સ્વાદિષ્ટતા છે. એ સૌંદર્ય છે. એ તો પ્રત્યેક વસ્તુમાં રહેલી કળા છે. ભિન્નતા તો આ જગતની સર્વ વસ્તુઓને સુંદર બનાવે છે. એ તો વૈચિત્ર્ય જીવનનો ઝરો છે. એ તો જીવનનું ચિહ્ન છે. આપણે તેનાથી ભયભીત શા માટે થવું જોઇએ?

હવે આપણે પયગંબરો સંબંધી વાત સમજવાની સ્થિતિમાં આવીએ છીએ. હવે આપણે જોઇએ છીએ કે ઇતિહાસ પ્રમાણિત કરે છે કે જ્યાં જ્યાં કાંઇ સત્ય વિચાર રહ્યો છે, કાંઇ સાચો ઇશ્વરપ્રેમ રહ્યો છે ત્યાં ત્યાં આત્માએ ઇશ્વર તરફ પ્રગતિ કરી છે, વારંવાર ઈશ્વરદર્શન કર્યાં છે અને પોતાના જીવનમાં એક ક્ષણને માટે પણ એક વાર પરમાત્મસાક્ષાત્કાર અવશ્ય કર્યો છે. તત્ક્ષણ નજીકથી પણ નજીક અને દૂરથી પણ દૂર એવા પરમાત્માનું દર્શન થતાં સમસ્ત શંકાઓ સદાને માટે ટળી જાય છે, હૃદયની સમસ્ત ગ્રંથિઓ કપાઇ જાય છે, સમસ્ત બંધનો દૂર થઈ જાય છે અને સમસ્ત કર્મો ક્ષીણ થઇ જાય છે. આવા ઇશ્વરદર્શનને પામવું એજ માનવમાત્રનો ધર્મ છે. ધર્મનો એજ સંપૂર્ણ સાર છે એ સિવાય બીજું જે કાંઈ કહેવાય છે ને કરાય છે તે સર્વમાત્ર સિદ્ધાંત, મત અને સાક્ષાત્કારની સ્થિતિને

છે. ગીતા કહે છે કે, રાત્રિદિવસ કામ કરો, કામ કરો, કામ કરો."
તમે પ્રશ્ન કરશોઃ "ત્યારે શાતિ–ઠરવાવારો–ક્યાં છે? જો મારે
સમગ્ર જીવનમાં ઘોડાની પેઠે કામ કરવાનું હોય અને કામ કરતાં
કરતાંજ મરણ પામવાનું હોય તો હું જગતમાં શા માટે ઉત્પન્ન
થયો છું?" કૃષ્ણ કહે છેઃ "હા, તમને શાંતિ પ્રાપ્ત થશે; પરંતુ
ાગ કરવો એ કદી પણ શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ
કર્તવ્યનો ત્યાગ કરીને જંગલમાં યા પર્વત પર

દુઃખનીજ ઉત્પત્તિ થાય છે. જો કોઇ માણસ તેજ કાર્ય જ્ઞાનપૂર્વક કરે તો તેનો ઉદ્ધારજ થઇ જાય. અમારાં શાસ્ત્રો કહે છે કે,જ્યાં જ્યાં પ્રેમરૂપી પ્રકાશ હોય છે; જ્યા જ્યાં આનંદરૂપી પ્રકાશ હોય છે, ત્યાં ત્યાં ઇશ્વરની ઉપસ્થિતિની ચિનગારી રહેલીજ હોય છે; કારણકે તેજ માત્ર સર્વ આનંદ, મંગળ અને પ્રેમના અંબારરૂપ છે. તેનાજ પ્રકાશથી સર્વ પ્રકાશિત વસ્તુઓ પ્રકાશી રહી છે. શ્રીકૃષ્ણના ઉપદેશનું સદા આવુંજ વલણ હોય છે. તેમણે તે પોતાની પ્રજા ઉપર અંકિત કરી દીધું છે. આથી એક ભક્તિમાન કોઇ પણ કાર્ય કરે છે, જ્યારે તે પાણી પીએ છે–ત્યારે પણ તે બોલે છેઃ "જો આ સત્કાર્ય હોય તો તે શ્રીકૃષ્ણને સમર્પણ થાઓ." (करोमि यद्यत् सकलं परस्मै, परात्परायेति समर्पयामि ।) બૌદ્ધ જો કાંઇ સત્કાર્ય કરે તો તે કહે છે કે, "આ સત્કર્મ જગતને સમર્પણ થાઓ અને જગતનાં અનિષ્ટો મને પ્રાપ્ત થાઓ." હિંદુ કહે છે કે, "તે મહાન ઇશ્વર અજરઅમર છે, તે સર્વશક્તિમાન છે અને પ્રત્યેક સ્થળે રહેલો હોઇ તે સર્વ આત્માઓનો આત્મા છે; અને તેથી હું મારાં સમસ્ત સત્કર્મો ઇશ્વરને સમર્પિત કરૂં છું, તેજ મારો મહાન યજ્ઞ છે; કેમકે તે દ્વારા તે સત્કર્મો સમગ્ર વિશ્વને પ્રાપ્ત થાય છે."

અને કૃષ્ણનો બીજો સંદેશો શું છે? "સંસારમાં રહીને જે મનુષ્ય પોતાનાં સર્વ કર્મફળ ઇશ્વરને અર્પણ કરે છે તેને જગતનાં અનિષ્ટો કદી પણ સ્પર્શ કરતાં નથી. જે માણસ સાંસારિક કાર્યોમાં રત રહે છે અને પોતાનાં કર્મોનાં સર્વ ફળો ઇશ્વરને સમર્પણ કરે છે, તે પાણીમાં પેદા થઈ પાણીની ઉપર આવી વિકાસ પામનાર કમળ સમાન છે."

વળી કૃષ્ણ બીજો ઉપદેશ સતત કાર્યપરાયણ રહેવાનો આપે

છે. ગીતા કહે છે કે, રાત્રિદિવસ કામ કરો, કામ કરો, કામ કરો.” તમે પ્રશ્ન કરશોઃ “ ત્યારે શાંતિ–ઠરવાવારો–ક્યાં છે ? જો મારે સમગ્ર જીવનમાં ઘોડાની પેઠે કામ કરવાનું હોય અને કામ કરતાં કરતાંજ મરણ પામવાનું હોય તો હું જગતમાં શા માટે ઉત્પન્ન થયો છું ? ” કૃષ્ણ કહે છેઃ " હા, તમને શાંતિ પ્રાપ્ત થશે; પરંતુ કર્મનો ત્યાગ કરવો એ કદી પણ શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ નથી. ” તમે કર્તવ્યનો ત્યાગ કરીને જંગલમાં યા પર્વત પર જશો તોપણ તમારૂં મન તો ક્રિયા કર્યાજ કરવાનું. અહીં એક ચોરની વાત હું તમને કહીશ. કેટલાક ચોરોએ એક વાડામાંથી એક ઘેટાને ચોરી જવાનો વિચાર કર્યો. રાતને વખતે તેમાંનો એક ચોર વાડામાં પેઠો. એક વરુ પણ એ રાત્રે એ વાડામાં ઘૂસી ગયું હતું અને એકાદ નાનકડા ઘેટાને પકડી જવાની તક શોધી રહ્યું હતું. અંધારાને લીધે આ ચોરે પેલા વરુનેજ ઘેટું સમજીને પકડી લીધું, એટલે વરુ પણ પોતાને આપોઆપ શિકાર આવી મળેલો સમજીને એવું તો બાઝી પડયું કે પેલો ચોર છૂટવાને ઘણોય મથે, છતાં વરુ તેને છોડે નહિ. વાર થવાથી બહારના ચોરે તેને હાંક મારી ત્યારે તેણે કહ્યું કે, “ ઘેટું તો પકડાયું છે. પણ એવું વિચિત્ર છે કે ઊલટું મનેજ દુઃખ દે છે અને ચસકવા દેતું નથી ! ”

આપણે પણ એ ચોરની પેઠે મનરૂપી ઘેટાને પકડયું છે અને મને આપણને પકડયા છે. હવે નથી આપણે તેને છોડી શકતા અને નથી તે આપણને છોડી શકતું. આપણે સર્વ મનુષ્યોએ મનરૂપી ઘેટાને પકડયું છે અને તેમ કરવા જતાં આપણેજ પકડાઇ ગયા છીએ. આપણે બીજાઓને કહીએ છીએ કે શાંત થાઓ, સ્વસ્થ થાઓ, બહાર નીકળી આવો; પરંતુ એમ તો બાળકો પણ બોલ્યા કરે. છોડવું ને છૂટવું એ બહુ કઠિન

દુઃખનીજ ઉત્પત્તિ થાય છે. જો કોઇ માણસ તેજ કાર્ય જ્ઞાનપૂર્વક કરે તો તેનો ઉદ્ધારજ થઇ જાય. અમારાં શાસ્ત્રો કહે છે કે,જ્યાં જ્યાં પ્રેમરૂપી પ્રકાશ હોય છે; જ્યા જ્યાં આનંદરૂપી પ્રકાશ હોય છે, ત્યાં ત્યાં ઇશ્વરની ઉપસ્થિતિની ચિનગારી રહેલીજ હોય છે; કારણકે તેજ માત્ર સર્વ આનંદ, મંગળ અને પ્રેમના અંબારરૂપ છે. તેનાજ પ્રકાશથી સર્વ પ્રકાશિત વસ્તુઓ પ્રકાશી રહી છે. શ્રીકૃષ્ણના ઉપદેશનું સદા આવુંજ વલણ હોય છે. તેમણે તે પોતાની પ્રજા ઉપર અંકિત કરી દીધું છે. આથી એક ભક્તિમાન કોઇ પણ કાર્ય કરે છે, જ્યારે તે પાણી પીએ છે—ત્યારે પણ તે બોલે છેઃ "જો આ સત્કાર્ય હોય તો તે શ્રીકૃષ્ણને સમર્પણ થાઓ." (करोमि यद्यत् सकलं परस्मै, परात्परायेति समर्पयामि ।) બૌદ્ધ જો કાંઇ સત્કાર્ય કરે તો તે કહે છે કે, "આ સત્કર્મ જગતને સમર્પણ થાઓ અને જગતનાં અનિષ્ટો મને પ્રાપ્ત થાઓ." હિંદુ કહે છે કે, "તે મહાન ઇશ્વર અજરઅમર છે, તે સર્વશક્તિમાન છે અને પ્રત્યેક સ્થળે રહેલો હોઇ તે સર્વ આત્માઓનો આત્મા છે; અને તેથી હું મારાં સમસ્ત સત્કર્મો ઇશ્વરને સમર્પિત કરું છું, તેજ મારો મહાન યજ્ઞ છે; કેમકે તે દ્વારા તે સત્કર્મો સમગ્ર વિશ્વને પ્રાપ્ત થાય છે."

અને કૃષ્ણનો બીજો સંદેશો શું છે? "સંસારમાં રહીને જે મનુષ્ય પોતાનાં સર્વ કર્મફળ ઇશ્વરને અર્પણ કરે છે તેને જગતનાં અનિષ્ટો કદી પણ સ્પર્શ કરતાં નથી. જે માણસ સાંસારિક કાર્યોમાં રત રહે છે અને પોતાનાં કર્મોનાં સર્વ ફળો ઇશ્વરને સમર્પણ કરે છે, તે પાણીમાં પેદા થઈ પાણીની ઉપર આવી વિકાસ પામનાર કમળ સમાન છે."

વળી કૃષ્ણ બીજો ઉપદેશ સતત કાર્યપરાયણ રહેવાનો આપે

છે. ગીતા કહે છે કે, રાત્રિદિવસ કામ કરો, કામ કરો, કામ કરો." તમે પ્રશ્ન કરશોઃ "ત્યારે શાંતિ–ઠરવાવારો–ક્યાં છે ? જો મારે સમગ્ર જીવનમાં ઘોડાની પેઠે કામ કરવાનું હોય અને કામ કરતાં કરતાંજ મરણ પામવાનું હોય તો હું જગતમાં શા માટે ઉત્પન્ન થયો છું ?" કૃષ્ણ કહે છેઃ "હા, તમને શાંતિ પ્રાપ્ત થશે; પરંતુ કર્મનો ત્યાગ કરવો એ કદી પણ શાંતિ પ્રાપ્ત કરવાનો માર્ગ નથી." તમે કર્તવ્યનો ત્યાગ કરીને જંગલમાં યા પર્વત પર જશો તોપણ તમારૂં મન તો ક્રિયા કર્યાજ કરવાનું. અહીં એક ચોરની વાત હું તમને કહીશ. કેટલાક ચોરોએ એક વાડામાંથી એક ઘેટાને ચોરી જવાનો વિચાર કર્યો. રાતને વખતે તેમાંનો એક ચોર વાડામાં પેઠો. એક વરુ પણ એ રાત્રે એ વાડામાં ઘુસી ગયું હતું અને એકાદ નાનકડા ઘેટાને પકડી જવાની તક શોધી રહ્યું હતું. અંધારાને લીધે આ ચોરે પેલા વરુનેજ ઘેટું સમજીને પકડી લીધું, એટલે વરુ પણ પોતાને આપોઆપ શિકાર આવી મળેલો સમજીને એવું તો બાઝી પડયું કે પેલો ચોર છૂટવાને ઘણોય મથે, છતાં વરુ તેને છોડે નહિ. વાર થવાથી બહારના ચોરે તેને હાંક મારી ત્યારે તેણે કહ્યું કે, "ઘેટું તો પકડાયું છે પણ એવું વિચિત્ર છે કે ઊલટું મનેજ દુઃખ દે છે અને ચસકવા દેતું નથી !"

આપણે પણ એ ચોરની પેઠે મનરૂપી ઘેટાને પકડયું છે અને મને આપણને પકડયા છે. હવે નથી આપણે તેને છોડી શકતા અને નથી તે આપણને છોડી શકતું. આપણે સર્વ મનુષ્યોએ મનરૂપી ઘેટાને પકડયું છે અને તેમ કરવા જતાં આપણેજ પકડાઈ ગયા છીએ. આપણે બીજાઓને કહીએ છીએ કે શાંત થાઓ, સ્વસ્થ થાઓ, બહાર નીકળી આવો; પરંતુ એમ તો બાળકો પણ બોલ્યા કરે. છોડવું ને છૂટવું એ બહુ કઠિન

વાત છે. ધર્મગ્રંથોના કેવળ પાઠ કર્યા કરવાથી, માત્ર કથાવાર્તાઓ કહ્યા કરવાથી કે સાંભળ્યા કરવાથી અથવા તો માત્ર જંગલમાં જઈ વસવાથી શો લાભ? આપણે ગમે ત્યાં જઈએ અને કશું પણ કર્યા વિના બેસી રહીએ, તોપણ આપણું મન તો આપણી સાથેનું સાથેજ હોય છે. જ્યારે તેને આપણે કોઈ અંતરના અભ્યાસમાં કે બાહ્ય કાર્યમાં જોડેલું નથી હોતું, ત્યારે તો એક મૂર્ખ બાળકની પેઠે આપોઆપજ તે જ્યાં ત્યાં ભ્રમણ કરવા મંડી પડીને ઊલટું હેરાન થાય છે અને શરીરને પણ હેરાન કરે છે. જ્યાંસુધી આ આપણા મનરૂપી બાળકને આપણે સમજણપૂર્વક યોગ્ય કાર્યમાં ન જોડી શકીએ–જ્યાંસુધી આપણે એ મનરૂપી વરુથી ન છૂટી શકીએ, ત્યાંસુધી બીજાઓના દોષ જોવાનો અને તેમને ઉપદેશ આપવાનો વસ્તુતઃ આપણને જરા પણ અધિકાર નથી.

એટલા માટે શ્રીકૃષ્ણ આપણને એવો બોધ આપે છે કે, કર્તવ્યનો ત્યાગ ન કરો, પરંતુ વીરતાપૂર્વક કર્તવ્ય બજાવો અને ફળની સ્પૃહા ન રાખો. દાસને શંકા કરવાનો અધિકાર નથી, સૈનિકને વાદવિવાદ કરવાનો હક નથી. આગળ ધસો અને તમારી પ્રકૃતિના ભાગે કયા પ્રકારનું કામ કરવાનું આવ્યું છે તે જુઓ. એટલુંજ ધ્યાન રાખો કે તમે સર્વભાવે તે કામ બજાવો છો કે નહિ અને તમે નિઃસ્વાર્થપણે તે કાર્ય બજાવો છો કે નહિ? જો તમે નિઃસ્વાર્થ અને એકનિષ્ઠ હશો, તો કોઈ પણ વસ્તુ તમારો અવરોધ કરી શકશે નહિ. કૂદી પડો–દૃષ્ટિ સમીપનું કર્તવ્ય કરો. જ્યારે તમે એ કર્તવ્ય કરશો ત્યારે ધીમે ધીમે તમને આ સત્યની પ્રતીતિ થશે કે, " જે માણસને અત્યંત પ્રવૃત્તિની વચ્ચે શાંતિ પ્રાપ્ત થાય છે, જે માણસ મહાનમાં મહાન શાંતિમાં પ્રવૃત્તિ કરી શકે છે તે યોગી છે, તે મહાત્મા છે, તે પૂર્ણતાને પ્રાપ્ત

થયો છે." હવે તમે જુઓ છો કે, આ ઉપદેશનું પરિણામ એ આવ્યું છે કે સમસ્ત સાંસારિક કર્મો મનુષ્યને માટે પવિત્ર બની ગયાં છે અને આ જગતમાં કોઈ પણ કર્મ એવું નથી કે જેને હલકું કહેવાનો આપણને લેશ પણ અધિકાર હોય.

ભગવાન બુદ્ધ કહે છે કે, તમારી અહંતામમતાનો અને તેને ટેકો આપનાર તેમજ વધારનાર પ્રત્યેક વસ્તુનો ત્યાગ કરો. પત્ની, બાળક કે કુટુંબ પણ તમને તેવું લાગે તો સંસારી ન બનો; સંપૂર્ણતઃ નિઃસ્વાર્થી બનો. એક સંસારી માણુસ ધારે છે કે, તે નિઃસ્વાર્થી બનશે, પરંતુ જ્યારે તે પોતાની પત્નીના મુખ પ્રત્યે દૃષ્ટિપાત કરે છે, ત્યારે તે સ્વાર્થી બની જાય છે. માતા ધારે છે કે, તે સંપૂર્ણતઃ નિઃસ્વાર્થી બનશે, પરંતુ તે પોતાના બાળક પ્રત્યે દૃષ્ટિપાત કરે છે કે તરતજ સ્વાર્થી બની જાય છે. આ જગતની પ્રત્યેક વસ્તુના સંબંધમાં આમજ બને છે. સ્વાર્થી કામનાઓ ઉદિત થાય છે કે તરતજ કોઈક સ્વાર્થી કાર્યનો આરંભ થાય છે અને તરતજ ખરો મનુષ્ય નષ્ટ થઈને પશુ સમાન બની જાય છે. તે કર્મોનો અને પરિસ્થિતિઓનો ગુલામ બની જાય છે અને ઉચ્ચ આદર્શને વીસરી જાય છે. " હું તો મારૂંજ સંભાળવાનો, બીજા પોતપોતાનું ફોડી લેશે!" આ તેનું જીવનસૂત્ર બને છે.

હે પુરુષો અને સ્ત્રીઓ! તમે ઉત્તમ આહાર કરો છો, સુંદર વસ્ત્રો પહેરો છો અને વૈભવશાળી મકાનમાં રહો છો, પરંતુ ક્ષુધાપીડિત અને મૃત્યુના મુખમાં સપડાયલાં લક્ષાવધિ માણસોનો તમે કદી પણ વિચાર કરો છો? આ જગત દુઃખથી પરિપૂર્ણ છે એ મહાસત્યનો વિચાર કરો. બાળક જ્યારે જગતમાં પ્રવેશ કરે છે ત્યારે તે સૌથી પ્રથમ રુદનજ કરે છે અને તે દર્શાવે છે કે, આ જગત રોવાનું સ્થાન છે! જો આપણે દિવ્ય સંદેશવાહક શ્રીકૃષ્ણનાં વચનો લક્ષમાં લઈએ તો આપણે સ્વાર્થી બનવું ન જોઈએ.

બીજા એક દિવ્ય સંદેશવાહક પ્રત્યે—નઝરેથવાળા ક્રાઈસ્ટ પ્રત્યે લક્ષ આપો. તે એવો બોધ આપે છે કે, "કટિબદ્ધ થાઓ, કારણકે સ્વર્ગનું રાજ્ય સમીપજ છે." મેં કૃષ્ણના સંદેશા પર વિચાર કર્યો છે અને આસક્તિરહિત બની કર્મ કરવાનો પ્રયત્ન કરૂં છું; પરંતુ કોઇ કોઈવાર મને વિસ્મરણ થાય છે ત્યારે એકાએક મને બુદ્ધના આ સંદેશાનું સ્મરણ થાય છેઃ "સાવધાન થા! કારણકે જગતની પ્રત્યેક વસ્તુ ક્ષણભંગુર છે અને માનવજીવન સદા દુઃખથી પરિપૂર્ણ હોય છે." હું તે પ્રત્યે ધ્યાન આપું છું અને કયો બોધ ગ્રહણ કરવો તે વિષે અનિશ્ચિત બનું છું, ત્યારે વળી મેઘગર્જનાની પેઠે આ સંદેશો આવે છે કે, "કટિબદ્ધ થા! કારણકે સ્વર્ગનું રાજ્ય સમીપજ છે. એક ક્ષણનો પણ વિલંબ કરીશ નહિ. કાલને માટે કાંઇ કાર્ય રહેવા દઇશ નહિ. તારૂં મરણ હમણાંજ તને ઘેરી લે તેને માટે તૈયાર થઈ જા."

ત્યાર પછી સમાનતાનો સંદેશો પહોંચાડનાર મહંમદ આવે છે. તમે એવો પ્રશ્ન કરશો કે, "તેના ધર્મમાં શી સારી વસ્તુ હોઇ શકે?" જો એમાં સારી વસ્તુ ન હોય તો એ ટકીજ કેમ શકે? આ જગતમાં માત્ર સારી વસ્તુજ વધુ સમય સુધી ટકે છે, માત્ર સારી વસ્તુજ લાંબો સમય જીવે છે; કારણકે પવિત્રતા એ બળ છે—સારાપણું એ સામર્થ્ય છે. મુસલમાન ધર્મના ઉપદેશમાં જો કોઇ સારી વસ્તુ ન હોત તો તે ટકી શક્યો કેમ હોત? તેમાં ઘણી સારી વસ્તુ છે. મહંમદ એ સમાનતાનો, મનુષ્યના બંધુત્વનો ઉપદેશક હતો.

માટે આપણે જોઇએ છીએ કે, પ્રત્યેક પયગંબરને—પ્રત્યેક દિવ્ય સંદેશવાહકને એક વિશિષ્ટ સંદેશો પહોંચાડવાનો હોય છે. તમે તે સંદેશો સાંભળો અને ત્યાર પછી તેના વાહકના જીવન પ્રત્યે દૃષ્ટિપાત કરો એટલે તેનું જીવન પણ તમને તેજ પ્રકારનું

જણાઇ આવશે.

હવે અજ્ઞાન મૂર્ખો તરફ જોઇશું તો તેઓ વીસ હજાર સિદ્ધાંતો રજૂ કરે છે અને તેમના પોતાના માનસિક વિકાસ અનુસાર તેમના પોતાના વિચારોને અનુકૂળ આવે એવાં ભાષ્યો તેમજ સ્પષ્ટીકરણો રજૂ કરીને તેને આ મહાન આચાર્યોની ઉપર આરોપિત કરે છે; પરંતુ ખરૂં જોતાં તો પ્રત્યેક મહાન પયગંબરનું જીવન એજ માત્ર તેના ઉપદેશની ટીકા હોય છે. તેના જીવન પ્રત્યે દૃષ્ટિપાત કરો; તેનાં કર્મજ તેના ઉપદેશોનું સમર્થન કરશે. ગીતા વાંચો એટલે પ્રતીત થશે કે, શ્રીકૃષ્ણભગવાનનું જીવન તેનું સંપૂર્ણતઃ સમર્થન કરે છે.

મહંમદે પોતાના જીવનદ્વારા દર્શાવી આપ્યું કે, મુસલમાનોમાં સંપૂર્ણ સમાનતા અને બંધુત્વ હોવાં જોઇએ. જાત, ન્યાત, પંથ, વર્ણ કે લિંગનો પ્રશ્નજ નહોતો. તુર્કસ્તાનનો સુલતાન આફ્રિકાના બજારમાંથી એક સીદીને ખરીદશે અને તેને શૃંખલાબદ્ધ કરીને તુર્કસ્તાનમાં આણશે; પરંતુ જો તે મુસલમાન બનશે તો તરતજ તેની ગુલામીનો અંત આવી જશે અને તેનામાં પૂરતી યોગ્યતા અને શક્તિ હશે તો તે સુલતાનની પુત્રીને સુધ્ધાં પરણશે. આની સાથે સીદીઓ અને અમેરિકન ઇન્ડિયનો પ્રત્યે આ દેશમાં (અમેરિકામાં) કેવી રીતે વર્તવામાં આવે છે તેની તુલના કરો! અને હિંદુઓ શું કરે છે? જો દૈવયોગે તમારો એકાદ પાદરી જૂના વિચારની એકાદ વ્યક્તિના ભોજનને સ્પર્શ કરે તો તે તેને ફેંકી દેશે! અમારૂં તત્ત્વજ્ઞાન મહાન હોવા છતાં આચારમાં અમારી દુર્બળતા તો જુઓ!

અન્ય અને વિશેષ મહાન પયગંબરો હવે આવશે? નિઃશંક તેઓ આ જગતમાં આવશે, પરંતુ તેમની અપેક્ષા ન રાખો. એના કરતાં તો તમારામાંનો પ્રત્યેક જણ પયગંબર બને અને આ

સત્ય નવીન શાસ્ત્ર કે જે સમસ્ત જૂનાં શાસ્ત્રોનું બનેલું છે તે પ્રબોધે, એને હું અધિક પસંદ કરું છું. સમસ્ત પ્રાચીન સંદેશાઓને ગ્રહણ કરો, તેમાં તમારી પોતાની પ્રતીતિનો ઉમેરો કરો અને અન્યોને માટે પયગંબર બનો. આ આચાર્યો પૈકી પ્રત્યેક મહાન હતો; પ્રત્યેક આપણે માટે કાંઈક મૂકી ગયો છે; તેઓ આપણા ઇશ્વરો છે. આપણે તેમને પ્રણામ કરીએ છીએ, આપણે તેમના દાસ છીએ અને તે છતાં આપણે આપણી જાતને પણ પ્રણામ કરીએ છીએ; કારણકે જો તેઓ પયગંબર અને ઈશ્વરનાં સંતાનો હતાં તો આપણે પણ તેજ છીએ. તેમણે પૂર્વે સંપૂર્ણતા પ્રાપ્ત કરી હતી અને આપણે હવે સંપૂર્ણતા પ્રાપ્ત કરીશું. જિસસના આ શબ્દોનું સ્મરણ કરો કે, "સ્વર્ગનું રાજ્ય સમીપજ છે." આજ ક્ષણે ચાલો આપણે પ્રત્યેક જણ દૃઢ નિશ્ચય કરીએ કે, "હું પયગંબર બનીશ, હું પ્રકાશનો સંદેશો ફેલાવીશ, હું ઈશ્વરનું સંતાન બનીશ, કિંબહુના, હું ઈશ્વર બનીશ!"





# બુદ્ધ ભગવાન

(યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં આવેલા ડેટ્રોઇટમાં આપેલા એક વ્યાખ્યાન દરમ્યાન સ્વામી વિવેકાનંદ બુદ્ધ ભગવાનના સંબંધમાં નીચે પ્રમાણે બોલ્યા હતાઃ—)

પ્રત્યેક ધર્મમાં અધ્યાત્મવિદ્યાના એકાદ અંગનો ખાસ વિશેષ વિકાસ થયેલો આપણને જણાય છે. નિષ્કામકર્મનો પ્રકાર બૌદ્ધધર્મમાં સૌથી વિશેષ વિકસિત થયેલો છે. બૌદ્ધધર્મને ભૂલથી હિંદુધર્મ માનશો નહિ. બૌદ્ધધર્મ એ અમારો એક પંથ છે. ગૌતમ નામના એક મહાપુરુષે તેની સ્થાપના કરી હતી. ગૌતમના સમયમાં જે નિરંતર વાદવિવાદો અને બોજારૂપ બાહ્યક્રિયાઓ રૂઢ થઈ ગઈ હતી તેથી તથા ખાસ કરીને જ્ઞાતિની પદ્ધતિથી તેઓ કંટાળી ગયા હતા. વળી બુદ્ધ ભગવાન ધર્માધ્યક્ષોનાં ખરાબ થઈ ગયેલાં આચરણોથી પણ વિરુદ્ધ હતા. આથી તેમણે એવો ધર્મ પ્રબોધ્યો કે જેમાં ગતિદાયક શક્તિ નહોતી અને જે અધ્યાત્મવાદ અથવા ઈશ્વર સંબંધી સિદ્ધાંતોની બાબતમાં નાસ્તિક હતો. ઈશ્વર છે કે નહિ એવો પ્રશ્ન તેમને ઘણી વાર પૂછવામાં આવતો અને તેના પ્રત્યુત્તરમાં તેઓ કહેતા કે, "હું જાણતો નથી." સદ્વર્તનના સંબંધમાં જ્યારે તેમને પ્રશ્ન કરવામાં આવતો ત્યારે તેઓ પ્રત્યુત્તર આપતા કે, "સત્કર્મ કરો અને સજ્જન બનો." એક વાર પાંચ બ્રાહ્મણો તેમની કને

આવ્યા અને તેમને પોતાની ચર્ચાનો નિર્ણય કરવાને કહ્યું. એક બોલ્યોઃ "મહારાજ, મારો ગ્રંથ કહે છે કે, ઇશ્વરનું સ્વરૂપ આવું આવું છે અને ઇશ્વરને પ્રાપ્ત કરવાનો આ માર્ગ છે." બીજાએ કહ્યુંઃ "એ વાત અસત્ય છે, કારણકે મારો ગ્રંથ આમ આમ કહે છે અને ઇશ્વરપ્રાપ્તિનો આ માર્ગ છે." એ પ્રમાણે સૌએ પોતપોતાનો મત રજૂ કર્યો. તેમણે શાંતિપૂર્વક તેમની વાત શ્રવણ કરી અને પછી અનુક્રમે પૂછ્યુંઃ "તમારો કોઇ ગ્રંથ એમ જણાવે છે કે, ઇશ્વર ક્રોધ કરે છે, તે કદી કોઇને ઇજા કરે છે અને તે અપવિત્ર છે?" "ના મહારાજ, સર્વ ગ્રંથો કહે છે કે, ઇશ્વર પવિત્ર અને ભલો છે." "ત્યારે મારા મિત્રો! તમે પ્રથમ પવિત્ર અને ભલા શા માટે નથી બનતા કે જેથી ઇશ્વર કેવો છે તે તમે પોતે આપોઆપજ જાણી શકો?"

અલબત, તેમનું સમસ્ત તત્ત્વજ્ઞાન મને માન્ય નથી-ઘણી બાબતોમાં હું મતભેદ ધરાવું છું; પરંતુ હું મતભેદ ધરાવું એટલા માટે શું મારે તે મહાન પુરુષની સુંદરતા ન જોવી? અમને માનવાથી તમારો ઉદ્ધાર થશે એવું તેમણે કદી પણ કહ્યું નથી. બુદ્ધે પોતાની મૃત્યુશય્યા પર શું કહ્યું હતું? "તમને કોઇ પણ સહાય કરી શકશે નહિ; તમેજ તમારી જાતને સહાય કરો; તમારો ઉદ્ધાર તમેજ કરો." તેમણે પોતાની જાતના સંબંધમાં કહ્યું હતું કે, "બુદ્ધ એ અનંત જ્ઞાન-આકાશ સમાન અનંત જ્ઞાનનું નામ છે મને-ગૌતમને તે સ્થિતિ પ્રાપ્ત થઇ છે જો તમે પણ પ્રયાસ કરશો તો તમે સર્વ પણ તે સ્થિતિને પ્રાપ્ત કરશો." બિલકુલ હેતુથી રહિત થયેલા હોવાથી તેઓ સ્વર્ગે જવા માગતા નહોતા, તેઓ દ્રવ્ય માગતા નહોતા; તેમણે પોતાના સિંહાસનનો અને ઇતર પ્રત્યેક વસ્તુનો ત્યાગ કર્યો હતો. તેઓ ભારતવર્ષની પોળોમાં ભિક્ષા માગીને ઉદરનિર્વાહ કરતા અને સમુદ્ર

જેટલા વિશાળ અંતઃકરણથી મનુષ્યો તથા પશુઓના કલ્યાણને માટે ઉપદેશ કરતા. પશુઓ ને માટે પોતાના જીવનનું બલિદાન આપવાને તત્પર થનાર મનુષ્ય તેઓજ હતા. તેમણે એક વાર એક રાજાને કહ્યું હતું કે, "જો એક ઘેટાનું બલિદાન આપને સ્વર્ગે લઈ જવામાં સહાય કરતું હોય, તો મનુષ્યનું બલિદાન વિશેષ સહાય કરશે. માટે મારૂં બલિદાન આપો." રાજા આશ્ચર્યચકિત થયો અને તે છતાં આ માણસ કાંઇ પણ હેતુ ધરાવતો નહોતો. તેઓ કર્મની પૂર્ણતારૂપ હતા અને તેઓ જે કર્મ કરનાર તરીકેની સર્વશ્રેષ્ઠ ભૂમિકા ઉપર વિરાજતા હતા તે દર્શાવે છે કે, કર્મની શક્તિદ્વારા આપણે પણ ઉચ્ચતમ અધ્યાત્મપદને પ્રાપ્ત કરી શકીએ.

ઘણા માણસો એવા છે કે તેઓ જો ઈશ્વરને માને તો તેમને માટે માર્ગ અધિક સરળ થઇ પડે; પરંતુ બુદ્ધનું જીવન દર્શાવે છે કે, જે માણસ ઈશ્વરને માનતો ન હોય, અધ્યાત્મજ્ઞાન ધરાવતો ન હોય, કોઇ પંથનો અનુયાયી ન હોય, કોઇ દેવાલય કે મંદિરમાં જતો ન હોય અને તદ્દન ભૌતિકવાદી હોય, તે પણ ઉચ્ચતમ પદને પ્રાપ્ત કરી શકે છે. તેમની તુલના કરવાનો આપણને કાંઇ અધિકાર નથી. હું ઇચ્છું છું કે, મારામાં બુદ્ધના હૃદયનો એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ અંશ હોય. બુદ્ધ આસ્તિક હો વા નાસ્તિક હો. તે પ્રત્યે લક્ષ્ય આપવાની મને આવશ્યકતા નથી. જે પૂર્ણતાની સ્થિતિને બીજાઓ ભક્તિયોગ અથવા જ્ઞાનદ્વારા પ્રાપ્ત કરે છે, તે સ્થિતિને તેમણે પ્રાપ્ત કરી હતી. માત્ર ઈશ્વરને હું માનું છું, એવી આસ્તિકતાથી એ સ્થિતિ પ્રાપ્ત થતી નથી અને વાદવિવાદ તો એ માર્ગમાં કાંઈ લેખામાં નથી. શબ્દોચ્ચાર તો પોપટો પણ કરી શકે છે. નિષ્કામ કર્મ કરવાથી એ પૂર્ણતા પ્રાપ્ત થાય છે.

# देवदूत क्राईस्ट

( આ વ્યાખ્યાન કૅલિફોર્નિયામાં આવેલા લૉસ એન્જેલોસમા ઇ. સ. ૧૯૦૦ માં આપ્યું હતું. )

ભરતી સમયે મહાસાગરમાં એક પછી એક તરંગ ઊઠે છે અને પડે છે, છતાં પાણી ચડતુંજ જાય છે, તેમ આ જગત પણ આગળ વધ્યા કરે છે ખરૂં; પણ એ આગળ વધવામાં ચડતી અને પડતી બંને જરૂરનાં છે. આપણી વિચારસૃષ્ટિમાં, આપણી આત્મસૃષ્ટિમાં, સમાજમાં અથવા આપણી આધ્યાત્મિક બાબતોમાં પણ એટલાજ માટે એ ઉદય અને અસ્ત એક પછી એક ચાલી રહ્યાં છે. આ ચડતીપડતીનાં મોજાં એટલાજ માટે આવે છે અને જાય છે કે, લોકો તેમાંથી સ્થાયી ઉન્નતિનાં તત્ત્વોને ગ્રહણ કરે અને પચાવતા ચાલે. તેઓ ભૂતકાળ પર વિચાર કરે, તેમનો યથાવત્ ઉપયોગ કરે અને અધિક ઉદયને માટે પુનઃ બળ સંગ્રહ કરે.

પ્રજાઓનો ઇતિહાસ પણ હમેશાં આવોજ રહ્યો છે. જે મહાત્મા, જે દિવ્ય સંદેશવાહકનો અભ્યાસ કરવાને આપણે આજે અહીં મળ્યા છીએ, તેઓ તેમની પ્રજાના ઇતિહાસના એવા સમયે આવ્યા હતા કે, જેને જો આપણે મહાન પતનનો સમય કહીએ તો તે યથોચિતજ છે. તેમનાં વચનો અને કાર્યોની જે છૂટીછવાઈ નોંધ રાખવામાં આવી છે, તેની માત્ર છૂટીછવાઈ ઝાંખીજ આપણે કરીએ છીએ. તેનું કારણ એ છે કે, જો તે મહા-

ત્માનાં સમસ્ત વચનો અને કાર્યોની નોંધ થઇ હોત, તો તેથી જગત ભરાઇ ગયું હોત. તેમણે જે ત્રણ વર્ષ ધર્મોપદેશ આપ્યો તે ત્રણ વર્ષો તો જેમ એકાદ મુસાફરીની પેટીમાં એકાદ ઑફિસ કે ઓરડામાં પથરાઇ જાય તેટલો સામાન ગોઠવી દીધો હોય તેમ હજારો વર્ષને ભેગાં કરીને–તેને દબાવી દબાવીને ત્રણ વર્ષરૂપી નાનું બંડલ બનાવી લીધું હોય તેવાંજ છે. ત્રણ વર્ષના એ ઉપદેશરૂપી બંડલ અથવા પેટીને ખોલીને વ્યવસ્થિત કરતાં–એ ઉપદેશને યથાવત્ સમજતાં અને આચારમાં ઉતારતાં ઓગણીસો વર્ષ ગયાં છે અને હજી કેટલાં જશે તે કોણ જાણે છે? તમારા અને મારા જેવા ક્ષુદ્ર મનુષ્યોને તો માત્ર થોડી શક્તિ પ્રાપ્ત થયેલી હોય છે અને તેથી તેને ખરચી નાખવાને માટે, તેને પૂરેપૂરી ફેલાવી દેવાને માટે થોડી ક્ષણો, થોડા કલાકો કે બહુ બહુ તો થોડાંક વર્ષો પૂરતાં હોય છે; પરંતુ આ જે પ્રચંડ શક્તિશાળી પુરુષ આવ્યો હતો, તેને તો શતાબ્દિઓ અને યુગો વ્યતીત થઇ ગયા, તોપણ તે જગતમાં જે શક્તિ મૂકી ગયો છે, તે હજી પૂરેપૂરી ફેલાઇ રહી નથી. ઊલટું જેમ જેમ યુગો વ્યતીત થતા જાય છે, તેમ તેમ તેમાં નવીન બળ ઉમેરાતું જાય છે. ક્રાઇસ્ટના જીવનમાં આપણે સમગ્ર ભૂતકાળના જીવનનું દર્શન કરીએ છીએ. એક પ્રકારે પ્રત્યેક મનુષ્યનું જીવન પણ એ ભૂતકાળનુંજ જીવન હોય છે. તેને તેના કુળનો તેમજ આગલા જન્મોનો ભૂતકાળ પરિસ્થિતિ, શિક્ષણ તથા તેના પોતાના પુનરાવતારદ્વારા પ્રાપ્ત થાય છે. પૃથ્વીનો ભૂતકાળ–સમગ્ર જગતનો ભૂતકાળ પ્રત્યેક આત્મા ઉપર અંકિત થયેલો હોય છે. જો આપણે તે અનંત ભૂતકાળના હાથમાંનું માત્ર પરિણામ–માત્ર અસર ન હોઇએ તો આપણે શું છીએ? આ જગતમાં ઘટનાઓનો જે અનંત પ્રવાહ અબાધિત રીતે આગળ ને આગળ ધસ્યો જાય છે અને જે લેશ

પણ વિશ્રાંતિ લેતો નથી તેમાંની થોડીક તરંગમાળાઓ સિવાય આપણે શું છીએ ? પરંતુ તમે અને હું એ તો માત્ર આ અનંત મહાસાગરની નજીવીજ વસ્તુઓ—માત્ર વસ્તુઓના પરપોટાજ છીએ. જગતરૂપી મહાસાગરમાં, હમેશાં કેટલાક પ્રચંડ તરંગો પણ હોય છે અને તમારામાં તથા મારામાં ગત પ્રજાનું જીવન માત્ર થોડુ કજ ઊતરેલું છે; પરંતુ કેટલાક પ્રચંડ પુરુષોમાં પ્રાયઃ સંપૂર્ણ ભૂતકાળ ઊતરેલો હોય છે અને તેઓ ભવિષ્યને માટે પણ પોતાના હાથ પ્રસારે છે. એ આ અનંતકાળરૂપી મહાસાગરમાં અત્રતત્ર આવેલા માર્ગદર્શક સ્તંભો છે કે જે મનુષ્યોએ કેટલી કૂચ કરી છે તે દર્શાવે છે. એ સ્તંભ એવા તો પ્રચંડ છે કે તેમની છાયાથી પૃથ્વી આવૃત્ત થઇ ગયેલી હોય છે. તેઓ અમર અને અનંત હોય છે. એજ દિવ્ય સંદેશવાહકે કહ્યું છે તેમ "કોઇ પણ માણસને ઈશ્વર-પુત્ર એટલે કે અવતારી પુરુષ સિવાય ઈશ્વરનાં દર્શન થયાં નથી." અને જો આપણે તેનામાં ઈશ્વરદર્શન ન કરીએ તો પછી ક્યાં કરીશું ? આ વાત સત્ય છે કે આપણા પૈકી ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્યમાં પણ ઈશ્વર રહેલો છે અને આપણે સર્વે તેનેજ પ્રતિબિંબિત કરીએ છીએ; પ્રકાશનું આંદોલન પ્રત્યેક સ્થળે રહેલુ હોય છે; છતાં આપણે પ્રકાશને જોવાને શક્તિમાન થઇએ તે પૂર્વે આપણે દીપક સળગાવવો જોઇએ. જ્યાંસુધી જગતના આ પ્રચંડ દીપકો—આ પયગંબરો—મનુષ્યના સ્વરૂપમાં રહેલા ઈશ્વરો-ઈશ્વરાવતારો, ઈશ્વરનાં સ્વરૂપો ઈશ્વરને પ્રતિબિંબિત ન કરે, ત્યાંસુધી વિશ્વના સર્વવ્યાપક પ્રભુનાં દર્શન ન થઇ શકે. આપણે જાણીએ છીએ કે, ઈશ્વર સર્વત્ર અસ્તિત્વ ધરાવે છે અને તે છતાં પણ આપણે તેનાં દર્શન કરી શકતા નથી. પરંતુ આ મહાન પ્રકાશમય અવતારો અથવા દિવ્ય સંદેશવાહકો પૈકી એકને ગ્રહણ કરો અને તેના ચારિત્ર્યની સાથે તમારા મન-

માં ઈશ્વરનો જે ઉચ્ચતમ આદર્શ હોય તેની તુલના કરો; એટલે તમને પ્રતીત થશે કે, તમારો ઈશ્વર ઉચ્ચતમ નથી અને તે દેવદૂત યાને અવતારનું ચારિત્ર્ય તમારી કલ્પનામાં રહેલા ઈશ્વર કરતાં આગળ ધપી જાય છે. એવા અસામાન્ય મનુષ્યોએ ઈશ્વરનો જે આદર્શ મેળવ્યો હોય અને આપણી સમક્ષ ધર્યો હોય, તેના કરતાં ઉચ્ચતર આદર્શની કલ્પના પણ સામાન્ય મનુષ્યો કરી શકે તેમ નથી. આવું હોય ત્યાંસુધી આ પયગંબરોને ઈશ્વર તરીકે પૂજવા એ શું ખોટું છે? આ મનુષ્યોના સ્વરૂપમાં રહેલા ઈશ્વરોને ચરણે પડવું અને તેમને જગતના દેવો તરીકે આરાધવા એ શું પાપ છે? જો તેઓ ઈશ્વર સંબંધી આપણી કલ્પનાઓ કરતાં ઉંચ્ચતર હોય, તો તેમની આરાધના કરવામાં હાનિ શી છે? તેમ કરવામાં કાંઈ હાનિ નથી, એટલુંજ નહિ પરંતુ ઈશ્વરારાધનાનો કોઈ પણ પ્રત્યક્ષ, સુશકય અને નિશ્ચયાત્મક માર્ગ હોય, તો તે એજ છે. તમે ગમે તેટલો પ્રયત્ન કરો–કર્મદ્વારા, ધ્યાનદ્વારા કે ગમે તે પદ્ધતિદ્વારા પ્રયત્ન કરો, તોપણ જ્યાં સુધી તમે આ લોકમાં મનુષ્ય તરીકે રહ્યા છો, ત્યાંસુધી તમારૂં જગત પણ માનુષી છે, તમારો ધર્મ પણ માનુષી છે અને તમારો ઈશ્વર પણ માનુષીજ હોવાનો. જેનું વાસ્તવસ્વરૂપ આપણી કલ્પનામાં ન આવી શકે તથા સ્થૂલ સાધના સિવાય જેની પાસે પહોંચવું કઠિન થઈ પડે એવી વસ્તુને જતી કરી તેને બદલે તે વસ્તુ જેમાં વિલસી રહી હોય એવા પ્રત્યક્ષ શરીરધારી પયગંબરનો સ્વીકાર કરે એવો વ્યવહારશૂન્ય કોણ હોય? એટલા માટેજ સર્વ દેશોમાં અને સર્વ યુગોમાં ઈશ્વરના એ પયગંબરો–અવતારો પૂજાયા છે.

હવે આપણે યહૂદીઓમાં ઉત્પન્ન થયેલ ઈશ્વરાવતાર ક્રાઈસ્ટના જીવનનો કાંઈક અભ્યાસ કરીશું. જ્યારે ક્રાઈસ્ટનો જન્મ

થયો ત્યારે યહૂદીઓ એવી સ્થિતિમાં હતા કે જેને હું બે તરંગો વચ્ચેના ખાડાની સ્થિતિ કહું છું. તે સંરક્ષણની સ્થિતિ હતી. તે એવી સ્થિતિ હતી કે જેમાંથી આગળ ધસવાનો મનુષ્યને કંટાળો આવે છે અને તે માત્ર પ્રાપ્ત વસ્તુનેજ સાચવીને બેસી રહે છે. તે એવી સ્થિતિ હતી કે જેમાં મનુષ્યનું ચિત્ત જીવનના મહાન, સામાન્ય અને વિશાળ પ્રશ્નોને બદલે તે પ્રશ્નોની પેટાવિગતો પર વિશેષ હોય છે. તે આગળ ધસવાની સ્થિતિ નહોતી, પરંતુ જડતાની સ્થિતિ હતી. તે કર્મ કરવાની સ્થિતિ નહોતી, પરંતુ સહન કરવાની સ્થિતિ હતી. આ વાત લક્ષ્યમાં રાખજો કે, હું આ સ્થિતિનો દોષ કાઢતો નથી. તેના પર ટીકા કરવાનો આપણને કાંઈ પણ અધિકાર નથી, કારણકે જો આ પતન થયું ન હોત તો ત્યાર પછીનો ઉદય કે જે નઝરેથવાળા જિસસના રૂપમાં પ્રકટ થયો હતો, તે અશક્ય થઈ પડ્યો હોત. ફારસીઓ અને યહૂદીઓમાં સહૃદયતાનો અભાવ હશે; તેમણે જે કર્મો કરવાં ન જોઇએ, તે કર્મો તેઓ કરતા હશે; તેઓ ઢોંગી પણ હશે; તેઓ ગમે તેવા હશે; પરંતુ આ બાબતોના પરિણામેજ દિવ્ય સંદેશવાહકની ઉત્પત્તિ થઇ હતી. એક છેડે ફારસીઓ અને યહૂદીઓ હતા; જેની પ્રતિક્રિયારૂપે બીજે છેડે નઝરેથવાળા જિસસનું પ્રચંડ મસ્તિષ્ક પ્રગટ થયું.

વિધિઓ, નિત્યની નાની ધાર્મિક ક્રિયાઓ, રૂઢ થઇ ગયેલી પદ્ધતિઓ અને કર્મકાંડનો ભલે કોઈ કોઇ વાર ઉપહાસ કરવામાં આવે, છતાં તેમાં પણ સામર્થ્ય તો રહેલુંજ છે. ઘણી વાર આગળ ધસવામાં આપણે ઘણું બળ ગુમાવી દઇએ છીએ. વસ્તુતઃ ધર્માંધ મનુષ્ય ઉદારમતવાદી મનુષ્ય કરતાં વિશેષ બળવાન હોય છે, એટલા માટે ધર્માંધ મનુષ્યમાં પણ એક મહાન સદ્ગુણ રહેલો છે. તે શક્તિનું–પ્રચંડ શક્તિનું સંરક્ષણ કરે છે. જેમ

વ્યક્તિના સંબંધમાં બને છે, તેમ પ્રજાના સંબંધમાં બને છે, અર્થાત્ તે શક્તિનો સંચય કરી તેનું રક્ષણ કરે છે. ચોતરફ બાહ્ય શત્રુઓથી ઘેરાયેલી, રોમનોએ નસાડીને એક કેંદ્રમાં આણેલી, બુદ્ધિની બાબતમાં ગ્રીકોએ ભચડેલી, ઇરાન, આર્યાવર્ત અને એલેકઝાંડ્રિયાના તરંગોએ એક કેંદ્રમાં હડસેલી કાઢેલી, શારીરિક, માનસિક અને નૈતિક બાબતોમાં ઘેરાયેલી એક પ્રજા એવા વંશપરંપરાગત, સંરક્ષક, પ્રચંડ બળથી ઊભી હતી કે જે તેના વંશજોએ અદ્યાપિ ગુમાવ્યું નથી. એ પ્રજાને પોતાની સર્વ શક્તિ જેરુસલેમ તથા યહૂદીધર્મ ઉપર એકાગ્ર કરવાની ફરજ પડી હતી; અને એક વાર સંચિત થયેલી સમસ્ત શક્તિની પેઠે તે સ્વસ્થ રહી શકી નહિ; ખરચાવા અને વિકાસ પામવા સિવાય તેને ગત્યંતરજ નહોતું. પૃથ્વીના પટ પર એવી કોઇ પણ શક્તિ નથી કે જેને દીર્ઘકાળ પર્યંત સંકુચિત મર્યાદામાં બદ્ધ કરી શકાય. તે પાછળથી વિકાસ પામે એટલા માટે અતિ દીર્ઘકાળ પર્યંત તેને દાબી રાખી ન શકાય.

યહૂદી પ્રજાની આ એકાગ્રશક્તિ ત્યાર પછી ખ્રિસ્તી ધર્મના ઉદયમાં પ્રદર્શિત થઈ. ભિન્ન ભિન્ન ઝરાઓ એક સ્થળે એકત્ર થયા. ધીમે ધીમે નાનાં નાનાં સમસ્ત નાળાં એકત્ર થયાં અને ઊછળતી રેલના સ્વરૂપને પ્રાપ્ત થયાં, જેને આપણે નઝરેથવાળા જિસસનાં ચારિત્ર્યમાં જોઇએ છીએ. આ રીતે પ્રત્યેક પયગંબર તેના પોતાના સમયની ઉત્પત્તિ છે; તેની પ્રજાના ગતજીવનની ઉત્પત્તિ છે; તે સ્વયં ભવિષ્યનો વિધાતા છે. આજનું કારણ એ ભૂતકાળનું કાર્ય અને ભવિષ્યકાળનું કારણ છે. દિવ્ય સંદેશવાહકની આ સ્થિતિ છે. તેની પોતાની પ્રજાનાં સમસ્ત ઉત્તમોત્તમ અને મહાનમાં મહાન તત્ત્વો તેનામાં અંતર્ભૂત થયેલાં હોય છે; જે રહસ્યને માટે–જે જીવનને માટે તેની પ્રજાએ યુગોના

યુગો થયાં પ્રયાસ કર્યો હોય, તે તેનામાં અંતર્ભૂત થયેલાં હોય છે; અને તે સ્વયં ભવિષ્યને માટે માત્ર તેની પોતાની પ્રજાનેજ નહિ, પરંતુ જગતની ઇતર અસંખ્ય જાતિઓને પણ ઉત્તેજનરૂપ હોય છે.

આપણે એક બીજી વાત લક્ષ્યમાં રાખવી જોઇએ; અને તે એ છે કે, નઝરેથવાળા મહાન પયગંબરના જીવનનું અવલોકન હું પૂર્વદેશવાસીના દૃષ્ટિબિંદુથી કરીશ. વળી ઘણી વાર તમે આ વાત ભૂલી જાઓ છો કે, ઇશુખ્રિસ્ત પોતે પણ પૂરેપૂરા પૂર્વદેશવાસી હતા. તેની આંખોને ભૂરી અને તેના વાળને પીળા ચીતરી દેખાડવાના તમારા સમસ્ત પ્રયત્નો છતાં આ વાત નક્કીજ છે કે હઝરત ઇસા પ્રાચ્યદેશવાસી હતા. બાયબલમાં આવેલી સમસ્ત ઉપમાઓ, અલંકારો, દૃશ્યો, સ્થાનો, ઢબો, મંડળો કાવ્ય અને સંકેત તમને પૂર્વદેશનીજ કલ્પના આપે છે. તમને તે સુપ્રકાશિત આકાશ, ઉષ્ણતા, સૂર્ય, રણ, તૃષાતુર માણસો અને પશુઓનો ખ્યાલ આપે છે, માથે બેડાં મૂકી કૂવે પાણી ભરવા આવતાં સ્ત્રીપુરુષોની કલ્પના આપે છે, આસપાસનાં પશુઓનાં ટોળાં હળધારીઓની તથા કૃષિકાર્યની કલ્પના આપે છે, જળચક્કી અને ચક્કની જળચક્કી પાસે આવેલા તળાવની, ઘંટીના પડોની કલ્પના આપે છે; અને આ સર્વ આજે એશિયામાં જોવામાં આવે છે.

એશિયાનો ધ્વનિ એ ધર્મનો ધ્વનિ છે. યુરોપનો ધ્વનિ એ રાજકારણનો ધ્વનિ છે. પ્રત્યેક ધ્વનિ તેના પોતાના ક્ષેત્રમાં મહાન છે યુરોપનો ધ્વનિ એ પ્રાચીન ગ્રીસનો ધ્વનિ છે. ગ્રીકો પોતાની દૃષ્ટિ સમીપના સમાજને સર્વસ્વ માનતા હતા. તેમની દૃષ્ટિમાં તેની બહારના સર્વ માણસો જંગલી હતા–ગ્રીકો સિવાય કોઇને પણ જીવવાનો અધિકાર નહોતો. ગ્રીકો જે કરે તેજ

ખરું અને સત્ય; જગતની ઇતર સમસ્ત વસ્તુઓ ખરી અને સત્ય નહોતી, તેમજ તેમને રહેવા પણ ન દેવી જોઈએ, એટલા માટે ગ્રીકોનું મસ્તિષ્ક સહાનુભૂતિઓમાં અત્યંત માનુષી, અત્યંત સ્વાભાવિક અને અત્યંત કલાનુરાગી છે. ગ્રીક સંપૂર્ણતઃ ઐહિક જીવન ગાળે છે. તે કલ્પના કરવાની સ્પૃહા રાખતો નથી. તેની કવિતા પણ વ્યાવહારિક હોય છે. તેના દેવો અને દેવીઓ મનુષ્ય-પ્રાણીઓ છે, એટલુંજ નહિ પરંતુ અત્યંત માનુષી છે અને આપણામાંના કોઈની પણ પેઠે તેમનામાં સમસ્ત માનુષી આવેશો અને લાગણીઓ ભરેલાં છે. તે સૌંદર્યને ચાહે છે. પરંતુ આ વાત લક્ષ્યમાં રાખજો કે, તે હમેશાં બાહ્ય પ્રકૃતિની સુંદરતાને ચાહે છે. તે ડુંગરીઓ બરફ અને પુષ્પોની સુંદરતાને ચાહે છે; તે આકારો અને આકૃતિઓની સુંદરતાને ચાહે છે. તે મનુષ્યના વદનની સુંદરતાને ચાહે છે; તે ઘણી વાર માનવઆકૃતિની સુંદરતાને ચાહે છે, ગ્રીકો આ પ્રકારના સૌંદર્યને પસંદ કરતા હતા અને પાછળથી તેઓ સમગ્ર યુરોપના ગુરુ બન્યા હતા; એટલા માટેજ યુરોપનો ધ્વનિ ગ્રીક છે.

એશિયામાં બીજો પ્રકાર છે. તે વિશાળ પ્રચંડ ખંડનો વિચાર કરો કે જેના ગિરિશૃંગો વાદળો કરતાં પણ ઊંચાં હોઈ આકાશના નીલવર્ણ છત્રને સ્પર્શ કરી રહેલાં દેખાય છે, જેમાં માઇલોના માઇલો સુધી રેતીનાં એવાં રણ આવેલાં છે કે જેમાં જળનું એક બિંદુ પણ પ્રાપ્ત થતું નથી, તેમજ ઘાસનો એક અંકુર પણ ફૂટતો નથી; જેમાં અમર્યાદ જંગલો અને લાંબે સુધી વહીને સમુદ્રમાં પડતી પ્રચંડ નદીઓ આવેલી છે. આ સર્વ પરિસ્થિતિઓની વચ્ચે પૂર્વવાસીઓનો સૌંદર્ય અને ભવ્યતા પ્રત્યેનો પ્રેમ અન્ય દિશામાં વિકાસ પામ્યો. તેમણે બહાર નહિ, પરંતુ અંદર જોયું. ત્યાં પ્રકૃતિ માટેની પિપાસા પણ છે અને

યુગો થયાં પ્રયાસ કર્યો હોય, તે તેનામાં અંતર્ભૂત થયેલાં હોય છે; અને તે સ્વયં ભવિષ્યને માટે માત્ર તેની પોતાની પ્રજાનેજ નહિ, પરંતુ જગતની ઇતર અસંખ્ય જાતિઓને પણ ઉત્તેજન-રૂપ હોય છે.

આપણે એક બીજી વાત લક્ષ્યમાં રાખવી જોઇએ; અને તે એ છે કે, નઝરેથવાળા મહાન પયગંબરના જીવનનું અવલોકન હું પૂર્વદેશવાસીના દૃષ્ટિબિંદુથી કરીશ. વળી ઘણી વાર તમે આ વાત ભૂલી જાઓ છો કે, ઇશુખ્રિસ્ત પોતે પણ પૂરેપૂરા પૂર્વ-દેશવાસી હતા. તેની આંખોને ભૂરી અને તેના વાળને પીળા ચીતરી દેખાડવાના તમારા સમસ્ત પ્રયત્નો છતાં આ વાત નક્કી-જ છે કે હજરત ઇસા પ્રાચ્યદેશવાસી હતા. બાયબલમાં આવેલી સમસ્ત ઉપમાઓ, અલંકારો, દૃશ્યો, સ્થાનો, ઢબો, મંડળો કાવ્ય અને સંકેત તમને પૂર્વદેશનીજ કલ્પના આપે છે. તમને તે સુપ્રકાશિત આકાશ, ઉષ્ણતા, સૂર્ય, રણ, તૃષાતુર માણસો અને પશુઓનો ખ્યાલ આપે છે; માથે બેડાં મૂકી કૂવે પાણી ભરવા આવતાં સ્ત્રીપુરુષોની કલ્પના આપે છે, આસપાસનાં પશુ-ઓનાં ટોળાં હળધારીઓની તથા કૃષિકાર્યની કલ્પના આપે છે, જળચક્કી અને ચક્કની જળચક્કી પાસે આવેલા તળાવની, ઘંટીના પડોની કલ્પના આપે છે; અને આ સર્વ આજે એશિયા-માં જોવામાં આવે છે.

એશિયાનો ધ્વનિ એ ધર્મનો ધ્વનિ છે. યુરોપનો ધ્વનિ એ રાજકારણનો ધ્વનિ છે પ્રત્યેક ધ્વનિ તેના પોતાના ક્ષેત્રમાં મહાન છે યુરોપનો ધ્વનિ એ પ્રાચીન ગ્રીસનો ધ્વનિ છે. ગ્રીકો પોતાની દૃષ્ટિ સમીપના સમાજને સર્વસ્વ માનતા હતા. તેમની દૃષ્ટિમાં તેની બહારના સર્વ માણસો જંગલી હતા—ગ્રીકો સિવાય કોઇને પણ જીવવાનો અધિકાર નહોતો. ગ્રીકો જે કરે તેજ

ખરૂં અને સત્ય; જગતની ઈતર સમસ્ત વસ્તુઓ ખરી અને સત્ય નહોતી, તેમજ તેમને રહેવા પણ ન દેવી જોઈએ, એટલા માટે ગ્રીકોનું મસ્તિષ્ક સહાનુભૂતિઓમાં અત્યંત માનુષી, અત્યંત સ્વાભાવિક અને અત્યંત કલાનુરાગી છે. ગ્રીક સંપૂર્ણતઃ ઐહિક જીવન ગાળે છે. તે કલ્પના કરવાની સ્પૃહા રાખતો નથી. તેની કવિતા પણ વ્યાવહારિક હોય છે. તેના દેવો અને દેવીઓ મનુષ્ય-પ્રાણીઓ છે, એટલુંજ નહિ પરંતુ અત્યંત માનુષી છે અને આપણામાંના કોઈની પણ પેઠે તેમનામાં સમસ્ત માનુષી આવેશો અને લાગણીઓ ભરેલાં છે. તે સૌંદર્યને ચાહે છે. પરંતુ આ વાત લક્ષ્યમાં રાખજો કે, તે હમેશાં બાહ્ય પ્રકૃતિની સુંદરતાને ચાહે છે. તે ડુંગરીઓ બરફ અને પુષ્પોની સુંદરતાને ચાહે છે; તે આકારો અને આકૃતિઓની સુંદરતાને ચાહે છે. તે મનુષ્યના વદનની સુંદરતાને ચાહે છે; તે ઘણી વાર માનવઆકૃતિની સુંદરતાને ચાહે છે; ગ્રીકો આ પ્રકારના સૌંદર્યને પસંદ કરતા હતા અને પાછળથી તેઓ સમગ્ર યુરોપના ગુરુ બન્યા હતા; એટલા માટેજ યુરોપનો ધ્વનિ ગ્રીક છે.

એશિયામાં બીજો પ્રકાર છે. તે વિશાળ પ્રચંડ ખંડનો વિચાર કરો કે જેના ગિરિશૃંગો વાદળો કરતાં પણ ઊંચાં હોઈ આકાશના નીલવર્ણ છત્રને સ્પર્શ કરી રહેલાં દેખાય છે; જેમાં માઈલોના માઈલો સુધી રેતીનાં એવાં રણ આવેલાં છે કે જેમાં જળનું એક બિંદુ પણ પ્રાપ્ત થતું નથી, તેમજ ઘાસનો એક અંકુર પણ ફૂટતો નથી; જેમાં અમર્યાદ જંગલો અને લાંબે સુધી વહીને સમુદ્રમાં પડતી પ્રચંડ નદીઓ આવેલી છે. આ સર્વ પરિસ્થિતિઓની વચ્ચે પૂર્વવાસીઓનો સૌંદર્ય અને ભવ્યતા પ્રત્યેનો પ્રેમ અન્ય દિશામાં વિકાસ પામ્યો. તેમણે બહાર નહિ, પરંતુ અંદર જોયું. ત્યાં પ્રકૃતિ માટેની પિપાસા પણ છે અને

સત્તા માટેની પિપાસા પણ છે, તેમજ ઉત્તમતા માટેની પિપાસા પણ છે. ગ્રીક અને જંગલીના વિચાર જેવો આર્ય અને અનાર્યનો વિચાર પણ ત્યાં છે, પરંતુ તે અધિક મોટા મંડળ પર વિસ્તાર પામ્યો છે. એશિયામાં આજે પણ જન્મ અથવા વર્ણ કિંવા ભાષા—જાતિ બનાવતી નથી; માત્ર ધર્મજ જાતિ બનાવે છે—જેમકે અમે સર્વ ખ્રિસ્તીઓ છીએ, અમે સર્વ મુસલમાનો છીએ, અમે સર્વ હિંદુઓ છીએ અથવા અમે સર્વ બૌદ્ધો છીએ. જો એક બૌદ્ધ ચીનો હોય અથવા ઇરાની હોય તો તેની પરવા નહિ; લોકો ધારે છે કે, તેઓ એક ધર્મ પાળતા હોવાથી તેઓ બંધુઓ છે. ધર્મજ ત્યાં મનુષ્યોને જોડનારી ગ્રંથિ છે. વળી તેટલાજ માટે પૂર્વદેશવાસી તરંગી છે. સ્વપ્ન જોવાની ટેવ તેને માતાના દૂધની સાથેજ મળેલી હોય છે. પાણીના ધોધોના તરંગો, પક્ષીઓનાં ગીતો, સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો અને સમગ્ર પૃથ્વીની સુંદરતા પૂરતી આનંદદાયક છે; પરંતુ આ વસ્તુઓ પૂર્વ દેશવાસીના મસ્તિષ્કને માટે પૂરતી થતી નથી. તે તો અતીતનું સ્વપ્ન જોવા માગે છે. તે તો વર્તમાનની ઓહાર જવા માગે છે. વર્તમાન તો તેના કાંઇ હિસાબ-માંજ નથી. પૂર્વભૂમિ યુગોના યુગો થયાં માનવજાતિનું પારણું છે અને વિધિના ફેરફારો ત્યાં મોજૂદ છે. ત્યાં રાજ્યોની પાછળ રાજ્યો નીપજી આવ્યાં છે; સામ્રાજ્યોની પાછળ સામ્રાજ્યો ઉપ-સ્થિત થયાં છે. માનવસત્તા, માહાત્મ્ય અને લક્ષ્મી, એ સર્વ ત્યાં વિલસી ચૂક્યાં છે. તે સત્તા અને વિદ્યાનું આદ્યસ્થાન છે. પૂર્વ ભૂમિ આવી હોવાથી પૂર્વદેશવાસી સાંસારિક વસ્તુઓ પ્રત્યે તિરસ્કારથી જુએ અને સ્વાભાવિક રીતેજ જે વસ્તુસ્થિતિ પરિ-વર્તન ન પામે, મૃત્યુ ન પામે અને દુઃખથી ભરેલા તથા મૃત્યુને આધીન એવા જગતને બદલે જે વસ્તુસ્થિતિ શાશ્વત, આનંદ-દાયક અને અમર હોઇ તેને જોવા માગે તો તેમાં કાંઇ આશ્ચર્ય

નથી. એક પૂર્વદેશવાસી પયગંબર આ આદર્શોનો આગ્રહ કરતાં કદી પણ કંટાળતો નથી અને પયગંબરોના સંબંધમાં તમે આ વાત પણ સ્મરણમાં રાખજો કે, એક અપવાદ સિવાય સમસ્ત દિવ્ય સંદેશવાહકો પૂર્વદેશવાસીજ હતા.

એટલા માટે આપણે આ મહાન દિવ્ય સંદેશવાહકના જીવનમાં આ પ્રથમ મુદ્રાલેખ જોઈએ છીએ કે, "ઐહિક જીવન નહિ પરંતુ કોઇક ઉચ્ચતર વસ્તુ." અને પૂર્વભૂમિના સાચા પુત્રની પેઠે તેણે આ મુદ્રાલેખ આચારમા પણ મૂક્યો છે. તમે પશ્ચિમના લોકો તમારા પોતાના ખાતામાં, સૈનિકની બાબતોમાં તથા રાજકીય મંડળોની વ્યવસ્થા કરવામા અને અન્ય બાબતોમા વ્યાવહારિક છો. હાલનો પૂર્વદેશવાસી કદાચ આ બાબતોમાં વ્યાવહારિક નથી, પરંતુ તે પોતાના ક્ષેત્રમાં તો વ્યાવહારિકજ છે; તે ધર્મની બાબતમાં વ્યાવહારિકજ છે. જો તે એકાદ નવીન તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપશે તો આવતી કાલે શતાવધિ મનુષ્યો તેને આચારમાં મૂકવાને પોતાનાથી બની શકતો પ્રયત્ન કરશે. જો એક માણસ એવો ઉપદેશ આપે કે, એક પગ ઉપર ઊભા રહેવાથી મોક્ષ મળશે, તો તત્કાલજ તેને એક પગ ઉપર ઊભા રહેનારા પાંચસો માણસો પૂર્વમાં મળી આવશે આવું થાય તે હાસ્યજનક છે, એમ તમે કહેશો; પરંતુ આ વાત લક્ષ્યમાં રાખજો કે એની નીચેજ તેમનું તત્ત્વજ્ઞાન રહેલું છે–તેમની પરમ વ્યાવહારિકતા રહેલી છે. પશ્ચિમમાં મોક્ષના માર્ગો માત્ર બુદ્ધિને વ્યાયામ આપવાને માટેજ હોય છે અને તેમને કદી પણ આચારમાં મૂકવામાં આવતા નથી, તેમને કદી પણ વ્યાવહારિક જીવનમાં ઉતારવામાં આવતા નથી. વળી પાશ્ચમમાં જે ઉપદેશક સૌથી વિશેષ વાચાળ હોય, તેજ સૌથી મહાન ઉપદેશક ગણાય છે.

માટે આપણને સૌથી પ્રથમ તો એજ પ્રતીત થા

નઝરેથવાળો જિસસ પૂર્વભૂમિનો સાચો પુત્ર હતો અને પરમ વ્યાવહારિક હતો. આ ક્ષણભંગુર સંસાર પર અને તેની સમસ્ત સંપત્તિ પર તેમને લેશ પણ શ્રદ્ધા ન હતી. આધુનિક સમયની પાશ્ચાત્યોની રીતિ પ્રમાણે પયગંબરોના ઉપદેશનું છેદનભેદન કરવાની પૂરેપૂરી ખેંચતાણ કરીને તેમાંથી પોતાની આસક્તિ મુજબના અર્થ કાઢવાની કાંઈજ આવશ્યકતા નથી; કેમકે એ ઉપદેશો એ કાંઇ ઇંડિયા-રબર નથી, અને તેની પણ ખેંચતાણને હદ હોય. એવી ખેંચતાણ કરી કરીને ધર્મને આધુનિક મિથ્યા ઇંદ્રિયલોલુપતાને પોષવાનું સાધન બનાવવો ન જોઇએ! ધ્યાનમાં રાખો કે, આપણે સૌએ પ્રમાણિક થવું જોઇએ. આપણે પયગંબરોના ઉપદેશેલા આદર્શને અનુસરી શકતા ન હોઇએ, તો આપણે આપણી દુર્બળતા સ્વીકારી લેવી જોઇએ; પરંતુ આદર્શને તો ઉતારી પાડવો નજ જોઇએ. કોઇએ પણ તેને નીચે ખેંચી પાડવાનો પ્રયત્ન ન કરવો જોઇએ. પાશ્ચાત્ય લોકો ક્રાઇસ્ટના જીવનનાં જે ભિન્ન ભિન્ન વર્ણનો આપે છે, તે વાંચીને અમે કંટાળી જઇએ છીએ. એક જણ તેને મહાન રાજદ્વારી જણાવે છે; બીજો તેને મહાન સેનાધિપતિ જણાવે છે અને ત્રીજો તેને મહાન યહૂદી સ્વદેશભક્ત જણાવે છે! આમ ભિન્ન ભિન્ન માણસો તેના પર ભિન્ન ભિન્ન અનેક કાર્યોનું આરોપણ કરે છે; પરંતુ આવાં આવાં અનુમાનોને માટે મૂળ ગ્રંથમાં કાંઈ પ્રમાણ છે? એક મહાન આચાર્યના જીવન વિષે ઉત્તમોત્તમ ટીકા તો તેનું પોતાનું જીવનજ છે. "લોંકડીઓને દર હોય છે, વાતાવરણમાં ઊડતાં પક્ષીઓને માળા હોય છે; પરંતુ મનુષ્યના પુત્રને માટે પોતાનું મસ્તક મૂકવાની પણ જગ્યા નથી." ક્રાઇસ્ટ કહે છે કે, મોક્ષનો કેવળ આજ માર્ગ છે. તેઓ કોઇ અન્ય માર્ગ દર્શાવતા નથી. એ માર્ગને અમે ન અનુસરી શકીએ, તો અમારે સ્વીકારવું જોઇએ

કે અમે તેમ કરી શકતા નથી. અમારામાં અદ્યાપિ મોહ, મમત્વ રહેલાં છે અને અમે સત્તા તથા લક્ષ્મીની લોલુપતા રાખીએ છીએ એ અમારાં દુર્ભાગ્ય છે, એમ અમારે સ્વીકારવું જોઇએ અને માનવ-જાતિનાં તે મહાન આચાર્યને લજ્જાયમાન ન કરવો જોઇએ. તેમને કાંઈ પણ કૌટુંબિક સંબંધો તો હતાજ નહિ. શું તમે એવું ધારી શકો છો કે તે પુરુષના મનમાં કાંઇ પણ ભૌતિક વિચારો હતા? શું તમે એમ ધારો છો કે, આ પ્રકાશનો પુંજ આ મનુષ્ય નહિ પરંતુ ઇશ્વર–આ પૃથ્વી પર પશુઓનો બંધુ થવાને આવ્યો હતો? અને તેમ છતાં લોકો તેના મુખમાં આવા આવા પ્રકારના ઉપદેશો મૂકે છે! તેમનામાં સ્ત્રી અને પુરુષના ભેદ સંબંધી વિચારો હતાજ નહિ. તેઓ આત્મા હતા. તેઓ આત્મા વ્યતિરિક્ત કાંઇ નહોતા. તેઓ કેવળ માનવજાતિના કલ્યાણને માટે શરીરનો ઉપયોગ કરતા હતા અને તેમને દેહ સાથે માત્ર આટલોજ સંબંધ હતો. આત્મામાં ચિહ્ન નથી. દેહ રહિત આત્માને પશુની સાથે પણ કાંઇ સંબંધ નથી. શરીરની સાથે પણ કાંઇ સંબંધ નથી. આ આદર્શ કદાચ આપણી શક્તિ-થી બહુ દૂર હશે; પરંતુ તેની ચિંતા નહિ. આદર્શ પર અચળ દૃષ્ટિ રાખો. સ્વીકારો કે એજ અમારો આદર્શ છે, પરંતુ અમે હજી તેને પ્રાપ્ત કરી શકતા નથી. તે કાંઇ ઇતર ધંધો કરતો નહોતો. તે આત્મા હતો, એ વિચાર સિવાય બીજો કોઇ પણ વિચાર ધરાવતો નહોતો. તે દેહરહિત, શૃંખલારહિત, બંધનરહિત આત્મા હતો અને માત્ર એટલુંજ નહિ; પરંતુ પોતાની અદ્ભુત દૃષ્ટિથી તેને પ્રતીતિ થઇ હતી કે, પ્રત્યેક સ્ત્રીપુરુષ, પછી તે યહૂદી હો વા અન્ય જાતિનાં હો, શ્રીમંત હો વા રંક હો, સંત હો વા પાપી હો–તેની પેઠેજ અમર આત્માનું સ્વરૂપ છે. એટલા માટે તેણે પોતાના સમગ્ર જીવનમાં તેમને તેમના પોતાના આત્માની

પ્રતીતિ કરવાનો બોધ આપવાનું એકજ કામ કર્યું હતું. તે કહે છે કે, તમે નિકૃષ્ટ છો અને રંક છો, એવી વહેમી કલ્પનાઓનો તમે ત્યાગ કરો. જાણે તમે ગુલામ હો તેમ તમને પાદાક્રાંત કરવામાં આવે છે અને તમારા પર અત્યાચાર કરવામાં આવે છે, એમ તમે ધારશો નહિ. તમારી અંદર કોઈક એવી વસ્તુ છે કે, જેની ઉપર કદી પણ અત્યાચાર કરી શકાતો નથી, જેને કદી પણ પાદાક્રાંત કરી શકાતી નથી, જેને કદી પણ દુઃખ દઈ શકાતું નથી અને જેનો કદી પણ વધ થઈ શકતો નથી. તમે સર્વ ઇશ્વરના પુત્રો છો, અમર આત્મા છો. તેણે જાહેર કર્યું હતું કે, "નક્કી જાણો કે, સ્વર્ગનું રાજ્ય તમારી અંદર રહેલું છે." "હું અને મારો પિતા એક છીએ," "ઊભા થઈને હું ઇશ્વરનો પુત્ર છું," એટલુંજ માત્ર કહેવાની નહિ, પરંતુ "હું અને મારો પિતા એક છીએ," એવી મારા અંતઃકરણના ઊંડા ભાગમાં પ્રતીતિ થાય છે, એમ પણ કહેવાની તમારામાં હિંમત છે? નઝરેથવાળા જિસસે તેમ કહ્યું હતું. તે ઇહલોક અને પ્રસ્તુત જીવનની કદી પણ વાત કરતો નથી. તેની સાથે તેને કાંઇ પણ સંબંધ નથી; તેની સાથે જો તેને કાંઈ પણ સંબંધ હોય, તો તે માત્ર એટલોજ છે કે, તે જગતને તેની પ્રસ્તુત સ્થિતિમાં પકડવા માગે છે; તેને ધક્કો મારવા માગે છે અને સમગ્ર જગત ઇશ્વિરના દેદીપ્યમાન પ્રકાશ આગળ પહોંચે, પ્રત્યેક જણને પોતાના આત્માની પ્રતીતિ થાય, મૃત્યુ ઉપર વિજય મળે અને દુઃખ નિવૃત્ત થાય, ત્યાંસુધી તેને આગળ અને આગળ પ્રગતિ કરાવવા માગે છે.

તેના સંબંધમાં જે ભિન્ન ભિન્ન વાર્તાઓ લખવામાં આવી છે, તે આપણે વાંચી છે. આપણે પંડિતો અને તેમના લેખો તથા ઉચ્ચતર ટીકાથી પરિચિત છીએ; અને અભ્યાસે શું શું કર્યું છે, તે સર્વ આપણે જાણીએ છીએ. 'ન્યુ ટેસ્ટામેન્ટ' નો કેટલો ભાગ

સત્ય છે, તેની ચર્ચા અત્રે આપણે કરવા માગતા નથી. તે જીવન-નો કેટલો ભાગ અનૈતિહાસિક છે તેની ચર્ચામાં અત્રે આપણે ઉતર-વા માગતા નથી. 'ન્યુ ટેસ્ટામેન્ટ' તેના જન્મ પછીનાં પાંચસેં વર્ષ દરમ્યાન લખાયો હતો કે કેમ એ લેશ પણ મહત્ત્વની વાત નથી, તેમજ તે જીવનનો કેટલો ભાગ સત્ય છે તે પણ મહત્ત્વની વાત નથી. માત્ર તેની પાછળ કોઇક એવી વસ્તુ રહેલી છે કે જેનું આપણે અનુ-કરણ કરવા માગીએ છીએ. કોઇ અસત્ય વાત કહેવાને માટે પણ તમારે એકાદ સત્યનું તો અનુકરણ કરવુંજ પડે છે. જે વસ્તુ કદી પણ અસ્તિત્વજ ધરાવતી ન હોય તે વસ્તુનો આધાર તમે લઈ શકતા નથી. જે વસ્તુ કદી તમારા લક્ષ્યમાં આવી ન હોય તેનું તમે અનુકરણ કરી શકતા નથી. માટે એ પયગંબરમાં એક કેંદ્ર, એક પ્રચંડ શક્તિ આવેલી હોવી જોઇએ; આધ્યાત્મિક શક્તિનું અદ્ભુત પ્રાગટ્ય તેનામાં થયેલું હોવું જોઇએ; અને તે વિષેજ આપણે બોલીએ છીએ. વસ્તુસ્થિતિ આ છે. એટલા માટે પંડિતોની સર્વ ટીકાઓથી આપણે ડરતા નથી. જો મારે એક પૂર્વદેશવાસી તરીકે નઝરેથવાળા જિસસની આરાધના કરવી હોય, તો મારે માટે માત્ર એકજ માર્ગ રહેલો છે; અને તે અન્યથા નહિ, પરંતુ ઈશ્વર તરીકે તેની પૂજા કરવી એજ છે. શું તમે એમ કહેવા માગો છો કે, તે પ્રકારે તેની પૂજા કરવાનો આપણને અધિકાર નથી? જો આપણે તેને આપણી પોતાની ભૂમિકા પર ખેંચી લાવીએ અને માત્ર તેને એક મહાપુરુષ તરીકેનુંજ સામાન્ય માન આપીએ, તો પછી તેની આપણે લેશ પણ આરાધના શા માટે કરવી જોઇએ? અમારાં શાસ્ત્રો કહે છે કે, આ પ્રકાશનાં મહાન સંતાનો કે જે સ્વયં પણ પ્રકાશનેજ પ્રદર્શિત કરે છે તથા જે પોતે પણ પ્રકા-શજ છે, તેમની આરાધના કરવાથી તેઓ આપણી સાથે અભિન્ન બને છે અને આપણે તેમની સાથે તાદાત્મ્ય પ્રાપ્ત કરીએ છીએ;

કારણકે મનુષ્ય ઈશ્વરને ત્રણ રીતે જુએ છે. અશિક્ષિત મનુષ્યની અવિકસિત બુદ્ધિ ઇશ્વરને દૂર આકાશમાં ક્યાંક સિંહાસન ઉપર એક મહાન ન્યાયાધીશ તરીકે બેઠેલો માને છે. તે તેને અગ્નિની પેઠે ભયપ્રદ વસ્તુ તરીકે જુએ છે. હવે એક રીતે એ સારી વાત પણ છે, કારણકે એમાં કાંઇ પણ નુકસાન નથી. આ વાત તમારે સ્મરણમાં રાખવી જોઇએ કે, મનુષ્યનો માર્ગ અસત્યમાંથી સત્ય તરફ જતો નથી; પરંતુ એક સત્યરૂપ પગથિયાથી બીજા સત્યરૂપ પગથિયે ચડે છે. તે નિકૃષ્ટ સત્યથી ઉચ્ચતર સત્ય તરફ પ્રયાણ કરે છે. ધારો કે, તમે અહીંથી નીકળો અને સીધી રેખામાં સૂર્ય તરફ પ્રયાણ કરો. અત્રેથી સૂર્ય કદમાં નાનો જણાય છે; પણ ધારો કે, તમે દસ લાખ માઇલ ગયા, તો સૂર્ય ઘણો મોટો જણાશે. પ્રત્યેક ક્રમે સૂર્ય મોટો અને મોટો થતો જશે. ધારો કે, એ સફર દરમ્યાન ભિન્ન ભિન્ન સ્થળેથી એ સૂર્યના વીશ હજાર ફોટોગ્રાફ લેવામાં આવે, તો તે બધાજ અવશ્ય એકબીજાથી ભિન્ન જણાશે; પરંતુ પ્રત્યેક ફોટો એકજ સૂર્યનો છે. એજ પ્રમાણે ધર્મના પણ ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ સમસ્ત પ્રકારો તે શાશ્વત પ્રકાશ કે જે સ્વયં ઇશ્વર છે, તેને પહોંચવાનાં ભિન્નભિન્ન પગથિયાંજ છે. માટે સમગ્ર જગતના વિચારહીન લોકસમૂહના ધર્મમાં એવા ઇશ્વરની કલ્પના હોવી જોઇએ, અને તે હંમેશાં રહી છે કે જે જગતની બહાર સ્વર્ગમાં રહીને ત્યાંથી શાસન ચલાવે છે અને જે દુષ્ટોને દંડ અને સજ્જનોને પારિતોષિક આપે છે ઇત્યાદિ. મનુષ્યો જેમ અધ્યાત્મજ્ઞાનમાં આગળ વધતા ગયા તેમ તેમને એવી પ્રતીતિ થવા લાગી કે, ઇશ્વર સર્વવ્યાપક છે. તેમની અંદર પણ તે હોવો જોઇએ. તે સર્વત્ર હોવો જોઇએ. તે દૂર રહેતો નથી પરંતુ સમસ્ત આત્માઓનો આત્મા છે. જેવી રીતે મારો આત્મા મારા શરીરને ગતિ આપે છે, તેવી રીતે ઇશ્વર મારા આત્માને

ગતિ આપે છે. તે મારા આત્માનો આત્મા છે. હવે જે થોડીક વ્યક્તિઓ પૂરતો વિકાસ પામી હતી અને પૂરતી પવિત્ર હતી તે તેથી પણ આગળ ગઇ અને તેણે ઇશ્વરને શોધી કાઢયો. "ન્યુ ટેસ્ટામેન્ટ"માં જણાવવામાં આવ્યું છે કે, "જેમનાં હૃદય પવિત્ર છે, તેઓ પરમ ભાગ્યશાળી છે, કારણકે તેઓ ઇશ્વરનાં દર્શન કરશે." અને અંતે તેમને પ્રતીતિ થઈ કે, તેઓ અને તે પરમ પિતા ઇશ્વર એકજ છે.

તમે જુઓ છો તે મહાન આચાર્યે આ ત્રણે ક્રમો "ન્યુ ટેસ્ટામેન્ટ"માં પ્રબોધ્યા છે. તેણે જે સામાન્ય પ્રાર્થના શીખવી હતી, તે લક્ષ્યમાં લો. "અમારા સ્વર્ગમાં વસતા પિતા, તારૂં નામ પવિત્ર બનો," ઇત્યાદિ. આ એક સરળ પ્રાર્થના છે. આ એક શિશુની પ્રાર્થના છે. લક્ષ્યમાં રાખજો કે, આ "સામાન્ય પ્રાર્થના" છે અને તે અશિક્ષિત જનસમૂહને માટે બનાવવામાં આવી છે. જેઓ લગાર આગળ વધ્યા હતા, તેમને તેણે એના કરતાં ઉચ્ચ બોધ આપ્યો હતો કે, "મારા પિતામાં હું રહેલો છું, મારામાં તમે રહેલા છો અને હું તમારામાં રહેલો છું." એ આપના સ્મરણમાં છે? અને ત્યાર પછી યહૂદીઓએ જ્યારે તેને એવો પ્રશ્ન કર્યો કે, "તમે કોણ છો?" ત્યારે તેણે જાહેર કર્યું કે, "હું અને મારો પિતા એક છીએ." યહૂદીઓને લાગ્યું કે, આ તો ઇશ્વરનું અપમાન છે. પરંતુ તેમ કહેવામાં તેનો આશય શું હતો? તમારા પ્રાચીન પયગંબરે પણ તેમજ કહ્યું છે. "તમે દેવો છો અને તમે સર્વ પરમાત્માનાં સંતાનો છો." હવે એ ત્રણે ક્રમોની નોંધ લો. તમને પ્રતીત થશે કે, પ્રથમ પગથિયેથી પ્રારંભ કરવો અને અંતિમ પગથિયાની સાથે સમાપ્તિ કરવી, એજ તમારે માટે અધિક સરળ કાર્ય છે.

દિવ્ય સંદેશવાહક માર્ગ દર્શાવવાને માટે આવ્યા હતા.

પુત્રો છે. આવો દિવ્ય સંદેશવાહકનો મહાન બોધ છે. વળી તેનો બીજો બોધ એ છે કે, જે સર્વ ધર્મોનો પાયો છે તે "ત્યાગ" છે. તમે તમારા આત્માને વિશુદ્ધ શી રીતે કરી શકશો ? માત્ર ત્યાગથીજ.

એક શ્રીમંત તરુણે જિસસને પૂછયું કે, "ભલા ગુરુજી ! અમરજીવન પ્રાપ્ત કરવાને માટે મારે શું કરવું ?" જિસસે તેને કહ્યું કે, "તારામાં એક વસ્તુની ત્રુટિ છે. તારે ઘેર જા, તારી પાસે જે જે હોય તે વેચી નાખ અને ગરીબોને આપી દે, એટલે સ્વર્ગમાં તને ભંડારોના ભંડારો મળશે. આવ, તારો ક્રૉસ લે અને મારૂં અનુસરણ કર." આ કથન શ્રવણ કરી તે શોકાકુલ થયો અને દુઃખિત દશામાં ચાલ્યો ગયો, કારણકે તેની પાસે મોટી સંપત્તિ હતી ! આપણે સર્વ પણ થોડેઘણે અંશે આવાજ છીએ. રાત્રિદિવસ આપણા કર્ણોમાં પણ એજ ધ્વનિ ગણગણી રહ્યો હોય છે. આપણા વિલાસો અને સાસારિક વસ્તુઓની મધ્યે આપણે ઇતર પ્રત્યેક વસ્તુને વીસરી ગયા હોઇએ છીએ ત્યારે પણ કોઇ કોઈ વાર આપણા કર્ણોમાં એ ધ્વનિ ગણગણાટ કરે છે કે, "તારી પાસે જે જે હોય તે સર્વનો ત્યાગ કર અને મારૂં અનુસરણ કર." "જે માણસ પોતાનુ જીવન પોતાના સ્વાર્થ માટે ખર્ચશે તે તેને ગુમાવશે અને જે માણસ મારે ખાતર પોતાનું જીવન ખર્ચશે તે તેને પ્રાપ્ત કરશે;" કારણકે જે માણસ તે પ્રભુને ખાતર પોતાના જીવનનો ભોગ આપે છે, તેને અમર-જીવન પ્રાપ્ત થાય છે. આપણી સમસ્ત દુર્બળતાઓની મધ્યે પણ કોઇ કોઇ વાર વિશ્રાંતિની એકાદ ક્ષણ આવે છે અને ઉપલો ધ્વનિ ગણગણાટ કરે છે કે, "તારી પાસે જે જે હોય તે સર્વનો ત્યાગ કર; તે રંકોને આપી દે અને મારૂં અનુસરણ કર." આ એકજ આદર્શનો તે બોધ આપે છે અને આ આદર્શ અર્થાત્ ત્યાગ

તેઓ એમ દર્શાવવાને માટે આવ્યા હતા કે, દૃશ્ય વસ્તુઓમાં આત્મા રહેલો નથી અને તત્ત્વજ્ઞાનના ગૂંચવણકારક તથા કંટાળા ભરેલા પ્રશ્નોદ્વારા પણ તમે આત્માને ઓળખી શકશો નહિ. એના કરતાં તો તમારામા વિદ્યાજ ન હોય, એ અધિક સારૂં છે. તમારા જીવનમાં તમે કદી પુસ્તક વાચ્યુ ન હોય, એ પણ એના કરતાં તો અધિક સારૂં છે. આ વસ્તુઓ મોક્ષને માટે કાંઇ ખાસ આવશ્યક નથી, તેમજ દ્રવ્ય, પ્રતિષ્ઠા, વિદ્વત્તા કે સત્તા પણ મોક્ષને માટે આવશ્યક નથી; પરંતુ પેલી એક વસ્તુ "વિશુદ્ધતાજ" માત્ર એને માટે આવશ્યક છે. "જેમનાં અંતઃકરણ પવિત્ર છે, તે મહાભાગ્યશાળી છે;" કારણકે પરમાત્મા પોતે પવિત્ર છે. પવિત્રતા ઇશ્વરનું અંગ છે. બાયબલની ભાષામાં કહીએ તો "ઇશ્વરનો શ્વાસ છે." અને કુરાનની ભાષામાં કહીએ તો "તે પ્રભુનો આત્મા છે." શું તમે એમ કહેવા માગો છો કે, એ ઇશ્વરનો આત્મા—એ પવિત્રતા—કદી પણ અપવિત્ર બની શકે છે? પરંતુ અફસોસ! આપણાં ભિન્ન ભિન્ન કુકર્મો અને દુષ્કર્મોએ તે આત્માને યુગોના યુગો થયાં અજ્ઞાનની ધૂળ અને મેલ વડે આવૃત્ત કરી રાખ્યો છે. માત્ર એ મેલ અને ધૂળજ કાઢી નાખવાની જરૂર છે. તેમ થતાં આત્મા તત્ક્ષણ પ્રકાશી નીકળશે. "જેમનાં હૃદય વિશુદ્ધ છે તેમનાં અહોભાગ્ય સમજવાં, કારણકે તેઓ ઇશ્વરદર્શન કરશે." "સ્વર્ગનું સામ્રાજ્ય તમારી અંદર રહેલું છે." નઝરેથવાળો જિસસ પૂછે છે કે, ઇશ્વરનું સામ્રાજ્ય ખોળવા તું કયાં જાય છે? તે તો તારી અંદરજ રહેલું છે. આત્માને શુદ્ધ કરો એટલે તમારી અંદરજ તમે તેને જોશો. તે તો તમારી પાસેજ છે. જે તમારૂં ન હોય તેને તમે શી રીતે પ્રાપ્ત કરી શકો? આ તો હક્કથી તમારૂં છે. તમે અમરતાના ઉત્તરાધિકારીઓ છો. તમો અવિનાશી પિતાના

પુત્રો છે. આવો દિવ્ય સંદેશવાહકનો મહાન બોધ છે. વળી તેનો બીજો બોધ એ છે કે, જે સર્વ ધર્મોનો પાયો છે તે "ત્યાગ" છે. તમે તમારા આત્માને વિશુદ્ધ શી રીતે કરી શકશો? માત્ર ત્યાગથીજ.

એક શ્રીમંત તરુણે જિસસને પૂછયું કે, "ભલા ગુરુજી! અમરજીવન પ્રાપ્ત કરવાને માટે મારે શું કરવું?" જિસસે તેને કહ્યું કે, "તારામાં એક વસ્તુની ત્રુટિ છે. તારે ઘેર જા, તારી પાસે જે જે હોય તે વેચી નાખ અને ગરીબોને આપી દે, એટલે સ્વર્ગમાં તને ભંડારોના ભંડારો મળશે. આવ, તારો ક્રૉસ લે અને મારું અનુસરણ કર." આ કથન શ્રવણ કરી તે શોકાકુલ થયો અને દુઃખિત દશામાં ચાલ્યો ગયો, કારણકે તેની પાસે મોટી સંપત્તિ હતી! આપણે સર્વ પણ થોડેઘણે અંશે આવાજ છીએ. રાત્રિદિવસ આપણા કર્ણોમાં પણ એજ ધ્વનિ ગણગણી રહ્યો હોય છે. આપણા વિલાસો અને સાંસારિક વસ્તુઓની મધ્યે આપણે ઇતર પ્રત્યેક વસ્તુને વીસરી ગયા હોઇએ છીએ ત્યારે પણ કોઇ કોઈ વાર આપણા કર્ણોમાં એ ધ્વનિ ગણગણાટ કરે છે કે, "તારી પાસે જે જે હોય તે સર્વનો ત્યાગ કર અને મારું અનુસરણ કર." "જે માણસ પોતાનું જીવન પોતાના સ્વાર્થ માટે ખર્ચશે તે તેને ગુમાવશે અને જે માણસ મારે ખાતર પોતાનું જીવન ખર્ચશે તે તેને પ્રાપ્ત કરશે;" કારણકે જે માણસ તે પ્રભુને ખાતર પોતાના જીવનનો ભોગ આપે છે, તેને અમર-જીવન પ્રાપ્ત થાય છે. આપણી સમસ્ત દુર્બળતાઓની મધ્યે પણ કોઇ કોઇ વાર વિશ્રાંતિની એકાદ ક્ષણ આવે છે અને ઉપલો ધ્વનિ ગણગણાટ કરે છે કે, "તારી પાસે જે જે હોય તે સર્વનો ત્યાગ કર; તે રંકોને આપી દે અને મારું અનુસરણ કર." આ એકજ આદર્શનો તે બોધ આપે છે અને આ આદર્શ અર્થાત્ ત્યાગ

જગતના સમસ્ત મહાન પયગંબરોએ પ્રબોધ્યો છે. ત્યાગનો અર્થ શું થાય છે ? તેનો અર્થ એ થાય છે કે, નીતિનો આદર્શ માત્ર એકજ છે અને તે સ્વાર્થશૂન્યતા છે, નિઃસ્વાર્થ બનો. સંપૂર્ણ સ્વાર્થરહિતપણું એજ આદર્શ છે. એવા માણસને જ્યારે જમણા ગાલ પર તમાચો મારવામાં આવે છે, ત્યારે તે ડાબો ગાલ પણ ધરે છે. જ્યારે તેનો ડગલો લઇ લેવામાં આવે છે ત્યારે તે પછેડી પણ આપી દે છે.

આપણે એ ઉત્તમ આદર્શને નીચે ખેંચી પાડવાને બદલે આપણે પોતેજ બને તેટલું તેના તરફ આગળ વધવું જોઇએ. જ્યારે એક માણસમાં કાંઇ પણ મમત્વ રહેતું નથી, જ્યારે તેની પાસે કાંઇ પણ સંપત્તિ રહેતી નથી, જેને ' હું ' અથવા મારૂં કહી શકે એવી કોઇ પણ વસ્તુ જ્યારે તેની પાસે રહેતી નથી, જ્યારે તેણે પોતાની જાતનો સંપૂર્ણ ભોગ આપી દીધો હોય છે, તે જ્યારે પોતાની અહંતામમતાનો સંપૂર્ણ ત્યાગ કરી નાખે છે, ત્યારે તેમાં સ્વયં પ્રભુનો વાસો થાય છે; કારણકે તેનામાંથી સ્વેચ્છા નીકળી ગયેલી હોય છે અને તેજ આદર્શભૂત પુરુષ છે. આપણે તે સ્થિતિને તત્કાળ પ્રાપ્ત થઇ શકતા નથી, તો આપણે એ આદર્શને આરાધવો જોઇએ અને ત્વરાથી નહિ તો ધીમે ધીમે પણ એ આદર્શ તરફ આગળ વધવા માંડવું જોઇએ. આપણે આજે નહિ તો આવતી કાલે વા સહસ્ર વર્ષે પણ તે આદર્શને પ્રાપ્ત કરવાનો તો છેજ; કારણકે એ સાધ્ય છે; એટલુંજ નહિ પરંતુ સાધન પણ છે. નિઃસ્વાર્થ બનવું—સંપૂર્ણ સ્વાર્થરહિત બનવું, એ સ્વયં મોક્ષ છે.

બીજો પણ એક મુદ્દો આપણે તપાસવાનો છે. મનુષ્યજાતિના સમસ્ત મહાન આચાર્યો નિઃસ્વાર્થ છે. ધારો કે નઝરેથવાળો જિસસ ઉપદેશ આપતો હોય અને એક મનુષ્ય આવીને તેને

કહે કે, "તમે ઉપદેશ બહુ સુંદર આપો છો. હું માનું છું કે, એજ પૂર્ણતાનો માર્ગ છે અને હું તેને અનુસરવાને કટીબદ્ધ પણ છું; પરંતુ ઈશ્વરના કેવળ અવતરેલા પુત્ર તરીકે તમારૂં પૂજન કરવાની હું દરકાર કરતો નથી." તો નઝરેથવાળો જિસસ શું પ્રત્યુત્તર આપશે? "બહુ સારૂં, મારા બંધુ, આદર્શને અનુસરો અને તમારા પોતાના માર્ગે પ્રગતિ કરો. ઉપદેશને માટે તમે મને માન આપો વા ન આપો તેની હું સ્પૃહા રાખતો નથી. હું દુકાનદાર નથી. હું ધર્મનો વ્યાપાર કરતો નથી. હું તો માત્ર સત્ય પ્રબોધું છું. અને સત્યએ કાંઈ કોઈ એક જણની સંપત્તિ નથી. સત્યનું કોઈ 'પેટન્ટ' લઈ શકતું નથી. સત્ય એ સ્વયં ઇશ્વર છે. આગળ ધસો." પરંતુ આજકાલ એને બદલે તેના શિષ્યો શું કહે છે? "તમે ઉપદેશોને આચારમાં મૂકો વા નહિ તેની સ્પૃહા નહિ, પરંતુ તમે તે ઉપદેશકને માનો છો કે નહિ? જો તમે ગુરુજીને માનતા હો તો તમારો ઉદ્ધાર થશે અન્યથા તમને મોક્ષ પ્રાપ્ત નહિ થાય!" આ પ્રકારે તે મહાન ઉપદેશકના સમગ્ર ઉપદેશને પતિત કરવામાં આવે છે અને ઉપદેશકના વ્યક્તિત્વને માટેજ સર્વ તકરાર અને કલહ કરવામાં આવે છે. તેઓ જાણતા નથી કે, એ ભેદ લાદીને એક પ્રકારે જે માણસને તેઓ માન આપવા માગે છે—જે માણસ આવા વિચારની પાસેથી લજ્જા સહિત નાસી ગયો હોત—તેનેજ લજ્જાયમાન કરે છે. જગતમાં તેનું સ્મરણ કરનાર એક માણસ હો વા ન હો, તેની તેને શી ચિંતા પડી હતી? તેને તેનો સંદેશો પહોંચાડવો હતો અને તે તેણે પહોંચાડયો. જો તેની પાસે વીસસહસ્ર જીવનો હોત, તો તેને પણ જગતના રંકમાં રંક મનુષ્યને માટે તે અર્પણ કરી દેત. દસ લક્ષ તિરસ્કૃત સમરીટાનોને માટે તેને દસ લક્ષ વાર નરકયાતના ભોગવવી પડે અને તેમાંના દરેક જણને માટે

તેના પોતાના જીવનનું બલિદાન એજ મોક્ષની શરત હોય તો તેટલી વાર પણ તે પોતાના જીવનનો ભોગ આપે અને તે આ સર્વ કાર્ય તેનું નામ એક પણ માણસના જાણવામાં આવે એવી ઇચ્છા વિના કરે. બુદ્દ પ્રભુની પેઠેજ તે પણ તદ્દન મૌનપૂર્વક, અજ્ઞાત રીતે અને ગુપ્ત રીતે કામ કરે છે. હવે તેનો–ખ્રિસ્તનો શિષ્ય શું કહેશે ? તે તમને કહેશે કે, તમે પૂર્ણ મનુષ્ય હશો, તમે સંપૂર્ણતઃ નિઃસ્વાર્થી હશો, પરંતુ જો તમે અમારા આચાર્યને–અમારા પયગંબરને નહિ માનો તો તે બધુંય નિષ્ફળ છે. આનું કારણ શું ? આ વહેમ–આ અજ્ઞાનનું મૂળ શું ? એ શિષ્ય ધારે છે કે, ઈશ્વર માત્ર એકજ વાર અવતાર લે છે અને અહીંયાંજ સર્વ ભૂલ રહેલી છે ઇશ્વર મનુષ્યરૂપે પૃથ્વીમાં અવતાર લે છે; પરંતુ જગતમાં એક વાર જે ઘટના બને છે, તે તેની પૂર્વે પણ બનેલી હોય છે અને ભવિષ્યમાં પણ બનશે. ભારતવર્ષના લોકો ઇશ્વરાવતારોના સબંધમાં આજ વિચાર ધરાવે છે. તેમના મહાન ઇશ્વરાવતારો પૈકીના એક ભગવાન શ્રીકૃષ્ણ કે જેના ધર્મોપદેશનો મહાન ગ્રંથ ભગવદ્દગીતા–તમારામાના કેટલાકે વાંચ્યો હશે, તે કહે છે કે, "જો કે હું જન્મનો નથી, પરિવર્તિત થતો નથી અને પ્રાણીઓનો પ્રભુ છું. તોપણ પ્રકૃતિને દાબી દઈને હું મારી પોતાની માયાથી અવતાર લઉં છું જ્યારે જ્યારે ધર્મનો લય થાય છે અને અનીતિ પ્રસરે છે, ત્યારે ત્યારે હું અવતરૂં છું, સજ્જનોનું સંરક્ષણ અને દુર્જનોનો નાશ કરવા માટે તથા ધર્મની સ્થાપના કરવાને માટે હું પ્રત્યેક યુગમાં જન્મ લઉં છું." જ્યારે જ્યારે જગત પતિત થાય છે ત્યારે ત્યારે તેને ઉન્નત કરવામાં સહાય કરવાને માટે ઈશ્વર આવે છે અને તે વારંવાર તથા સ્થળે સ્થળે અવતાર લે છે. અન્ય શ્લોકમાં તે એવા આશયનું જણાવે છે કે, જ્યાં જ્યાં તમને પ્રચંડ શકિત અને પવિત્રતા ધરાવનાર મહાત્મા માનવજાતિને

ઉન્નત કરવાનો પ્રયાસ કરતો જણાય, ત્યાં ત્યાં જાણજો કે, તે મારાજ પ્રકાશમાંથી જન્મેલો છે અને તેનાદ્વારા હું જ કામ કરી રહ્યો છું."

માટે આપણે માત્ર નઝરેથવાળા જિસસમાંજ નહિ, પરંતુ તેની પૂર્વે થઇ ગયેલા અને તેની પછી આવેલા તથા હવે પછી આવનાર સમસ્ત મહાત્માઓમાં ઈશ્વરનાં દર્શન કરવાં જોઇએ. આપણી આરાધના સીમાબદ્ધ કિંવા એકદેશી નજ હોવી જોઇએ. તેઓ સર્વ એકજ અનંત ઇશ્વરનાં સ્વરૂપો છે; તેઓ સર્વ પવિત્ર અને નિઃસ્વાર્થ છે; તેમણે આપણે માટે, રંક મનુષ્ય પ્રાણીઓને માટે પ્રયાસ કર્યો અને પોતાનાં જીવન સમર્પણ કર્યાં છે. તેઓ સર્વ આપણામાંના પ્રત્યેક જણને માટે તથા હવે પછી જન્મનાર સર્વ જણને માટે પણ પ્રાયશ્ચિત્ત ભોગવે છે.

એક અર્થમાં તમે બધા જણ પયગંબરો છો. તમારામાંનો પ્રત્યેક જણ પયગંબર છે અને પોતાની સ્કંધ પર જગતનો બોજો ઉઠાવી રહ્યો છે. તમે કદી એવો પુરુષ કે સ્ત્રી જોઇ છે કે જે મૌન અને ધૈર્યપૂર્વક પોતપોતાના જીવનનો નાનો બોજો ઉઠાવતાં ન હોય ? મહાન પયગંબરો પ્રચંડ બળવાળા હતા, તેથી તેઓ પોતાની ખાંધ ઉપર જગતના પ્રચંડ ભારને ઉઠાવતા હતા. તેમની તુલનામાં આપણે વેંતિયા પ્રાણી જેવા છીએ, છતાં તેઓ જે કામ કરતા હતા, તેજ કામ આપણે પણ કરી રહ્યા છીએ. આપણાં નાનાં જગતોરૂપી મંડળોમાં અને ગૃહોમાં આપણે પણ આપણા નાના વધસ્તંભો ઉઠાવી રહ્યા છીએ. કોઇ પણ માણસ એટલો નિર્બળ કે દુષ્ટ નથી અને એટલો નિરુપયોગી નથી કે તેને કમમાં કમ તેનો પોતાનો વધસ્તંભ ઉઠાવવાનો ન હોય. આપણી સર્વ ભૂલો છતાં, આપણા સર્વ ખરાબ વિચારો છતાં, આપણાં સર્વ દુષ્કર્મો છતાં, આપણા પ્રત્યેકમાં કોઇ એક એવું

પ્રકાશિત સ્થાન હોય છે, કોઇક સ્થળે એવો દિવ્ય તંતુ હો કે જે દ્વારા આપણો નિરંતર ઈશ્વરની સાથે સંબંધ બંધ લોજ રહે છે.

ખાતરીપૂર્વક માનજો કે, જે ક્ષણે ઇશ્વર સાથેનો સંબંધ જાય છે, તેજ ક્ષણે વિધ્વંસ થઇ જાય છે, પણ આપણો નાશ શકતો નથી; એટલા પરથી આપણે ગમે તેટલા અવનત ત પતિત થઇ ગયા હોઇએ, તોપણ આપણા અંતઃકરણના ઊં ભાગમાં હમેશાં ઈશ્વરની સાથે નિરંતર સંસર્ગ રાખનારો થોડે પણ પ્રકાશ રહેલોજ છે એમ સાબિત થાય છે.

જેમના ઉપદેશો અને જીવનો આપણને વારસામાં મળ્યાં એવા કોઇ પણ જાતિ, દેશ અથવા ધર્મના સમસ્ત થઇ ગયેલ પયગંબરોને અમારા પ્રણામ હો! માનવજાતિની ઉન્નતિને મા ઉદ્યોગ કરનાર કોઈ પણ કુળ, વર્ણ વા જાતિનાં સમસ્ત દેવ સ્ત્રીપુરુષોને અમારા પ્રણામ હો! આપણા વંશજોને માટે નિઃસ્વાર્થતાપૂર્વક કામ કરવા આવનાર ભાવી જીવંત ઈશ્વરોને પણ અમારા પ્રણામ હો!



પ્રકાશિત સ્થાન હોય છે, કોઇક સ્થળે એવો દિવ્ય તંતુ હોય છે કે જે દ્વારા આપણો નિરંતર ઈશ્વરની સાથે સંબંધ બંધાય-લોજ રહે છે.

ખાતરીપૂર્વક માનજો કે, જે ક્ષણે ઇશ્વર સાથેનો સંબંધ તૂટી જાય છે, તેજ ક્ષણે વિધ્વંસ થઇ જાય છે, પણ આપણો નાશ થઇ શકતો નથી; એટલા પરથી આપણે ગમે તેટલા અવનત તથા પતિત થઇ ગયા હોઇએ, તોપણ આપણા અંતઃકરણના ઊંડા ભાગમાં હમેશાં ઈશ્વરની સાથે નિરંતર સંસર્ગ રાખનારો થોડોક પણ પ્રકાશ રહેલોજ છે એમ સાબિત થાય છે.

જેમના ઉપદેશો અને જીવનો આપણને વારસામાં મળ્યાં છે એવા કોઇ પણ જાતિ, દેશ અથવા ધર્મના સમસ્ત થઇ ગયેલા પયગંબરોને અમારા પ્રણામ હો! માનવજાતિની ઉન્નતિને માટે ઉદ્યોગ કરનાર કોઈ પણ કુળ, વર્ણ વા જાતિનાં સમસ્ત દૈવી સ્ત્રીપુરુષોને અમારા પ્રણામ હો! આપણા વંશજોને માટે નિઃસ્વાર્થતાપૂર્વક કામ કરવા આવનાર ભાવી જીવંત ઈશ્વરોને પણ અમારા પ્રણામ હો!

